# 卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૭ કારતક : ૨૦૦૫ અંક ૧

## ૦ જય હો ૦

જય હો ભારતમૈયા તારો,
જય જય હિંદ અખંડ અમારો.

સૈકાઓની વીતી રાતો,
પ્રગટ્યા કરશે દિવ્ય પ્રભાતો,
ભારત-ભાગ્ય તણો જગ માથે
ઝગશે સ્વર્ણ સિતારો.—જય હો૦

નવજીવનની ભરતી આવી,
મુક્તિ તણા મોતીડાં લાવી
ભારતવીરતણાં બલિદાને
આવ્યો વૈભવ-વારો.—જય હો૦

અલાબલાઓ ગઈ સૌ ભાગી,
રિદ્ધિસિદ્ધિઓ આવી લાગી,
રસાતળે પ્હોંચ્યા છે દળતા
દુઃખ-ડુંગરના ભારો.—જય હો૦

ભક્તજનો સૌ ભારત કેરા,
પ્રેમે એક બનેલા અનેરા,
દેવોના દેવતથી કરશું
સર જય વિજય હજારો.—જય હો૦

મૈયાની મંગલ સેવામાં
સ્પર્ધા કરતા સૌ દેવામાં
ગગન ગજવતે સૂરે ગાશું
જય જય હિંદ અમારો.—જય હો૦

૨૦-૯-૪૮ પૂજાલાલ

卐

# ॥ नवसंवत्सरे कालखगमुद्दिश्य ॥

प्रो. प. जी. भट्ट

१

निःसीमशून्यान्तरसंचरिष्णो !
अनन्तकालात्मक ! भो पतत्रिन् ! ।
पुरातनः सन्नपि नव्यरूपैः—
श्चमत्कृतिं त्वं तनुषे पृथिव्याम् ॥

२

विचित्रवर्णैर्विविधैः स्वपक्षैः
संवत्सराकारधरैर्युतस्त्वम् ।
एकैकमब्दं किरसि स्वपिच्छं
यद्भाविनो दर्शयति स्वरू... ॥

३

पुरा त्वया भारतवर्षभूमौ
सश्रीकमभ्युन्नतिपूर्वकं यत् ।
नवं नवं स्वीयपलाशपिच्छं
पवित्रमैश्वर्यकरं विसृष्टम् ॥

४

श्रौतः कालः स यस्मिन् मधुघृतसरितामस्रवन्नुप्रवाहा
वर्षेऽस्मिन् वर्ण्यते किं तदनु तनुभृतामद्वितीया समृद्धिः ।
रामादीनां तथा सत्कविकुलजयिनां कालिदासादिकानां
वीराणां पार्थभीष्मप्रभृतिसुकृतिनामत्र विद्योतिता श्रीः ॥

५

अब्दानां स प्रवाहस्तदनु परिणतश्चित्रमासीद्विचित्रं
सा सिद्धिः सा समृद्धिः स्मृतिपदविषयात्क्षीयमाणा क्रमेण
गंभीरं चिन्तनं तद् व्यवहृतिसरलं जीवनं यत्प्रजानां,
संक्षोभं हा ! प्रयातं कलुषितमथ तद्भागधेयक्रमेण ॥

६

आक्रान्ता भूमिरेषा यवनजनपदैराहता नैकवारं
दर्शं दर्शं स्वसूनूनवनतिपथगान्निष्प्रभा दुर्बलाऽभूत् ।
स्वातन्त्र्यं नष्टमस्या निगडितचरणा दुर्गतिं सा प्रपन्ना
काले काले तदानीं खग ! तव वपुषो रक्तपिच्छं पपात ॥

७

तदा प्रतापेन शिवाजिना वा
वीरैस्तथान्यैरुपदर्शितं यत् ।
तत्स्वार्पणं सूचयितुं पतत्रिन्
संप्रेषितं शोणितपिच्छमत्र ॥

# નૂતન વર્ષે કાલવિહંગને ઉદ્દેશીને:—

અ. એ. જી. ભટ્ટ

૧

નિઃસીમ વ્યોમમાં વિચરનાર અનન્તકાળસ્વરૂપ હે પક્ષી ! પુરાતન છતાં, નવાં નવાં સ્વરૂપે પૃથ્વીમાં તું ચમત્કાર કરે છે.

૨

હે પક્ષી ! તું વિચિત્ર વર્ણનાં તારાં સંવત્સરસ્વરૂપી વિવિધ પીંછાંઓથી યુક્ત છે અને તેમાથી તું તારુ એકએક સંવત્સરરૂપ પીંછું ખેરવે છે, જે (પિચ્છ) ભવિષ્યનું સ્વરૂપ બતાવે છે.

૩

પૂર્વે તેં ભારતભૂમિમાં તારું દેદીપ્યમાન ઉન્નતિનું પૂર્વગામી, નવું નવું, પવિત્ર, સમૃદ્ધિકર લીલું પીછુ નાખ્યું હતુ

૪

તે શ્વેતકાળ હતો, જ્યારે મધ અને ઘૃતની સરિતાના પ્રવાહો વહ્યા હતા ત્યાર પછી (શ્વેતકાળ પછી) માનવોની જે અદ્વિતીય સમૃદ્ધિ થઈ તેનું વર્ણન શું થઇ શકે તેમ છે (તે અવર્ણ્ય છે)? એ સમયે રામ વગેરેની, તથા સુકવિના સમૂહમાં વિજય પ્રાપ્ત કરનારા કાલિદાસ વગેરેની, તેમજ સત્કાર્યશીલ અર્જુન, ભીષ્મ ઇત્યાદિ વીરોની જયશ્રી જળહળી હતી.

૫

સંવત્સરોનો તે પ્રવાહ ત્યાર પછી બદલાયો કોઇક અવનવું ચિત્ર ઉદ્ભવ્યું પૂર્વની તે સિદ્ધિ, તે સમૃદ્ધિ–પ્રત્યેક, ક્રમે ક્રમે ક્ષય પામતી ગઇ અને સ્મૃતિશેષ થઇ (નાશ પામી) પ્રજાનું તે ગંભીર ચિન્તન, વ્યવહારમાં સરલ જીવન, અરેરે ! ક્ષોભ પામ્યાં અને ભાગ્યાનુસાર કલુષિત બન્યાં

૬

આ ભારતભૂમિ પર વારંવાર આક્રમણો થયા અને યવનોથી તે પદદલિત થઇ પોતાના પુત્રોને અવનતિને માર્ગે જતા જોઈને તે નિસ્તેજ, દુર્બલ બની, તેનું સ્વાતંત્ર્ય નાશ પામ્યું, પગમાં બેડીઓ પડી અને તે દુર્દશાને પામી ત્યારે હે પક્ષી ! તે તે સમયે તારા શરીર પરથી શ્વેતું પીંછું ખર્યું.

૭

ત્યારે પ્રતાપ, શિવાજી અને બીજા વીરોએ જે સ્વાર્પણ દર્શાવ્યું તે સ્વાર્પણને સૂચવતું રક્ત પિચ્છ હે પક્ષી ! તેં ખેરવ્યું.

८

पारक्यशासनविशोषितसत्त्वसारां
दुर्भेद्यकालरजनीतमसावृतां ताम् ।
कारुण्यमूर्तिमवशां निजमातृभूमिं
त्रातुं तदीयतनया जुहुवुः स्वदेहान् ॥

९

संस्थापिता देशहितानुरक्तै—
र्महासभा भारतवर्षभूमौ ।
आङ्गलीयतन्त्राज्जननीं विमोक्तुं
याऽनन्यभावेन समुद्यताभूत् ॥

१०

देशाग्रणीनां सततप्रयासै—
रनन्यसाधारणतां गता सा ।
स्वातन्त्र्यसिद्धिं परमामवाप्ता
निशा गता सा परतन्त्रतायाः ॥

११

तस्याः कथा वर्णयितुं न पार्यते
सा स्वापणस्यैव कथा विराजते ।
अनन्यसामान्यचरित्रकीर्तनं
महात्मनोऽस्यां नितरां प्रकाशते ॥

१२

यज्जीवनं यन्मरणं महात्मनो
यत्कर्म सत्यव्रतिनोऽतिनिर्मलम् ।
निर्वैरभावस्य च यत्समर्पणं
दिशन्ति नो धर्मरहस्यपद्धतिम् ॥

१३

हरिद्वर्णैरेवं खग ! तव सुपक्षैर्निपतितैः
पुरा देशे क्वापि सकलहृदयाह्लादजननी ।
विपर्यस्तावस्था सपदि गलिता शोणगलत-
स्वभूमेर्वात्सल्यात्तदनु सुभटस्यार्पणमभूत् ॥

१४

सवत्सराणामितिहास पद्यं
खग ! स्वपक्षैरुपदर्शितोऽयम् ।
प्रतीक्ष्यते किं नु पतिष्यतीति
श्वेतं सुपिञ्छं नववत्सरेऽस्मिन् ॥

१५

आशास्यते श्वेततनु प्रदर्शितं
तत्कल्पतां दुःखदवाग्निशान्तये ।
धिया समाश्लिष्टवपुः सरस्वती
भूयाज्जनानां सकलार्थसिद्धये ॥

卐

૮

પરદેશીના અમલથી ચૂસાઇ ગએલા સત્ત્વવાળી, દુર્ભેદ્ય કાલરાત્રિના અન્ધકારથી છવાએલી, સાક્ષાત્ કરુણમૂર્તિ અને પરવશ પોતાની માતૃભૂમિના રક્ષણ માટે તેના પુત્રોએ પોતાના દેહ હોમી દીધા.

૯

ભારતભૂમિમાં જેના હૈયે દેશની દાઝ હતી તેવા પુરુષોએ જે મહાસભા સ્થાપી તે ( રાષ્ટ્રીય મહાસભા ) અંગ્રેજોના શાસનમાંથી માતૃભૂમિને મુક્ત કરવા અનન્ય ભાવથી કટિબદ્ધ થઈ

૧૦

તે મહાસભાએ દેશનેતાઓના સતત પ્રયાસોવડે અસાધારણ સ્થિતિ પ્રાપ્ત કરી, સ્વતંત્રતાની પરમ સિદ્ધિ મેળવી પરતન્ત્રતાની તે રાત્રિ પસાર થઇ ગઈ

૧૧

તેનો ( મહાસભાનો ) ઈતિહાસ વર્ણવવો અશક્ય છે સ્વાર્પણનો જ તે ઇતિહાસ ઝળકી રહ્યો છે. તે ઈતિહાસમાં મહાત્માજીનું અસાધારણ ચરિત જળહળી રહ્યું છે.

૧૨

મહાત્માજીનું તે જીવન, તે મરણ, તે કર્મ, નિર્વૈરભાવવાળા તેમનું તે સમર્પણ — ( આ સર્વ ) આપણા ધર્મના રહસ્યમાર્ગને સૂચવે છે

૧૩

હે પક્ષી ! લીલા રંગનાં તારાં પીછાંઓ પડવાથી આ દેશમાં પૂર્વે સર્વ જનનાં હૃદયને આહ્લાદજનક સમૃદ્ધિનું સૂચન થતું. તે અવસ્થા ઉલટાઇ ગઇ એકદમ તારાં ( ક્રમશઃ ) રાતાં પીછાં પડયાં. ત્યારે સ્વભૂમિ પ્રત્યે અનુરાગથી વીરોએ સ્વાર્પણ કર્યું.

૧૪

આ પ્રમાણેનો સંવત્સરોનો ઇતિહાસ હે ખગ ! તેં તારાં પીંછાંથી દર્શાવ્યો. આ નૂતન વર્ષમાં શું શ્વેત પિચ્છ ખરશે કે નહિ તેની રાહ જોવાય છે

૧૫

આશા રાખીએ છીએ કે તે શ્વેતવર્ણ પીંછું દુઃખદાવાનલને શમાવો. લક્ષ્મીને ભેટેલી સરસ્વતી જનોની સર્વ કામનાઓ સિદ્ધ કરે

卐

એકલા આવે છે—તેમની સાથે ન મળે પાયદળ, ન મળે ગજદંડ, ન સંભળાય નિશાન-ડંકા તેથી જ તો પેલા પાપની ઊંઘ ઊડતી નથી, બારણાં બંધ જ રહે છે!

પરંતુ આમ કર્યે તો ચાલે નહિ કોઈ અનાડી માણસ જો શાસનનું પ્રયોજન નથી એમ માનીને પ્રેમના પ્રયોજનનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર ન કરે તો તે જનમોજનમ કેવળ દાસ, અરે દાસાનુદાસ થઈને ફર્યા કરે. મનતજન્ય આનંદનો જન્ય છે એ હકીકત તેને કેમે કર્યે સમજાશે નહિ! અરે હે ભાઈ, તારા અંતરતરના કોઈ એકાંત ખૂણામાં જ્યાં ચંદ્રસૂર્યની દૃષ્ટિ પહોંચતી ન હોય, જ્યાં કોઈ અંતરંગ માનવને માટે પણ પ્રવેશ બંધ હોય, જ્યાં એકલા તેમનું જ આસન પાથરેલું હોય, ત્યાંનો દરવાજો ખોલી દે, ત્યાં દીવો પ્રગટાવ! જેવી રીતે પ્રભાતે સુસ્પષ્ટ રીતે જોઈએ છીએ કે તેમનો પ્રકાશ આપણને સર્વાંગે ઘેરી રહ્યો છે, તેવી રીતે તેમનો આનંદ, તેમની ઇચ્છા, તેમનો પ્રેમ આપણાં જીવનને સર્વત્ર ખૂણે ખૂણે નિબિડભાવે આવરી રહ્યાં છે, તેનું આપણે પ્રત્યક્ષભાવે દર્શન કરી શકીએ! તેઓ પોતે પણ પ્રતિજ્ઞા કરીને બેઠા છે કે તેમની એ આનંદમૂર્તિ આપણને બળપૂર્વક બતાવવાના નથી ભલેને પ્રતિદિન તેમને પાછા જવું પડે, ભલેને તેમનું આ જગદ્વ્યાપી સૌન્દર્યનું આયોજન દરરોજ આપણી પાસે વ્યર્થ નીવડે, તેમ છતાં ય તેઓ જોર કરીને પ્રગટ થવાના નથી. જ્યારે આપણો પ્રેમ જાગશે ત્યારે તેમનો પ્રેમ સહેજ પણ છૂપો રહેવાનો નથી. કારણ કે, આટઆટલા દિવસ આપણે પોતાપણાને લઈને આટલાં દુઃખો સાથે જ્યાં ત્યાં આથડયાં છીએ, એટલે, એક દિવસ એ વિરહદુઃખનું રહસ્ય કોઈ એક મુહૂર્તે ખુલ્લું થઈ જશે!

○

# " બીજા કરશે "

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઇ

ઈ. સ ૧૯૩૦ની સાલમાં ઈંગ્લંડમાં એક ભાઇ સાથે વાત કરતો હતો ત્યારે એમણે કહ્યું હતું કે હિંદુસ્તાનને અહિંસાથી સ્વરાજ મળવાનું નથી—હિંસા એ જ ઉત્તમ માર્ગ છે. મે કહ્યું "અહીંથી પાર્લામેન્ટના મકાને જવા માટે ત્રણ જ પેની (આના)નો ખરચ થાય છે. તમે ક્યારે બોમ્બ ફેંકવા જાઓ છો?" આ સાભળી એ ભાઈ અવાક્ થઈ ગયા. વાચા અને કાર્ય વચ્ચે સુસગતતા જોઇએ એવો એમને ખ્યાલ નહોતો.

બીજા એક ભાઈ કે જે આ જ પ્રમાણે હિંસાની તરફેણ કરતા હતા તેમને ઉપરના જેવો સવાલ પૂછવામાં આવ્યો ત્યારે એમણે જવાબ આપ્યો· "એ તો બંગાળવાળા સંભાળી લેશે"

પોતે કોઇ પણ જાતનો સ્વાર્થત્યાગ કર્યા વિના બીજાઓ પાસેથી બધી અપેક્ષા રાખવી એ કેટલું ઘૃણાપાત્ર માનસ છે!

ગાંધીજીના સ્મારક ફંડ માટે પૈસા લેવા જઇએ છીએ ત્યારે કેટલાક કહે છે કે મૂડીવાદીઓએ જ બધા પૈસા ભરવા જોઇએ. જો મૂડીવાદીઓ જ બધું દાન કર્યા કરશે, તો તેનુ પુણ્ય આપણને કેવી રીતે મળશે? આવા પુણ્યકાર્યમાં તો આપણે પહેલા આવવાનો પ્રયત્ન કરવો જોઇએ, નહિ કે છેલ્લા રહેવાનો

કેટલાક લોકો કાળાબજારની સામે ખૂબ ઉશ્કેરાઈને બોલે છે; કાળું બજાર કરનાર કેટલાને ફાંસીની શિક્ષા કરવી જોઇએ એવો ઉગ્ર અભિપ્રાય દર્શાવે છે. પણ, કાળુ બજાર અટકાવવા તમે મદદ કરશો એમ પૂછવામાં આવે તો તેઓ સાફ ના કહે છે કાળાબજારમાંથી કશુ લેવુ નહિ એવી ખાત્રી આપવાને પણ તેઓ કબૂલ થતા નથી ઊલટું, જ્યાં સુધી વસ્તુઓ મળતી ન હોય ત્યા સુધી કાળાબજારમાંથી લેવી જ પડે એમ તેઓ કહે છે

'બીજા કરશે' એ માનસ પરાવલંબનની પરિસીમા છે. કમનસીબે આપણા દેશમાં આ માનસ સાગ પ્રમાણમાં પ્રવર્તે છે. અંગ્રેજોના વખાણ કરતાં એક વાર આચાર્ય કૃપાલાનીએ કહ્યું હતું કે જો ચર્ચિલ અંગ્રેજોને એમ કહે કે તમે ઊંધે માથે લટકીને 'V'ના આકારમાં પગ પહોળા કરશો તો તમને વિજય મળશે તો અંગ્રેજો એ પ્રમાણે કરવા મંડી જાય. આપણા દેશમાં લોકોને આ પ્રમાણે કહેવામાં આવે તો મણાખરા એવી આશા રાખે કે બીજા આ પ્રમાણે કરશે એટલે આપણને વિજય મળશે મહાત્મા ગાંધીજીએ કહ્યુ હતું કે તમે એક વાર સૂતર કાંતશો તો એક વાર સ્વરાજ્ય પાસે આવશે પણ, સ્વરાજ્ય લાવવાના મહાન કાર્યમાં કેટલાએ ફાળો આપ્યો?

જે દેશમા 'બીજા કરશે'નું માનસ હોય છે ત્યાં કોઈ પણ કાર્યની સિદ્ધિ બહુ મુશ્કેલ છે ઉંદરોની સભામાં દરેક ઉંદર એમ અપેક્ષા રાખે કે બીજો ઉંદર બિલાડીને ઘંટ બાંધી આવશે, તો એ ઘંટ ક્યારે બંધાશે ને એમને નચિંતતા ક્યારે પ્રાપ્ત થશે!

એક વાર અકબરના મહેલમાં એક નાનો હોજ એને દૂધથી ભરવો હતો. એટલે એણે દરબારમાં કહ્યું કે કાલે દરેક જણે એક એક લોટો ભરીને દૂધ લાવીને આ હોજમાં નાંખવું એક દરબારીએ વિચાર કર્યો કે બધા જ દૂધ લઇને આવશે એટલે હું એક લોટો પાણી નાંખીશ તો જણાશે નહિ માટે હું પાણી જ લઇ જાઉં. આવો જ વિચાર બીજા બધાને આવ્યો. અકબરનો હોજ દૂધને બદલે પાણીથી જ ભરાઇ ગયો!

આપણા દેશની અત્યારે આ સ્થિતિ છે. દરેકને લાંચ રૂશ્વત ને કાળું બજાર અટકાવવાની ઇચ્છા છે, પણ, દરબાર ગોપાળદાસના શબ્દોમાં કહીએ, તો તે વાંઝણી ઇચ્છા છે. એ ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે જો ટચલી આંગળી હલાવવા જેટલો શ્રમ લેવો પડે એમ હોય તો તે તેમને નથી લેવો. રામરાજ્ય જોઇએ છે, પણ રામરાજ્યની રૈયત થવાની લાયકાત પ્રાપ્ત કરવાની મહેનત એમને નથી કરવી

સ્વતંત્ર હિંદમાં આ માનસ નષ્ટ કરવાનો આપણે જરૂર પ્રયત્ન કરવો જોઇએ.

" હવે હિંદ સ્વાવલંબન પર છે, મુક્તાક હિમાલય જેવું,
દઢપ્રતિજ્ઞ થઇ, કર્તવ્ય પરાંગણ, આપબળે ગુંજનારૂં."

ખાસ કરીને યુવકોએ 'બીજા કરશે' આ માનસથી બચી જવું જોઇએ એ બાયલાપણાનું, પરાધીનતાનું ને નિષ્ક્રિયતાનું પ્રતીક છે

સ્વાવલંબન માટે પેલા ગાડાવાળાની વાત યાદ રાખવા જેવી છે. જ્યારે એનું ગાડું કાદવમાં ખૂંચી ગયું ને એણે સ્વાશ્રય કરવાને બદલે પરમેશ્વરની પ્રાર્થના કરવા માંડી ત્યારે પરમેશ્વરે એને કહ્યું કે પૈડાને ખભાથી જોર આપીને એને કાદવમાંથી કાઢ. આ પ્રમાણે તેણે સ્વાશ્રય કર્યો ત્યારે ગાડું કાદવમાંથી બહાર નીકળ્યું

હિંદુસ્તાનના પ્રશ્નોનો નિકાલ કરવાનું કામ મારું, તમારું, દરેક હિંદીનું છે. આપણે દરેકે આપણો ખભો પૈડાને કાઢવાને માટે પૈડાને લગાડવો જોઇએ જો દરેક જણ પોતાનો હિસ્સો આપે તો કામ કેટલું સરળ છે!

ચીનની પ્રખ્યાત દિવાલ વિષે તમે સાંભળ્યું છે? એ ૨૦૦૦ વર્ષ જૂની છે ને ૨૫૫૦ માઇલ લાંબી છે ને એટલી પહોળી છે કે તેના પર મોટરકાર ચાલી શકે. ઉત્તર તરફથી આવતા આક્રમણથી બચવા માટે તે બાંધવામાં આવી હતી. કહેવાય છે કે એ બાંધવામાં દરેક ચીનીએ પોતાની એક દિવસની કે અઠવાડિયાની મજૂરી મફત આપી હતી દરેક જણના થોડા થોડા સ્વાર્થત્યાગથી દુનિયામાંની સાત અજાયબીઓમાંની એક એવી ભવ્ય દિવાલ ચણાઇ શકી.

હિંદુસ્તાનને પણ દિવાલ ચણવાની છે — અનેક સંકટો સામે, અનેક દુષ્ટ પ્રથાઓ સામે દરેક હિંદી પ્રામાણિકપણે દિલ ચોર્યા વિના એમાં પોતાનો ફાળો આપે તો કેવી ભવ્ય ઇમારત ચણાય? નેલ્સનના પ્રખ્યાત સંદેશામાં સહેજ ફેર કરીએ તો કહી શકીએ કે હિંદદેવી પોતાના દરેક સંતાન પાસેથી અપેક્ષા રાખે છે કે તે પોતાનું કર્તવ્ય બજાવશે.

★

# ' સબ સબકી સમાલિયો ' — ઉત્તર પક્ષ

ચિત્રા ઉષાકાન્ત દેસાઈ

સુરાજ્ય સ્થાપવા માટે પ્રજાપક્ષ તથા અધિકારી વર્ગ — બંને પક્ષમાં — પરસ્પર સંપૂર્ણ સહકાર આવશ્યક છે તેમાં એમ ના માનવું જોઈએ કે ભૂલો ના થાય અને થાય તો એને બતાવાય નહિ. 'માણસ માત્ર ભૂલને પાત્ર' એ કહેવત પ્રમાણે ભૂલ થવી તો અનિવાર્ય છે પણ બીજાનો વાંક કાઢવાને બદલે જો દરેક વ્યક્તિ પોતાની ફરજ સમજીને વર્તન કરે તો સુરાજ્ય સ્થાપવામાં એ વધારે મદદ કરી શકે છતાં જો સામાની ભૂલ બતાવવી અનિવાર્ય લાગે તો તે બતાવવાની રીતમાં વ્યક્તિની યોગ્યાયોગ્યતા જણાઈ આવે છે — કારણ ભૂલ બતાવવી અને ખોદણાં કાઢવાં એ બે વસ્તુમાં ઉત્તર દક્ષિણનો મેળ છે. કોઈ પણ તંત્રમાં ભૂલ બતાવવા એ તંત્રમાંની કોઈ વ્યક્તિ પર વ્યક્તિગત આક્ષેપો મૂકવા એ ઇષ્ટ નથી

ભાઈ રસિકલાલ મા. વકીલનો 'પ્રસ્થાન'ના આઝાદ અંકમાં છપાયેલો 'સબ સબકી સમાલિયો' લેખ પોતાના જ મથાળાને ખોટું પાડે છે. બીજાની — ખાસ કરીને સરકારની — ટીકાનો જ એમાં સમાવેશ છે એક રીતે જોતાં એ લેખમાંના આરોપોના જવાબ આપવાની જરૂર જ નથી; પણ વાચકવર્ગ ઢાલની બીજી બાજુ પણ જુએ એ હેતુથી આ લેખ લખાયો છે.

(૧) હિંદ સરકારના માજી નાણામંત્રી, શ્રી ષણ્મુખમ્ ચેટ્ટી ઉપર પહેલો પ્રહાર છે. પણ લેખક ભૂલી જાય છે કે આખરે તો શ્રી ચેટ્ટીને રાજીનામું જ આપવું પડ્યું એમણે શા માટે રાજીનામું આપ્યું અને એ શા માટે સ્વીકારાયું એ સ્પષ્ટ નથી થયું તેમ જ એ સ્પષ્ટીકરણ નથી થયું એમાં જનતાને કંઈ ગેરલાભ પણ નથી. પણ જે ઝડપથી રાજીનામાનો સ્વીકાર થયો એ જોતાં એનાં અનેક કારણોમાંનું એક મુખ્ય કારણ, આયપત વેરામાંથી છટકી જતા કેટલાક વેપારીઓ તરફનો એમનો પક્ષપાત, હોઈ શકે એમ છે.

(૨) જુદા જુદા દેશના નેતાઓ સરદાર પટેલની દેશી રાજાઓને પ્રમાણમાં જૂજ બદલો આપી પોતાના કરી લેવાની કુનેહથી અને કાર્યદક્ષતાથી છક થઈ ગયા છે અને એ પગલું અત્યન્ત પ્રશંસાને પાત્ર છે એમ માને છે બીજા કોઈ પણ દેશમાં આટલા ઓછા વખતમાં આટલી અગત્યની ગૂચ આટલી સરળતાથી ઉકલી ગઈ જાણી નથી. આ પરિણામને લીધે દેશી રાજ્યોની પ્રજાને મજબૂત થયેલી ભાઈ રસિકલાલ માને છે. કોના મતમાં વધારે વજૂદ છે એનો નિર્ણય વાંચનાર પોતે જ કરે એ વધારે યોગ્ય છે

(૩) ગાંધીજી જેવા નેતાને કોઈ અષ્ટંપષ્ટ સમજાવી જઈ શકે એવું માનનાર લેખકની ધૃષ્ટતાને ધન્ય છે. અત્યારે જ્યારે સરકારની ખાત્રી થઈ છે કે નિયમન જરૂરી છે ત્યારે એ પાછું વાળીને જોતી રહી નથી અને પગલાં લઈ રહી છે એમ માનવાને પણ કારણો છે કે જો પૂ. બાપુજી અત્યારે હોત તો નિયમન આણવાની કદાચ જરૂર જ ના પડત. કારણ પોતાની મહેનતથી અને લોકોને જીતી લેવાની શક્તિથી પૂ. બાપુજીએ આ

વખત આવવા જ ના દીધો હોત અને છતાં, જો તેમને સંજોગો બદલાયેલા લાગત તો તે પોતે જ નિયમનનો વિરોધ કરત નહિ. સરકારે પણ જેવો પોતાની ગણતરીમાં ફેર પડતો જોયો તેવો જ એનો ઉપાય લેવાનું નક્કી કર્યું"

(૪) કોઈ પણ રાજ્યવિરોધી પક્ષ પોતાનો વિરોધ ખુલ્લી રીતે પ્રદર્શિત ના કરતાં જો ગુંડાઓની રીતો અજમાવતો હોય તો એ પક્ષને ગુંડાઓનો ધારો લગાડીને દાબી દેવો એમાં કશું જ અયોગ્ય નથી. એમાં જનતાનું જ હિત સમાયેલું છે.

(૫) ગાંધીજીના અહિંસાના આદર્શને આપણે કોઈ પણ કારણથી પૂરેપૂરા ના પહોંચી શકીએ માટે બીજી વસ્તુઓમાં એમના અનુયાયી થવાનો દાવો ના કરી શકીએ એવું કોઈ જાતનું બંધન હોઈ શકે નહિ ગાંધીજીનો સાદાઈનો આદર્શ પણ જીવનમાં ઉતારવો એ સહેલું કામ નથી. તે ઉપરાંત અત્યાર સુધી દેશ માટે હાડમારીઓ સહન કરી હોય અને જીવનમાં અનેક ત્યાગ કર્યા હોય એવા નેતાઓ, લોકોનું વધારે કામ કરવાના હેતુથી, જો થોડી સગવડો ભોગવે તો એમાં બહુ વાંધાભર્યું ના લાગવું જોઈએ જેઓએ દેશને માટે કાંઈ પણ ના કર્યું હોય એવા લોકોને આ બાબત ટીકા કરવાનો જરા પણ હક્ક નથી.

(૬) કોઈ કોઈ ઠેકાણે કોંગ્રેસના કાર્યકરો પોતાની લાગવગનો દુરુપયોગ કરતા હોય એ અશક્ય નથી, કારણ આખરે એઓ માનવી જ છે. પરંતુ એવા વર્તનને દાબી દેવાને પૂરાં પગલાં લેવાઈ રહ્યાં છે એ રોજનાં છાપાં વાંચનારને અજાણ્યું ના હોવું જોઈએ.

રાષ્ટ્રીય સરકાર લોકોની મદદ લેતી નથી એના કરતાં લોકો જ સરકારને મદદ કરતા નથી એમ કહેવું વધારે યોગ્ય થશે. જનતા સરકારના કોઈ પણ સુધારાને વધાવી લેવા તૈયાર ના હોવા છતાં સરકાર આટલી બધી પ્રગતિ કરી શકી એ જ એની યોગ્યતા પુરવાર કરી આપે છે.

તા ૧૮ મી સપ્ટેમ્બરથી તા. ૨૩ મી સપ્ટેમ્બર સુધીનો હૈદ્રાબાદનો ઇતિહાસ એ વિષયમાં કશું બોલવાપણું ના રાખતા લોકોના એ ત્રિશૂળ સરકાર ઉપરના આરોપોને ખોટા પાડે છે.

આ બધી બાબતોનું હવે વધારે પિષ્ટપેષણ ના કરતા મારે એટલું જ કહેવાનું છે કે કોઈ પણ જાતની મદદ કર્યા વિના, દરેક રીતે દખલ કરવા છતાં, દિલ્હી પર ત્રિરંગી ઝંડો ફરકતાં જ સરકાર પાસેથી રામરાજ્યની આશા જો જનતા રાખે તો એ આકાશ-કુસુમની ઇચ્છા રાખવા જેવું જ છે



## [ ચિત્તવર્ગ ]

સુંદરજી ગો. બેટાઈ

૩૩ રક્ષણે કપરું ચિત્ત, કપરું (ય) નિવારણે,
ચળું ચળું ચપળ તે મેધાવી કરતો ઋજુ,
બાણકાર કરે જેમ સીધી બાણતણી અણી.

૩૪ જળે જાયુ, સ્થળે ફેંક્યું તરફડે જેમ માછલું,
છાડતાં મારઘરને ફફડે તેમ ચિત્તડું.

૩૫ યથાકામ ચરન્તું ( ને ) દુર્નિગ્રહ ( વળી ) લઘુ
ચિત્ત, તેને દમો સમ્યક્; ચિત્ત દાન્ત સુખાવહ

૩૬ સુદુર્દર્શ સુનિપુણ ચિત્ત કામચરન્ત ( જે )
રક્ષવું ( તે ) બુદ્ધિમાને; ચિત્ત ગુપ્ત સુખાવહ

૩૭ દૂરંગમ એકચર અશરીર ગુહાશય
ચિત્તને સંયમે જેઓ છૂટે તે મારબન્ધથી.

૩૮ ઠરેલું ચિત્ત ના જેનું, સદ્ધર્મ નવ જાણિયો,
ડામાડોળ થયો, તેની પ્રજ્ઞાની પરિપૂર્તિ ના

૩૯ અનાસક્ત થયું ચિત્ત, અનાઘાત બન્યું (અને),
પુણ્ય પાપ થકી મુક્ત, નાસ્તિ જાગ્રતને ભય.

૪૦ કાયાને આ કુંભ સમાન જાણી,
શહેર જેવા ચિત્તને આ સુરક્ષી,
પ્રજ્ઞાયુધે માર સામે લડીને
જીતી એને અનિવેશ રક્ષવો.

૪૧ આઠી કઠોળની જેવી ફેંકેલી પૃથિવી પરે
ક્ષુદ્ર આ કાય અચિરે લંબાશે ગતચેતન

૪૨ ચિત્ત મિથ્યા લગાડેલું કરે ભૂંડપ તેહની
શત્રુની શત્રુ ન કરે, વેરીની વેરી વા નહીં.

૪૩ માતાપિતા નહીં તેનું, સ્વજનો અન્ય વા નહીં,
કરે શ્રેય, કરે જેવું ચિત્ત સમ્યગ્ વ્યવસ્થિત.

☆

# અનન્તની પ્યાસ

જયાનન્દ દવે

પ્યાસ લાગી!
ભૂખ જાગી!

મને પ્યાસ અનન્તની લાગી!
હૈયે ભૂખ સુન્દરની જાગી!

પ્યાસ લાગી!
ભૂખ જાગી!

હું તો "સાન્ત" સહુ જોઈ થાક્યો,
મેં તો સ્વાદ "સમીપ"નો ચાખ્યો;
એથી ભૂખ-તરસ નવ ભાંગી:
જાણે ઊણો, અધૂરો, અભાગી!....પ્યાસ લાગી!

મારે આંબવા આભના આરા,
ચાહું પ્હોંચવા ક્ષિતિજ – મિનારા;
નાની નજરૂંનાં નયનન ત્યાગી,
બન્યો અંધ, સુન્દરનો રાગી!...પ્યાસ લાગી!

ભાગે આભ ભલે બની ક્રૂર,
છોને નાસે ક્ષિતિજ સુદૂર,
રહું નિત્ય મથામણ માગી:
એમાં રાચું હું ધન્ય, સુભાગી!....પ્યાસ લાગી!

પ્યાસ લાગી!
ભૂખ જાગી!

મને પ્યાસ અનન્તની લાગી!
હૈયે ભૂખ સુન્દરની જાગી!

પ્યાસ લાગી!
ભૂખ જાગી!

# બાપુનો બાલ-પ્રેમ

કુરંગી દેસાઈ

ઘણાંને ઘણીવાર વિચાર આવે છે કે આવા ગભીર ફિલસૂફ, આવા વિચક્ષણ રાજનીતિજ્ઞ, આવા ઉન્નત મહાત્મા એવા બાપુ તે વળી બાળકોને આનંદ કેવી રીતે આપી શકે ?

મને તો મારા બાળપણમાં પૂ. બાપુના પ્રેમનો ને બાળક સાથે બાળક થવાની તેમની શક્તિનો જાતઅનુભવ થયો છે.

૭ વર્ષની ઉંમરે હું મારાં મા–બાપુ સાથે કલિકટમાં રહેતી હતી. એક દિવસ સાંભળ્યું કે પૂ. બાપુજી કલિકટ આવવાના છે. પહેલાં કોઈ દિવસ તેમને જોયા નહોતા એટલે 'ગાંધીજીને જોવાય તો સારું' એવો ઉમંગ થયો. પણ સભામાં તો કેમ જવાનું બને! હું મન કરું તો પણ મને, એટલી નાનીને, લઈ પણ કોણ જાય ? તેથી થોડો વિચાર કરીને મેં મારા બાપુની આગળ, તેમની સાથે પૂ. ગાંધીજીને તેડવા સ્ટેશને જવાનો પ્રસ્તાવ રજૂ કર્યો.

સ્ટેશન ઘરથી ૭ માઈલ આઘું 'જતાં તો કોઈની મોટર મળે, પણ પાછા આવતાં ચાલવું પડશે, તડકો ચડી જશે, ભૂખ લાગશે, બીક લાગશે'-એ બધી મુશ્કેલીઓનો મને ખ્યાલ આપવામાં આવ્યો. તો પણ મારો ઉમંગ કંઈ ઓછો થયો નહિ. છેવટે મારે જવાનું ઠર્યું.

સવારના હોંસમાં ને હોંસમાં પૂ. બ વહેલાં ઊઠીને અમે સ્ટેશને પહોંચ્યાં. મહાત્માજી ગાડીમાંથી ઊતર્યા ત્યારે મેં ઊંચાં થઈ થઈને જરાક દર્શન કર્યાં. થોડીવાર રહીને વળી અર્ધી મિનિટ માટે પાસે જઈને પ્રણામ કરવાનું મળ્યું. એટલામાં કંઈ સંતોષ ન થયો. પણ મોટાંના કામોમાં નાનાંથી કેટલીવાર વચ્ચે આવ્યા કરાય ? એટલે પાછી મારી જગ્યાએ પહોંચી ગઈ.

સ્ટેશનનું સ્વાગત પૂરું થતાં પૂ. બાપુજી મોટરમાં બેસવાની તૈયારીમાં હતા. એટલામાં કોઈ દરિના લાલને મારી દયા આવી. એ બધામાં નાની ઉંમરની હું એકલી જ હતી; એટલે કોઈએ કહ્યું " આ છોકરીથી ચલાશે નહિ. એને બાપુની મોટરમાં બેસાડીએ તો ? " મેં તો સાંભળતાં વાર મારા બાપુની નજરથી જ રજા મેળવીને મોટરમાં કૂદકો માર્યો, ને બાપુજી તથા મહાદેવભાઈની વચ્ચે હું ગોઠવાઈ ગઈ !

પૂ. ગાંધીજીની સાથે બેસવાના અધિકારનો આનંદ હજી ઓછો હોય, તેમ થોડી જ વારમાં બીજી ગમ્મત થઈ. કોઈ ત્રીજા ભાઈને માટે મોટરમાં જગ્યા કરવા માટે પૂ. બાપુએ મને પોતાના ખોળામાં બેસાડી દીધી !

ને પછી આખો રસ્તો બાપુજીએ મને એવું લાગવા જ ના દીધું કે હું કોઈ 'મોટા' માણસ સાથે બેઠી છું. હું ગભીર રહેવાનો પ્રયત્ન કરતી હતી ત્યાં તો મારી બે સેર પકડીને તે હલાવતાં બાપુજી ઘૂંટણ હલાવીને મને 'હટ ઘોડા' કરીને ડચકારવા મંડ્યા ! મેં મારા માનવીપણાની એમને યાદ આપી તો કહે, " તો ભાઈ, બે પૂછડાં શું કામ રાખ્યાં ? માણસને કંઈ બે પૂછડાં હોય ? બે પૂછડાં તો ઘોડાની લગામનાં જ હોય ના ! મને તો તું ઘોડા જેવી જ લાગે છે. ચલાવ, ઘોડા, જલદી કર." આ ખેલ આખે રસ્તે ચાલ્યો.

ઉતારે આવ્યા પછી થોડીવાર રહીને હું ઘેર જતી વખતે પૂ. બાપુને ફરીથી પ્રણામ કરવા ગઈ ત્યારે મને વળી કહે: " જો બીજીવાર મારી પાસે આવ, ત્યારે તારી બાને કહેજે કે એક પૂછડું વાળી દે. નહિતર હું તો તને ફરીથી ઘોડો બનાવીશ ! "

આ પ્રસંગે 'લગામ' વાટે મળેલો બાપુનો પ્રેમ સંભારું છું, તો આટલે વર્ષે પણ હૈયું ભરાઈ આવે છે ને રોમાંચ થઈ જાય છે.

જેમ મારા હૈયામાં તેમ દરેકના હૈયામાં બાપુ ઘણું જીવો !

# ખેતરને શેઢે

જયાનન્દ દવે એમ. એ.

## ૧

વઢવાણ-શહેરની બહાર ભોગાવાને કાંઠે એક નાનકડું છતાં પાટીલું ને સુંદર શિવમંદિર હતું. શહેરથી સારી પેઠે દૂર હોવા છતાં આ શિવમંદિર વઢવાણ શહેરના સમગ્ર શિવભક્તોનું માનીતું ભક્તિસ્થાન થઈ પડ્યું હતું તેનાં કારણમાં કેટલાક ભક્તો એમ કહેતા કે આ મંદિર બહુ જૂનું હતું અને તેથી તેના શિવલિંગનું સાચ ઘણું હતું. આ હરિહરેશ્વરની માનતા માનીને કૈંક અપુત્રને ત્યાં પારણાં બંધાયાં હતાં, કૈંક મહારોગીઓના અસાધ્ય રોગ મટયા હતા ને કૈંક આસ્તિકો ધંધામાં બે પાંદડે થયા હતા; અને છતાંય પ્રત્યેક ભક્તજન એટલું નિઃસંકોચ કબૂલ કરતા કે હરિહરેશ્વરનાં આટઆટલાં સાચ, માન ને મહત્ત્વની પાછળ છેલ્લાં પંદર વર્ષ થયાં એકધારી ને એકનિષ્ઠ સેવા કરતા ગંગાધર મહારાજ જ કારણભૂત હતા. ગંગાધરના આવ્યા પહેલાં હરિહરેશ્વર વર્ષનો મોટો ભાગ અપૂજ રહેતા, ને શહેરથી ખૂબ દૂર હોવાને લીધે અંધારું થયા પછી તો એ બાજુ કોઈ ભાગ્યે જ ફરકતું; પણ છેલ્લાં પંદર વર્ષથી ભક્તજનની સંખ્યા, નિષ્ઠા અને ઉત્કટતા દિનપ્રતિદિન વધતી જ ગઈ. હરરોજ સાંજે આરતીટાણે ભાવિકોની સારી એવી ઠઠ જામતી ને ત્યારપછી ગંગાધર મહારાજ સાથે ધર્મની ને શાસ્ત્રની, સંસારની ને વ્યવહારની અને કદીક તો અંગત જીવનવ્યવહારની પણ વાતો કરીને શિવભક્તો ઠેઠ અંધારું થાય ત્યારે જ ઘર તરફ વળતા.

ખુશનુમા સવાર હતું

શિવમંદિરની બાજુમાં જ નાનકડો બાંધેલો કૂવો હતો ને એ કૂવાના પગથાર પર પલાંઠી લગાવીને પિસ્તાળીસેક વર્ષની પાકટ અને ઠરેલ વયના ગંગાધર મહારાજ સ્નાન કરતા હતા એમનાં અર્ધાં કાળાં ને અર્ધાં ધોળાં એવાં લાંબાં દાઢી-મૂછ અને માથાના વાળ એમના ભરાવદાર મુખને વિશેષ ગૌરવવંતું અને ભવ્ય બનાવતા હતા ડાબા ખભા ઉપર થઈને ઠેઠ જમણા પગનાં ઢીંચણ લગી પહોંચી જતી એમની જનોઈ હવામાં ફરફરતી હતી: હવામાં માગશર મહિનાની વહેલી સવારની ગુલાબી ઠંડી હતી; છતાં આ પ્રચંડકાય પુરુષને તેની જાણે કશી જ ન પડી હોય એમ એ તો કૂવામાંથી ડોલ પછી ડોલ ખેંચીને માથા ઉપર ને આખા ઉઘાડા સ્નાયુબદ્ધ શરીર ઉપર રેડી રહ્યા હતા. અવારનવાર તેમના હોઠમાંથી 'હર હર મહાદેવ' અને 'મહિમ્નસ્તોત્ર' ના શ્લોકોનાં ઉચ્ચારણ સરતાં હતાં

સ્નાન પૂરું થયું ને હજુ શરીરે જાડી ગરમ કામળી પહેરી નથી, ત્યાં તો મહારાજના કાન ઉપર કોઈકનું સંબોધન આવી પડ્યું

"કેમ ગંગાધરજી મહારાજ, મઝામાં?"

"અરે, નરભેરામભાઈ! અત્યારમાં આમ ક્યાંથી?" કામળી શરીરે વીંટતાં ગંગાધર મહારાજે સ્વાભાવિક પ્રશ્ન પૂછ્યો.

"આ જરા જસાપર ગયો'તો, એક જજમાનને ત્યાં મહારુદ્ર કરાવવાનો હતો," નરભેરામે જવાબ આપ્યો ને ઘેર પહોંચવાની ઉતાવળ હોવાથી મહારાજ સાથે વધુ વાત કરવા ન રોકાતાં, "ઠીક ત્યો, જય હરિહરેશ્વર!" કહેતાં એણે ચાલતી પકડી

પણ ગંગાધર મહારાજ કાં આમ મૂઢની માફક ચોથવાઈને ઊભા રહ્યા છે? નરભેરામના 'જય હરિહરેશ્વર!'ના જવાબમાં એ નિયમ પ્રમાણે 'જય હરિહરેશ્વર!' કેમ બોલતા નથી? ડોલ, રાંઢવું ને પલાળેલું પચીઉ–બધું સંકેલીને ઉપાડવાને બદલે, ઉત્તર દિશા તરફ શૂન્ય છતાં વેધક દૃષ્ટિએ શું જોઈ રહ્યા હશે?

કૂવાના પગથાર પર આવીને કોઈ કૃતગએ ડોલને ઊંધી પછાડીને અવાજ કર્યો ત્યારે જ ગંગાધર મહારાજ સમાધિમાંથી જાગ્યા ને ભાનમાં આવ્યા યન્ત્રવત્ એમણે પંચીઉં નીચોવ્યું, એક વધુ ડોલ શિવલિંગની પૂજા માટે ખેંચીને ધીમે પગલે મંદિર તરફ વળ્યા

પણ આ શું? સ્નાન કર્યા પછી મંદિરમાં પ્રવેશ કરતી વેળા જે ગંગાધર મહારાજ રોજ 'મહિમ્નસ્તોત્ર' અને 'જય શંકર પાર્વતીપતે'ના સુઘોષ, અને વિલંબિત ઉચ્ચારણથી વાતાવરણને ભરી દેતા, તે જ ગંગાધર મહારાજ આજે શૂન્ય ચિત્તે, શાંત જીભે ને પહેલ મુખે મંદિર તરફ આમ ધીમા પગલાં કાં માંડે છે?

મંદિરના ગર્ભાગારમાં પ્રવેશીને ગંગાધર મહારાજ શિવલિંગની સામેના પાટલે બેઠા, લોટામાંના નિર્મળ જળ વડે લિંગને સ્નાન કરાવ્યું, પાસેના થાળમાંથી ચંદન, અક્ષત, અબીલ, ગુલાલ, ફૂલો, બિલિપત્ર વગેરે, યન્ત્રવત્ ને કશા પણ મંત્રોચ્ચાર વગર, લિંગ ઉપર ચડાવ્યાં, —કહો કે ખડકયાં, ને છેવટે જ્યારે નૈવેદ્ય ધર્યું ને આરતી કરી ત્યારે પણ મુખે આરતીના લુખ્ખાસચ્ચ શબ્દોચ્ચાર હતા, જ્યારે હૃદયની રંગભૂમિ ઉપર તો કોઈ અનોખી જ નાટિકા ભજવાઈ રહી હતી.

"જસાપર! જસાપર"—ગંગાધરની જીભને અન્ય ઉચ્ચારો નહોતા ગમતા, કાનને બીજા શબ્દો નહોતા સાંભળવા

અને શૂન્ય હૈયે ને મૂંગે મોઢે પૂજા પૂરી કરીને ગંગાધર મહારાજ જ્યારે બાજુની પોતાને રહેવાની ઓરડીમાં આવ્યા ત્યારે ઉંબરા પોણા કલાકની અંદર પોતાના આયુષ્યમાં એકાએક દસ વર્ષ ઉમેરાઈ ગયાં હોય એટલા વિવશ, ખખડેલ અને ઢીલા થઈ ગયા હતા

૨

"ઉજી! હવે આમ ક્યાં લગણ?"
"ગવરા! તું તો નફફટ, તે નફફટ જ રહી!"
"પણ ઉજી' હવે તો નથી રે'વાતું"
"ફટય, ભૂંડા! આમ બાયડી જેવો બાબડો થઈને રોદણાં શું રોવ છ?"
"પણ ઉજી', હું ક્યાં કોઈ પારકા પાછે રોતું સું? તું તો મારી જ કે'વાય ને?"
"હામ, તારી!" હાથની મૂઠી વાળીને અંગૂઠો બનાવતાં ઉજી બોલી, "મને તારી બનાવતાં તો હજી ખબરું પડશે, ગવરા!"

"તું તો પે'લેથી જ આખાબોલી, હોં ઉજી! તું મને બૌ ગમ છ!" કહેતાં ઉષાની લાલીનો આછેરો છટકાવ તેનાં સમગ્ર મુખ ઉપર શોભી રહ્યો

હેન્ડલુમની કોરી કડકડતી લાલચટક ચૂંદડી, અતલસનો લીલાપીળા પટ્ટાવાળો સુંવાળો ઘેરદાર ઘાઘરો, પીરોજી રંગનું કસકસતું બાંધેલું નવુંનકોર કાપડું ને એનાં નામને 'યથાર્થાક્ષર' કરતો ધોળો બાસ્તા જેવો ઉજળો એનો વાન—આ બધા વિવિધ રંગોના અટપટાં મિશ્રણનું આંજણ ગવરાની આંખોને કાશ્મીરી સુષ્મા કરતાં પણ અદકેરી શીતળતા આપી રહ્યું હતું પણ એ તો એણે ઉજળીના એ કમળદંડ જેવા સોહના હાથનો સ્પર્શ કર્યો તે પહેલાંની વાત પાંચ-છ જ્યોર્યાની કેદમાં પુરાયેલા ઉજળીના હાથને એણે પકડ્યો ત્યારે કયો વિદ્યુત્પ્રવાહ ક્યારે પોતાના હાથ દ્વારા પોતાનાં સમગ્ર શરીરમાં વહી ગયો તેની ગવરાને ખબર ન પડી, પણ હવે પેલા રંગોનું મિશ્રણ એની આંખોમાં સુષ્માની શીતળતા આંજવાને બદલે ઉદ્દીપ્ત અગ્નિની ઉષ્ણતાથી જાણે એને દઝાડી રહ્યું હતું, અને એ ઉષ્ણતામાન એટલું બધું વધી ગયું કે ગવરાનો હાથ હવે ઉજીના હસ્તસ્પર્શરૂપી કિનારાના છબછબિયાં માત્રથી જ તૃપ્ત થાય એમ નહોતું, માથું કોરે મુકીને મોતી મેળવવા ઇચ્છતા કો' મરજીવાની માફક એ તો એ સૌન્દર્યસાગરમાં ઝંપલાવવા તલસી રહ્યો હતો ગવરાનો હાથ કોણી ઉપરથી પ્રવાસ કરતો ખભા ઉપર પહોંચ્યો, પણ 'ફાસ્ટ ટ્રેન' ની જેમ ખભે, ગળે, વાંસા ઉપર ક્યાંય ન રોકાતો, ઉજીની આખી કમરને વીંટી વળ્યો,—'ટર્મિનસ સ્ટેશને' પહોંચ્યો—ત્યારે જ જંપ્યો.

ને ઉજી? આખાબોલી અને અભિમાની ઉજીને લાગ્યું કે ગવરાના ઉષ્માભર્યા સ્પર્શે એનું પોતાપણું જાણે ઓગળી રહ્યું છે, અત્યારે એ પોતાપણું જાણે એને અકારું લાગતું હોય એમ તેણે એને કશા પણ વિરોધ વગર ઓગળવા દીધું, એટલું જ નહિ પણ એના પોતાનાં અંગોની ઉષ્માનાં કણેકણ પણ જાણે પેલા પોતાપણાને ઓગાળીને અદશ્ય કરી રહ્યાં હતાં, એમ ઉજીને લાગ્યું; ને તેથી સ્તો, પોતાની કમર ઉપર ગવરાનો હાથ જેવો વીંટી વળ્યો તે જ ક્ષણે એણે, એકદમ ગવરાની નજીક સરકીને, પોતાનાં રતુમડાં મોઢાં પર રમી રહેલા શરમ અને મુગ્ધતાના ભાવોને ગવરાથી સંતાડવા માટે, ગવરાની પહોળી અને પ્રચંડ છાતી ઉપર પોતાનું માથું ઢાળી દીધું: જાણે ગવરાને પોતાનાં શરીરસૌન્દર્યનો મોંઘેરો અર્ધ્ય અર્પતી હોય તેમ.

આ બાજુ, દિવસ પણ સંધ્યાની સુભગ સુન્દરતા ધારણ કરીને રાત્રિરાણીને ચરણે પોતાની જાતનું ધન્ય સમર્પણ કરી રહ્યો હતો.

થોડી જ ક્ષણોમાં દિવસની આ સમર્પણવિધિ સમાપ્ત થઇ, પણ ઉજી અને ગવરાનાં ભાગ્યમાં એ સમર્પણસમાધિ નહોતી લખાઇ

નજીકમાં જ નદીના કાંઠા ઉપર ભરાયેલા જન્માષ્ટમીના મેળામાં કોલાહલ વધવા લાગ્યો. એ કોલાહલની ચાળણીમાંથી ચળાઇને આવતો હોય તેમ 'ઉજી! એ ઉજી!'નો કર્કશ ને તીણો અવાજ વાતાવરણને ભેદી રહ્યો

ઉજી અને ગવરાની સમાધિ અધૂરી રહી: ઉષ્મા અને ઉષ્ણતા જાણે એકાએક ઓસરી ગઇ, ઠરી ગઇ, થીજી ગઈ.

"મવરા ! એ તો મારી નવી મા,—ઊઠય મને." કહેતીક ને ઉજી છુટ્ટી પડીને. ભાગવા ગઇ, પણ મવરાએ ફરી તેનો હાથ પકડયો ને પૂછ્યું :

"પણ આમ ઓચિંતી જ, ઉજી ! ફરીથી ચ્યાં ને ચ્યારે ?"

"કાલ, ચતુર પટલના બેનરને શેઢે, નળતી વખતે, આગ્તીટાણે . ."—ઉજી આટલુ તો દોડતા દોડતાં જ બોલી ને ઝાડીમા થઇને એવી સીફતથી મેળામાં સરકી ગઇ કે મેળાની બહાર તે કયાંય ગઈ હતી એવી શંકા જ કોઇને ન ઊઠે.

૩

જસાપર ગામમાં માત્ર કણબીની જ વસ્તી હતી એમ કોઈ કહે તો તેમા કશી અત્યુક્તિ ન કહેવાય. હા, અપવાદ ખાતર એક-બે બાહ્મણનાં ને બેત્રણ કોળી-ભંગીનાં ઘર હતાં એની ના નહિ, પણ આખાય ગામ ઉપર વર્ચસ્વ તો, સંખ્યા અને સમૃદ્ધિ બન્ને દષ્ટિએ, કણબીઓનું જ હતું

બધા કણબીઓમાં કાળુનું સ્થાન અનોખું અને વિશિષ્ટ હતુ ' તેના બાપદાદાની આબરૂને લીધે, તેની જમીનના સુદીર્ઘ પથારાને લીધે, ને ખાસ તો કાળુનાં પોતાનાં બાજસ્માન વ્યક્તિત્વને લીધે, ગામમા કોઇને જમીન વેચવી હોય, ખેતર સાંથવાં હોય, કોઈનાં ઢોર-ઢાંખર માંદાં પડ્યાં હોય કે દુકાળનો કટોકટીનો વખત હોય,—આ અને આવા બીજા પ્રસંગે સૌ કોઈ કાળુની ઊંચી ઊભણીવાળા ઓટલાનાં પગથિયાં અચૂક ચડતાં; અને કાળુ પણ એ બધાને સંપૂર્ણ સમભાવપૂર્વક સત્કારતો, તેમની વાતો સાંભળતો ને યથાશક્તિ મદદ પણ કરીને સંતોષ અનુભવતો. કાળુની આ સમભાવના જેમ જેમ વિકસતી અને વિસ્તરતી ગઈ તેમ તેમ તેનું નામ એ નાનકડાં ગામમાં પ્રત્યેક ગામવાસીને હૈયે કોતરાતું ગયું, ને પછી તો એની બોલબાલા એટલી બધી વધી ગઇ કે કાળુ માત્ર 'કાળુ પટેલ' મટીને ગામનો 'કાળુ મુખી' બન્યો; અને તેથી જ તો, ચારેક વર્ષ ઉપર, બાવન વર્ષની પાકટ વયે જ્યારે કાળુ મુખી ઘરભંગ થયા, ત્યારે ઉમરલાયક પુત્રીવાળા ગામકણબીઓનો અણુઅટકયો પ્રવાહ મુખીને આંગણે ઊભરાયો હતોને ?

પણ કાળુ મુખીએ આમ આટલી મોટી ઉમરે એકત્રીસ વર્ષની પાલુ સાથે લગ્ન કર્યાં તેની પાછળ તેમના બે સ્પષ્ટ હેતુ હતા : એક તો એ કે ઇશ્વરઇચ્છા અનુકૂળ નીવડે તો આવડી મોટી સ્થાવરજંગમ મિલકતનો કાયદેસર વારસ મેળવવો, ને બીજુ એ કે તેરની હોવા છતાં ખાસ્સી સોળસત્તર વરસની દેખાતી, શરીરે હાડેતી એવી પોતાની એકની એક પ્રિય પુત્રી ઉજળી ઉપર માની દેખરેખ રહે તો પોતાની કચનશુદ્ધ કુળઆબરૂ અખંડ સચવાય મુખીને પોતાને તો ધીરધારને અંગે, બહારગામની જમીનને અંગે ને કોર્ટ વગેરેનાં કામને અંગે મહિનામાં ઘણા દિવસ જસાપરની બહાર જ રહેવાનું થતું; એવે વખતે, ઉમરે પહોંચેલી ને પ્રતિદિન જુવાનીના એક પછી એક શિલા સર કર્યે જતી ઉજળીનું કોણ ધ્યાન રાખે ?

પણ ઉજળીએ પિતાનો આ બીજો હેતુ તો નવી મા પાલુનાં આવતાં પહેલાં જ નિરર્થક કરી નાખ્યો હતો. ગામપુરોહિત મગજી ભટ્ટનો દીકરો ગૌરીશંકર એની આંખોમાં

ને હૈયે ક્યારનો ય વસી ગયો હતો. મૂળજી ભટ્ટને ધર્માદાનમાં ગામકણબીઓ તરફથી એક બે ખેતરો મળ્યાં હતાં તેમાં હળ હાંકવાથી માંડીને તે ઠેઠ પાક લણવા સુધીનું સઘળું કામ જુવાન દીકરો ગૌરીશંકર જ કરતો. એક તો મૂળજી ભટ્ટને બીજું સંતાન નહિ ને ગામમાં વળી કણબીઓનું જોર, એટલે ભટ્ટજીએ લાડમાં પાડેલું નામ 'ગવરો' સાર્વજનિક અને સર્વપ્રિય થઈ પડ્યું ગવરાને પોતાને પણ એ જ નામ ગમતું: તેમાં તેને નાનપણમાં ગુમાવેલી માતાનાં લાડ, જન્મીને કદી નહોતી જોઈ એવી બહેનના શુદ્ધ હૃદયભાવ અને પ્રેમાળ પિતાની હૂંફ,—બધું જ મળી રહેતું

કાળુ મુખી પૈસાપાત્ર અને સાધનસગવડવાળા હતા એટલે ઉજળીને ખેતરમાં કામ કરવા જવાનું તો હતું જ નહિ, પણ પહેલેથી જ લાડમાં ઉછરેલી ને ખૂબ મોઢે ચડાવેલી, એટલે કયારેક કયારેક સાંજને ટાણે પોતાનાં ખેતરો તરફ એકાદ આંટો લગાવતી તો તેમાં કોઈને કશું અજુગતું લાગતું નહિ

મૂળજી ભટ્ટનું ખેતર પણ મુખીનાં ખેતરોની બાજુમાં જ હતું, એટલે પેલી સાંજની લટારો દરમ્યાન ઉજળી ગવરાને મળી શકતી, પણ એમનું મુખ્ય સંકેતસ્થાન તો ત્યાંથી થોડે દૂર આવેલ ઘેઘૂર ઘટાવાળા ચતુર પટેલના પડતર ખેતરનો શેઢો જ હતો આ સ્થળ ગામથી ઠીક ઠીક દૂર અને શહેર જવાના મુખ્ય રસ્તાથી સારી પેઠે વેગળું હોવાથી અહીં માણસોની અવરજવર બહુ ઓછી રહેતી, ને તેમાંય સાંજ નમ્યા પછી તો કોઈ ભાગ્યે જ ત્યાં જતું

૪

વળતે દિવસે, વચન આપ્યા પ્રમાણે ઉજળી સંકેતસ્થાને ગઈ ત્યારે, સરિતાને પોતાનામાં સમાવી લેવા મોજારૂપી હાથ ઉછાળતો સાગર ઘૂઘવતો હોય તેમ, ગવરો એક વિશાળ વડના થડને અઢેલીને ઉજળીની જ રાહ જોતો ઊભો હતો.

"અંતે આવી ખરી, ઉજી!" ગવરાનાં હસતા મુખમાંથી પ્રથમ શબ્દો સર્યા "તને તો ગવરા! મારામાં વશવાશ જ ને . ." મોઢું જરા ગંભીર કરતી ઉજી બોલી ઊઠી, ને ગવરાના કાળા ગાલ ઉપરના મોટા તલને અનિમેષ નિરખી રહી. "રાણીને પાછા કાઢ્યાં નો કે'વાય!" ગવરાએ હસતાં મશ્કરી કરી ને પછી ચિંતાપૂર્વક પૂછ્યું: "પણ ઉજી! એ તો ઠીક, પણ ગઈ કાલે પછી પાછું કંઈ બોલી'તી?"

"ના રે, બોલે શું ધૂળ્ય? હોઠ સાજા તો ઉત્તર ઝાઝા' મેં તો તરત જ કહી દીધું કે તરસી થઈ'તી તે કાશીવિશ્વનાથનાં મંદિરમાં પાણી પીવા ગઈ'તી," ઉજીએ અભિમાનપૂર્વક જવાબ દીધો

"શાબ્બાશ, મારી ઉજીરાણી!"—'રાણી'ને બદલે 'ગોરાણી' શબ્દ ગવરાના હોઠ સુધી આવી ગયો હતો, પણ ઉજીને એ નહિ પસંદ પડે એ બીકે એને પાછો ઠેલ્યો ને 'રાણી' શબ્દનાં ઉચ્ચારણ સાથે ઉજીના માંસલ વાંસામાં ગવરાનો ધબ્બો પડ્યો.

વદ નોમનાં અંધારાં ધરતી ઉપર ઊતરી ચૂક્યાં હતાં બધા ખેડુતો, ભરવાડો, મજૂરો વગેરે ક્યારના ગામમેળા, વાળુમેળા ને કેટલાક તો પથારીભેગા પણ થઈ ગયા હતા વહેલા પરોઢે ઊઠનારા ને આખો દિવસ ખેતરોમાં સખત મજૂરી કરનારા માણસો તો નિરાંતે હૂંફાળે ઓઢે જંપી પણ જવા માંડ્યા હતા કાળુ મુખી તો આવતી કાલે કોર્ટમાં મુદત હોવાથી શહેરમાં ગયા હતા, માત્ર પાલુ પટલાણી એકલાં ઉજળીની રાહ જોતાં ઢોલિયામાં પડ્યા પડ્યા ઝોકાં ખાતાં હતા

અને છેક રાત્રે દસ–સાડા દસ વાગ્યે ઉજળી જ્યારે પોતાના ઓટલાનાં પગથિયાં ચડતી હતી ત્યારે શેરીમાં કોઈ ઝીણી નજરે જોનાર હોત તો જોઈ શક્યું હોત કે તેના વાળ વિખરાઈ ગયા હતા, કપડાં સાવ ચોળાઈ ગયાં હતાં, છાતીમાં ગભરાટ ને થથરાટ હતો ને પગ ધાર્યાં ડગ માંડી શકતા નહોતા :

“ મા .' ડે. લી ઉઘાડ્ય તો . ”— એ તૂટક શબ્દોમાં રહેલી ધ્રુજારીને અર્ધી ઊંઘમાં પડેલી પાલુ પટલાણીના કાન પકડી શક્યા નહિ

## ૫

વળતાં વર્ષના ફાગણ માસમાં ઉજળીના બહુ ધામધૂમથી લગ્ન થયાં. જસાપરથી આથમણી દિશામાં છ ગાઉ દૂર આવેલા અમરતપરના જીના કણબીને ત્યાં પરણીને ઉજળી સાસરે ગઈ, ત્યારપછી સાતમે મહિને તેણે એક પુત્રને જન્મ આપ્યો સાસરાના અને પિયરના બન્ને ગામમાં સૌને થોડી શંકા ઉપજી, પણ કાળુ મુખીની આબરૂને લક્ષમાં લેતા સૌની શંકા, થોડો ઊહાપોહ અને ચોળાચોળ પછી, આથમી ગઈ

ઉજળીના લગ્ન પછી ગવરો તદ્દન નિરાશ થઈ ગયો. કામમાં કશું ચિત્ત ચોંટી શક્યું નહિ; અધૂરામાં પૂરું, પોષ મહિનાની ઠંડીમાં મૂળજી ભટ્ટ મુઝારામાં ગુજરી ગયા ને મહા મહિનામાં હિમ પડ્યો તે અનાજ બધું ય બળી ગયું આમ એકાએક એકસામટી આફતો આવી પડવાથી ગવરાનું દુન્યવી જીવનમાંથી મન ઊઠી ગયું, વળી ઉજળીએ સાતમે મહિને પુત્રને જન્મ આપ્યો ત્યારે તો ગવરાને થયું કે ગમે ત્યારે જાતે દહાડે આ વાત પાછી ઉખળશે, ને તેથી પોતાના ઉપર ક્યાં જ આળ કે આફત આવી પડે તે પહેલાં જ તેણે જસાપર છોડ્યું ગામલોકો સમજ્યા કે મોલ બળ્યો હોવાથી ને બાપનું મરણ થયું હોવાથી ગવરો દુઃખનો માર્યો જસાપરથી ચાલ્યો જાય છે, પણ પાછું મન ઠેકાણે આવતાં જરૂર પાછો આવશે

બાવીશ વર્ષનો જુવાન ગવરો, કોણ જાણે શીયે ધૂન આવી કે, પહોંચ્યો સીધો કાશી, ને ત્યાં કોઈ વિદ્વાન સદ્ગુરુ પાસે રહીને સંસ્કૃત ભાષા અને આપણાં ધર્મશાસ્ત્રોનો આઠ વર્ષ લગી ઊંડો અભ્યાસ કરીને પાછો આવ્યો, અને એને જોઈતું હતું એવું શાંત, નિરુપદ્રવી અને નિર્વિકાર જીવન એને વઢવાણ શહેર બહારનાં, ભોગાવાના કિનારા પરનાં, શિવાલયમાં મળી રહ્યું. ગૌરીશંકરને બદલે, કોઈને જૂના જીવનની શંકા ન ઊઠે તે માટે, તેણે પોતાનું નામ ગંગાધર રાખ્યું

## ૬

નરસેંગભાએ તે સવારે ‘ જસાપર ’નો નામોચ્ચાર કર્યો ત્યાર પછી, શિવમંદિરે નિયમિત આવતા-જતા ભક્તો ગંગાધર મહારાજમાં આટલો સ્પષ્ટ ફેરફાર જોઈ શક્યા: પ્રત્યેક ભક્તને

ભાવથી બોલાવતા ગંગાધર હવે જરૂર પૂરતું જ બોલે છે; ત્યાં આવતાં દરેક સ્ત્રી–પુરુષનાં અંગત જીવનમાં આત્મજનની અદાથી રસ લેતા હતા તે ગંગાધર હવે દિવસનો મોટો ભાગ જાણે આત્મમગ્ન જ રહે છે; શ્લોકો અને સ્તોત્રોથી મંદિરના મકાનને ગજાવી મૂકનાર ગંગાધરનું ગળું હવે જાણે ધીમું ધીમું જ ગણગણે છે. આ બધી વિચિત્રતા અને નવીનતાએ શરૂઆતમાં થોડોક સમય ત્યાં આવતા ભક્તોનું ધ્યાન ખેંચ્યું, પણ પછી તો એ બધું જાણે સ્વાભાવિક જ હોય તેમ તેમને કોઠે પડી ગયું; પહેલાં જેમ આવતું હતું તેમ જ ભક્તવૃન્દ રોજ આવે છે ને જાણે કશું જ ન બન્યું હોય, અથવા જે બન્યું હતું તેમાં કશું નોંધપાત્ર ન હોય એમ, પાછું ઘેર ચાલ્યું જાય છે

એક વૈશાખની નમતી સંધ્યાના ટાણે બધાં ભક્તજનો ભગવાનનાં દર્શન કરીને ચાલ્યાં ગયાં પછી ગંગાધર મહારાજ પોતાના નિત્યનિયમ પ્રમાણે મંદિરને ઓટલે ધ્યાનમગ્ન દશામાં બેઠા હતા મંદિર ગામથી દૂર હતું, એટલે આખું સ્થળ અત્યારે લગભગ નિર્જન જેવું હતું ભોગાવાનો નિર્જળ રેતીપટ આખો દિવસ વૈશાખનો ઘોમ તડકો સહન કર્યા પછી થોડી થોડી શીતળતા ધરી રહ્યો હતો માળા તરફ પાછાં ફરતાં પંખીઓનાં અવાજ અને દૂર દૂર શહેરમાંના મંદિરોના આછા સંભળાતા ઘંટારવ બાદ કરતાં વાતાવરણ તદ્દન શાંત હતું; અને વાતાવરણથી યે વધુ શાંત ગંગાધર મહારાજ પોતે હતા.

દિવસનાં અજવાળાં ઉપર રાત્રિના અંધારનો આખરી વિજય જે ક્ષણે જગત ઉપર જાહેર થયો, લગભગ તે જ ક્ષણે એ શાંત વાતાવરણમાં ' ગંગાધર મા'રાજ આંઇ રે'સે ?'— એવા પ્રશ્ને અશાંતિનાં મોજાં જન્માવ્યાં.

પ્રશ્ન પૂછનારની ઉંમર હતી તો માંડ ૨૧–૨૨ વર્ષની, પણ તેના દેખાવ અને રંગઢંગ ઉપરથી તેની સાચી ઉંમર ન જાણનાર માણસ તેને આશરે ત્રીશેક વર્ષનો જરૂર માની લે. તેનાં કપડાં મેલાં, ફાટેલાં ને અસ્તવ્યસ્ત હતાં, વાળ વગરઓળ્યા ને વધુ પડતા વધી ગયેલા હતા; હજામત ઘણા વખતની વધી ગઈ હતી; અને તેની ગતિમાં પૂરેપૂરી અસ્થિરતા હતી.

પહેલી વાર પૂછાયેલા પ્રશ્નનો જવાબ ગંગાધર આપે તે પહેલાં તો આવનાર જુવાને પ્રશ્ન પૂછ્યો, વધારે ઉતાવળથી, વિહ્વળતાથી ને અસ્વસ્થતાથી·

" ક્યાં ગ્યા ગંગાધર મા'રાજ ? "

એના અવાજમાં જે થોથવાટ અને ગતિમાં જે લડથડિયાં હતાં તેનો મર્મ, જ્યારે નજીક આવ્યો ત્યારે એના શ્વાસમાંથી આવતી દુર્ગંધ ઉપરથી, ગંગાધર તરત જ સમજી ગયા.

" કેમ, ભાઈ! આવને, હું જ ગંગાધર પોતે . . . " પોતાની અત્યારની શુદ્ધ અને સંસ્કારી ભાષા અને પેલા જુવાનની અશુદ્ધ, અશિષ્ટ, ગામડાની ભાષા — એ બન્ને લક્ષમાં લેતાં ગંગાધરને જસાપરમાં પોતે હતા ત્યારની પોતાની આવી જ ભાષા યાદ આવ્યા વિના ન રહી

આવનાર ગુસ્સામાં ને નશામાં હતો, પણ ગંગાધરની પ્રેમાળ અને શાંત વાણીથી તેનો ગુસ્સો અને નશો જરા ઓસર્યો, પણ તે તદ્દન શાંત તો નહોતો જ થઈ શક્યો એ એના વચનોમાંથી સ્પષ્ટ જણાતું હતું.

"શું આવે! જોતા નથી આ માગ હાક!" જુવાનનો માદક પીણાનો ને ક્રોધનો નશો જરા જરા ઓસરતો હતો ને તે વધુ ને વધુ સ્વસ્થ બનતો જતો હતો.

"હા ભાઈ, તારા હાલ તો હું જોઉં છું; પણ તે પહેલાં તું મને કહીશ કે તું કોણ છે?" ગંગાધરે અત્યંત પ્રેમપૂર્વક અને સમભાવપૂર્વક પૂછ્યું.

"હું ..!" બહુ જ મોટેથી આ શબ્દ જુવાન બોલ્યો ને પછી જરા વાર રોકાઈને આંખોને જરા પહોળી કરીને ઉમેર્યું: "મને નો ઓરખ્યો?"

"ના ..." ગંગાધરનું કુતૂહલ વધતું જતું હતું, પણ અજબ સંયમપૂર્વક માત્ર એટલું જ બોલ્યા.

"હા, તમે મને ક્યાંથી ઓળખો!" થોડા માન્ય કટાક્ષનો આધાર લઈને જુવાન બોલ્યો, "તમને તો કોઈનીય ક્યાં પડી સે!"

"પણ કોઈ કહે તો ખબર પડે ને!"

"હું તમારો......ગૌરીશંકરનો...ને ઉજીનો સોકરો — કરસન......! હવે કેં ઈયાદ આવે સે?" જુવાને આખરે ઘટસ્ફોટ કર્યો.

એકાએક વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ગંગાધર મહારાજ બે કદમ પાછા હઠી ગયા, બહારનું જગત જોવામાં જાણે કશો જ રસ ન રહ્યો હોય તેમ તેમની આંખો બંધ થઈ ગઈ એ બંધ થયેલી આંખોએ પણ તેમના માનસપટ પર બાવીસેક વર્ષ પહેલાંનું દૃશ્ય તાદૃશતાપૂર્વક રજૂ કરી દીધું. જન્માષ્ટમી પછીની અંધારી નોમ, ચતુર પટેલનો મેડો, આકાશમાંથી અવની પર ઊતરતાં અંધારાં, નિર્જન અને નીરવ વાતાવરણ.. અને .....અને.. ..એ અને ઉજળી.. ..બન્ને એકલાં... .. .. — આ આખુંયે દૃશ્ય જાણે અત્યારે જ ભજવાઈ રહ્યું હોય એમ ગંગાધરનાં આખાંયે શરીર પર રોમાંકુર મલકી રહ્યા!

પોતાની કશી જ તૈયારી ન હોય ને દુશ્મનસૈન્યના વિમાનોમાંથી એકાએક બોમ્બની ઝડી વરસે તેવી પરિસ્થિતિ ગંગાધરની થઈ ગઈ. વિદ્યુદ્વેગથી ખેંચાયા હોય એમ તે કરસનની નજીક ગયા ને મંદિરનાં ઘીનાં કોડિયાંના આછા પ્રકાશમાં પણ કરસનના ડાબા ગાલ ઉપરનો મોટો કાળો તલ તેમની આંખોનો એક માત્ર વિષય બની રહ્યો.

"કરસન, બેટા!" સ્વાભાવિક પિતૃવાત્સલ્યથી તેમણે કરસનને વાંસે, ગળે ને માથે હાથ ફેરવવા માંડ્યો, પણ કરસન તે વાત્સલ્યને સ્વીકારવા તૈયાર ન હોય તેમ, દૂર હડતો મોટેથી બોલી ઊઠ્યો:

"મારા પેટમાં લાય લાગી સે ને તમને અટાણે આવાં ગાંડાં કાઢવા સૂઝે સે!"

"તું ભૂખ્યો છે, એમ! ચાલ, ચાલ અંદર," કહીને ગંગાધર કરસનને પોતાની ઓરડીમાં લઈ ગયા. બાકસ શોધીને ફાનસ પેટાવ્યું ને પછી પોતાના સોમપ્રદોષના એકટાણા માટે તૈયાર કરી રાખેલાં ભાખરી-શાક ને ગોળ કરસનની આગળ ધર્યાં.

ગંગાધરે પોતે ખાધું છે કે નહિ તેની કશી પણ પૂછપરછ કર્યા વિના, કરસન તો સીધો ભાણે બેસી ગયો ને દશ જ મિનિટમાં બધું જ રાંધેલું સફાચટ કરી ગયો; પણ ગંગાધરને તો તેનો કશો યે રંજ નહોતો. કરસન જમતો હતો, તે દશેય મિનિટ ગંગાધર તો તેની આંખો, નાક, હોઠ, છાતી; તેનાં ફરફરતા જુલ્ફાં, ઉતાવળથી ચાવતું તેનું મોઢું; થાળી અને મોં વચ્ચે ઉતાવળે આવજા કરતો તેનો જમણો હાથ, — વગેરે અત્યંત સ્થિરતાથી અને છતાં કો' અણકથ્યા આવેગથી નિરખી રહ્યા હતા.

ખાઈ–પીને સ્વસ્થ થયેલા કરસનને ગંગાધરે પૂછ્યું:

" કરસન, પણ તને મારી ભાળ કોણે આપી ? "

" મારી માએ, બીજું કુણ આલે ? "

" એને કેવી રીતે ખબર પડી ? "

" મને બરોબર ખબર નથી, પણ એમ કે'તીતી કે ગિયે વરસે મકર સંક્રાંતને મેળે ઈ આંઈ વહરાણુ આવી'તી ત્યા તમને જોયા'તા; પછે તો પૂછા કરતાં ઈને બધીય ખબર પડી ગઈ. "

" તે તને આજે અહીં કેમ મોકલ્યો ? "

" થોડા દિ' પે'લાં કુણ જાણે સું થિયું તે જીવાને ને મારી માને મોટો ઝગડો થ્યો: જીવો કે' કે આ કરસન મારો સોકરો નથી; આખું ગામ કે'સે; બોલ, શંક, હાચું કે દે; ને ઈ હારમુખાએ બચાડી ઉજ્જને બીજ દીધી ને રાતોરાત કાઢી મેલી ને હારે હારે મનેય તગડી મેલ્યો; ઈ તો બચાડી અમરનપરથી જસાપર જતાં ગામ બા'ર જ ચતુર પટલના ખેતરને શેઢે આવતાં તમ્મર ખાઈને પડી તે પછે ઊભી જ નો થઈ; ઈ જ ઠેકાણે વડ નીચે બચાડી મરી ગઈ, પણ ઈ પે'લા ઈણે મને તમારી વાત કરી'તી, તે રખડતો રખડતો આજ આંઈ આવી પોગ્યો," એકીશ્વાસે કરસન આટલું બોલી ગયો

" હેં ! . . શું ઈજી મરી ગઈ ? " ગંગાધરનો સાદ લગભગ ફાટી ગયો.

" હા . . ." ગદ્ગદ સ્વરે કરસનનો જવાબ મળ્યો, ને એણે ગંગાધરના ખોળામાં પોતાનું માથું ઢાળીને રડવા માંડયું: " હા......, પણ હવે આ દુનિયામાં મારું કુણ ? "

" કરસન, બેટા ! ગભરા નહિ : હવે હું તારો બાપ અને મા બેય—" ને એમણે કરસનનાં આખાં શરીર પર પ્રેમાળ હાથ ફેરવ્યો.

કરસનને અનેક પ્રકારે આશ્વાસન આપીને ગંગાધરે પોતાની પથારીમાં સુવાર્યો અને પોતે કશું ખાધા વિના ને ઊંઘ્યા વિના જ આખી રાત પૂરી કરી.

બીજા દિવસથી મહાદેવનાં ભક્તજનોને જાણ થાય છે કે ગંગાધર મહારાજે પોતાના ઘડપણમાં પોતાની સેવા કરે અને શિવની પૂજામાં તેમને મદદ કરે એ હેતુથી એક ચેલાને શોધી કાઢયો છે, પણ આ ગુરુચેલાના પરસ્પર સબંધમાં બાપદીકરાના વાત્સલ્ય વહેણ શા માટે વહેતાં હતાં તેનું રહસ્ય કોઈ જ ભક્તજન ન પામી શક્યું.

ꙮ

૪

# આઝાદ હિંદ અને બેંકો

ઉમેદલાલ પુરુષોત્તમદાસ મણિયાર

**બેંકો** એટલે નાણાં તથા આડતનો મુખ્યત્વે ધંધો કરતી કંપનીઓ એમ આ લેખના વિષય માટે સમજવાનું છે. નાણાં જમે માંડવાં, બીજાઓને ધીરવાં, જુદાં જુદાં ચલણી નાણાંનો અદલોબદલો કરવો એ પ્રકારનું કામ શરાફો—વ્યક્તિઓ તેમજ પેઢીઓ—કરે છે, પણ મોટા પ્રમાણમાં તે કામ કરવા માટે મોટા ભંડોળવાળી જોઇન્ટ સ્ટોક કંપનીઓ વધારે ઉપયોગી છે તેવી બેંકીંગ કંપનીઓ હાલના સ્વતંત્ર બનેલા આપણા દેશમાં વ્યાપાર, ઉદ્યોગ, ખેતી અને સામાન્ય વ્યવહારમાં કેવો ઉપયોગી ફાળો આપી શકે તે આ લેખનો વિષય છે.

જ્યાં સુધી અંગ્રેજોની હકૂમત નીચે આપણે હતા ત્યાં સુધી તેમણે બેંકોની ખીલવણી અને વૃદ્ધિ માટે બહુ થોડું જ કર્યું હતું. દેશના મુખ્ય શહેરોમાં કેટલીક નાની મોટી બેંકો સ્થપાએલી હતી, તેમની શાખાઓ ધીમે ધીમે વધતી જતી હતી છતાં તેમને પરદેશી બેંકો જેટલું સ્થાન વેપાર ઉદ્યોગમાં નહોતું. વિદેશી બેંકોને તેમના દેશની સરકારનો જે ટેકો મળતો તથા પોતાના સમૃદ્ધ દેશોનાં વિશાળ સાધનોનો લાભ મળતો તથા પરદેશથી તેમને સસ્તા વ્યાજે નાણું મળતું તથા આ દેશમાં પણ તેમની જમાવટના કારણે, તથા મોટા વેપાર ઉદ્યોગ પરદેશીઓના હાથમાં હોવાથી, મોટાં કામો, અને જંગી નાણાંની રકમોનો તેમને અથાગ લાભ હતો, અને તેથી આપણી મોટામાં મોટી બેંકો પણ તેમની સાથે હરીફાઈમાં પાછળ પડતી હતી. પરદેશી બેંકો અંકુશ વિના કામ કરતી, અને તેમનું કામકાજ ફક્ત બંદરનાં મથકોમાં જ સંકળાએલું નહોતું પણ દેશની અંદરનાં માલનાં ઉત્પન્નનાં સ્થળોમાં પણ પ્રસરેલું હતું. પરદેશી વેપારીઓ અને કેટલેક અંશે મોટા દેશી વેપારીઓ પણ વિદેશી બેંકો સાથે વધારે વ્યવહાર રાખતા.

બેંકો જેવી સંસ્થાઓને દોરવણી તથા અંકુશ બન્નેની બહુ જરૂર હોય છે. આ દેશ ખેતીપ્રધાન દેશ છે. આપણા ખેડૂતો નિરક્ષર, અજ્ઞાન અને બહુ ગરીબ હોવાથી તેમની નાણાંની જરૂરીઆત મુખ્યત્વે દેશી શરાફો અને ગામડાંના વેપારીઓ પૂરી પાડે છે. તે સિવાય કેટલેક અંશે ગામડાંની અને શહેરની સહકારી બેંકો તેમને મદદ આપે છે. ખેડૂતોને ઊંચા દરનું વ્યાજ ભરવું પડતું અને હજી પણ ભરવું પડે છે. તેમની જમીન સુધારવા, કૂવા કરવા, મોટા પ્રમાણમાં ખેતી કરવા, માલ સારા ભાવની આશાએ સંઘરી રાખવા અને યોગ્ય સમયે યોગ્ય પીઠમાં વેચવા વગેરેની સગવડોની ઘણી ખામી હજુ પણ છે.

આપણી બેંકો નાના ભંડોળવાળી છે. તેઓ વચ્ચે પરસ્પર સંબંધ પૂરતા પ્રમાણમાં નથી. તેમનો વહીવટ, કેટલાક અપવાદ બાદ કરતાં, યોગ્ય અનુભવ વિનાના માણસોને હાથ હતો, અને રીઝર્વ બેંક ઑફ ઇંડિયાની સ્થાપના ૧૯૩૫ની સાલમાં થઇ ત્યાં સુધી ચલણી નોટનો વહીવટ સરકારના હાથમાં, અને બેંકીંગનું કામકાજ ઇમ્પીરિયલ બેંક ઑફ ઇંડિયા તથા બીજી બેંકોના હસ્તક હતું.

જેમ જેમ આપણે દેશના રાજ્યકારભારમાં વધારે ને વધારે ભાગ લેતા થયા, આપણી આર્થિક સ્થિતિનો વધારે અભ્યાસ કરતા થયા, આપણને બીજા દેશની આર્થિક અને નાણા-

ક્રમ સ્થિતિનો મુકાબલો કરવાની તક મળી, તેમ તેમ આપણને બેંકના કામકાજમાં સુધારા કરવા માટે તપાસ કરી નવા નિર્ણયો કરવાની જરૂર જણાઈ સરકારે પ્રાંતવાર તથા સમગ્ર દેશ માટે બેંકીંગ કામકાજની પરિસ્થિતિ અને ખીલવણી માટે તપાસ કમિટીઓ નીમી તે કમિટીઓએ ભલામણ કરી કે દેશ માટે એક મધ્ય બેંક સરકારના અંકુશ નીચે યા માલિકીપણા નીચે હોવી જોઈએ અને તેને ચલણી નેટ છાપવા, તથા તેનો વહીવટ કરવાની સંપૂર્ણ સત્તા હોવી જોઇએ તે બેંકને બીજી મોટી બેંકો સાથે અમુક સબંધ હોવો જોઇએ, તેમના ઉપર અમુક સત્તા હોવી જોઈએ, અને આવી મધ્ય બેંકે બેંકોના કામકાજની ખીલવણી, સારા વહીવટ, અને સુમેળ માટે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ બેંકો બહુ નાની થાપણવાળી હોય તે મોટી બેંકો સાથે ખોટી હરીફાઈ કરી નુકસાનીમાં ઊતરે છે અને તેથી નિષ્ફળ નીવડે છે માટે બેંકોની થાપણ મોટી હોવી જોઇએ. તેની શાખાઓ મમે ત્યા કાઢવામાં આવે તે ઠીક નથી બેંકો શરાફી કામ સિવાય બીજા વેપારોમાં માથુ મારે નહિ તે આવશ્યક છે. બેંકોના હિસાબો વધારે માહિતી સહિત પ્રસિદ્ધ થવા જોઈએ, પરદેશી બેંકોના કામકાજના હેવાલ પણ પ્રસિદ્ધિમાં લાવવા જોઈએ, તેમને કામકાજ માટે પરવાનો લેવાની ફરજ પાડવી જોઇએ, અને તેમના કામકાજના પ્રમાણમાં તેમણે આ દેશમાં અમુક અસ્કયામતો રાખવી જોઇએ મધ્ય બેંકે જરૂરના વખતે બીજી બેંકોને નાણાં ધીરી મદદ આપી ટકાવી રાખવી જોઈએ, અને કટોકટીને વખતે તે તરત જ તેમ કરી શકે તે માટે તેને દરેક મોટી બેંકની સ્થિતિ અને કામકાજની જાણ હોવી જોઈએ.

હાલ આપણી સમક્ષ નીચેની મુખ્ય બાબતો ઊભી છે

(૧) દેશની ખેતી વ્યવસ્થિત કરી યોગ્ય સાધન દ્વારા ખીલવવી. તે માટે નાણાં ધીરવા, નાણાં એક સ્થળેથી બીજા સ્થળે મોકલવાની સસ્તી અને પૂરતી સગવડ કરી આપવી. આ કામમાં નાના મોટા શરાફો તથા સહકારી મંડળીઓ અને વ્યાપાર સાથે સંબંધ ધરાવતી બેંકો વચ્ચે યોગ્ય રીતનો સંબંધ વધે તેમ કરવુ. આ માટે આ કામનું શિક્ષણ પામેલા વધુ માણસો તૈયાર કરવાની જરૂર છે, અને આ કામોનો વહીવટ લોકહિતની દૃષ્ટિએ પ્રામાણિકપણે કરે તેવા આગેવાનોની પણ જરૂર છે. સારી દેખરેખ અને સાવચેતીથી કામ કરે તેવી બેંકોની જરૂર છે

(૨) બેંકો લોકોનો વિશ્વાસ વધારે મેળવી શકે તેવી હોવી જોઇએ. તેમની થાપણ, કમાણી, કામકાજ, તેના વ્યવસ્થાપકો વગેરેની પૂરતી જાણ બેંકો સાથે કામ કરનારને મળે તેવી જોગવાઇ કાયદામાં હોવી જોઈએ આમ હોય અને નાણાં મૂકનારની રકમો સહીસલામત જળવાય તો લોકો પાસેનું ફાજલ નાણું વધારે પ્રમાણમાં એકઠું થઈ શકે અને તેનો ઉપયોગ વેપાર, ધંધા, હુન્નર, કળા વગેરેની ખીલવણીમાં થાય. લોકની બચત બેંકોમાં આવે તે દેશના ધનનો ફેલાવો બહોળો થાય અને જેને જરૂર હોય તેને ઓછા વ્યાજે ધીરી શકાય.

(૩) આપણો આંતરિક તથા બહારનો વેપાર ખીલવવા માટે પણ સુવ્યવસ્થિત અને બહુ ફેલાએલી બેંકોની જરૂર છે. આંટનાં સાધનો તરીકે, હૂંડી, ચિઠ્ઠી વટાવવાની સગવડો વધારવાની જરૂર છે. વેપારીઓની રીતિ-નીતિ વિશેની, તેમની નાણાંની સ્થિતિ, વેપારના પ્રકાર લેવડ દેવડ વગેરેની ખબરો ભેગી કરી તે વિશેની જાણ પૂરી પાડે તેવી સંસ્થાઓની પણ જરૂર છે.

# સંશોધન વિ૦ ઔદ્યોગિક શોધખોળ

ડૉ. નરસિંહ મુ. શાહ

**મ**નુષ્યજાતની બૌદ્ધિક, માનસિક અને સાંસારિક ખીલવણીમાં વિજ્ઞાને પુષ્કળ અને અમૂલ્ય ફાળો આપ્યો છે, એટલું જ નહીં પણ મનુષ્યની સુખસગવડો અને સમૃદ્ધિની અભિવૃદ્ધિમાં આ ફાળાનો હિસ્સો જરાય ઊતરતો નથી

છતાં ભૂતકાળના મહાન વૈજ્ઞાનિકોનો મોટો ભાગ વિજ્ઞાનનું ખેડાણ વિજ્ઞાનને ખાતર કરવામાં સંતોષ લેતા. પોતાની શોધખોળનું પરિણામ ઉદ્યોગોમાં યા બીજી રીતે ઉપયોગી કે ફળદાયી થશે કે નહીં, એવું વિચારવા તે જરાય ઉપાધિ કે માથાકૂટમાં ન પડતા. આ વિજ્ઞાનધુરંધરોનાં કેટલાંય સંશોધનો માત્ર ચાલુ સમય પૂરતાં ઉપયોગી જ નહોતાં તેની કિંમત ક્ષણિક નહોતી, તેની ઉપયોગિતા આજ સુધી ટકી રહી છે. આવાં સંશોધનો હીરાની માફક આજે પણ ઉજ્જવળ શોભી રહ્યાં છે. જેમ એક શ્રેષ્ઠ કાવ્ય, સંગીત, કે ચિત્રકળાનો નમૂનો આપણને કોઈ પણ વખતે પરમ માનસિક આનંદ અને લહેજત આપે છે તેમ આવાં સંશોધનો મનુષ્યને અદ્યાપિ આહ્લાદે છે; તેમનું મૂલ્યાંકન ચિરકાળ છે. કલા કુદરતનું અનુકરણ છે તો વિજ્ઞાન કુદરતનું આવિષ્કૃત સ્વરૂપ છે એટલે આવા નિઃસ્વાર્થપણે કરેલા શુદ્ધ સંશોધનની મહત્તા અદ્યાપિ ઓછી થઈ નથી, બલ્કે તેમાં વધારો થયો છે. વિજ્ઞાને જો કુદરતને અને તેનાં ગૂઢ રહસ્યોને સમજવામાં અને તે કાર્યમાં મનુષ્યનાં મન અને બુદ્ધિને આનંદ આપવા સિવાય બીજું કંઈ વિશેષ ન કર્યું હોત, તોય વિજ્ઞાનની સાર્થકતા પૂર્ણ થાત. પરંતુ વિજ્ઞાને તો આથી પણ વિશેષ કર્યું છે સામાન્ય વ્યવહારમાં વિજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતો અને માનવપ્રવૃત્તિઓ વચ્ચે વિભિન્નતા છે યા તો લાંબું અંતર રહેલું છે એમ માનવા વિજ્ઞાનની કેટલીક વ્યક્તિઓ આપણને સમજાવે છે પરંતુ એ યથાર્થ નથી જેમકે ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ મૂળભૂત શુદ્ધ સંશોધનનું પરિણામ છે છતાં ઇતિહાસમાં નોંધાયેલા બીજા એવા 'વાદો' કરતાં મનુષ્યના સામાજિક દૃષ્ટિબિંદુમાં ડાર્વિનવાદે વધારે પરિવર્તનો કર્યાં છે

જ્યારે માત્ર 'મોઢાની મીઠાશ' મળે છે તેવા આ જમાનામાં એ આહ્‌લાદનો વિષય છે કે એવી કેટલીક જૂજ વ્યક્તિઓ છે જેઓ આ સ્વતંત્રતાની વસ્તુત: કદર કરે છે અને તેને આચારમાં મૂકે છે. શુદ્ધ સંશોધનકાર આ નાનકડા વર્ગનો આદમી છે

આ બૌદ્ધિક સ્વતંત્રતાનું અસ્તિત્વ ન હોય તો, સંશોધન અશક્ય બની જશે અતિશયોક્તિનો દોષ વહોરી લીધા વિના એમ જાહેર કરી શકાય કે ગણિત યા પદાર્થ વિજ્ઞાનની એવી કોઇ શાખા ભાગ્યે જ અત્યારે મળી આવશે કે જેનો ઉપયોગ વિજ્ઞાનની અન્ય શાખાઓમાં—અને છેવટે ઉદ્યોગોમાં પણ—ન થતો હોય સંખ્યા-સિદ્ધાંત ( theory of numbers ) જેવા ગણિતના ક્લિષ્ટ વિભાગોનો પણ પદાર્થ-વિજ્ઞાનમાં ઉપયોગ કરવામાં આવે છે દાખલા તરીકે, વીજળીના તારના splicing કાર્યમાં સંખ્યા-સિદ્ધાંતની જરૂર પડે છે પ્રકાશ-વિ ત ક્ષ-કિરણો, વિદ્યુતકણો વગેરે વિષયોમાં થએલ મૂળભૂત સંશોધનના આધારે અનેક આધુનિક ઉદ્યોગો ચાલે છે એ ખાસ નોંધવુ જોઇએ કે આ બધુ સંશોધન વૈજ્ઞાનિકના આત્મસંતોષાર્થે પ્રયોગશાળામાં થયેલું અને વૈજ્ઞાનિકને તેનો વ્યાવહારિક ઉપયોગ કરવાની શક્યતાઓ પરત્વે કોઇ પણ વિચાર કે ધારણા નહોતી.

આ બધા મૂળભૂત સંશોધનોના પરિણામો ઉદ્યોગમાં ઉપયોગમાં લઇ શકાય એટલા માટે, વિજ્ઞાનના મુળભૂત સિદ્ધાંતોનું યોગ્ય જ્ઞાન ધરાવતા વૈજ્ઞાનિકોની જરૂર આપણને છે. આ વૈજ્ઞાનિકોનું કાર્ય ઉપરના શુદ્ધ સંશોધનનાં પરિણામો ઉદ્યોગમાં ખપપૂરતાં ઉપયોગમાં લેવાનું રહેશે ટુંકામાં, ઉદ્યોગોમાં જરૂર પૂરતાં 'સહેતુક' અર્થાત્ ઉપયોગના હેતુથી જ સંશોધનના વિષયોને હાથ ધરે એવા યોગ્ય તાલીમવાળા વિજ્ઞાનના માણસોની જરૂર રહેશે આવા 'સહેતુક' સંશોધકો ઘણો અગત્યનો ભાગ ભજવવાના અને મૂળભૂત સંશોધનનાં પરિણામો વિધવિધ રીતે માનવજાતને ઉપયોગી કરવાનુ કાર્ય તેઓ કરવાના ખાસ કરીને હિંદ જેવા ઉદ્યોગોમાં પછાત રાષ્ટ્રને આવા સહેતુક સંશોધકોની ખૂબ જરૂર છે. પણ એ ભૂલાવુ ન જોઇએ કે સહેતુક સંશોધનની ભૂમિકા માટે મૂળભૂત સંશોધન પુષ્કળ પ્રમાણમાં હાથ ધરવું જોઇએ. વસ્તુત 'સહેતુક' સંશોધનની બધી સફળતા મુળભૂત શુદ્ધ સંશોધનના ટેકા પર અવલંબે છે.

આપણે વિજ્ઞાનયુગમાં રહીએ છીએ. આપણને ગમે કે ન ગમે તોપણ વિજ્ઞાન તો રહેવાનું જ વિજ્ઞાનનો હેતુ પવિત્ર છે તેને અપવિત્ર કરનાર રાજનૈતિકો એ હેતુ ફળીભૂત થવા દેતા નથી પોતાને ફાવતો ઉપયોગ કરાવે છે—સંહારની યોજનાઓ રચીને. પરિણામે વિજ્ઞાન વગોવાય છે. છતાં થોડે અંશે વિજ્ઞાને માનવસુખમાં પોતાની સિદ્ધિઓ સફળતાથી ઉપયોગમાં લીધી છે. વિજ્ઞાનનાં આવાં શુભ પરિણામોને લીધે દુનિયાનાં ઘણાખરાં રાષ્ટ્રોમાં ત્યાંની પ્રજાના જીવનનું ધોરણ ઉચ્ચ થયું છે. હિન્દુસ્તાનમાં આ સ્થિતિ આણવી હોય તો, પ્રજાના મોટા ભાગને વધારે સગવડ આરામ આપવો હોય—જે હક્ક અત્યારે માત્ર જૂજ લોકો ભોગવવા ભાગ્યશાળી છે—તો એ અનિવાર્ય છે કે જીવનની જરૂરિયાતો પેદા કરવા કોઈ પણ પ્રકારનું વ્યવસ્થિત ઉદ્યોગીકરણ આ દેશમાં થવું જોઈએ. દુનિયાનાં પ્રગતિશીલ રાષ્ટ્રોમાં હિંદુસ્તાનને પોતાનું સ્થાન લેવું હોય તો, તેણે આવું કર્યા વિના છૂટકો નથી અને આ કાર્યમાં

વૈજ્ઞાનિકો અગત્યનું સ્થાન લેશે. ઉદ્યોગોની વ્યવસ્થા અને ખીલવણી માટે મોટી સંખ્યામાં વૈજ્ઞાનિકોની જરૂર પડવાની અને કારખાનાંઓમાં અમુક પ્રકારના પ્રશ્નો પર નિર્ણય લાવવા 'સહેતુક' સંશોધકોને પણ રોકવા પડવાના. આવી જાતના સંશોધકોની અગત્ય ઘટાડવાની જરૂર નથી. આવા સહેતુક સંશોધકોનો એક પ્રતિનિધિ એડીસન હતો. તાત્કાલિક વ્યવહારમાં ઉપયોગી વસ્તુઓને પસંદ કરીને તેના પરત્વે એકદમ મોખરાની શોધખોળ કરવામાં તેની બુદ્ધિ પ્રવીણ હતી અને આવા પ્રશ્નોનો સફળ ઉકેલ ઘણી વાર તે લાવતો. પણ આવી જાતની શોધખોળ હંમેશાં રહેવી નથી. કુદરત પોતાનાં ગૂઢ રહસ્યો મનુષ્યને ઉઘાડાં બનાવે તે પહેલાં તેને એકસો ને એક વાર નમવું પડે છે. કુદરતનું કાર્ય સમજવા ને તેનું અનુકરણ કરવા લાંબા સમય સુધી તેની સાથે મિત્રતા મનુષ્યે ખીલવવી પડે છે. આટલા માટે જ મૂળભૂત સંશોધન સહેતુક સંશોધન કરતાં લાંબે ગાળે ઉદ્યોગોને વધારે ફળદાયી થાય છે. અન્ય દેશોમાં સાધનસંપન્ન ઉદ્યોગપતિઓ કોઈ પણ જાતની શોધખોળ માટે પૈસા ખર્ચવા અચકાતા નથી. સંશોધન માટે ખાસ કરીને તેઓ ઉત્સુક હોય છે, કારણ કે અનુભવથી તેઓ બરાબર સમજે છે કે પરિણામે મૂળભૂત સંશોધન વધારે લાભદાયી છે. પ્રોફેસર હક્સ્લીએ તેમની લાક્ષણિક ભાષામાં કહ્યું છે કે ભવિષ્યના કોઈ એકાદ વૉટ, ડેવી કે ફેરાડેને એકાદ લાખ પૌંડ કે ડોલરની કિંમતે કોઈ રાષ્ટ્ર પોતાને ત્યાં વેચાતો લઈ શકે તો, પૈસાના હિસાબે આવો માણસ મોંઘો ન પડે. તદ્દન સર્વસામાન્ય અને દરરોજના અનુભવની વાત છે કે આવા માણસોએ જે કાર્ય કરી બતાવ્યું છે તે વડે—શબ્દોના સાવ સાંકડા અર્થમાં પણ—અઢળક દ્રવ્ય પેદા થયું છે.

ચીનના દાખલા ઉપરથી પણ શીખવાનું છે. એક કાળે ચીન ઉદ્યોગોમાં ખૂબ આગળ વધેલું હતું. ચીની માટીકામ, રેશમ, કાગળ વગેરે ઉદ્યોગો ત્યાં આગળ વધેલા હતા. આજે સ્થિતિ ઊલટી છે. ચીનને આ વસ્તુઓ માટે બીજા દેશો પર નભવું પડે છે. વિજ્ઞાનના ઈતિહાસકારો આ પરિણામ ચીનમાં મૂળભૂત સંશોધનની પ્રારંભિક ખામીને આભારી છે એમ માને છે. હિંદુસ્તાનનો કાપડ ઉદ્યોગ પણ આવો જ એક દાખલો પૂરો પાડે છે. હિંદુસ્તાન ધડો લેશે?



## 'તવ' સ્મૃતિ!

અને જ્યારે વ્યાપે વિજન તમઘેર્યા પથ વિષે
કરી પ્રત્યાઘાતે જડ અવમનું અંતર, પ્રભુ!
રહી અશ્રુસૂકું નયન-સર નિશ્વાસ તપતું:
સરે સાથે ઓજસે શરીર થકી ચૈતન્ય સઘળું
ઢળી કે શોષાઈ જીવન-રસ ખૂટે પલટતાં
પડે જૂદાં તૂટે ગહન ગર્તામાં ઊતરતાં:

અપીમાગીંને શે વધુ વિકળ કરી તાવે તવ સ્મૃતિ!

ઉમંગ દવે

# परिक्रम्य अवलोक्य च

પ્રોફે. રામપ્રસાદ શુક્લ

દર્શનમાંથી રહી જશે એવી અધીરાઈથી હાથમાં પોતિયાની કિનાર પકડીને હાંફળા ફાંફળા ભૂધરશેઠ જ્યારે લક્ષ્મીનાથજીના મંદિર પાસે આવીને ઊભા રહ્યા ત્યારે મંગળાનાં દર્શન હજી બંધ થવાની વાર હતી. ધીરજનો એક દમ ખેંચીને હળવે રહીને શેઠે જોડાને ઓટલાની નીચે ગોઠવ્યા અને પોતે પગથિયાં ચડી ઓટલા પર જઈને ઊભા રહ્યા. પણ નિરાંત આ જીવના નસીબમાં જ ક્યાં હતી? ગઈ સાલ જ સ્લીપરની તફડંચી થયા પછી ઓટલાની બીજી બાજુ પડેલી ચંપલની જોડ ઉઠાઉગીર પોતાને માટે રાખી ગયો હશે એમ માની લઈ, આડુંઅવળું જોઈ જોવા એ પહેરવા જતા હતા ત્યાં તો ચંપલના માલિકે આવીને શેઠને જે શબ્દોમાં ચોપડાવેલી તે અનુભવ તો વિસારતાં પણ ક્યાં વિસારાય એવો હતો?, ત્યારથી જ જોડા નહિ ગુમાવવાના નિશ્ચયમાં શેઠ એટલા અડગ હતા કે જોડા અને ભગવાન વચ્ચે ૪૫ અંશનો ખૂણો બનાવીને ઊભા રહી એ હમેશાં દર્શન કરતા. ભક્તહૃદયની ભાવના આમ બે ભાગે વહેંચાયેલી રહેતી. પણ ભાવનાના પ્રવાહનો મોટો ફાંટો અચાનક ઓટલા નીચે વળી જતાં નાનો ફાંટો ભગવાન સુધી પહોંચતો કે કેમ એ વિશે એક ટીખળીખોરે જરા શંકા દર્શાવતાં નાસ્તિકના ઉપનામથી કાકાએ એને નવાજી નાખ્યો હતો કે પોતે શેઠને મુકાબલે નાસ્તિક જ ગણાય એવો ખુલ્લો એકરાર કર્યો ત્યારે જ બન્ને વચ્ચે સંધિ સ્થપાઈ. આજે એક કૂતરું જીભ બહાર લબડાવીને વારવાર લોલુપતા દર્શાવતું એ ટલાથી થોડે દૂર ઊભું હતું. દેશમાં દુકાળ પડવાનો છે એવી અમમ ચેતી. થય ગય સેમ. તેમ. આજે એની. દાનત. અહીંથી. ખસવાની. નહોતી. એના. મુખ. ઉપરના ભાવથી કંઈક સાહસ કરવાની અણી પર એ હતું એમ ચોખ્ખું લાગતું હતું. " त्वमेव माता च पिता त्वमेव .... " શેઠે હાથ જોડીને પ્રાર્થના કરવાની શરૂઆત તો કરી પણ એમની ચકળવકળ આંખો વારવાર ઓટલા નીચે અથડાયા કરતી હતી ભગવાનની મૂર્તિ કે જોડા એ બેમાંથી કોને એ માતા પિતા તરીકે સંબોધતા હતા એ દૃષ્ટિ કહેવું મુશ્કેલ હતું માતા શબ્દ બોલાઈ રહેતાં મૂર્તિ પરથી પાછી ફરેલી એમની પિતા શબ્દ બોલાતાં બરાબર જોડા પર આવીને ઠરતી એ જોઈને વૈકુંઠવાસી એમના પિતાને કેટલો હર્ષ થયો હશે? એ જાણવાનો તો શો ઉપાય! द्रविण त्वमेव બોલાતાં એમની દૃષ્ટિ પાછી મૂર્તિ પર જઈને, છેવટે પાછી त्वमेव सर्वं मम देव देव। ઉચ્ચારતાં જોડા પર આવીને પડતી. પ્રેમલક્ષણા ભક્તિની વ્યાખ્યા આપતાં નારદે तद् विरहे व्याकुलता એવું ભક્તિની ઉત્કટ દશા સૂચવતું લક્ષણ આપ્યું ત્યારે એને આ વિરહ વિનાની વ્યાકુલતાનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય એમ

તેમ પણ આ આકુલતા ભગવાનને આંગણે — એમના ચરણ સમીપ જ — વર્ષા ઋતુનાં પૂરની માફક વધી રહી હતી એમાં એકાએક ઘોડાપૂર આવતું હોય એવું કંઈક બન્યું. શેઠે એકદમ ભગવાન તરફ પીઠ ફેરવીને 'about turn' (ઘૂમ જાવ) કર્યું. એમની પડોશમાં રહેતાં વિધવા શેઠાણી ધનકોરબાઈ ચુસ્ત મરજાદ પાળતાં હતાં તે અત્યારે મંગળાનાં દર્શને આવતાં હતાં, ત્યાં કૂતરું પણ નજીક આવી જવાની બીકે એમણે 'હટ હટ' કર્યું. એ મંજુલ ગુંજારવ શેઠના કાને પડ્યો. કોઈ કોઈવાર આ રણકાર કાને પડતાં શેઠ ચમત્કારિક અસર અનુભવતા. શેઠના ૪૫ અંશના ખૂણાને ૯૦ અંશના કાટખૂણામાં ફેરવાઈ જતાં વાર લાગતી નહિ. અવારનવાર આ કાટખૂણાઓ રચવાની કુશળતા જોઈને શેઠના સદ્‌ગત ભૂમિતિ શિક્ષકે કેટલી સંતૃપ્તિ અનુભવી હશે! પણ એક ઓળખીતાએ ટકોર કરીઃ "અહો! કેમ શેઠજી! ઉતાવળા ચકળવકળ થાવ છો? શું ચશ્મા બરમા નીચે પડી ગયા? શોધવું છે?" આને તો શેઠે નફ્ફટાઈથી કહી નાખ્યુંઃ "શું કરીએ ભાઈ! ડાહ્યા છો, તો દેખવું ય પડે ભગવાનને આંગણે ભક્તોની શી ખોટ છે! તમારી ભક્તિમાં યે શી ઊણપ છે જે?"

પણ એટલામાં શેઠાણી ઓટલો ચડી ઉપર આવી જતાં "જે શ્રીકૃષ્ણ" કરવાનો લાવો લેવાની તજવીજમાં શેઠ પડી ગયા એટલે રસ્તે ચાલતા એક બીજા ઓળખીતાની ટોળ એમને કાને પડી નહિ· "મારો વા'લો! આને ય વરસ વધતાં જાય છે તેમ તેમ નવા નવા નુસખા સૂઝતા જાય છે."

× × ×

પણ બિચારા શેઠને જ શું કહીએ? અમારા ગામના અમે થોડાક જણ એકવાર આગગાડીમાં મુસાફરી કરતા હતા ત્યાં એક અઘતન સદ્‌ગૃહસ્થ હાથમાં ચાહની એક બેગ લઈને આવીને બેઠા વાત કરતાં જણાયું કે તેઓ એક પ્રખ્યાત વીમા કંપનીના એજન્ટ હતા વીમાથી થતા ફાયદાઓના લાંબા વિવેચનને અંતે સિદ્ધપુર સ્ટેશન આવતાં, અમે ચા પીવા લાગ્યા. પેલા સદ્‌ગૃહસ્થ પણ ચા પીતા હતા દરમ્યાન એક ફરસાદાર બહેન અમારા ડબ્બામાં દાખલ થયાં સૌની આંખ સ્વાભાવિક રીતે એમના તરફ વળી અને પછી પછી સૌ સ્વસ્થ થઈને ચા પીવા લાગ્યા. પણ આગંતુકને જગ્યા મળી કે નહિ એની ચિંતા અમારા નવા મિત્રના મગજ પર એટલી બધી સવાર થઈ ગઈ હતી કે એમની પોતાની જગ્યા જો એમને ખાલી કરી આપવાનું કહેવામાં આવે તો પોતે કેટલી કૃતકૃત્યતા અનુભવે એ એમના ચહેરા પરથી દીવા જેવું સ્પષ્ટ દેખાઈ આવતું હતું. દુર્ભાગ્યે એક વેગ કુટુંબ બાજુના ખાનામાંથી નીચે ઊતર્યું એટલે પેલાં બહેનને અમે આપી શકીએ એથીયે વધુ જગ્યા મળી ગઈ એથી પરોપકાર કરી ધન્યતા અનુભવવાની આવી અપૂર્વ તક એળે જવા બદલ અમારા મિત્રના મોં પર દિવેલનો આખો શીશો રેડાઈ ગયા જેવો જે દેખાવ થયો, તેનું ચિત્ર આજ દિવસ સુધી મારી સ્મૃતિમાંથી ખસતું નથી પણ મોં ઉપર દિવેલ રેડાતું હતું તે દરમ્યાન એમના હાથમાના

ચાના કપે ઢળીને પાટલૂન ઉપર જે ચિત્રામણ કર્યાં હતાં તેના પર અમારી નજર પડી ત્યારે અમારા મિત્રની તિતિક્ષા માટે ધન્યવાદ આપવાની વૃત્તિ કાબુ બહાર જવા લાગી. પણ આવી કડી નિરાશાને અંતે મળેલા અભિનંદન એમને રુચે કે કેમ એ 'નક્કી નહીં' કરી શકવાથી વૃત્તિને ક્રમે કરી કાબુમાં રાખ્યો. જો કે શિયાળાનો સમય હતો એટલે સ્ટેશનની લગભગ ઠરી ગયેલી ચા પાટલૂન પર પડતા પહેલા સાવ ઠંડી પડી જવાથી તેઓ દાઝવામાંથી બચી ગયા હતા એ ઠંડી ચાનો ચોખ્ખો લાભ આજે દીઠો. ગરમ ચાના લલકાર સાથે સ્ટેશન પર મળતી ઠંડી ચા લાવનાર 'બોય'ને 'ચાર તમાચા ચોડી કાઢવાની જે વૃત્તિ અગાઉ થઈ આવતી તેને કાબુમાં રાખવાનું મારે માટે ત્યારથી ઠીક સરળ થઈ ગયું છે. અલબત્ત, સ્ટેશન પરની ચા ને ઠંડી ન હોય ત્યારે પણ પીધા પછી ઠંડી ઠરાવીને પૈસા આપતી વખતે અખાડા કરવાની અમારી ગરમીનો પારો અમદાવાદના ઉનાળાની ગરમી જેટલો જ તેજ રહે છે ખરો.

× × ×

અમારા વિદ્યાર્થી જીવનના દિવસોની યાદ પણ કાંઈ કમ છે કે ? અધ્યાપક મહાશય ભણાવતા તેમાંનું કેટલું કાનમાં થઈને અમારા મન સુધી પહોંચતું એ તો આટલા લાંબા સમય સુધીમાં હવે ભૂલાઈ ગયું છે. પણ અધ્યાપક મહાશયના શબ્દો સાંભળવાનું કામ તો કાનનું, એટલે કાન પોતાનું કામ કરે એ દરમ્યાન આંખોએ શો ગુનો કર્યો કે એણે પોતાની સ્વાભાવિક પ્રવૃત્તિ ન કરવી ? જરા અધ્યાપક મહાશયના મોં પર આંખ ઠરી ન ઠરી ત્યાં તો વર્ગની આગલી બેંચો પર અમારી આંખો ઢળી જતી. દયારામની કવિતામાં લોચન મનનો ઝગડો થયો છે પણ અમારે માટે કોઈ દિવસ લોચન મનનો ઝઘડો હતો જ નહિ કારણ यत्र यत्र लोचन तत्र तत्र मन. (જ્યાં જ્યાં અમારાં લોચન ત્યાં ત્યાં અમારાં મન) એવા સાર્વત્રિક નિયમનો કુદરતના કાયદા જેટલી જ સીફતથી અમે સ્વીકાર કરેલો. સંપૂર્ણ સહૃદયતા અને અહિંસક વાતાવરણયુક્ત આ લોચન-મનના ઇન્દ્રિયમેળના ક્ષેત્રમાં સામ્યવાદીઓ અને સમાજવાદીઓ પણ સંઘર્ષ ભૂલીને સામેલ થયા હતા એ જ અમારી સફળતાનો સાચો પુરાવો હતો. આજ દિવસ સુધી અમારા અનુગામી વિદ્યાર્થીઓએ પણ આ નિયમનું એટલા વફાદારીથી પાલન કરેલું છે કે હમણાં હમણાં વિદ્યાર્થીઓ સામે વારંવાર કરવામાં આવતા શિસ્તભંગના આરોપો કેટલા જૂઠા છે એની જાણ કોઈ પણ નજરે જોનારને થયા વિના રહે નહિ પણ કમભાગ્યે આ વસ્તુને જ શિસ્તભંગ તરીકે ગણી કાઢવામાં આવે છે તેમાં વિદ્યાર્થીઓનો શો વાંક ? દુનિયાના ચશ્મા જ ઊંધા છે એટલે એને ડાહ્યા માણસો પણ દીવાના લાગે છે તો પછી એનો ઉપાય શો ? વળી પહેલાંના વિદ્યાર્થીઓ અને આજના આચાર્યશ્રી અને અધ્યાપકો તો જાણે કોઈ દિવસ જુવાન જ ન હતા અને સીધા તપોવનમાંથી જ ઋષિપદ ધારણ કરીને આવ્યા હોય એવો બુરખો પહેરીને આવે છે ત્યારે તો હદ થઈ જાય છે. વિદ્યાર્થીઓ તો બિચારા સારા છે કે મેઘદૂત, શાકુંતલ અને ગીતગોવિંદ જેવાં પુસ્તકો શીખવો છો છતા પણ કેટલી સભ્યતાથી અને મર્યાદાથી વર્તે છે ! એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે કોઈ પણ સંસ્કારને ઉત્તમ માન આપવું એટલે એના સૂચનોને

જીવનમા અપનાવવાં. એ તો સારું છે કે આ યુગના વિદ્યાર્થીઓ સામાન્ય રીતે સંસ્કૃતમાં અને એથીયે વિશેષ વ્યાકરણમા કાચા હોય છે તેથી સંસ્કૃત નાટકોની નાટ્યોચિત સૂચનાઓ પૂરી સમજતા નથી અને એમને જીવનમાં ઉતારવાનો ઝાઝો ભય ઉપસ્થિત થતો નથી ! અલબત્ત, આ ખોટ એ બીજી રીતે પૂરી પાડે છે ખરા. હોલીવુડથી માંડીને હિંદુસ્થાન સુધીની ચિત્રપટમા ઊતરી ચૂકેલી અને ભવિષ્યમાં ઊતરવાની બધી તારિકાઓ એમના સ્મરણપટ પર સદૈવ ચમક્યા કરે છે. દરેકના ખાનપાનથી માંડીને રહેણી-કરણી તેમજ કપડાં પહેરવાની ઢબ અને અંગભંગની મોહકતા વિશેની માહિતી એટલી તો ઝીણવટ ભરી એ આપી શકે છે કે આ યુગનો વિદ્યાર્થી ઊંડી વિગતોમાં ઊતરી શકવા માટે સ્વભાવથી જ અસમર્થ છે એવો આક્ષેપ કરનારા જડસુ અને સ્થિતિચુસ્ત છે એ આપોઆપ સિદ્ધ થઈ જાય છે. પણ સમજ્યા વિના ગોખેલુએ થોડુક તો મનમાં ચોંટી જાય એ ન્યાયે સંસ્કૃત નાટકોની બે સૂચનાઓનું યુવાન વર્ગમાં સર્વત્ર વ્યાપક આચરણ થઈ રહ્યુ છે એ જોઈને કૈલાસવાસી કાલિદાસાદિ કવિઓને કેટલો સંતોષ થતો હશે ! આ રહ્યાં તે બે સૂચનોઃ એક परिक्रम्य अवलोक्य च [ પરિક્રમણ કરીને, આંટા ફેરા મારીને, જોઈને ]. બીજુ સૂચનઃ दीर्घं निश्वसिति [ દીર્ઘ નિશ્વાસ નાખે છે ]. શાળાઓમાં, મહાશાળાઓમા, નાટકશાળાઓમા છબીઘરોની બાજુએમાં, જાહેર હરવા ફરવાનાં સ્થળો, આસપાસ કે નેતાઓનાં વ્યાખ્યાનો થતા હોય ત્યારે પણ, આ परिक्रम्य अवलेक्य च સૂત્રની વિરાટ પ્રવૃત્તિ ચાલ્યા જ કરતી હોય છે. જીવ્યા કરતાં જોયું ભલુ કે દેખીને દાઝવુ એ બેમાંથી કયો રૂઢીપ્રયોગ આ પ્રવૃત્તિને વધારે બંધબેસતો ગણી શકાય એ ચર્ચામાં પડયા સિવાય એટલું તો ખાત્રી બંધ કહી શકીએ કે આમાંની ઘણી પ્રવૃત્તિ दीर्घं निश्वसिति મા પરિણમે છે. અમદાવાદની આટલી ગરમી, દુકાળના દહાડા, ત્રણ ત્રણ પાળી ચાલતી મિલોનાં ભૂંગળાંથી વધતો ગરમીનો પારો. એટલું શું ઓછું છે કે આ દીર્ઘ નિશ્વાસોની ઉષ્માથી આખુ ગામ ભરી દેવુ અને દુકાળમાં અધિકમાસ કરવો ! પણ એટલું સદ્‌ભાગ્ય સૂચક છે કે આપણા યુવાનોને સંઘર્ષ વચ્ચે સ્વાશ્રયના આધારે જીવવાનું છે એથી સંજોગના ટપલા ખાઈ ખાઈને એમનુ મગજ વખત જતાં ઠીક ઠીક ઠેકાણે આવી જાય છે, નહિતર સંસ્કૃત નાટકોથી માંડીને શરદબાબુની નવલકથા સુધીનાં નાયકો જેટલી એમને નવરાશ હોત તો તો ગજબ થઈ જાત. આપણો દેશ વ્યવહારુ વાણિયાનો એટલે ગજબ સ્થાપનામાં પાછું ગાડુ ચીલે ચડી જાય છે. કલ્પનાનાં ઘોડા દુડાવીને મનમાં ને મનમાં તરંગોની પરીઓને પરણી પરણીને મનમાં ને મનમાં રંડાયા પછી આપણા ઘણા યુવકો વાસ્તવિક દુનિયાની ચાર ચોપડી ભણેલી ઘરરખ્ખુ સ્ત્રી સાથે લગ્ન કરીને સ્વામિત્વની હદ સુધીનું એનું વર્ચસ્વ સ્વીકારી લે છે એને થાક કહો, હાર કહો કે સમાધાન કહો, પણ એથી એકંદરે આપણો સંસાર સુખરૂપ ચાલે છે એ વાત બેશક

આ થયું વિષયાંતર. પણ જો વાચક વર્ગ એ સામે વાંધો લેશે તો અમારો રદિયો, ડૉ જોનસનના શબ્દોમાં તૈયાર જ છેઃ “An essay is a loose sally of the mind, an irregular indigested piece, not a regular and orderly performance ” વાચકોની વાત અમે તેટલી સાચી હોય તો પણ કોઈ મહાન લેખકનું

અવતરણ આપીને એમને મહાન કરી દેવા એ તો વિદ્વાનો અને વિવેચકોનો આગવો જ હક્ક છે વળી આવા લેખકના પુસ્તકની પૃષ્ઠસંખ્યા દર્શાવી એનો આધાર લીધો કે એમાંની એકાદ પાદટીપમાંથી અવતરણ આપ્યું એટલે વાચક બિચારો વિસ્મયમાં જ પડી જાય કે કેવા મહાન લેખકોના દળદાર ગ્રંથોના ખૂણેખૂણાનું સાદ્યંત પરિશીલન કરે છે! હજુ કંઈ બાકી રહેતું હોય તો નવી પાદટીપો કે પૃષ્ઠને પૂંછડે લટકાવી અથવા પાદટીપ રૂપે સંસ્કૃત અવતરણો આપ્યાં અને એક મામ્મટ થી માંડીને જગન્નાથ સુધીના રસજ્ઞાઓઓની કાવ્ય વિષેની વ્યાખ્યાઓ ટાંકી એટલે ખલાસ! બિચારો વાચક તો અંજાઈ જ જાય કે ભરતનાટ્યશાસ્ત્રથી તે રસગંગાધર સુધીના સર્વ ગ્રંથો કેવા કંઠસ્થ છે? કારણ કે એમાંથી કેટલાને આ માહિતી જે સંસ્કૃત કાવ્યશાસ્ત્રના કોઈ પણ કચરા જેવા ગ્રંથના સંપાદકો પણ આ બધી વ્યાખ્યાઓ વિવરણના પહેલા કે બીજા પૃષ્ઠ પર આપી હોય છે? રસની અભિવ્યક્તિની પ્રક્રિયા અહીં જણાએ પણ આપણી ભાષામાં ક્રમબદ્ધ સમજાવી નથી પણ કાવ્યશાસ્ત્રનું પહેલું પાનું ચર્ચતા અનેક લેખો જોયા, જેમાં ન તો કંઈ નવીન દૃષ્ટિએ નિરૂપણ હોય કે ન હોય નવો મુદ્દો એટલે વાચકે જો નવી પાદટીપ કે નવા વિસ્તૃત અવતરણમાંથી પોતાની રક્ષા કરવી હોય તો આવા વિષયાંતરો વખત આવે નભાવી લેવા.

ભણતરની દુનિયામાંથી બહાર નીકળતાં કેટકેટલાં જૂનાં સ્મરણો તાજાં થાય છે. અમારા એક પુરોગામી વિદ્યાર્થીએ સંસ્કૃત નાટકનાં ઉપર્યુક્ત બન્ને સૂચનોનો પૂરેપૂરો અમલ કર્યો. વિદ્યાલયની સીડીને ખૂણે કે ગૅલેરીના થાંભલાને અઢેલીને છાતીનાં પાટિયાં ખખડી જાય એવા દીર્ઘ નિશ્વાસો નાખ્યા છતાં, આ રીતે માત્ર એમના પોતાના મગજની ગરમીનો પારો અતિશય વધારી મૂકવા સિવાય એમને વધુ સફળતા મળી નહિ, એટલે એમણે રાજપૂતોની માફક કેસરિયાં કર્યાં. અલબત્ત, આ યુદ્ધનો વ્યૂહ જુદો જ હતો એટલે એમાં તલવાર ધારણ કરવાની ન હતી. ચહેરા ઉપર સહેજ મુસ્કરાટ, ઓછા ઓછા થઈ જતા હોય એવો મુખભાવ, પહાણની ઉપર માથે કાપેલા બૉબ્ડ પદ્ધતિના વાળ, પટ્ટાવાળા રેશમી કપડાનો પાયજામો, પહાણી રમતનો રેશમી રંગીન ઝભ્ભો તથા લટકાળી બંડી ઇત્યાદિ ધારણ કરીને પચરંગી પતંગિયાની માફક એમણે દેખા દીધા ત્યારે એમના પર બધાનું ધ્યાન ચોંટ્યા વગર રહ્યું નહિ. જેનું ધ્યાન ખેંચવાનો એમનો ઉદ્દેશ હતો એમના મનમાં આમોદ થયો હશે કે આઘાત એ તો કલ્પવું મુશ્કેલ છે, પણ શમા પર તૂટી પડવા તત્પર બનેલ પરવાનાના જેવી એમની છટા અર્વાચીન ગુજરાત કરતાં ઉમર ખય્યામના ફિગનને વધારે છાજે તેવી હતી. અલબત્ત, શરીર પહાણી નહિ અને સામઠીના રંગમાં આ સુરીવાદી શરીર લગભગ હાબિકાને મળતું હતું. આ પચરંગી શણગાર સરકસના શણગારેલા વાંદરાને મળતું આવે એમાં શી નવાઈ! એ સમયે વિદ્યાલયમાં કલા પ્રદર્શન યોજાયું હતું અને વિદ્યાર્થીઓએ, ચિત્રો, છબિઓ અને બીજી ઠીક ઠીક કળા કારીગીરીની વસ્તુઓના નમૂનાઓની સજાવટ કરી હતી, વિદ્યાર્થિનીઓ તરફથી એમના ભરતકામના નમૂના પણ વચ્ચે ટેબલો ગોઠવીને કાચની પર લટકાવીને રાખવામાં આવ્યા હતા ભરત-ગૂંથણના રૂમાલો, થેલીઓ, વાવટાઓ સાથે જ જુદી જુદી ડીઝાઈનોવાળા રબારી ભરત

ઇત્યાદિ ભરત ગૂંથણની અવનવી ઢબ દર્શાવતા ચાકળાઓ બરાબર લટકી રહે એ રીતે કુશળતાપૂર્વક ભીંત પર લટકાવાયા હતા. ત્રણ દિવસથી ચાલતા આ પ્રદર્શનમાં વિદ્યાર્થીઓની ઠઠ જામતી, અને ચિત્રો તેમજ ચર્મકલાનું કામ સુંદર હોવા છતાં આ ચણિયાઓની આસપાસ ઠઠ જામતી જોઈને આપણા વિદ્યાર્થીઓમાં વિકસતી જતી કલાપ્રિયતા વિશે એક સળંગ લેખમાળા લખવા જેટલી સામગ્રી મળી રહેતી. પ્રદર્શન સમિતિના પ્રમુખસાહેબ તો બિચારા આ કલાભિમુખતાથી ગદ્‌ગદ થઈને કૃતકૃત્યતા અનુભવતા હતા (અલબત્ત, બીજે વર્ષે ભરત ગૂંથણના નમૂનાઓમાં ચણિયાઓ મૂકવામા ન આવ્યા ત્યારે ગીરદીમાં ધરખમ ઘટાડો જોઈને એમને એટલું જ આશ્ચર્ય થયેલું.) આજે પ્રદર્શનનો છેલ્લો દિવસ હોવાથી હાથમાંથી સરી જતો રહ્યો સહ્યો લ્હાવો પૂરો કરી લેવા વિદ્યાર્થીઓની પડાપડી થતી હતી એટલામાં અમારા પચરંગી પુરોગામી ખંડમાં દાખલ થયાં એ વખતે, ચણિયા અને એમના વચ્ચે વિભક્ત થયેલી આંખોએ જે સૌંદર્ય પ્રગટાવ્યું તે અનિર્વચનીય છે એક ઉચ્છ્વાસ ખૂણામાંથી બોલ્યા વિના રહ્યો નહિ "કહી-કલોલ તરફની ઉપડતી ગાડીમાંથી ઊતરીને સીધા જ આવતા લાગો છો." આ સાંભળીને પેલા પચરંગી પહેલવાન પણ લગભગ ચિત્ત થઈ ગયા હોવા જોઈએ, કારણ એમણે તરત જ ત્યાંથી ચાલતી પકડી હતી

× × ×

આમ છતાં અમારી ચોક્કસ માન્યતા છે કે માનસશાસ્ત્રી ફ્રોઇડ ખોટો છે, શ્રી મુનશી પણ ખોટા છે. એ લોકોને વાતનું વતેસર કરવાની ટેવ જ પડી ગઈ છે. 'કાકાની શશી' નાટકની પહેલા અંકમાં મનહરલાલ શેઠ દાખલ થાય છે ત્યારે સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજની દરેક સ્ત્રી, કોઈ પોતાનાં કપડા તો કોઈ પોતાના વાળ ઠીકઠાક કરવા મંડી પડે છે, અને એક પારસણ તો પફ પાવડર પણ એ જ ઘડીએ લગાડે છે. આવું ચિતરવું એ કેટલું સુરુચિભંગ કહેવાય આ તો યુવાનોનો અધિકાર યુવતીઓને આપી દીધા જેવું થયું! કેટલો વિપર્યય! બર્નાર્ડ શૉ ભલેને લખ્યા કરે કે સ્ત્રી એ શિકારી છે અને પુરુષ એનો શિકાર છે. અમારા હિંદુસ્તાનનો એક હજામ પણ પુરુષ તરીકેનો પોતાનો 'અગાઢ' હક જવા દેવા તૈયાર નહિ થાય અને આ હક સાબિત કરવો હોય એમ સલાકી ઉપર જોરથી અસ્ત્રો ઘસીઘસીને બુઠ્ઠો કરી નાખશે અલબત્ત, બર્નાર્ડ શૉને તો દાઢી રાખવાની એટલે એ બુઠ્ઠા બાવાને બુઠ્ઠા અસ્ત્રાની હજામતનો મઝા માણવાની ક્યાંથી મળે? પણ એક વખત અમારા ગામના ટપુ હજામના સલુનમાં હું હજામત કરાવવા બેઠો હતો ટપુ વાત કરતાં કરતાં ખીલ્યો એટલે અસ્ત્રો આડોઅવળો ફેરવ્યા કરતો હતો એની એના કરતા મારે જ વધારે દરકાર રાખવી પડતી હતી. પરંતુ વાતના તાનમાં ને તાનમાં મારી ગમે તેટલી દરકાર હોવા છતાં એ મને અસ્ત્રાનો સ્વાદ ચખાડ્યા વિના રહ્યો નહિ, ને મારાથી અચાનક ઊંચું જોવાઈ ગયું. સામેની ભીંત પર જ એક જાપાનીસ રમણીની મોટી છબી રાજેલી હતી. બન્ને બાજુની આખી દિવાલ પણ દેશપરદેશની રમણીઓની છબીઓથી એવી ભરેલી હતી. અર્ધનગ્નથી માંડીને આ નગ્ન સુંદરીઓની કતારબંધ છબીઓ ટપુની કલ્પનાનું અનુપમ સ્વર્ગ સર્જી રહી હતી. સૌંદર્યની પરખની બાબતમાં ટપુની આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ

પર હું વારી જવાની તૈયારી પર હતો. એટલામાં મને વિચાર આવ્યો કે, આ સલુનમાં સુંદરીઓની શી જરૂર પડી ? જ્યાં નીચું માથું નાખીને વાળ કપાવવાના ત્યાં ભીંતે લટકેલી સુંદરીઓની શોભા કોણ જોવાનું હતું ? અમે બન્ને એકલા હતા એટલે આ એકાંતનો લાભ લઈને સૌંદર્યની આ સજાવટ માટે મેં ટપુને પૂછ્યું એણે બિચારાએ ખરેખરો જવાબ આપી દીધો: "એ ઘડી ગમ્મત લાઈસાંબ. ઘરાકને ઘડીક મોડું થાય તો એની આંખ ઠરે ને એટલામાં અમારે આગલો ઘરાક પતી જાય." કરકસર અને સસ્તાપણા સાથે સૌંદર્યનો સમન્વય સાધવાની ટપુની કુશળતા અને એની નિખાલસતા એનો હું સ્તબ્ધ થઈ વિચાર કરતો હતો એટલે मौनं संमति लक्षणम् સમજીને ટપુએ ખુલીઆઈને લપસવા દીધી દરેક જાહેર સ્થાનમાં આવી છબી લટકાવવી જોઈએ એવો એનો ચોખ્ખો અભિપ્રાય અને આગ્રહ જણાયો. જાહેર મુતરડીઓમાં, જાહેર જાજરૂઓમાં, જાહેર બાગબગીચાઓમાં તેમજ સર્વ જાહેર સ્થાનોએ આવી છબીઓ લટકાવવામાં આવે તો લોકોનું ધ્યાન રંજન તરફ વળતાં ઓછી ગરબડ થાય એવો કંઈક એના વક્તવ્યનો ધ્વનિ જણાયો. રંજન એટલે સસ્તાં અર્ધનગ્ન ચિત્રો એવા ટપુના ખ્યાલ સાથે મારો ઉઘાડો અને ચોખ્ખો મતભેદ દર્શાવવા છતાં, એના કથનમાં સત્યનો અંશ રહેલો છે એમ લાગ્યા વિના રહ્યું નહિ. યુરોપમાં રંગીનની મદદથી ઉશ્કેરાયેલા લોકોના ટોળાને કાબુમાં લેવામાં આવે છે તો ચિત્રોની મદદ વડે જનમન રંજન કરી લોકવૃત્તિને વાળવાની આ ટપુની સૂચના છેક કાઢી નાખવા જેવી ન ગણાય. આપણાં જાહેર પાયખાનાઓમાં અને આગગાડીઓનાં પાયખાનાંમાં અત્યારસુધી જે ભીંતચિત્રો અને ભીંતપત્રો આપે ચડે છે એ શું સમાજશાસ્ત્રીઓ માટે ચેતવણીના શિલાલેખો સમાન નથી ?

× × ×

મારી ખાસ વિનતી છે કે આથી કોઈ એમ ન માની બેસે કે જગત નીતિનાશને અર્ધે રસ્તે જઈ પહોંચ્યું છે. આમાં ઘણુંખરું તો પ્રકટ ઇચ્છા વિના જ અથવા પરિણામના ભાન વિના જ બનતું હોય છે. જાગ્રત મન ન જાણે એમ અજ્ઞાત મન અકળ રીતે આવી પ્રવૃત્તિઓ કરાવે છે. એમાં જેટલો વ્યક્તિનો દોષ છે એટલી જ એની દયાપાત્રતા છે. વળી પ્લેટોથી માંડીને મેરી કોરેલી અને મુનશી સુધીના લેખકોએ કહ્યું છે કે પ્રત્યેક વ્યક્તિ એ એક અખંડ આત્માનું એક અર્ધાંગ જ છે, જે પોતાનું અંગ અખંડ કરવા માટે અનુકૂળ અર્ધાંગની સતત શોધ કર્યા જ કરે છે. આ શોધ જન્મજન્માંતર સુધી ચાલે છે. ક્યારેક ભાગ્યના બળે બે ખરાં અર્ધાંગો જોડાઈ અવિભક્ત આત્મા પ્રગટે છે અને પ્રેમની પરાકાષ્ઠા થાય છે. પ્રત્યેક આત્માને પોતાનું ખરું અર્ધાંગ ન મળે ત્યાં સુધી એની ખોજ ચાલુ રહે છે અને ભવોભવમાં એ ભટક્યા કરે છે. અવિભક્ત આત્માનું તત્ત્વજ્ઞાન તો જે હોય તે ખરું, પણ ભૂખ્યા આત્માઓ ભટક્યા કરે છે તે તો રોજના અનુભવનો વિષય છે. પરંતુ એઓ પોતાના ખરા અર્ધાંગને શોધીને છેવટની શાંતિમય પરિતૃપ્તિ મેળવવા માટે આ પરિશ્રમ ઉઠાવે છે એવું કાંઈ એમના ઢંગ ઉપરથી લાગતું નથી. ખરા અર્ધાંગની ખોજ જેમ બને તેમ બાજુએ નાખવી અને દરમ્યાન શક્ય એટલી મોટી સંખ્યામાં વિવિધ અર્ધાંગોનો અનુભવ લેતા જવો એવો કંઈક એમનો વ્યવસ્થિત કાર્યક્રમ જણાય છે. કદાચ Jreatest good

of the greatest numberના સૂત્રમાં આ રસએકડીની અવિચળ શ્રદ્ધા એમને આવી પ્રવૃત્તિ તરફ પ્રેરતી હશે અમારા એક સહાધ્યાયીનો અર્ધાંગની શોધ માટેનો અદમ્ય ઉત્સાહ હેરત પમાડે એવો હતો દર બેચાર મહિને નવાં પ્રેમપાત્રો સાથે નાટ્યગૃહમાં કે છબિઘરમાં જોઈને એમનાં જાગૃત ઉત્સાહની છાપ કોઈના ઉપર પડ્યા વિના રહેતી નહિ અમારા આ મિત્ર આ ક્ષેત્રમાં વેકેશન જેવો વિરામ પણ સ્વીકારતા ન હતા એકથી છૂટા પડી અન્ય સાથે ગોઠવાઈ ન જાય ત્યાં સુધી એમની પ્રવૃત્તિ પૂરના વેગે ચાલ્યા જ કરતી કેટલીક વાર એ લશ્કરી ઢબે સાણસા વ્યૂહ પણ રચતા જેથી ગમેતેવી જોખમની પરિસ્થિતિમાં પણ એક પાંખની પ્રવૃત્તિ ચાલુ રહે અમેરિકાના કેટલાક વિશ્વવિદ્યાલયો વેકેશનનું એક મધ્યમ સત્ર યોજી અવિરત વિદ્યાપ્રવૃત્તિ ચલાવે છે એમની રસપ્રવૃત્તિ પણ અવિરત અને છેલ્લામાં છેલ્લી અદ્યતન ઢબની હતી

વિચાર આવે છે કે કેટલાક વાચકના પોતાના અનુભવો આને પણ ટપી જાય એવા હશે તો પછી આને અપરાધ ગણવો કે ખોડ? ખોડ ગણો તોયે આ વ્યાપક ખોડનો પ્રતિકાર શો? વળી એને ખૂબી ગણનારો એક પક્ષ પણ એના સમર્થન માટે ખડે પગે તૈયાર જ છે વિચારવિમર્શ તો ચોખ્ખું દર્શાવે છે કે આને ખોડ કે અપરાધ કશું ગણ્યા વિના આ માનસોપચારનો પ્રદેશ ગણીને વૈજ્ઞાનિક ઢબે એનું નિરાકરણ શોધાવું જોઈએ રીતિરક્ષકોના લાંબાચોડા પ્રવચનો, ઉદ્‌બોધનો કે શિક્ષાવચનોએ બીજાને કોઈ દિવસ સુધાર્યા છે ખરા? એના કરતાં તો પેલા અનઘડ ટપુએ રંજન ઉપર ભાર મૂક્યો છે એ વિચારવા યોગ્ય લાગે છે. લોકોને જેમ બને તેમ શુદ્ધ રંજન મળે, એમની દબાયેલી વૃત્તિઓને સ્વાભાવિક વહનના માર્ગો મળે અને એના શુદ્ધિકરણ કે ઊર્ધ્વીકરણ માટે અવનવા ઉપાયો યોજાતા જશે તેમ તેમ આ વૃત્તિ કાબુમાં આવતી જશે અથવા ઘસાઈ ઘસાઈને એની ધાર બુઠ્ઠી થઈ જશે નિખાલસતાનું વાતાવરણ કેળવાતાં છલનાનો નાશ થશે અને પછી ઉઘાડેછોગ આ વૃત્તિને ટકવાનું ભારે થઈ પડશે સંઘવ્યાયામ, લશ્કરી તાલીમ, ખુલ્લી છાવણીઓનું જીવન, અનેકવિધ વિદ્યાશાળાઓનું ઉદ્‌ઘાટન, અને હયાત શાળાઓમાં શુષ્કતાને બદલે રસિકતાનો આવિર્ભાવ ઇત્યાદિ અસંખ્ય ઉપાયોના અવિરત શ્રમ વડે ધસકી વર્ગની વેડફાઈ જતી જીવનશક્તિ પણ યોગ્ય માર્ગે વાળી શકાશે

પણ આ સર્વ ઉપાયોના શિરોમણિ સ્થાને બેસે એવો રામબાણ ઉપાય તે માનવસમૂહો માટે પ્રિય પ્રવૃત્તિઓ (hobbies) વિકસાવવાનો છે મનુષ્યોના મનને કેંદ્રિત કરવા માટે પ્રિય પ્રવૃત્તિઓ જેવો એક પણ બીજો ઉપાય નથી આ પ્રિયપ્રવૃત્તિઓ વધારેમાં વધારે વિદ્યા અને કળાના સંસ્કારથી અન્વિત બને અને અગણિત દિશામાં વિકસી માનવજાતની મોટી સંખ્યા આવી પ્રવૃત્તિને પોતાના રોજીંદા જીવનમાં સ્થાન આપી શકે તેવી વ્યવસ્થિત, તાલબદ્ધ યોજનાઓ વિચારાતી અને અમલમાં મુકાતી જાય એ જ સંસ્કારિતા સ્થાપવાનો રાજમાર્ગ છે ગોકળ ઇંદ્રિયદમનથી છલના અને વિકૃતિઓ જ પેદા થઈ છે વિકૃતિ અને સંસ્કૃતિ વચ્ચેનું અંતર આકાશ અને પાતાળ જેટલું છે કામુકતાનો વિજય શુદ્ધ, સંસ્કારી રસિકતા વડે જ થઈ શકશે રસિકતા કામરંજિતા એ સૂત્ર આજ દિવસ સુધી કામજયનું અમોઘ સાધન રહ્યું છે

卐

# સંસ્કૃતિ કે વેપાર?

લેખક : નિ કો લ સ રો રી ક
અનુ૰ : નટવરલાલ રણછોડજી મિસ્ત્રી

હિંદુશાસ્ત્ર પ્રમાણે નર અને નારાયણ દરિદ્ર સ્વરૂપે પૃથ્વી ઉપર વિહાર કરે છે. તત્ત્વવેત્તા હોરેસે કહ્યું છે: "દારિદ્ર્યમાંથી જ મને પ્રેરક શક્તિ મળી" સન્ત ફ્રાન્સિસ જ્યાં સુધી એક ધનિક મધ્યમવર્ગી હતો ત્યાં સુધી કોઈનું પણ ધ્યાન પોતા તરફ ન આકર્ષી શક્યો, પરંતુ જે દિવસથી એણે દારિદ્ર્ય વહોરી લીધું તે દિવસથી દુનિયાના મહાન સન્તોમાં એની ગણના થવા માંડી, અને લાખો વ્યક્તિઓ એના જીવનમાંથી પ્રેરણા મેળવવા લાગી.

ભિન્ન ભિન્ન યુગો અને યુગયુગાંતરોના માનવઇતિહાસનાં પાનાંઓ ઉથલાવતાં એ સ્પષ્ટ દેખાઈ આવે છે કે ધન એ કદાપિ આત્મપ્રાપ્તિ અને કીર્તિનું સાધન નહોતું શેખ હુમાયુ પોતાના મહાન પુત્ર અકબરના જન્મપ્રસંગે એટલો બધો ગરીબ હતો કે પોતાના સાથીદારોને ચપટી કસ્તુરી સિવાય કાંઈ વહેંચી શક્યો નહિ

પ્રાચીન કાળના ધનકુબેરો પાસે અખૂટ સંપત્તિ હતી કિંતુ ઇતિહાસે એ વાત ઉપર પડદો ઢાંકી દીધો છે. જેણે માનવસંસ્કૃતિ ઘડવામાં કંઈપણ ફાળો આપ્યો નથી તેનું માનવોન્નતિના ઇતિહાસમાં સ્થાન પણ શું છે? માનવોન્નતિની પરંપરા જે અહિંસાનો માનવઆત્માને ઊંચે લઈ જાય છે તેને જ મહત્ત્વ અર્પે છે.

સમકાલીન યુગ આવા દૈવી પ્રયત્નોને ચારે બાજુથી જૂઠ અને અન્યાયથી ભરી દેવા મથે છે પણ કાળની ગતિ એવા જૂઠાણાંને છિન્નભિન્ન કરી નાખે છે એના પ્રહારમાંથી કેવળ સ્થાયી સત્ય જ બચવા પામે છે આ નિયમ સમકાલીન યુગના સમસ્ત પ્રગતિશીલ અહિંસકોને સ્થાયી મહત્ત્વ આપે છે અને કપટપૂર્ણ આકસ્મિક અને નાશવંત તત્ત્વોને વિસ્મૃતિના દિલ્લાની ખાઈમાં ધકેલી દે છે. છેવટે, ઇતિહાસની યાદદાસ્ત કોઈ મામૂલી ચીજ નથી કદાચ કદાચ તો તે સદીઓની સદીઓ વહી ગયા પછી માનવકલ્યાણ નિમિત્તે જે કોઈ પ્રયાસ થયો હોય એનો ન્યાય કરી એના પર સ્થાયિત્વની મહોર લગાવે છે.

માનવતાનો ઇતિહાસ સાર રૂપે, શબ્દના યથાર્થ અર્થમાં, માનવીય છે લાભ, સ્વયંભૂ પ્રેમ, ક્રોધ અને જંગલી વિચારો કોઈ શરમિંદી જગામાં પડી રહે છે. સોનું, પછી ભલેને ગમે તેવું કેમ ન હોય, અજ્ઞાન અને વિનાશ છૂપાવી નથી શકતું. સાથે સાથે કોઈ પણ સર્જનાત્મક વસ્તુ કે રચનાત્મક પ્રયત્ન ભૂલી નથી જવાતો નિસ્વાર્થ ભાવના, ભલે અંધારામાં છૂપાઈ હોય, છતાં ઇતિહાસ તો એની કિંમત આંકયા જ કરે છે જેનામાં માનવકલ્યાણની ભાવના છે તે તો સ્વયં પ્રકાશી ઊઠે છે. આ ઇતિહાસ આપણી સમક્ષ કેટલીય અસંકલિત વાતોનો ઢગલો કરી દે છે, કે જે વિશ્લેષણ અંતે બહુ સીધું અને સાદું લાગે છે અને જેને કોઈ પણ વ્યક્તિ ભવિષ્ય માટે નમૂના તરીકે લઈ શકે છે.

અહીં એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે માનવ અસ્તિત્વનું જે સૌથી વિશેષ પ્રચલિત ચિહ્ન છે તે સિક્કો છે. અનેક પ્રશ્નોની જેમ આ પ્રશ્ન પર પણ ચીનનો ઇતિહાસ આપણને ન ભૂલવા યોગ્ય દાખલો પૂરો પાડે છે જ્યારે હું ચીનની અંદર ખૂબ ઊંડે ઊંડે રખડતો હતો ત્યારે ત્યાંના પ્રચલિત સિક્કાઓ જોઈ મને ખૂબ નવાઈ લાગી ત્યાંના અધિકારીઓએ જણાવ્યું કે "અમે સિક્કાને બદલે ચાંદીનો ટુકડો કદી ન સ્વીકારીએ,

ભલેને પછી એ કટકા ઉપર સરકારી મહોર કેમ ન લગાડી હોય. " કેટલીક વાર હોંશી-આરીથી અંદર તાંબુ ભરવામાં આવે છે વળી અમે ત્યાં જોયું કે ચાંદીના પ્રચલિત સિક્કાની કિંમત પણ જુદી જુદી જગ્યાએ જુદી જુદી હોય છે. ઠેર ઠેર સિક્કા ઉપર નિશાન પણ તરેહ તરેહના હોય છે. એક શહેરમાં હુંકું ચાંકુંની મૂર્તિ ઉપર ૭ અક્ષરો કોતરેલા હતા, તો બીજી જગાએ સાત અક્ષર કોતર્યા હતા કેટલાંક શહેરોમાં કેવળ સ્ત્રીઓની મૂર્તિવાળા જ સિક્કા ચાલતા હતા, અને કેટલાંક શહેરોમાં બજારૂ ચીની સિક્કાના બદલામાં લોકો હિંદુસ્તાનના રૂપિયા કે પ્રાચીન મેક્સિકોના ડોલર માગતા હતા

પણ સૌથી વધુ નવાઇ તો ત્યારે લાગી કે જ્યારે અમને નકશી કોતરેલી લાકડીમાં ટુકડા આપવામાં આવ્યા, અને અમને કહેવામાં આવ્યું કે ચાંદી કે તાંબાના મુકાબલામાં આ લકડિયા સિક્કાનો ઉપયોગ કરજો, એની શાખ ધાતુના સિક્કા કરતાં વધુ છે કેમકે જુગારની બાજીમાં આ સિક્કાનો ઓતિર વાર ઉપયોગ થાય છે સમ્રાટ લિ હુંકું ચાકુંની મૂર્તિ-વાળા સિક્કા કરતાં ચીની નાગરિક જુગારની રમતમાં પ્રચલિત લાકડીના ટુકડા ઉપર વિશેષ વિશ્વાસ મૂકવામાં આવે છે. ' જુ ' રાજ ઘરાનેના શાસનકાળમાં, ઇ સ પૂ ૭૧૫ થી ઇ. સ પૂ. ૪૩૧ સુધી, સિક્કાને બદલે છરીઓનો જ ઉપયોગ કરવામાં આવતો હતો દુનિયામાં હજારો જાતના સિક્કાઓ પ્રચલિત થયા છે પણ સિક્કાના રૂપમાં છરીનો ઉપયોગ કદાપિ નથી થયો આજકાલના શોષણયુગમાં જ્યારે સિક્કાથી જનતાના ગળા કપાય છે, ત્યારે એ છરીનો મહન અને વિશેષ અર્થ થાય છે. કરજદાર શાહુકારને એમ કહી શકે છે-' જરા થોભો ! તમારું કરજ હું છરીના રૂપમાં પાછુ વાળુ છું. ' અથવા ' મેં તમારે માટે ઘણી છરીઓ બનાવી છે તમારું બધું કરજ ઊતરી જશે. ' સામુહિક સલામતી સમિતિ ( યુ એન. ઓ )ની સભાઓમાં કેટલી ગેરસમજો ફેલાઈ જાય, જો આપ-લેની બાબતોમાં છરીના અર્થમાં ચર્ચાઓ કરવામાં આવે, પરંતુ ચીનના એ છરી-સિક્કા ખૂબસૂરત હતાં એની મૂઠમાં કાણું રાખવામાં આવતું જેથી એને લટકાવીને પણ લઈ જવાતી હતી આપણાં આજકાલનાં ન્યાયમંદિરોમાં જો આ છરી લટકાવીને જઈ શકાય તો ત્યાં કેટલી ગેરસમજ ઊભી થાય, જ્યારે ચોર ડાકુઓ પણ એ સાબિત કરતા પ્રયત્ન કરે કે આ છરીઓ સિક્કા નથી પણ ચાકુ જ છે પરંતુ પ્રાચીન લોકોની સમજશક્તિની કદર કરવી જોઇએ કે એમણે (છરીવાળા) સિક્કાની કોઈ ઓર રીતે કલ્પના કરી પણ હજી સુધી કોઇએ સિક્કાને બદલે આલોક અને પરલોકને સાધતી ધાર્મિક મૂર્તિઓના પ્રચારની કલ્પના નથી કરી, અલબત્ત, પાછ-ળથી સિક્કાઓ પર કેટલાંક દેવ-દેવીઓની છાપ પડવા માંડી પણ એ તો કોઇ પ્રાંત કે શહેરનાં ઇષ્ટ દેવદેવીઓના રૂપે છાપ પાડવામાં આવતી હતી. કોને ખબર, આજકાલનાં મહાજનોને છરીની છાપ વિશેષ આકર્ષક અને દિલપસંદ થઇ પડે તો કહેવાય નહિ.

આ રીતે માનવતાના ઇતિહાસનાં કેટલાક ચિહ્નો માનવ ભાવનાઓનું પ્રદર્શન કરે છે. છરી એક કઠોર, ક્રૂર અને અણઘડ ચિહ્ન છે, પણ સિક્કાઓ ય કંઇ કોઇ દૈવી ચીજ નથી.

ઇતિહાસ એ વાતનો ઉલ્લેખ કરવાને નથી ભૂલ્યો કે કન્ફ્યૂસિયસ, જે ન્યાય અને શાંતિનો મહાઉપાસક હતો, તેને પણ એના સમકાલીન લોકોએ એટલો સતાવ્યો હતો કે એને એનું આખું જીવન અહીંથી તહીં ભટકતાં ભટકતા વિતાવવું પડ્યું. ઇતિહાસે એ સતાવ-

નારી વ્યક્તિઓ ઉપર અવજ્ઞાની નજર નાંખી, પરંતુ કન્ફ્યૂશિયસે ન્યાય આપ્યો એથી એનું નામ હજારો વર્ષથી લોકોની સ્મૃતિમાં જ માત્ર નથી, બલ્કે લોકોની ચેતનામાં પણ અખંડ રહિતથી વહી રહ્યું છે

અરે, એનસાઇક્લોપીડિયાની ટિપ્પણીઓમાં પણ કેટલીય આદરપાત્ર વ્યક્તિઓ માટે પણ ગલત નોંધો મળતી હતી પાછળથી શરમાઈને એ ટિપ્પણીઓ કાઢી નાખવામાં આવી હતી.

જીવનના દરેક કાર્યમાં દેખાય છે કે વિશ્વની ચેતના સ્ફટિકની જેમ વસ્તુઓનું મૂલ્યાંકન કરે છે. વિદ્વાન ચીનીઓએ કોઇક કારણવશાત્ છરીનો સિક્કાના રૂપે પ્રચાર કર્યો હતો. કોણે એ ચિહ્ન પર કોઇ તિરસ્કારી દૃષ્ટિ ન નાંખી, તેમજ કોણે સેંટ ફ્રાન્સિસ, સેંટ થેરેસા અને સેંટ અગસ્ટિસ, જેમણે ક્ષણિક દુન્યવી સુખ અને ઐશ્વર્ય છોડી ગરીબી, કષ્ટ અને ત્યાગને પોતાના જીવનના ધ્યેય બનાવ્યા હતા તેમની મૂર્તિઓ અને નામ યથાસ્થિત સુરક્ષિત રાખ્યાં છે મહાકવિ હોરેસ પોતાનાં કાવ્યોમાં ખૂબ અભિમાનપૂર્વક નિર્ધનતાનું વર્ણન કરે છે. મહાન ચિત્રકાર વાન ગાગે ક્રૂર મકાન માલિકને ગરીબાઇને લીધે ભાડું ન આપી શકવાથી પોતાનો કાન કાપી આપ્યો હતો એ ભાવનાએ કે એ આત્માનો પૂકાર સાંભળી શકે દરિદ્રતા ધનથી કેટલી ગણી વિશેષ સમૃદ્ધશાળી છે

અલબત્ત કોઇ એમ નહિ કહી શકે કે વેપારની જરૂરીઆત જ નથી. દરેક સાંસ્કૃતિક સેવકે એનું સ્વાગત કરવું જોઇએ. દુનિયાના સાંસ્કૃતિક સંઘમાં વેપારનું સ્થાન છે. પરંતુ વેપાર સંસ્કૃતિના માર્ગ પર થવો જોઇએ આજે જેમ વેપારને સભ્યતાનો પ્રાણ સમજવામાં આવે છે એવું દુનિયાના યુગયુગાંતરના ઇતિહાસમાં નથી બન્યું સાંસ્કૃતિક સ્તર પર સાચો સહયોગ, દરેક પ્રકારનો શ્રમ, દરેક પ્રકારનો વેપાર, અને તરેહ તરેહનું ઉત્પાદન આ વિશ્વોદ્યાનને અધિકાધિક આકર્ષક બનાવશે આજે લોકો આકાશ પાતાળની વાતો કરે છે, સમુદ્રનાં મોજાં પર ચાલે છે અને વાદળોમાં ઊડે છે, કિંતુ માનવતાને જેની વધારેમાં વધારે જરૂર છે તેના પ્રત્યે જગત શું ઉદાસીન નથી ? આસુરી શક્તિઓ એટલી બધી ફૂલીફાલી છે કે માનવતાના આત્માની પૂકાર કોઈ સાંભળી શકતું નથી. કોઇને એમ નથી લાગતું કે ગત જમાનાનાં મૂલ્યો ભવિષ્યમાં પણ ચાલુ જ રહેશે આથી આજે માનવતા એ જાણવા માટે ઉત્સુક થઇ રહી છે કે અંતે એમના દુન્યવી અસ્તિત્વનો ચરમ ધ્યેય શો છે ? જ્યાં સુધી આપણી સમક્ષ આપણા અસ્તિત્વનું ધ્યેય સ્પષ્ટ નથી ત્યાં સુધી તોફાનનાં વમળોમાં આપણા જીવનના અસ્તિત્વ માટે કોઇ આશા રહેતી નથી, અને આપણે આંધીઓનો હિંમતથી અને દૃઢતાથી સામનો નથી કરી શકતા. કોઇએ એમ ન માનવું જોઇએ કે જિંદગીના વમળમાંથી પાર ઊતરવા માટે વેપાર એક અમોઘ તારક છે આજે જીવન વેપાર બની ગયું છે. પરંતુ જીવનનો કયો ઉપદેશક વેપારી હતો ! 'ઇન્જીલ'માં લખ્યું છે કે સંતોને મંદિરમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. પરંતુ શું જગત સમસ્ત પોતે જ એક મંદિર નથી ? શું મહામેરૂ આત્માના ઉચ્ચ શિખરનું એક પ્રતિચિહ્ન નથી ? ત્યાં જ આપણને, ભૂવાસીઓને માનવ ઉચ્ચતાનું શિખર દેખાય છે.

આપણે એ ભૂલવું ન જોઇએ કે જીવનની એકેએક ક્ષણ નવી દુનિયાને ઘડવામાં વાપરવી જોઇએ. વિચારસૂત્રોથી જ તોફાની અને વાસ્તવિક દુનિયાને જોડવામાં આવી છે. ચેતનહીન વિચાર ટકી નથી શકતા. ચેતન આમ સર્જનાત્મક વિચારોમાં ફેરવાઇ જાય છે. વિચારોની સમુજ્જ્વલતા આપણે પ્રાપ્ત કરી છે. એવી જ રીતે આપણે મહાન અગ્નિ, ચમત્કારને પણ પ્રાપ્ત કરીશું

લોકોમાં કહેતી છે કે જો કોઈ યુદ્ધ કે આફત આવવાની હોય તો તે પહેલાં જંગલોમાં કે બીજી કોઈ જગાએ આગ લાગે છે. એનો અર્થ એ નથી કે હમેશાં એવું જ બને છે પરંતુ એ બાબત વિચારવા જેવી છે કે દરેક વિશ્વવ્યાપી દુર્ઘટનાનો લોકો અગ્નિ સાથે સબંધ બાંધે છે. જનબુદ્ધિએ અગ્નિને એક આશ્ચર્યજનક સ્થાન અર્પ્યું છે ઈશ્વર લોકોને અગ્નિના રૂપમાં દર્શન દે છે યુગયુગાંતરથી દરેક જગાએ અગ્નિને જ સર્વશ્રેષ્ઠ સાક્ષી ગણવામાં આવે છે. પાપ પણ અગ્નિમાં જ બળીને ભસ્મ થઈ જાય છે જન-બુદ્ધિએ અગ્નિદીક્ષા, અગ્નિપરીક્ષા, અગ્નિસાક્ષી વગેરે અનેક રીતે અગ્નિની કલ્પના કરી છે લોકો પૂજામાં દીપ જલાવે છે, હવન કરે છે, ઉત્સવોમાં મશાલ ચેતાવે છે જનતાની વિચારસૃષ્ટિમાં અગ્નિનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. આથી જ આપણે કર્મકાંડોથી નહિ બલ્કે જનતાના હૃદયમાંથી પ્રેરણા લેવી જોઈએ

વાસ્તવિક રીતે જોતાં આત્મ-પૂર્ણતા અહંકાર નથી એનું એક વિશ્વવ્યાપી સ્થાન છે આત્મોન્નતિના સંબંધ વ્યક્તિથી થાય છે. એ ક્રિયામાં અનેક અજ્ઞેય અનુભૂતિઓનો પરિચય થાય છે જેમ ક્ષાર પદાર્થોના સંપર્કમાં આવવાથી અગ્નિ પ્રજ્વળી ઊઠે છે તેમ અજ્ઞેય હૃદયનાં સંસર્ગમાં આવી સંશય આત્માઓને સત્યમ્, શિવમ્, સુન્દરમ્‌નો પ્રકાશ થાય છે, અને સંસ્કૃતિને વેપારી બનતી અટકાવે છે

સરસ્વતી, હિમાલય

૨૧-૧૨-૪૬



# દોષિત ?

વૈકુંઠ શાહ

રાતના દશના ટકોરા થયા.

દિલ્હીના શહેરીઓ દિવસનું કામ પૂરું કરી ઘર તરફ પગલાં ભરતાં હતાં. કારખાનાંમાં કામ કરનાર મજૂરો અને ઓફિસમાં કામ કરી પેટ ભરતાં કારકૂનો, સૌ આખા દિવસના શ્રમથી કંટાળી ઘર તરફ મીટ માંડતાં હતા. રસ્તા ધીમે ધીમે નિર્જન થતા જતા હતા.

વખત જતાં એટલો વ્યવહાર પણ બંધ થવા લાગ્યો. મોટા રસ્તાઓ અને નાની શેરીઓમાં પણ અવરજવર ઓછી થવા લાગી. સાઇકલો, ટાંગાઓ અને મોટરો દેખાતાં બંધ થયાં.

એવામાં એક સ્ત્રી એક શેરીમાં ચાલી આવતી હતી. તે સુંદર હોય એવું દેખાતું હતું છતાં એની સુંદરતા ઊડી ગઇ હતી. તે જુવાન હતી છતાં એનામાં અકાળે વૃદ્ધત્વ આવ્યું હોય એવું સ્પષ્ટ દેખાતું હતું. તેની આંખ આજે તો ઊંડા ખાડામાં ઊતરી ગઇ હતી છતાં એક વખતની તેજસ્વી આંખની સાક્ષી પૂરતી હતી.

સ્ત્રી એનાકળી ચાલતી હતી તે પરથી લાગતું હતું કે તે દિલ્હી શહેરથી અજાણ હતી. તેના હાથમાનો કાગળ તેણે એક દુકાનદારને બતાવ્યો. દુકાનદારે બોલ્યા વિના ગલીના નાકા તરફ આંગળી બતાવી.

સ્ત્રીના પગ લથડતા હતા છતાં તેણે ઝડપભેર આગળ ચાલવા માંડ્યું. કોણ જાણે કોઇ અજબ મનોબળથી તે પગલાં ભરી રહી હતી.

પહેલાં દુકાનદારે બતાવેલ ઘર આવી પહોંચ્યું.

"બસ, આ જ ઘર લાગે છે," તે બબડી.

"ભાઇ, બત્રીસ નંબરનું ઘર આ કે ?" નીચે રહેતા એક માણસને પૂછ્યું.

"હા, આ જ."

"કિસનલાલ પંજાબી અહીં રહે છે ?" સ્ત્રીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"બીજે માળે."

સ્ત્રી આભાર માનવાને પણ ઊભી ન રહી. યુવાનને પણ શરમાવે એવા જુસ્સાથી તે દાદર ચડી ગઇ. બીજે માળે કિસનલાલના નામનું પાટિયું વાંચી તેણે શાંતિ અને સંતોષનો એક નિઃશ્વાસ નાંખ્યો, અને બબડી

"હા.. શ.. મારું ઘર આવી પહોંચ્યું"

સ્ત્રીએ જોરથી બારણું ખખડાવ્યું. થોડી વારે એક પંજાબી યુવાને બારણું ઉઘાડ્યું પણ સ્ત્રીને જોતાં વેંત જ બારણું ધડાક કરીને પાછું બંધ કરી દીધું !

સ્ત્રી વિચારમાં પડી ગઇ. તેને કારણ ન સમજાયું.

"આ ચિંથરેહાલ દશામાં મને ઓળખી નહિ હોય" સ્ત્રીએ મન સાથે કહ્યું અને ફરી બારણું ઠોક્યું.

તે જ પુરુષે બારણું ખોલ્યું. આ વખતે સ્ત્રી માર્ગ રોકીને ઊભી રહી અને બોલીઃ

" મને ન ઓળખી ? હું તમારી માયા . . . "

"મેં બરાબર ઓળખી. હવે મારે ત્યાં તારું સ્થાન નથી જ્યાં જવું હોય ત્યાં જા" આમ કહી માયાને ધક્કો મારી, માર્ગમાંથી દૂર કરી ધડાક કરી બારણું બંધ કરી દીધું !

☆

કિસનલાલ અને માયાનું આદર્શ યુગલ હતું. લાહોરમાં સૌ કોઇ તેમની ઇર્ષા કરતું. તેઓ પ્રેમલગ્નથી જોડાયાં હતાં. અને એકમેકને દેવની માફક પૂજતાં હતાં. જીવન ખૂબ આનંદમય હતું પણ . . .

પણ તેમના લગ્નને બે વર્ષ થયાં ન હશે ત્યાં, તેમને શિરે દુઃખના વાદળ તૂટી પડયાં.

હિંદના ભાગલા પાડવામાં આવ્યા. અને દેશમાં વેરઝેર વધી ગયાં. હિંદુઓ મુસલમાનોને જોતા અને તેમની આંખમાં આગ ભભૂકતી મુસલમાનો હિંદુઓને જોતા અને તેમનામાં ખુન્નસ ભરાઈ આવતું

આખાય પંજાબમાં લોહીની નદી વહેવા માંડી. પશ્ચિમ પંજાબમાં હિંદુઓનું નિકંદન કાઢવાની યોજના થઇ. પૂર્વ પંજાબમાં એકપણ મુસલમાનને જીવતો ન રાખવાના શપથ લેવાયા.

લાહોરની આખી હિંદુ જનતા ભયથી થથરતી હતી, બીજી ઘડીએ શું થશે તેની કોઇને કલ્પના ન હતી સૌએ પાકીસ્તાન છોડી હિંદ પહોંચી જવા વિચાર કર્યો પણ તે અશક્ય હતું. બહુ થોડી આગગાડીઓ દોડતી હતી. તેમાં પગ મુકવાની પણ જગ્યા ન રહેતી. વળી ઘર બહાર નીકળતાં આફતના મોંમાં સીધા ફસાઇ જવાનો ભય હતો. અમલદાર વર્ગ તરફથી રક્ષણ કે મદદની આશા ન હતી. સૌએ ભેગાં મળી નક્કી કર્યું કે સંગઠનથી જ સ્વરક્ષણનો પ્રબંધ કરવો.

પણ એમની એ બધી યોજના ધૂળમાં મળી ગઈ. એક કાળા દિવસે ચારસો-પાંચસો મુસલમાનોનું ટોળું બંદૂકો સાથે ધસી આવ્યું અને કિસનલાલના આખા મહોલ્લાને ઘેરી લીધો. ગોળીઓ છૂટી અને સૌને ઘરમાંથી નીચે ઊતરવા હુકમ આપવામાં આવ્યો સૌ ભયથી ધ્રૂજતા હતા. શું થઇ રહ્યું છે તે કોઈ સમજતું ન હતું

માયા કિસનલાલને બાઝી પડી

" મારી પાસે જ રહેજો. મને દૂર ન કરશો. "

" તને કદીય દૂર નહિ કરું, ગભરા નહિ. "

આબાલવૃદ્ધ સૌને પહેરેલે કપડે શેરીમાં ઊતરવા હુકમ થયો વિરોધનો સૂર ઉઠાવનારને મડદું બનાવવામાં આવી. વધારે હિંમત બતાવનારને ગોળીથી વિંધી નાંખવામાં આવ્યા

શેર જેવા યુવાનો ગરીબડી ગાય માફક નીચે ઊતર્યા. સ્વજનનું રક્ષણ કરવા જેટલી પણ કોઈમાં હિંમત ન રહી. બાળકોએ રડવા માંડયું અને સ્ત્રીઓએ ચીસ પાડવા માંડી આખો મહોલ્લો સાતસો—આઠસો માણસોથી ભરાઇ ગયો. માયા પણ કિસનલાલનો હાથ પકડી ઊભી રહી.

થોડીવારે ગુંડાઓએ સૌને ઘેરી લીધા.

વિકરાળ દેખાતા થોડા ગુંડા ટોળામાં ઘુસ્યા અને દેખાવડી અને યુવાન સ્ત્રીઓને ખેંચી લાવ્યા અને બહાર ઉભેલા સાગરીતોને હવાલે કરી. કેટલાય બહાદુરોએ બહેનને અને પત્નીને બચાવવા જતાં જીવ આપ્યા. કંપતે હાથે અને રડતે ચહેરે પુરુષોએ બહેન અને સ્ત્રીઓને જવા દીધી

માયાની પણ એ જ સ્થિતિ થઇ
પુરુષોને દિલ્હી જતી ગાડીમાં ધકેલી દેવામાં આવ્યા



પાશવી પુરુષોના હાથમાં માયાએ અવર્ણનીય યાતનાઓ સહન કરી એનું વર્ણન કરતાં નિર્જીવ કલમ પણ કંપે અને તે સાંભળી પથ્થર પણ થથરે

કેટલીયે વાર તેણે આત્મહત્યા કરવાનો વિચાર કર્યો પણ કિસનલાલનો પ્રેમ તેને હમેશ રોકી રાખતો; મનુષ્યને આશા તો સહજ હોય છે અને માયાને પણ આશા હતી કે "પ્રભુ જરૂર આ નર્કમાંથી છોડાવશે અને કિસનલાલની હૂંફ ફરી પ્રાપ્ત થશે." આ આશાએ જ તેણે અકથ્ય આપત્તિ સહન કરી

એક દિવસ માયાને છટકવાનો લાગ મળ્યો. એક ભલા ખ્રિસ્તીએ તેને આઠ દિવસ સુધી છુપાવી રાખી અને તેને દિલ્હી મોકલવાની ગોઠવણ કરી આપી



માયાને વિશ્વાસ હતો કે કિસનલાલ દિલ્હીમાં જ હશે એટલે દિલ્હી પહોંચતાં જ તેણે સરકારી દફતરોમાં તપાસ શરૂ કરી. થાકેલી, ભૂખી અને નિર્ધન માયાએ અજાણ્યા દિલ્હીમાં દોડાદોડ કરી.

સાંજ પડવા આવી. માયા નિરાશ થઇ ગઇ. એટલામાં કિસનલાલનો પત્તો મળી આવ્યો.

કાગળ પર સરનામું લખાવી માયા દફતરની બહાર નીકળી બે મહિના પછી તેના મુખ પર સ્મિત દેખાયું કેટલીય નિરાશા પછી જીવનમાં રસ દેખાયો. કિસનલાલ મળશે એ આશાએ માયાની આંખમાં તેજ ચમક્યું ઘડીભરમાં બબ્બે મહિનાઓ સુધી ભોગવેલા દોઝખનાં દુ ખો ભૂલાઇ ગયાં અને કિસનલાલનો પ્રેમ અને ભાવી સુખ જ આંખ આગળ તરવરવા લાગ્યાં



માયાને સ્વપ્નમાં પણ કદી ખ્યાલ આવ્યો ન હતો કે કિસનલાલ તેને સ્વીકારવાની ના પાડશે તેની મીટ તો કિસનલાલના ઉત્કટ પ્રેમ તરફ જ હતી . . .

કિસનલાલે તેને ધક્કો માર્યો અને તેની આશાનો આખો મિનારો તૂટી પડ્યો લાહોરના નર્કમાં તેને જેવો આઘાત પહોંચ્યો ન હતો તેવો આઘાત કિસનલાલના વર્તનથી પહોંચ્યો. તે બેભાન થઇ ગઇ

મૂર્છા વળી પછી તે મહાન પ્રયત્ન કરી ઊભી થઇ અને ધીમે લથડતે પગલે પગથિયાં ઊતરવા લાગી. એક કલાક પહેલાં જ આ પગથિયાં તે કેવા ઉત્સાહથી ચડી હતી !

ધીમે ધીમે તે શેરીમાં આવવા લાગી તેના મોંમાંથી ફક્ત એક જ ઉદ્ગાર નીકળતો હતો:
"મારો શો દોષ હતો ?"

બીજી સવારે માયાનો દેહ કિસનલાલના ઘરની પાસેના કૂવામાંથી મળી આવ્યો.



# મૂંઝવતા ત્રણ પ્રશ્નોની ચર્ચા

ડૉ. સુમન્ત મહેતા

આપણા હિંદ દેશની પ્રજા જગતની પ્રગતિશીલ પ્રજાઓની સાથે સરખામણીમાં ઊંચી કક્ષાએ આવે એવો પ્રયત્ન આપણે જરૂર કરી રહ્યા છીએ, અને તેમ કરવા માટે માત્ર દસપંદર નહીં પણ સેંકડો મહત્ત્વના પ્રશ્નો, એક સામટા, ઉકેલ માગી રહ્યા છે. અગાધ આત્મશ્રદ્ધા રાખીને આપણે સર્વાંગી પ્રગતિ કરી રહ્યા છીએ.

આ લેખમાં ત્રણ પ્રશ્નોની ટૂંકી ચર્ચા કરીને તે પ્રશ્નોનું મહત્ત્વ બતાવી આપવાનો પ્રયત્ન કરીશ

## ૧ સુપ્રજનન

સહુથી પહેલો પ્રશ્ન સુપ્રજનનનો છે જો હિંદ દેશમાં શરીરે સુદૃઢ, નિરોગી, બુદ્ધિશાળી અને નૈતિક હિંમતવાળી પ્રજા હશે તો આપણે એક પ્રજા તરીકે જીવી શકીશુ. જો આપણી પ્રજા કમતાકાત, માંદલી અને ડરકુ હશે તો તે પ્રજા કદી સ્વરાજ્ય કે સુરાજ્ય ભોગવી શકવાની નથી. આજે ગુજરાતમા જે ભણેલીગણેલી અને પૈસેટકે સુખી પ્રજા છે તે શરીરે ટૂંકી અને નબળી બની ગઈ છે એવુ માનવાને સબળ કારણો છે. આ જાતની નબળાઈ ધીમેધીમે પેઢી દર પેઢી વધતી ગઈ છે અને તેમ થવા માટે ઘણાં કારણો છે બાળલગ્ન, વ્યાયામનો અભાવ, અયોગ્ય ખોરાક, વિષયવાસનાની બાબતમાં અસંયમ, આર્થિક મુશ્કેલીઓ, સામાજિક ચિંતાઓ, કઢંગા શિક્ષણ અને પરીક્ષાઓનો ત્રાસ વગેરે અનેક કારણોને લઈને પ્રજા શરીરે નબળી બની ગઇ છે, અને સામાજિક તથા રાજકીય કારણોને લીધે આપણાં જીવનમા બીક, વહેમો અને કુરિવાજોએ ઘર ઘાલ્યું છે આવા પ્રશ્નોની ચર્ચા માટે પુસ્તકો લખવાં પડે એવુ છે, પણ આપણે સુપ્રજનન, એટલે સારી પ્રજા ઉત્પન્ન કરવાની બાબતમાં એક જ પ્રશ્નનો વિચાર કરીએ કે જુવાન સ્ત્રી પુરુષોએ પોતાના જીવનસાથી (Mate)ની પસંદગી, અથવા વધારે સ્પષ્ટ ભાષા વાપરીએ તો, દરેક સ્ત્રી પુરુષે પોતાનાં વરવહુ કેવી રીતે પસંદ કરવાં—એ છે આવી પસંદગી કરવા માટે કોઈ નિશ્ચિત ધોરણો છે ખરાં?

થોડા સમય પહેલાં વડોદરાના મહારાજાએ એક ઘોડા માટે દસેક લાખ રૂપિયા આપ્યા. આજે ઘોડદોડને માટે જેટલા જાણીતા ઘોડા છે તેમની વંશાવળી દરેક ઘોડાનો માલિક જાણે છે મનુષ્યમાં સાધારણ રીતે વંશાવળીઓમાં પુરુષોનાં જ નામ આપ્યાં હોય છે. આપણે રવીન્દ્રનાથ ટાગોર કે મોહનદાસ ગાંધીના બાપદાદાનાં નામ જાણીએ છીએ, પણ તેમની મા કોણ, માની મા તથા બાપ કોણ હતાં તે જાણતા નથી; પણ ઘોડાઓ અને કૂતરાની બાબતમાં ઉપર જણાવ્યા પ્રમાણે દરેક પેઢી કોને પેટે પેદા થઇ તેની માહિતી નોંધી રાખવામાં આવે છે

ત્યારે એનો અર્થ એ થયો કે દોડવાને માટે સારો ઘોડો પેદા કરવો હોય તો કઈ ઘોડીને કયો ઘોડો બતાવવો તેનો ખૂબ વિચાર કરવાનો હોય છે, પણ તેનાથી દસમા ભાગ જેટલી દરકાર મનુષ્યની પ્રજા ઉત્પન્ન કરવામાં રાખવામાં આવે છે ખરી!

પહેલો સવાલ એ છે કે જીવનસાથીની પસંદગી કોણ કરે! આજે એવું મનાય છે

કે એ પસંદગીમાં બીજા કોઈએ માથુ મારવાનું હોય જ નહીં', અસો અને અહીં પોતાની મેળે પસંદગી કરી લેશે ત્યારે તો સામાન્ય માબાપો મોટિમેરીના નામે એવુ માનતાં થયાં છે કે છોકરાંઓને જેવી રીતે ભણવું હોય કે વર્તવું હોય તેવી રીતે ભણવા અને વર્તવા દેવાં એ માબાપોની ફરજ છે; અર્થાત્ માબાપને માથે લગભગ કાંઈ ફરજ રહેતી નથી. આ માન્યતા ભૂલભરેલી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય, અને માબાપ તેમજ શિક્ષકોએ છોકરાંઓ પર બારીક નજર રાખીને તેમને સતત દોરવણી આપવાની હોય છે. તેવી જ રીતે જીવનસાથીની પસંદગીમાં પણ માબાપોએ સતત દોરવણી આપવાની હોય છે — હુકમો આપીને નહી, પણ અમુક સિદ્ધાંતોની ચર્ચાથી એક દલીલ એવી કરવામાં આવે છે કે જો છોકરાં પોતાની પસંદગીથી પરણશે તો પછી કોઈનો વાંક કાઢી શકશે નહી છોકરાં પોતે આ દલીલ વાપરે છે આ દલીલ યથાર્થ હોવા વિશે મને શંકા છે અટકાવી શકાય એવી ભૂલ કરવા દેવી અને દુઃખ પડવા દેવુ એવું માબાપનું વલણ મને અયોગ્ય લાગે છે. પણ જો માબાપ અને છોકરાં વચ્ચે તીવ્ર મતભેદ થાય તો માબાપે નમતું જ મૂકવું એવુ હું ન કહું હું માનું છુ કે પોતાનું દષ્ટિબિંદુ રજુ કરવુ જ જોઈએ, છેક છેવટ સુધી, માત્ર કડવાશ ઊભી કરવાની જરૂર રહેતી નથી

ત્યારે શું પસંદગી માબાપે કરવી ! આજના જમાનામાં આ પ્રકારની સલાહ કોઈ પણ આપે એવું નથી, અને તેથી એક જ માર્ગ ખુલ્લો રહે છે કે માબાપ અને છોકરાંઓએ પોતપોતાનાં મન ખુલ્લાં કરીને નિખાલસ ચર્ચા આખા વિષયની કરવાની જરૂર રહે છે.

જીવનસાથીની પસંદગી માટે કોઈ ધોરણો છે ખરાં ?

એક વ્યક્તિએ પોતાના સાથી માટે શું શું જોવું ?

(૧) રૂપ, (૨) રંગ, (૩) કુળ, (૪) અભ્યાસ (બૌદ્ધિક વિકાસ અને કમાણીની દષ્ટિએ), (૫) આર્થિક સ્થિતિ, (૬) માબાપની આર્થિક સ્થિતિ, (૭) સાથીનો સ્વભાવ એટલે તેનું ચારિત્ર્ય—વગેરેમાંથી શું શું અને કેટલું તપાસવું ? આ પ્રશ્નની આખી લાંબી ચર્ચા પણ એક પુસ્તક લખવા જેટલી થઈ જાય, પણ હું એટલું કહેવા ઇચ્છુ છું કે જો આ બધાં ધોરણોનો વિચાર કરવામાં ન આવે તો નવાં જીવનસાથીઓ ગંભીર ભૂલ કરે છે માત્ર રૂપ કે રંગથી મોહિત થનાર વ્યક્તિ જેવી ભૂલ કરે છે તેટલી જ ગંભીર ભૂલ કેવળ આર્થિક સ્થિતિ અથવા બૌદ્ધિક બળની પસંદગીથી થાય છે, અને તે છતાં આજે આખા સમાજમાં ચારિત્ર્યબળના કરતાં બુદ્ધિને વધારે મહત્ત્વ આપવામાં આવતું નથી ! બુદ્ધિ એટલે વધારે કમાઈ શકશે એવી (ખરી કે ખોટી) માન્યતા, અને તેવી જ રીતે પરણનારની તેમજ તેના બાપની સારી આર્થિક સ્થિતિને પસંદગી આપવામાં આવે છે. હું વધારેમાં વધારે મહત્ત્વ ચારિત્ર્યને આપું છું હવે આ પ્રકારની પસંદગી કરવાની, શક્તિ ૧૬ થી ૨૨ વર્ષનાં બધાં યુવકો અને યુવતીઓમાં છે એ સ્વીકારવાની હું સાફ ના પાડુ છું, અપવાદરૂપ બહુ થોડી વ્યક્તિઓમાં હોય ખરી પણ સામાન્ય રીતે તો આવી પસંદગી મુશ્કેલ છે.

વળી યુરોપ અમેરિકામાં જે યુવક-યુવતી પરણવાનો વિચાર કરે છે તે સાથે ફરે છે, ગાઢ સંપર્કમાં આવે છે અને સામા પક્ષનાં માબાપ, કુટુંબ તથા મિત્રોની સાથે હળીમળી જાય છે આવા સંજોગોમાં સંવનન થાય તે ઈષ્ટ છે ગાઢ સંપર્કને લીધે સામા પક્ષનાં

સમાચારોમાં અને મિત્રોની વાતો પરથી તથા તેમના વર્તન પરથી ઘણું ઘણું જાણવાનું મળે છે. આપણે ત્યાં જ્યાં સુધી લગ્નો એક ન્યાતમાં થતાં હતાં ત્યાં સુધી બન્ને પક્ષો અન્ય પક્ષની ખાસિયતોથી વાકેફ હતા. મને જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ હું કૌટુંબિક ટેવ અને વંશપરંપરામાં આવેલા ગુણોને વધારે મહત્ત્વ આપતો થયો છું. મનુષ્યની ખરી કસોટી અસામાન્ય, અણધાર્યા સંજોગો વખતે જ જણાઈ આવે છે અને અમુક કઠિન પ્રસંગોમાં સ્ત્રીપુરુષ કેટલી ધીરજ કે હિંમતથી વર્તશે તે એના કુટુંબના ઇતિહાસ પરથી જણાઈ આવે છે તેથી મારી દલીલ એવી છે કે લગ્નને માટે માત્ર જીવનસાથીનું જ ઓળખાણ પૂરતું નથી પણ તેના વંશજોનો ઇતિહાસ જાણવાની પણ જરૂર થોડી ઘણી રહે છે.

બીજી વાત પણ હું ઉમેરું છું કે દરેક પરણનારે પોતાના અને પોતાના કુટુંબના આરોગ્ય વિશેનો ઇતિહાસ, મેડિકલ સર્ટિફીકેટ સાથે, રજુ કરવાની ફરજ (કાયદાથી) રાખવાની જરૂર છે. અને સુપ્રજનન માટે અત્યંત જરૂરનું છે કે જે જે સ્ત્રીપુરુષોમાં શારીરિક કે માનસિક (ગાંડપણ, કમઅક્કલ) કે નૈતિક (ચોરી) રોગ પુરવાર થયો હોય, જો તે રોગ કે વલણ તેના છોકરામાં આવશે એવો નિષ્ણાત અભિપ્રાય થાય તો તેવાં સ્ત્રીપુરુષોને, તેઓ પ્રજા ઉત્પન્ન ન કરી શકે એવાં, શસ્ત્રક્રિયાથી બનાવી દેવાં જોઈએ. આવાં ફરજિયાત ઓપરેશન માટે ખાસ કાયદો કરવો પડશે

## ૨ અમે હિંદી હિંદી હિંદી, હિંદ અમારો દેશ

આજે આપણે જોઈ રહ્યા છીએ કે હિંદ દેશને સ્વાતંત્ર્ય મળ્યાને લગભગ એક જ વર્ષ થયું છે એટલામાં આપણા દેશમાં પ્રાંતીયતાની લાગણી પ્રાંતિક સ્વાર્થ, પ્રાંતિક હરીફાઈ, અને બીજા પ્રાંતો વિશે દ્વેષભાવ અને તિરસ્કારની લાગણી, કેટલી વધી ગઈ છે. પ્રાંતીય યુનિવર્સિટીઓ થવાથી તેને લીધે આ અનિષ્ટ લાગણીમાં વધારો થશે કે ઘટાડો તે વિચારવા લાયક પ્રશ્ન છે. આ પ્રકારની લાગણી દરેક પ્રાંતમાં છે, અને તે ખાસ કરીને પોતાની પડોશમાં આવેલા પ્રાંતની પ્રજા માટે અગર શોષક ગણાતા પરપ્રાંતીય લોકો માટે જોવામાં આવે છે મેં શોષક પ્રજાનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળીઓમાં ગુજરાતી અને મારવાડી વેપારીઓને વિશે જે દ્વેષભાવ છે તેનો નિર્દેશ કર્યો છે. બાકી બંગાળી–બિહારી, તામીલ–આંધ્ર, મહારાષ્ટ્રી–ગુજરાતી, મહારાષ્ટ્રી–કાનડી હરીફાઈ તો બહુ જાણીતી છે

પણ આપણે સહુ, બત્રીસ કરોડ, હિંદીઓ છીએ એ ભાવના ખીલવ્યા વિના છૂટકો નથી આપણામાં વધારે પડતું અલગપણું આવશે તો એક મજબૂત હિંદી રાષ્ટ્રને આપણે જાળવી શકીશું નહીં. અને આજથી હજાર વર્ષ પહેલાં આપણો દેશ સમૃદ્ધ હતો, સુખી હતો, આપણા દેશમાં ઉત્તમ કળા હતી પણ દેશમાં સંપના અભાવને લીધે આપણે બહારથી આવતાં ઇસ્લામી સૈન્યો સાથે લડવામાં હાર્યા કારણ કે દેશમાં અસંખ્ય સ્વતંત્ર રાજ્યો થઈ ગયાં હતાં. આજથી જ આપણે આપણા નવા રાષ્ટ્રનો પાયો નબળો કરી નાંખવો છે?

જે પ્રાંતીય અલગપણું આજે જોવામાં આવ્યું છે તે હમેશાં આપણામાં હતું જ એ હકીકત ભૂલવી ન જોઈએ. એ વાત સાચી છે કે આપણે હિમાલયથી કન્યાકુમારી અને

સિંધથી આસામ સુધીના પ્રદેશને એક જ માતૃભૂમિ તરીકે સ્વીકાર્યો છે આપણા રીતરિવાજ ઘણે મોટે અંશે સરખા છે, અને લગભગ સો વર્ષથી આપણે સ્વતંત્ર થવા માટે જે પ્રયત્નો કરી રહ્યા હતા તેમાં આપણે અરસપરસ સાથ આપીને સહકાર કર્યો છે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ૬૦ વર્ષની અંદર આપણા પ્રાંતીય મતભેદોને પીગળાવી દીધા હતા.

હું ઇંગ્લંડમાં ભણતો હતો ત્યારથી મારા મનમાં એક યોજના ઘોળાયા કરતી હતી. મે ત્યાં જોયું હતું કે જ્યારે કોલેજોમાં લાંબી વેકેશન આવતી ( લગભગ અઢી મહિનાની ) ત્યારે બ્રિટન, ફ્રાન્સ, જર્મની, વગેરે અનેક દેશોના યુવાનોને પોતાના દેશની બહાર રહેવા માટે ગોઠવણ કરી આપવામા આવતી. ગ્રેટબ્રિટનમાં એકસો કુટુંબો એવાં શોધી કાઢવામાં આવતાં કે જે એકેક પરદેશી યુવાનને પોતાને ઘેર બેઅઢી મહિના સુધી રાખે, અને તેવી જ રીતે બીજા બધા દેશોમાં તેવાં કુટુંબો તૈયાર કરવામાં આવતાં જો આ જાતની વ્યવસ્થા આપણે હિંદદેશમાં કરીએ તો ૧૦૦ કે ૨૦૦ યુવાન ગુજરાતીઓ મહારાષ્ટ્ર, તામીલનાડ, પંજાબ, મધ્યહિંદ, સંયુક્ત પ્રાંત, બંગાળા વગેરે પ્રાંતોમાં ત્યાંના કોઈ મધ્યવર્ગના ભણેલા કુટુંબમાં ગાળે, જે તે પ્રાંતના રીતરિવાજ, રહેણીકરણી, આદર્શો, તેમની વિશેષ શક્તિ કે નબળાઈ, ખાસિયતો વગેરેનો, અને જો ઇચ્છા હોય તો ભાષાનો પણ, અભ્યાસ કરી શકે અને બદલામાં ૧૦૦–૨૦૦ બીજા પ્રાંતના હિંદીઓ આપણાં ગુજરાતી કુટુંબોમાં રહે આપણે આપણા ખોરાકને વધારા પડતું મહત્ત્વ આપીએ છીએ એ વાત સાચી કે મને ભાત અને મરચાં વાળુ રસમ આપવામા આવે તો મને બે દિવસમાં મરડો થાય, પણ આ ખોરાકની તજવીજ તો પહેલેથી ગોઠવી શકાય.

મને લાગે છે કે સંયુક્ત હિંદ, અવિભક્ત હિંદની ભાવનાને પોષવા માટે આ યોજનાનો અમલ કરવામાં શી શી મુશ્કેલીઓ આવે તેનો ચર્ચા આપણાં દૈનિકો અને માસિકો કરે એવું હું ઇચ્છુ છું મુશ્કેલીઓ તો છે જ હિંદ દેશમાં મોટામાં મોટી મુશ્કેલી તો એ દલીલ છે કે આપણા બાપદાદાએ કદી આવું કર્યું નહોતું આ નવું છે, અને બધી નવી ચીજથી આપણે ડરીએ છીએ. નવું હોય છે તે સારું જ હોય છે એવુ તો કોઈ મૂર્ખ પણ ન કહે, પણ હિંદીઓએ નવા પ્રયોગમાં નડનારી મુશ્કેલીઓનો સામનો કરવાની આત્મશ્રદ્ધા અને હિંમત આ છેલ્લાં હજાર વર્ષની ગુલામીના દિવસોમાં ઠીક પ્રમાણમાં ખોઈ છે.

હું આંતરપ્રાંતીય લગ્નોમાં માનુ છુ, પણ આ લેખના આગળના જ ભાગમાં તેને માટે ધોરણો બતાવ્યાં છે એટલે કોઈ એમ નહી કહી શકે કે મુશ્કેલીઓ તરફ મે આંખમિચામણાં કર્યાં છે.

છતાં, નવાઈની વાત તો એ છે કે હું આખા જગતમાં આવી રીતે યુવાનોને જુદા જુદા દેશોમાં રહેવાની સગવડો કરી આપવાની એક ફ્રેન્ચ યોજના વાંચતો હતો, હિંદીઓ જાપાનમાં રહી શકે, ચીની ઇરાનમાં રહી શકે, અને અમેરિકન બનારસમાં રહી શકે તેવી યોજના વાંચતો હતો ત્યારે, મને મારો જૂનો વિચાર યાદ આવ્યો કે આખા જગતની વાત તો બહુ સારી છે પણ આપણા હિંદી યુવાનોને જુદા જુદા પ્રાંતોમાં મોકલી શકીએ તો આજે આપણામાં જે સંકુચિતતા અને ગેરસમજૂતીઓ છે તે નષ્ટ થઈ જાય. સાથે

સાથે એ હકીકત નોંધુ તો વાંધો નહી હોય કે લગભગ ૪૮ વર્ષ પહેલાં માત્ર એક મહિનો હુ એક ફ્રેન્ચ કુટુંબમા રહ્યો હતો, (મને તેમની ભાષાનો એક શબ્દ આવડતો નહોતો) તેને પરિણામે જ હું આજે આ ફ્રેન્ચ યોજના (એમની ભાષામાં લખેલી) સમજી શક્યો છું.

## ૩ આપણું રસોડું

અને હવે ત્રીજા વિષયની ચર્ચા ઉપાડુ છુ

યુરોપ કે અમેરિકામાં આપણે જ્યાં જઈએ ત્યાં અમુક પ્રકારનો રાંધેલો ખોરાક મળી શકે છે ત્યાંની હોટેલ કે રેસ્ટોરાંમાં જઈએ તો કયા પ્રકારનો ખોરાક મળશે તેનો આપણને ખ્યાલ હોય છે કોઈ ખાણાવળ મોંઘુ હોય, કોઈ મોંઘુ હોય, કોઈ સ્થળે ઉત્તમોત્તમ ખોરાક મળે, સ્વચ્છતા ઉત્તમ હોય, પણ દરેક ખાણાવળમાં ખાવાની વાનગીઓ તો અમુક રીતેજ બનાવવામા આવે છે માંસાહારી ખોરાક હોય તો તે અમુક રીતે જ બનાવવામા આવ્યો હોય. અને અનામિષ ખોરાક પણ પુષ્કળ મળે છે, ખાસ કરીને જો ઈંડાં માટે વાંધો ન હોય તો આપણા દેશમા તેમ નથી વીશીમાંથી ડબ્બામાં આવતો ખોરાક મે મુબઈમાં તેમજ અમદાવાદમાં ખાધો છે, અને કિંમતના પ્રમાણમાં જે ચીજો ખાધી તે સારી હતી એમ હુ (જરૂર) ન કહું

આજે આપણુ જીવન પણ અઘરુ થઈ ગયું છે ઘણા પુરુષો અને બહુ થોડી સ્ત્રીઓ એવી હોય છે કે જે પોતાને ત્યાં દરરોજ રાંધી શકે એમ હોતું નથી. ઘણા પુરુષો એવા હોય છે કે જેમની પત્નીઓ દેશની વસતિ વધારવાને માટે પરગામ ગઈ હોય છે. આવા પ્રસંગ વખતે સારો ચોખ્ખો, 'સોજ્જો' રાંધેલો ખોરાક શી રીતે મેળવવો એ મોટો પ્રશ્ન ખડો થાય છે આ લેખમાં હું—

(૧) પોતાના ઘરમા છોકરાં ન હોય અગર ઓછાં હોય એવી મધ્યમ વર્ગની સ્ત્રીઓ પોતાના ઘરમાં એક બે ત્રણ ચાર મહેમાનોને રાખી શકે, અને મહેમાનો રહેવા ખાવાનો ઠરેલો ખર્ચ આપે. આવી વ્યવસ્થા મુંબઈમાં મે એક સારા કુટુંબની સ્ત્રીને કરતી જાણી છે

(૨) અથવા, આવી સ્ત્રી પોતાને ત્યાં બે ત્રણ મહેમાનોને માત્ર ખવડાવે. આવી વ્યવસ્થા મુબઈ, વડોદરા, અમદાવાદમાં બહુ જ ઓછા પ્રમાણમાં થતી જાણી છે.

(૩) અથવા, આવી સ્ત્રી બે ત્રણ વ્યક્તિઓને રાંધેલો ખોરાક પહોંચાડે અગર પૂરો પાડે

આ પ્રકારની વ્યવસ્થાથી મહેમાનોને ચોખ્ખાઈનો વિશ્વાસ રાખી શકાય એવો સારો ખોરાક મળે છે, અને જે સ્ત્રીઓ આવી યોજના કરે તેમને પોતાનુ ઘર ચલાવવામાં રસોઈઆની અને થોડી આર્થિક મદદ પણ થાય છે.

આ યોજનાઓ રજૂ કરતી વખતે મારે થોડી વિગતોમાં ઊતરવુ પડશે. યુરોપ અમેરિકામાં દરેક વાનગીમા મીઠું, મરી, રાઈ, મરચા, સરકો કે સોસ (ટમાટાના રસમાં મેળવેલા મસાલા) ઉપરથી ઉમેરવામાં આવે છે, જ્યારે હિંદી સુગ્રિણીઓ તો એવુ માને છે કે પૂરતા પ્રમાણમાં મીઠું, મસાલો, મરચાં પહેલેથી નાંખવામાં આવ્યાં ન હોય તો સારો સ્વાદ




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

હિંદમાં . રૂ. ૬-૮-૦ પરદેશના રૂ. ૯-૦-૦

દર ઇંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર રાયખડ અમદાવાદ

# ॥ પ્રસ્થાન ॥

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૭ | માગશર : ૨૦૦૫ | અંક ૨

## બંદી

પૂજાલાલ

[ ઉપજાતિ ]

બંદી બન્યો છું તવ પ્રેમનો હું;
છૂટા થવાની ન કશીય આશા.
સર્વાંગ બાંધ્યાં રસની રસીએ;
વૃથા જ યત્નો છટકી જવાના.

હેવો હું તારા થકી ભાગ તો'તો
આંખો કરી બંધ કંઈ જુગોથી!
કેડો ન મારો પણ મૂકતો તું,
પગી બની પૂંઠળ નિત્ય ધાતો!

રે હાય! અંતે થઈ હાર મારી
અહો! નર્યા નિર્દય પ્રેમ–હાથે
ઘવાય લો હું તવ પાશ કેરી
બાહુઈ જિદ્દી જકડે ઝલાયો!

કેં ધમપછાડા, કંઈ ક્રોધચાળા
કર્યા, નહીં કિંતુ જરીય ફાવ્યો:
હારી, સમર્પી સહુ જાત દીધી,
'આ હું રહ્યો, લે, કર ચાહ સો તું.'

મેં ઊઘડયાં ત્યાં નયણાં નિરાળાં:
સ્મિતે સુહાગી, પ્રણયે પ્રભાવી,
અમીતણું અર્કતણું બનેલું
દીઠું અહો! મેં મુખ તારું મીઠું!

ને પ્રેમમાધુર્ય તણા ઉરે તેં
લઈ સમાવ્યો સુજને સુગાઢ!
સર્યા શ્રમો, ક્લેશ ટળ્યા, રૂઝયા ઘા
પીયૂષમાં સૌ પલટાયું મારું.

જોઈ ન મેં જાલિમ કોઈ જેલ;
નિર્બંધ હું તો વિહરી રહેલો,
પ્રભા તણા પ્રોજ્જ્વલ સિંધુઓમાં
આનંદનાં મંગલ ગાન ગાતો!

બીતો બધી યે ગભરી પડી'તી!
ભાગી ગયો'તો ભ્રમ બેડીઓનો!
બ્રહ્માંડવ્યાપી તવ બાહ્ય બાથે
સાયુજ્યના હું શુભ લ્હાવ લેતો!

બંદી બન્યો છું તવ પ્રેમનો હું,
સૌ મુક્તિઓ સેવિત બંદી તારો!
રહું હું બંદી રહું સર્વકાળ
તારી ભુજાની ધરી કંઠમાળ!

રાષ્ટ્રવિધાયક

# સરદાર વલ્લભભાઈ

[ ૭૪મી વર્ષગાંઠ નિમિત્તે પ્રશસ્તિ ]

વિષ્ણુભાઈ મ ભટ્ટ

વિશ્વનિયંતાના અનુગ્રહથી, પુણ્યશ્લોક ગાંધીજીની જીવનસિદ્ધિઓની આડે આવતી આસુરિક શક્તિઓને સચોટ વેધકતાથી વિદારનાર, ભારતશ્રિમંદિરના વીરભદ્ર ગણ સમા સરદારને જન્મ આપીને, ભગવાન કૃષ્ણચંદ્રની કર્મભૂમિ અને દયાનંદ, શ્યામજી, દાદાભાઈ અને ગાંધીજીની માતૃભૂમિએ પુનઃ ભગવાન કૃષ્ણચંદ્રની સર્વવિજયી નીતિનો વિશ્વભરમાં ટંકાર કરી બતાવ્યો છે. "અજાતશત્રુ ધર્મરાજ ગાંધીજીના ગાંડીવધર તો સરદાર જ" એમ, સરદારની સ્પષ્ટ વેધકદૃષ્ટિ અને ચક્રવર્તી, સતત જાગૃત ક્રિયાશીલ પ્રતિભા, બારડોલીથી હૈદ્રાબાદ સુધી, ભારતને સ્વતંત્ર ........સ્વતંત્ર કરી સ્થિર, સમૃદ્ધ અને શક્તિસ્રોત બનાવવા મથી રહીને, વર્ષોથી પુરવાર કરી રહી છે. યુગાવતારના શસ્ત્રની ઉપમા આપવી હોય તો કહેવાય કે "સરદાર વલ્લભભાઈ એટલે પુણ્યશ્લોક ગાંધીજીનું સુદર્શનચક્ર" જવાહરલાલજીની વિશ્વદૃષ્ટિ; રાજાજીની કુશાગ્રબુદ્ધિ; રાજેન્દ્રબાબુની નિખાલસ દેશભક્તિ, સુભાષબાબુની ઉત્કટ આત્મત્યાગસાધના; કૃપાલાનીજીની તત્ત્વબુદ્ધિ, ગાંધીભક્તિ અને પયગમ્બરી આર્ષવાણી, સ્વામી શ્રદ્ધાનંદજીની સિંહસમી નિર્ભયતા, પંડિત મદનમોહન માલવીયજીની ભારતીય સંસ્કારપરંપરાના પરિપાકસમી ઉજ્જવળ દેશસેવા; દયાનંદ, વિવેકાનંદ અને રામતીર્થસમા મહાવીર સંન્યાસીઓની ઉદ્બોધક, પ્રેરક અને શક્તિદાયક સંસ્કારગર્જનાઓ; પટ્ટાભી સીતારામૈયાની રાજકીય પૃથક્કરણશક્તિ, ખાન અબ્દુલ ગફારખાનની શિસ્તબદ્ધતા; રવીન્દ્રનાથ, રાધાકૃષ્ણન ને બ્રજેન્દ્ર શીલની સંસ્કારી દેશભક્તિ; જગદીશચંદ્ર, પ્રફુલ્લ રોય અને રામનની વૈજ્ઞાનિક સેવા; માનનીય તેલંગ, રાનડે અને ગોખલે,—લોકમાન્ય ચિત્તરંજન દાસ, મોતીલાલજી, વિઠ્ઠલભાઈ, સેનગુપ્તા અને માધવરાવ અણે જેવા રાજપુરુષોની અપ્રતિમ રાજકાર્યકુશળતાના અને શૂરવીર ક્રાંતિકારી અસંખ્ય દેશભક્તોની તન, મન, ધનની અપૂર્વ ઝગઝગતી રોશનીના આ ભવ્ય જમાનામાં ભગવાન કૌટિલ્યના રાજકારણની યાદ તાજી કરાવે એવી કુનેહ અને કાર્યકુશળતા સરદારશ્રી બતાવી રહ્યા છે. સરદારની સ્પષ્ટ વેધક દૃષ્ટિ અને ચક્રવર્તી ક્રિયાશીલ પ્રતિભાએ જ ભારતને બ્રિટિશ કુટિલનીતિ અને સૈન્યશક્તિ સામે પુણ્યશ્લોક ગાંધીજીના સારથીપદને અર્જુન મહારથીની અદાથી વિજયી કર્યું છે.

## યોગેશ્વરોથી અભિષિક્ત માનવમહાપદ

ભારતમાતા અને વિશ્વસમસ્તની મુક્તિ માટે અખંડ, અવિરત સાધના સાધતા

પુરુષોત્તમ અરવિંદ જેવા યોગેશ્વરની કૃપાને આકર્ષતા સરદાર વલ્લભભાઈ ગાંધીજીની અનન્ય તપશ્ચર્યાથી ઉદ્‌ભવેલ એક માનવમહાપદ્મ જ છે.

सर्वशास्त्रमयी गीता, सर्ववेदमयो मनुः
सर्वतीर्थमयी गंगा, सर्वदेवमयो हरिः ॥

શ્લોક મુજબ સમસ્ત શ્રુતિ, સ્મૃતિ, પુરાણોના સારરૂપ ભગવદ્‌ગીતા અને સર્વ દેવોના દેવ પુરુષોત્તમ શ્રીકૃષ્ણની કસોટીએ સરદારશ્રીનું જીવન તપાસીએ. મહાભારતકાળમાં એકી સાથે અસુરનીતિ, યુધિષ્ઠિરનીતિ અને કૃષ્ણનીતિ કસોટીએ ચઢી હતી. આજના મહાભારતોના કાળમાં પણ એમ જ થઈ રહ્યું છે. અસુરનીતિ વિનાશ આવે છે; યુધિષ્ઠિરનીતિ નિષ્ફળ જાય છે અને કૃષ્ણનીતિ જ વિજય પામે છે. લોકમાન્યે નિષ્કામ કર્મયોગશાસ્ત્ર ખડું કર્યું તો સરદારે એમના રાજકારણથી યુધિષ્ઠિરનીતિના રાજ્યસત્તાકાળમાં જ એ આચરી બતાવ્યું...અને તેથી જ કૃષ્ણદ્વૈપાયન વ્યાસની વિધાયક દૃષ્ટિથી ભારતીય સંસ્કારોને વિશ્વકલ્યાણકારી સ્વરૂપમાં રજૂ કરતા અને ચક્રધર ભગવાન વાસુદેવની આજ્ઞાથી સ્વરાજ-સંગ્રામમાં ભારતના મહારથીઓનું સારથીપદ કરતા,—એકાન્તસેવી છતાં અસાધારણ ક્રિયાશીલ યોગેશ્વર શ્રીઅરવિન્દ અને અજાતશત્રુ તપસ્વી પુણ્યશ્લોક ગાંધીજી બન્નેની વાત્સલ્યધારાઓથી દૃશ્ય—અદૃશ્ય, સ્થૂળ—સૂક્ષ્મ બન્ને જગતમાં અભિષેક પામતા સરદાર વલ્લભભાઈ કૃષ્ણનીતિના પરમ સંવાહક તરીકે ભારતનું નવવિધાન કરી રહ્યા છે.

## મૃત્યુંજય મહાવીર

ઉર્વીસાર ગુજરાતના નરનાથ સમા સરદારને ઉદ્‌બોધન કર્યું હોય કે,

" अभय सत्त्वसशुद्धि, ज्ञानयोग 'व्यवस्थिति'
दान, दमश्च, यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवम् ॥ "

અને તે તેમણે ઝીલ્યું હોય એમ જણાય છે. ઉપરના શ્લોકમાં આધ્યાત્મિકતાના ઉદય માટે નિષ્કામ કર્મયોગીનું પહેલું લક્ષણ અભય બતાવ્યું છે. આજે હિન્દુસ્થાનમાં તો શું દુનિયાભરમાં સરદારની સિંહસમી નિર્ભયતા માટે કોઈને યે શંકા છે? એકી સાથે જનાબ ઝીણા અને એના અનુયાયીઓની અવળચંડાઈ, માર્શલ સ્ટાલિનની દુનિયાના નકશાને દબાવી બેસવાની, એશિયા યુરોપ બન્નેને ડગાવતી વ્યવસ્થિત રોગચાળારી યોજનાશક્તિ; અને વિન્સેન્ટ ચર્ચિલ અને એના જ સહાઈભર્યા નવ્ય અવતારસમા એટલી, બેવીન, માઉન્ટ-બેટન તથા ક્રીપ્સ જેવા સમર્થ બ્રિટિશરોની પ્રચંડ આસુરશક્તિને ડરાવી શકે ને વખત આવે પાદચુંબન કરાવી શકે એવી...ભારતને સ્વતંત્ર, સ્થિર, સમૃદ્ધ અને શક્તિસ્રોત બનાવવા મથતી "અભયશક્તિ" આજે સરદાર સિવાય કોનામાં ઝગઝગે છે? શ્રીમદ્ દયાનંદ, વિવેકાનંદ અને શ્રદ્ધાનંદજીની સિંહસમી, પંડિત જવાહરલાલજીને આશક બનાવતી નિર્ભયતાના વારસદાર રાજપુરુષ તો સરદાર જ છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં મુખ્ય દુશ્મન બ્રિટિશ સત્તાનો નાશ કર્યા સિવાય નાનામોટા દેશી રાજ્યોના ઝેરી કોઠાયુદ્ધમાં ઊતરી સ્વાતંત્ર્યસંગ્રામમાં ઝઝૂમતા રાષ્ટ્રની શક્તિને અભિમન્યુની માફક અકાળે નાશને આધીન થવા ન દેવાની સરદારની સ્પષ્ટ દૃષ્ટિ છતાં, સરદારના મતના નહીં એવા રાજપુરુષોએ ગાંધીજીને પોતાના

તરફ દોર્યા અને દેશી રાજ્યોનો પ્રશ્ન ખડો થયો. સેનાપતિ જ્યાં—ત્યાં સરદાર શિસ્તબદ્ધ સૈનિક તરીકે હોય જ. સરદાર વડોદરે થઈ અમદાવાદ આવી ભાવનગર જવાના હતા ભાવનગરમાં સરદારને ખતમ કરવાનું કાવતરું ગોઠવાયું હતું. એમાં અન્ય રાજ્યના એક રાજા, બે દીવાન અને એક ડી. એસ. પી ત્રણે સામેલ હોય એવી બાતમી હતી. રાજપૂતોને ઉશ્કેરવામાં આવ્યા હતા ને મામલો ગંભીર હતો મે સરદારશ્રીને વિનંતિ કરી, "બાપુ! તમે ભાવનગર ના જશો. ત્યાં તમને ખતમ કરવાના છે" સરદાર સાહેબ પિતાના વાત્સલ્યથી શાંત, સ્થિર, વેધક, ગગનગામી આધ્યાત્મિકતાથી મારી સામે જોઈને ધીરગંભીર નિર્ણય સાદે બોલી ઊઠયા, "વિષ્ણુ! તું ગભરાઈશ નહીં વડોદરામાં હું બચવાનો જ નહોતો ત્યાં પણ મારે માટે એ જ ગોઠવાયું હતુ. પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? હું તો ભાવનગર જવાનો જ." સરદાર ભાવનગર ગયા. તોફાન થયુ સરદાર જરાતરામાં બચી ગયા આવી રીતે સરદાર કેટલીય વાર મોતના મુખમા ઘસી ગયા છે. બ્રિટિશ જેલો એમને માટે મહેલ નહોતી. પણ એ તો બહાર હોય કે અંદર—જ્યાં હોય ત્યાંથી ભારતશત્રુઓને સિંહ-ત્રાડથી કંપાવે છે. બારડોલીની સરદારની ગેબી વાણી મૃત્યુંજય મહાવીરની અભયશક્તિનો સૌથી મોટો પુરાવો છે.

### કાદવમાંથી કમળ—તેય સહસ્રદલ

ગીતાજી બીજુ લક્ષણ માગે છે "સત્ત્વસંશુદ્ધિ". સરદારના ટીકાખોરો અને ટીકાકારોના મોઢે કાનના પડદા ફાટી જાય તેવી ટીકાઓ મે સાંભળી છે. ટીકાખોરો તો સરદારનું પાપ ધૂએ છે (જો બાકી રહ્યું હોય તો), પરંતુ ટીકાકારો જો સરદારના સમસ્ત જીવનને જોશે તો તેમને જણાશે કેઃ

> સરદારશ્રી કાદવમાંથી ખીલતા જતા સહસ્રદલ સુવર્ણકમળ છે.
> સકામ સાધકમાંથી નિષ્કામ કર્મયોગીમાં પરિણમતા સાધકવીર છે.
> શસ્ત્ર અને શાસ્ત્રથી અસુરોને હારતા સંહારતા સેનાની અર્જુન છે
> નરમાંથી નારાયણ બનતા જતા ક્રિયાશીલ ચક્રવર્તી રાજપુરુષ છે.

ગાંધીજીની પાવનકારી છત્રછાયામાં આવ્યા ત્યારથી હૈદ્રાબાદ સુધી સરદાર વલ્લભભાઈનું જીવન સત્ત્વસંશુદ્ધિનું અનન્ય ઉદાહરણ છે અને એવો જ રાજપુરુષ બોલી શકે કે, "આ તો સીતાનો દેશ છે. જ્યાં એક સીતા હતી તો આખું રાવણનું રાજ્ય ડૂલ થઈ ગયું તો મારા બારડોલીમાં તો એંસી હજાર સીતાઓ બેઠી છે. લાવ તારી તોપ, બંદૂક. મારાં છોકરાં જોશે, રમશે ને ઉપર ચઢીને કૂદશે તો ખરાં" સરદારશ્રી બારડોલીની તપશ્ચર્યામાં ગળાઈને ખીલતા ગયા ને જનતાજનાર્દન ને ભગવદ્ગીતાનું અમૃતપાન ગાંધીજીના ચરણે બેસીને કરતા ગયા. આજે ભારત સરદારની એ અનન્ય સાધનાથી જ એક ને અખંડ બનતું જાય છે ને હજુ બનશે એવા બહુ વિશ્વરાજકારણમાં મંડાતા જશે.

### જ્ઞાન-યોગ વ્યવસ્થિતિ

સરદારનાં જ્ઞાન (clear vision) અને યોગ (perpetual concentrated and calculative ever-vigilant action) બન્નેએ અપૂર્વ વ્યવસ્થિતિથી એમના

વડીલબંધુ વિઠ્ઠલભાઈની મૃત્યુ સમયની પ્રાર્થના મુજબ આર્યાવર્તને સ્વતંત્ર કર્યું અને હવે એને ચક્રવર્તી કરવાના પ્રયાસ સવારના સાડાત્રણ વાગે બ્રાહ્મમુહૂર્તથી માંડીને મધ્યરાત્રી સુધી કરી રહ્યા છે એટલું જ નહીં, સ્વજીવનમાં પણ આધ્યાત્મિકતા ખીલવી રહ્યા છે

## દાન, દમન, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને આર્જવ

શરણે આવેલા અનેકને અભયદાન આપી સરદારે પોતાના ક્ષત્રિય શ્રેષ્ઠપણાની ( લવ-વંશીય ક્ષત્રિય–પાટીદાર ) સાબિતી સેંકડો વખત આપી છે. હજારો ને લાખો દીન, દુઃખી દરિદ્રી ને નિર્વાસિતોને માટે ધનવાનોનાં ધન વરસાવનાર ને તેને યોગ્ય માર્ગે વાળી તેમાંથી અત્રસ્થિત કાર્ય નિપજાવી જળસંકટ, કપસંકટ કે ધર્મઝનૂનસંકટની વેદનાઓમાંથી આર્જવ પૂર્વક રક્ષી, અપૂર્વ સ્વાધ્યાયપરાયણતાથી રાતદિવસ અનેક રાષ્ટ્રીય પ્રશ્નોનો તલસ્પર્શી અભ્યાસ કરી, જ્ઞાનની પળેપળની યજ્ઞનારાયણને આહુતિઓ આપી રાષ્ટ્રસંરક્ષણ ને રાષ્ટ્ર-સંવર્ધન કરનાર તપસ્વી યજ્ઞપરાયણ વલ્લભભાઈને જોવા એ પણ એક મહદ્ સૌભાગ્ય છે. એની સાક્ષી કૈલાસવાસી મહાદેવભાઈ અગર પૂ. મણિબહેન સિવાય બીજા કોણ આપી શકે? એકવાર બોરસદ પ્લેગ વખતે સરદાર વલ્લભભાઈને તાવભરી શરીરે સેંકડો માઈલોની ધૂળ ફાકી ( મોટરદોડમાં ) સૌની સાથે બેસી ખડખડાટ હાસ્યથી રોટલો ને ગવારનું શાક ખાતાં મેં બોરસદમાં જોયા છે. અને ઘણાએ ઘણે સ્થળે જેલમાં ને બહાર સરદારની અનન્ય-સાધારણ સાદાઈ અને તન્મયતા જોઈ હશે.

## આર્જવપૂર્ણ હૃદયી હેતાળ માતાસમા

સરદારશ્રીના લોખંડી વ્યક્તિત્વની ભીતરમાં હેતાળ માતાના અંતઃકરણમાં વહેતું સ્નેહનું ઝરણું સતત વહે છે એવો મારો અનુભવ છે. આ અનુભવને લોર્ડ માઉન્ટબેટન જેવા વિચક્ષણ રાજપુરુષની સાક્ષી મળેલી મેં છાપામાં વાંચી ત્યારે મને ઘણો જ આનંદ થયો 'સરદાર મુર્દાબાદ ને સુભાષ ઝીન્દાબાદ'ના પોકારોવાળા નૌજુવાનોના અધકચરા રાજ-કીય જુવાળો મેં જોયા છે આવા વખતે પણ સરદાર માટે ગાળો ખાવાની અને વખત આવે સરદાર સાથે જ ફાંસીએ ઝુલવાની આંધળી નહીં પણ બુદ્ધિપૂર્વકની અનન્ય સરદાર-ભક્તિ તેમના અસંખ્ય જાહેર અને ખૂણે પડેલા એકલવ્ય સમા શિષ્યપુત્રોના હૃદયમાં વજ્ર-કઠોર છતાં કુસુમહૃદયી સરદારનું માતૃપ્રેમનું એ સ્નેહઝરણું જ લીલીછમ રાખે છે ગાંધીજીની પરમતસહિષ્ણુતા અને અહિંસક દૃષ્ટિએ સરદારશ્રીના આર્જવગુણને એટલો ખીલવ્યો છે કે દિવસે દિવસે સરદાર ભારે ઉદાર, ઉદાત્ત ને દયાળુ થતા જાય છે. ગુજરાતનું ગૌરવ-સરદારની ખેલદિલીનો એક જ દાખલો આપવો અત્રે બસ થશે વિશાળ આધુનિક દૃષ્ટિએ જોઈએ તો ન્હાનાલાલ, સરદાર ને ગાંધીજી–બ્રાહ્મણશ્રેષ્ઠ, ક્ષત્રિયશ્રેષ્ઠ ને વૈશ્યશ્રેષ્ઠ–ત્રણે મહાન ગગનગામી ગુજરાતીઓ–અનંત સંસ્કારોના મહાન યુગદ્રષ્ટાઓ ને યુગસ્રષ્ટાઓ મહાકવિ ન્હાનાલાલ જેવા ભૃગુઋષિની અનેક લાતો વિષ્ણુભગવાનના રાષ્ટ્રસંરક્ષક અંશ સમા સરદાર વલ્લભભાઈએ છાતીમાં ઝીલેલી, છતાં ગુજરાતના એ અસાધારણ સાહિત્ય અને સંસ્કારસ્રષ્ટાને અંજલી આપવાની મેં વિનંતિ કરી ત્યારે રાગદ્વેષ રહિત થઈને સરદારશ્રીએ જે ભાવભીની અંજલી લખી આપી તથા તેમના કુટુંબની પિતૃવાત્સલ્યથી મમતાપૂર્વક ખબરઅંતર પૂછી તે ગુજરાતના ઇતિહાસનું ગૌરવભર્યું એક મહાપ્રકરણ છે અને ગુજરાતના નૌજુવાનોને અપૂર્વ

ગુજરાત ભારતમાતાની સેવા કાજે સર્જવાના કાર્યમાં એક અનિવાર્ય પ્રેરક સંસ્મરણ છે. સરદાર સ્વજીવનમાં એકી સાથે લોકમાન્ય, ગાંધીજી અને શ્રી અરવિન્દના રાજકીય તત્ત્વજ્ઞાનને જીવી બતાવે છે એ આપણે આ લેખમાં શરૂઆતથી જોયું. આ રીતે સામાન્ય મનુષ્યોને માટે નરમાંથી નારાયણ થતા જતા—વામનમાંથી વિરાટ થતા જતા ગુર્જરેશ્વરી સરદાર અનન્ય જીવંત ઉદાહરણ ખડું કરે છે

## વિશ્વરાજકારણનું કેન્દ્ર—હસ્તિનાપુર

ભગવાન ચાણક્યની બુદ્ધિપ્રતિભાથી ચમકનાર રાજપુરુષ વિઠ્ઠલભાઇએ એકવાર મહાત્માજીને કહેલું, "જુઓ બાપુ! આપને અહીં સોડ સેકીને આગળ ધરી બ્રિટિશ રાજપુરુષો કૂસાવશે સ્વરાજ્યનો પ્રશ્ન તમે આગળ કરશો એટલે એ કહેશે, 'હિન્દુ મુસ્લિમ પ્રશ્નનું શું! અમારે તો બેય સરખા'—ત્યારે કહી દેજો કે તમારે શું આપવું છે તે કહી નાંખોને પહેલાં—પછી અમે તો અમારું વહેંચી લઈશું દિલ્હીમાં—લંડનમાં અમારે એ વાત નથી કરવી." આ રીતે રાજપુરુષ વિઠ્ઠલભાઇ હિન્દુસ્થાનના રાજકારણને લંડનમાંથી દિલ્હી લાવવા મથતા હતા. સરદાર પણ એ જ કરવા માગે છે અને તેથી જ તેઓ વારંવાર કહે છે: "મારે કંઇયે જવું નથી જેને આવવું હોય તે અહીં આવે" માર્શલ સ્ટાલિન મોસ્કોને યુરોપના રાજકારણનું કેન્દ્ર બનાવવા મથે છે તેનાથી વધુ શુદ્ધ કિમાશીલતાથી સરદારશ્રી વિશ્વરાજકારણના કેન્દ્રપદે હસ્તિનાપુરને સ્થાપવા લોહી નિચોવી રહ્યા છે વિરોધી વિચારો ને સભ્યતાથી આકર્ષિત રાજપુરુષોને મન લંડન, પેરીસ, ન્યુયોર્ક ને મોસ્કો જેટલાં મહત્ત્વનાં છે તેથી વધુ મહત્ત્વનું અને પ્રિય સંસ્કારકેન્દ્ર સરદારને મન ભારતનું પાટનગર હસ્તિનાપુર છે. અને તેથી જ વિશ્વકલ્યાણક સંગ્રામમાં ઝઝૂમતાં ઝઝૂમતાં રાષ્ટ્રપુરુષ જ્યાં શાશ્વત સૂતેલા છે તે વિશ્વકલ્યાણક મંત્રો સ્ફૂરાવતા અમર સમાધિમંદિર સમા હસ્તિનાપુરમાં જ સરદાર બ્રિટિશોના હાથમાંથી બળપૂર્વક સત્તા આંચકી લીધા બાદ રાતદિવસ—અવિરત નિષ્કામ કર્મયોગની ધૂણી ધખાવી રહ્યા છે.

## ભારતરક્ષક સરદાર

અત્યારે સરદારને દિલ્હીમાં મળવું લગભગ અસંભવ: છતાં ગતદિવસ કામના બોજામાં દટાઇ રહેલા ને ભૂખતરસ થાક ઊંઘ કે આરામને નેવે મૂકીને બેઠેલા અખંડ ઝળહળતા પ્રકાશ સમા સરદારને મળવા અનેક સંકટગ્રસ્તો દોડી આવે છે. સરદાર પોતાના કોઇપણ બાળકને વિસારતા નથી તેથી સરદારશ્રીની એકવાર ગયે વર્ષે દિલ્હીમાં મેં મુલાકાત માગી સવારમાં પાંચ વાગે જેવી મારી ટેક્ષી સરદારદ્વારે પહોંચી કે સરદારશ્રીને જ ઝાંપો ઉઘાડી સામે આવતા જોઇ હું વિચારમાં પડી ગયો! ત્યાં તો એ જ હેતાળ અવાજે બોલી ઊઠ્યા: "અલ્યા! તું અહીં ક્યાંથી?" ત્યારબાદ ગંભીર રાજકારણની પણ જે વાત મેં બાળકભાવે કહી તે બધી ધ્યાનપૂર્વક સાંભળી લીધી. રાજકારણના હિમાચલ અમી વર્ષાવતા હતા. શિરછત્ર ગૃહે પુણ્યશ્લોક ગાંધીજીની પ્રાતઃવંદના કરવા જતા હિંદના એ નાયબ વડાપ્રધાન વગર સંરક્ષણે હજારો હિંદુસ્થાન, પાકિસ્તાન, હૈદ્રાબાદ ને કાશ્મીરના સંકટગ્રસ્તો સાથે ભારતરક્ષાની વિવિધ વાતોમાં ગરક થઇ ગયા ત્યાં સુધી હું એ ગગનગામી મહાપુરુષને જોઇ જ રહ્યો અવિચલિત ભાવે સૌને હૃદયસુધા પાતા માતાપિતા સમા સરદારથી છૂટા પડવાનું જાણે દિલ જ થતું નહોતું.

## સરદારનું શિસ્તપાલન

ભારતીય સંસ્કારિતાને આદર્શ તરીકે સ્વીકારનાર ભારતવર્ષના સમસ્ત રાજકીય, ધાર્મિક અને જાતીય પક્ષોને મન સરદાર પોતાની આકાંક્ષાઓ સિદ્ધ કરનાર મહારથી છે. વિદેશી વિચારો ને વાતાવરણથી મોહિત રાજકીય પક્ષોના નેતાઓ ને છાપાંઓ સરદાર ઉપર સીધી આડકતરી ટીકાઓનો વરસાદ વરસાવી રહે છે છતાં સત્તાનું સિંહાસન પડાવી લેવાની સ્વ-સંસ્કારવાદી અને પરસંસ્કારવાદીઓની સાઠમારીમાંથી નીપજતા વમળોમાં મધ્યસ્થ રહી ભારતવર્ષના રાજકીય નાવને પાર ઉતારતા સરદારને નીરખીને પ્રજા આનંદઘેલી બની જાય છે ભારતની સંસ્કારસાધનાને પુનઃ પ્રગટાવવા મથતા નવલકથાકારોને સરદારનો સાથ શોધતા જુએ છે ત્યારે વિદેશી વિચારોથી મોહિત અપ્તરાશાસ્ત્રીઓ ચિત્કાર કરી ઊઠે છે અને સરદાર અને જવાહર વચ્ચે ફાટફૂટ પડાવવાના દાવપેચ ખેલે છે ત્યારે સરદારશ્રી નમ્રપણે એક જ વાત કહે છે, "ગાંધીજી બાદ જવાહરને મેં મારા નેતા માન્યા છે. તે નબળા પડે તેવું કંઈ મારાથી થાય જ નહીં. તે ઈચ્છશે ત્યારે હું પ્રધાનમંડળમાં હોઈશ જ નહીં."

આ છે સરદારની શિસ્તપાલનની શક્તિ—ભારતના નૌજુવાનોનું સતત પ્રેરણાસ્થાન ભારતમાતાની યોગશક્તિ આવા અપૂર્વ શિસ્તપાલનથી જ જાગી શકે.

## પરમભટ્ટાર્ક વીર વલ્લભદેવ

હિન્દુસ્થાન આઝાદ તો થયું. પણ ખોવાયેલું ભારતવર્ષ ક્યાં છે ?— જે એકવાર જગદ્ગુરુ હતું—જગચ્ચક્રવર્તી હતું. આર્યાવર્ત ક્યાં છે જે કહી શકે—" सर्वे सुखिनः सन्तु—मा कश्चित् दुःखभाग् भवेत् । " હરિપુરામાં સરદારે કહેલું, "હમણાં કાળાંપાંખડાં રહેવા દો, મૂળમાં જ ઘા કરો—કાળાંપાંખડાંને જોઈ લઈશું પછી—હાથ છંછેડશો તો નાનકડા એકાદ રજવાડાના ઝેરી કોકયુદ્ધમાં કોંગ્રેસની તાકાત ખતમ થઈ જશે" સરદાર એ બોલેલું પળ્યા છે પોતાની લોખંડી તાકાતથી પીગા ભાગને ઓગાળી દઈ એક ને અખંડ ભારત સર્જતા જાય છે. ભારતના મુકુટધારીઓ ને મુત્સદ્દીઓને ભારતશિવમંદિરમાં શિવ-શક્તિ (વિશ્વકલ્યાણ)ની આરાધનામાં યોજી—એકત્ર કરી સમસ્ત રાષ્ટ્રસમને સુહાંત પડકારી અવની ને આર્યાવર્તની સીમાઓને એકાકાર કરવાના ગાંધીજી અને જવાહરના સ્વપ્નને મૂર્તરૂપ આપી રહ્યા છે. પાકિસ્તાનને કહી રહ્યા છે, કે "હિંદના દોષથી નહીં—પાકિસ્તાન તૂટી પડશે તો તે એના પાપે જ તૂટી પડશે" સ્વપ્નદ્રષ્ટા મુનશીની 'જય સોમનાથ'ની ગર્જનાઓથી ગુજરાતને ચક્રવર્તી કરવાનાં સ્વપ્નો—મુનશીના મુંજાલ—કૌટિલ્ય—કૃષ્ણરામને વધુ વિરાટ રૂપમાં કોણે સજીવ કરી બતાવ્યા ? ગુર્જરકવિશિરોમણી ન્હાનાલાલે 'સારથી'માં કથેલા "ભારત સારથી બને ને બ્રિટન મદારથી બને તો જગપરલાની દાંડી સ્થિર બને—પૃથ્વીપંખિણી વિરાટ તરફ ઊડે" એ ભવિષ્યવાણી સાર્થક કરવાને કયો ભારતશિલ્પી રાતદિવસ મથી રહ્યો છે ! એક બાજુ પૂર્વપંજાબ ને બીજી બાજુ કુંડલાથી મદ્રાસ સુધી કાળભાતખાડ ગુજરાતીઓની મુત્સદ્દીગીરી અને સેનાનીશક્તિનો પરિચય આપવાને મુનશી, કૃષ્ણકુમાર ને રાજેન્દ્રસિંહજીને કોણ પ્રેરી રહ્યું છે ! હસ્તિનાપુરની લોકસભાના પાટે ગુજરાતી માવળંકરદાદાની થાણુપણની શક્તિથી ન્યાયતુલા કોણ સાચવી રહ્યું છે !

સૌરાષ્ટ્રને સ્વતંત્ર કોણે કર્યું ? એક ને અખંડ ગુજરાતની ગૂંચ કોણે ઉકેલી ? કચ્છ ને રાજસ્થાનને પાકિસ્તાનના સીમાડે કોણ વજ્રદેહી બનાવી રહ્યું છે ? કાશ્મીર મોરચે કોણ પાણી ફૂંકી રહ્યું છે ? બ્રહ્મદેશના સીમાડા કોણ સાચવી રહ્યું છે ? હૈદ્રાબાદમાં વીજળીક વિજયો અપાવવાને આશીર્વાદ આપવા ( સાચું હોય તો ) શોલાપુર મોરચે કયો વૃદ્ધ પુરુષ માંદગીને બિછાનેથી ઊઠ્યો હતો ? ભારતના બ્રાહ્મણત્વ – ક્ષત્રિયત્વ કે વૈશ્યત્વને સોડમાં રાખતો છતાં પ્રજા – જનતાનું હિત સદાયે હૃદયમાં ધરતો એ ભારતશિલ્પી જ રાજરાજેશ્વરની શ્રદ્ધાથી પરમ ભટ્ટાર્ક કુમારપાળદેવે જીર્ણોદ્ધારેલા 'ભગવાન સોમનાથ'ના જીર્ણોદ્ધાર કરવાના સ્વપ્ન મૂર્તિમંત કરી સૈકાઓથી પડેલી, પછડાયેલી પ્રજાના હૃદયમાંથી પરાજયનો ડંખ ભૂંસી, ઉત્સાહ-ઉમંગ પ્રસરાવી નવજીવનનો ફુવારો ઉરાડી તેને વિજય તરફ કૂચ કરાવી પરમ ભટ્ટાર્ક વીર વલ્લભદેવનું બિરુદ સાર્થક કરી શકે

## ભારતશિવમંદિરના વીરભદ્રગણ

પદ્માસનસ્થ શિવ—બુદ્ધ ને મહાવીરને ગાંધીજીએ મૂર્તિમાન કરી સત્ય અને અહિંસાનો અહાલેક પોકારતાં—સુર-અસુરને સમાનભાવે વરદાન આપી ચિરનિદ્રા લીધી ત્યાં અખંડ સાધના સાધતા આ નરનાયને લાખો ભારતવાસીઓ પોતાના આરાધ્યદેવ માની ભગવાન પાસે સતત તેમનું દીર્ઘાયુષ્ય માગી જરૂર પડે પોતાનું આયુષ્ય પણ તેમને ચરણે સંકલ્પ કરી દેવાના સંકલ્પપૂર્વક હૃદયના ઊંડાણમાં હિંમતથી ચાહી રહ્યા છે અને કહી રહ્યા છે, "બાપુ! અમે હંમેશ યાદ રાખીશું તમારો સંદેશ– ઊજળે લૂગડે કાળો ડાઘ પડવા ન દેશો અને સેવાધર્મ સતત પાળજો." સરદારશ્રીની વર્ષગાંઠ નિમિત્તે અનેક, સૂર્ય–ચંદ્ર–નક્ષત્રગણ સમા ભારતવાસીઓ અંજલી અર્પી રહ્યા છે ત્યારે ગૃહદીપ સમી આ નાનકડી અંજલી એટલું જ પ્રાર્થી વિરમી શકે, "હે પરમપ્રિય પૂજ્ય પુરુષ! ભારતને વિશ્વચક્રવર્તી કરનાર-વિશ્વકલ્યાણકારી સંસ્કારો સ્ફુરાવતું આર્યાવર્ત સર્જવાના દયાનંદ-ગાંધીજી-અરવિંદના સંકલ્પને સફળ કરવાને ભગવાન આપને અનંત શક્તિ આપો."

卐

# ' સબ સબકી સમાલિયોં ' – પ્રત્યુત્તર

રસિકલાલ મા વકીલ

[ ' પ્રસ્થાન 'ના ૧૯૪૮ના આષાઢ અંકમાં ' સબ સબકી સમાલિયોં ' નામનો મારો લેખ છપાયો હતો એ લેખ બહેન ચિત્રા ઉષાકાન્ત દેસાઇને અત્યંત અયોગ્ય અને અન્યાયી લાગ્યો. તેમણે હાલની બીજી બાજુ બતાવવાના સ્તુત્ય હેતુથી 'પ્રસ્થાન'ના સાલ મુબારક અંકમાં ઉત્તરપક્ષ રજૂ કર્યો મારા લેખમાં સરકારની નીતિ ઉપર કરેલા મારા પ્રહારો સંબંધે બહેન ચિત્રાએ તેમના ઉત્તરપક્ષમાં મારી સારી એવી ઝાટકણી કાઢી આના માટે હું તેમનો ઋણી છું. તેમના ઉત્તરપક્ષને પ્રત્યુત્તર આપવાની મારી ઇચ્છા નહોતી, પરંતુ મને લાગ્યું કે સરકાર સામેના મારા પ્રહારો પ્રત્યે જ ચિત્રાબહેનનું ધ્યાન ગયું છે, અને તેમાં સમાયેલા મૂળભૂત સિદ્ધાન્તોના શોધન પ્રત્યેના મારા પ્રયાસ તરફ તે બહેન તદ્દન દુર્લક્ષ છે ત્યારે મેં પ્રત્યુત્તર મારફત વિશેષ ચોખવટ કરવાનો નિર્ણય કર્યો નમ્રતાથી મારે કહેવું જોઇએ કે સિદ્ધાન્તોના સંશોધન સિવાય બીજો કોઇ હેતુ મારા લખાણનો નથી. અંગત કે વ્યક્તિગત માનાપમાનના સવાલને હું અત્યંત ગૌણ માનું છું વ્યક્તિપૂજા, પક્ષાપક્ષી, અંધશ્રદ્ધા, અને પ્રથાપ્રતિષ્ઠાનો મને જરાપણ મોહ નથી. સામાન્ય બુદ્ધિથી સમજાય અને સમજાવી શકાય, તેમ જ અનુભવથી સિદ્ધ કરી શકાય અને એકાદ વ્યક્તિ કે વર્ગના લાભને બદલે સામુદાયિક લાભ – ખાસ કરીને આમ-જનતાના મોટા ભાગને લાભ – આપી શકે તે પ્રકારના સિદ્ધાન્ત અને નીતિમાં મારી માન્યતા દિનપ્રતિદિન સબળ બનતી જાય છે. પરિણામે ભૂતકાળમાં સેવેલા અનેક વિચારો, માન્યતાઓ અને ભાવનાઓ પરિવર્તન પામતાં જણાય તો તેમાં નવાઇ લગાડવાની જરૂર નથી હવે આટલેથી બસ. ર. મા. વ ]

પ્રથમ, ' સબ સબકી સમાલિયો 'નો સાચો અર્થ જ ચિત્રાબહેન ઘટાવી શક્યાં નથી એ ખેદની વાત છે, તો પછી જે વ્યંગ અને વ્યાપક અર્થમાં મેં તે સૂત્રનો ઉપયોગ કર્યો છે તેની વાત જ શી ? ઉપર્યુક્ત કહેવતનો અર્થ ચિત્રાબહેને એમ કર્યો લાગે છે કે " દરેક વ્યક્તિ પોતપોતાનો સ્વાર્થ સાચવીને બેસી રહે " મેં લેખનું મથાળું ઉપર પ્રમાણે આપ્યું તેથી તે સૂત્રની સત્યતા મેં સ્વીકારી અને તે મુજબ મારે મારો સ્વાર્થ સાચવીને બીજાની ભૂલો કાઢવાની કડાકૂટમાં પડવું ન જોઇએ, છતાં મેં ટીકા કરી અને એક પ્રકારનો આત્મવિરોધનો દોષ વહોર્યો – આવી જાતની ન્યાયસરણી ચિત્રાબહેને ચલાવી અને તદનુસાર તેમણે શરૂઆતમાં જ સૂચવી દીધું કે " લેખ પોતાના જ મથાળાને ખોટું પાડે છે બીજાની – ખાસ કરીને સરકારની – ટીકાનો જ એમાં સમાવેશ છે. " અફસોસની વાત છે કે ઉપર્યુક્ત સૂત્રનો અનર્થ થયો છે ' સબ સબકી સમાલિયો 'નું મારા લેખનું મથાળું 'સંસ્કૃતિ'ના ઑગસ્ટ ૧૯૪૮માં છપાયેલા ડૉ. સુમન્ત મહેતાના ' અથ પુરાણ ' નામના લેખમાંથી સૂચિત થયું હતું એ લેખમાં ડૉ. સુમન્ત કહે છે.

"તેને (સુસ્વરાજ્યને) બદલે આપણે શું જોઈએ છીએ ? સાર્વત્રિક સહકારના તંત્રને બદલે આપણે સાંભળીએ છીએ એક સૂત્ર – सब सबकी समाल्यों ! આ સૂત્રને માટે અંગ્રેજી ભાષામાં એવું કહેવાય છે કે 'દરેક માણસ પોતપોતાનું સંભાળી લે. જે પાછળ પડી જશે તેને સેતાન પકડી લેશે.' આજની આપણી સામાજિક દોટ આ પ્રકારની છે આ દોટની પાછળ બીક છે ભૂખમરાની, તંગીની, અગવડોની અને તે બધી માત્ર સ્વાર્થની છે. આ દોટમાં આપણે સહુએ આગળ નીકળી જવુ છે. બીજા લોકો પડે તો સારું કે તેટલા આપણી સાથે રહેવામાં ઓછા. આ ભયંકર દોટના પરિણામે મૂડીવાળાઓએ સંગ્રહ કર્યા, ભયંકર સંગ્રહ કર્યા. આ દોટને લીધે જ આપણે માની ન શકીએ તેવા પુરુષોએ બેશરમ લાંચ લીધી, લાંચ આપી, કાળા બજારો કર્યા.. ..કોંગ્રેસી કાર્યકરોએ કાળા બજારમાં એવો ભાગ ભજવ્યો કે તેને વિશે જે અનેક કટાક્ષચિત્રો જોવામાં આવે છે તે જોઈને મારું માથું શરમથી નીચું નમે છે, કારણ કે મને પણ એવુ લાગે છે કે આ વાત બિલકુલ ખોટી નથી હું આગળ જઈને એ પણ જણાવુ છુ કે જે ખાદીમાં અમે પવિત્રતા જોતા હતા તે ખાદીના ઉત્પાદનમાં પણ લુચ્ચાઈઓ થયાની પાકી પાયાની વાતો સાંભળીને મને અપાર દુઃખ થાય છે."

(ડૉ. સુમન્ત મહેતા : 'સંસ્કૃતિ' ઑગસ્ટ ૧૯૪૮ પા. ૨૮૮–૨૮૯)

ડૉક્ટર સુમન્ત મહેતાએ આપેલા ઉપર્યુક્ત ચિત્રને આપણે ખોટું કાઢવાપણું ન કહી શકીએ પરંતુ આપણા આજના સમાજમાં મૂડીવાદી પ્રથા કેવાં ઘોર કર્મોની લીલા રમી રહી છે તેનું વર્ણન તેમાં સમાયેલું છે. અને મારા આખા લેખમાં આ મૂડીવાદી પ્રથાની અનિષ્ટતા સામે વિરોધનો પોકાર મુખ્ય છે. પરંતુ પોકાર કરીને અટકી જવાથી પ્રશ્નનો ઉકેલ મળતો નથી અંગ્રેજો ગયા છતાં આપણા લાડીલા રાષ્ટ્રનેતાઓ આ પ્રથાનો કચ્ચરઘાણ કાઢવામાં કેમ સફળ થતા નથી–તે સમસ્યા સમજવાનો અને ચર્ચવાનો હેતુ મારા લેખનો મૂળ પ્રેરક છે. મૂડીવાદને તો આજકાલ બધા જ વખોડે છે, ધિક્કારે છે. પરંતુ તેને નાબૂદ કરવા આપણા સત્તાધીશો કેમ અસમર્થ છે તે કોયડો ઉકેલવાની જરૂરિયાત મોટી છે આ હેતુથી જ સર ષણ્મુખમ્ ચેટ્ટીનો દૃષ્ટાંત આપી મેં ઉમેર્યું છે કે "આપણે 'આવા વ્યક્તિગત સંયોગથી મૂઢ ન બનતાં તેની પાછળ કયાં મૂળભૂત તત્ત્વો રહેલાં છે તે સમજવાનું છે"

તે જ પ્રમાણે રાજવી પ્રથાને દીર્ઘાયુષી બનાવવાનું આળ મેં સરદાર પટેલ ઉપર ચઢાવ્યું છે અને પછી ઉમેર્યું છે કે "આ સંયોગની પાછળ પણ અમુક તલસ્પર્શી તત્ત્વ રહેલું છે તે આપણે સમજવાનું છે" આ ઉપરથી વાચકને ખાત્રી થવી જોઈએ કે અમુક નેતાને વ્યક્તિગત રીતે ઉતારી પાડવાનો કે તેમની ટીકા કરવાનો મને અભરખો નથી; પરંતુ ધુરંધર નેતાઓ કયાં ગુપ્ત તત્ત્વો યા પરિબળોથી દબાઈ જાય છે તે શોધવાનો મારો ઉત્સુક પ્રયાસ છે.

દેશી રાજવીપ્રથા પ્રત્યેનું કૉંગ્રેસી કાર્યકરોનું આજનું માનસ અત્યંત પુરાણું અને પ્રત્યાઘાતી છે. તેથી જ સરખામણીમાં મેં જવાહરલાલના જૂના વિચારોનો ઉલ્લેખ કરેલો રાજવીપ્રથાનો કાઢેલો તોડ સરદારને મહાન સર્ટીફીકેટ આપનારો છે એમ અમુક

પ્રકારની વિચારસરણીવાળા પુરુષો કહે તેથી ફૂલાઈ જવાની જરૂર નથી સરકાર પોતે તેમ જ બ્રિટિશ મુત્સદ્દીવર્ગ આ કાર્યને મહાન જાદુ–Miracle–તરીકે વધાવે છે. આનો સ્પષ્ટ અર્થ એ થયો કે વધાવનારો વર્ગ પ્રત્યાઘાતી માનસ ધરાવે છે આ Miracle સબંધે ડૉ. રામમનોહર લોહિયા જુદો જ અભિપ્રાય વ્યક્ત કરે છે તે કહે છે.—

" Aside from the untenability of the Congress' claim, the theory of the bloodless revolution in the States is proving an obstacle to further progress It obscures existing conditions in the States and casts a veil over them which is falsely pleasing to the sight.

In reality, the expected revolution in the States has been halted, and the dazzle of this theory conceals from the people this ugly halt of a revolution "

(Dr Rammanohar Lohia at Mahabaleshwar.)

દેશી રાજ્યોમા પ્રજાની જાગૃતિ તેમજ પ્રગતિ સારા પ્રમાણમાં વધ્યે આવતી હતી. તેથી રાજાઓની હિંમત ડગવા માંડી હતી તેમની વહારે હિંદ સરકાર ન આવી હોત તો રાજાઓની કેવી કફોડી હાલત હોત તે કલ્પવું મુશ્કેલ નથી કોન્ગ્રેસી સરકારે રાજાઓને, તેમની મિલકતને અને તેમના ગૌરવને બચાવી લીધા. શ્રી ઢેબરભાઈએ પોતે કહેલું કે:

> " રાજાઓ, ગિરાસદારો અમારા મોટાભાઈ છે. અમે અમારા મોટાભાઈ તરીકે એમને અત્યાર સુધી ગણ્યા છે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ રાજાઓનો નાશ ઈચ્છતા હતા છતાં મેં આજે રાજવીઓ સાથે એક કરારનામું કરીને એમણે જેટલું માગ્યું તેટલું આપ્યું છે. નાના તાલુકદારો જેઓ સાલિયાણાના અધિકારી હતા તેમને પણ પૂરતું મળે તે માટે જમીન આપી છે. જ્યારે દેશ જમીનદારીનો નાશ માગે છે ત્યારે અમે તેને સ્વીકારીએ છીએ."

(સૌરાષ્ટ્ર પરિષદ પત્રિકા)

આ રાજાઓ, ગિરાસદારો અને તાલુકદારો સૌરાષ્ટ્રની લોકસભાની ચૂંટણીમાં કેવો હલકટ ભાગ ભજવે છે તે સૌ કોઈથી અજાણ્યું નથી પ્રત્યાઘાતી અને પીડક વર્ગ ઉપર દયા આવવાની હોય જ નહિ ઊલટું, આપણો કોન્ગ્રેસી નેતાવર્ગ તો તેમના પ્રત્યે સક્રિય સહાનુભૂતિ ધરાવે છે

*  *  *

કોન્ગ્રેસી રાજપુરુષો અને નેતાઓના દબદબાભર્યા જીવન સામે મેં વિરોધ દર્શાવ્યો તે પણ ચિત્રાબહેનને અક્ષમ્ય લાગ્યું આ બાબત કદાચ મને ટીકા કરવાનો હક ન હોય, કારણ દેશને માટે મેં કાંઈ પણ ના કર્યું હોય. તો બીજી વિશેષ પ્રતિષ્ઠા ધરાવતી વ્યક્તિ—દેશપ્રેમી અને સેવાભાવી—શું કહે છે તે આપણે જોઈએ

ગવર્નર–જનરલ રાજાજી તાજેતરમાં વડોદરા આવ્યા અને ગયા લોકોની સાથે સંપર્ક ન સાધ્યો. લોકોએ ઘણી ઘણી અપેક્ષાઓ રાખી હતી કે રાજાજી જેવા સાદુ જીવન ગાળતા યોગી પુરુષના આગમનનો અમૂલ્ય લાભ મળશે. પરંતુ બધી અપેક્ષા નિષ્ફળ ગઈ. કેટલાક

શ્રી કિશોરલાલ મશરૂવાળાને પત્રો લખી આ બાબત ફરિયાદ કરી, અને દિલની અપેક્ષાઓ ગણાવી પત્રોની વીગતો નોંધ્યા પછી શ્રી કિશોરલાલ કહે છે

"ઉપરની અપેક્ષાઓમાંથી મને એકે વધારે પડતી લાગતી નથી. સુજ્ઞોને વધારે શું કહેવાનું હોય?" ('હરિજનબંધુ' તા. ૧૪–૧૧–૪૮)

મોટા પગાર ખાતા એલચીઓ અને ગવર્નર-જનરલ તથા અન્ય મોટા અમલદારો બાબત તો ચારે બાજુથી ફરિયાદ ઊઠી છે [ચિત્રાબહેનની માન્યતા પ્રમાણે આ સવાલ થોડી સગવડો ભોગવવાનો નથી આ સવાલ ગંભીર છે ધનસંપન્ન હિન્દની નિર્ધન જનતા, આવા ખરચાનો બોજો ન ખેંચી શકે ગાંધીજીએ એક વખત સૂચન કરેલું કે કોઈપણ દેશી રાજાને સાલિયાણા તરીકે જિંદગીભર માટે ત્રણ લાખ રૂપીઆથી વધુ રકમ ન મળવી જોઈએ. વળી વાઇસરીગલ લોજનો ઉપયોગ સ્વતંત્ર હિંદમાં હૉસ્પિતાલ તરીકે કરવાનું સૂચન પણ ગાંધીજીએ કરેલું. પરંતુ તેના બદલે આજની રાષ્ટ્રિય સરકારના રંગઢંગ તદ્દન જુદા છે આ સંબંધે ટીકા કરતાં શ્રી ઉમાશંકર જોષી લખે છે

> "દેશમાં ગરીબ કુટુમ્બો—આખાં ને આખાં કુટુમ્બો—અસહ્ય ગરીબીને લીધે સામૂહિક આત્મહત્યા કરવાના સમાચારો વારંવાર છાપામાં ચમકી જાય છે, એ સંજોગોમાં ગરીબોને માટે જેની આતરડી કકળી ઊઠેલી છે એવા પં જવાહરલાલને મોંએ મોટામોટા પગારોની દેશના ને રાજ્યના ગૌરવના નામે બચાવ થતો સાંભળવા મળે એ બેવડું નવાઈભર્યું છે . . . આકાશને અડતા પગારો અને અત્યંત ખર્ચાળ રહેણી એ હિંદનું "ગૌરવ" સાચવવા માટે અનિવાર્ય હશે એમ માનવું મુશ્કેલ છે."
>
> ('સંસ્કૃતિ,' ઑક્ટોબર ૧૯૪૮ પૃ. ૩૬૪)

આ બધું જોતા આપણી સરકારની નીતિ સામે વિરોધના સૂર કાઢવાનું આવશ્યક બની જાય છે. વિરોધના સૂર કાઢવાની ખાતર નહિ, ભૂલો કાઢવાની ખાતર નહિ, બોદરાં કાઢવાની ખાતર નહિ—પરંતુ આપણા હૃદયમાં એક વખત પ્રેમ અને માનનું સ્થાન ધરાવતા નેતાઓ આજે ફરી બેઠા છે, બ્રિટિશ સામે લડતી વેળાએ અપાયેલાં વચનોનો છડે-ચોક ભંગ કરી રહ્યા છે, આથી આપણે મને કમને વિરોધના શબ્દો ઉચ્ચારવા પડે છે, ભૂલો ખુલ્લી કરવી પડે છે મનમનામણાં કરીને ખોટી આશા ઉપર નભવા જનતાનો જીવ હવે તૈયાર નહિ રહે

'મૂડીદારવર્ગની સામે સક્રિય પગલાં ભરતાં સરકાર અચકાય છે શા માટે? તાજેતરમાં કાપડના ભાવ બાબતમાં ટેરિફ બોર્ડની ભલામણો મિલમાલિકવર્ગને સ્વીકાર્ય ન હોવાથી સરકારે પોતાનો નિર્ણય મોકૂફ રાખ્યો છે શા માટે મોકૂફ? મૂડીભર મિલમાલિકોના નફા સાચવવાનું કામ સરકારનું છે કે કરોડો માણસોને કાપડની મોંઘવારીથી થતા કરોડો રૂપીઆનું નુકસાન દૂર કરવાનું કામ સરકારનું છે? દેશની ભયંકર આર્થિક સ્થિતિ અને સરકારની મૂડીવાદલક્ષી નીતિ જોઈને આપણને ક્ષણભર કમકમાં આવી જાય છે, અને દિલમાંથી

આજ ઊંડે છે કે સરકાર Fascism પ્રત્યે ઝડપી કૂચ કરી રહી છે કેળવણી, આરોગ્ય વગેરે ખાતાઓના ખરચા કરતાં પોલીસ અને મિલિટરીના ખરચા પ્રમાણમાં વધતા જાય છે. ભૂતકાળમાં કોન્ગ્રેસ જે પરિસ્થિતિ માટે બ્રિટિશ સરકારને સેતાન કહેતી તેથી વધારે અનિષ્ટ પરિસ્થિતિ આજે દેશમાં પ્રવર્તે છે

પરિસ્થિતિ સુધારવાના ઉપાય સરકારના હાથમાં છે પરંતુ સરકારી નીતિની પાછળ સમાજવાદી માનસ નથી મિલકતધારી વર્ગના હિતોનું રક્ષણ સંપૂર્ણપણે થાય છે આમ વર્ગના મોટા ભાગની જરૂરિયાતો સંતોષવાની ધગશ સરકારના દિલમાં દેખાતી નથી. આવી આઝાદીનો અર્થ નથી. આવી સરકારના ભવિષ્ય માટે કોઈ સારા શુકન દેખાતા નથી.

"Liberty and Democracy mean nothing to the citizen who has no leisure, where 90% of the people have all the work and no leisure, and 10% all the leisure and no work. Liberty is a will-o'-the-wrisp And while the distribution of labour and leisure remains corrupt, all Governments, central or local, inevitably act as the instruments of that corruption, no matter how democratic the principles and programs of their members be"

(**Bernard Shaw** : *Everybodys, Political Whats What*, p. 351 )

તા ૨૧-૧૧-૪૮

卐

# નવજ્યોત કો' જાગશે —

'ભારદ્વાજ'

[ પૃથ્વી ]

અરે ! વિષમ આ સમો, મનુજ ભૂલી માનવ્યને
પશુત્વ નિજ પ્રકૃતિ મહીં સુ-ગુપ્ત તે દાખવે.
નિભોદર વિશે જ દૃષ્ટિ – નવ દૂર પેખે કશું–
દયા, પુનિત ભાવના સકલ વિશ્વબંધુત્વની
વિલુપ્ત બની, – શી વિધે અટલ ધૈર્ય ધારી શકે
ભૂખે સબડતાં દુ:ખે ય દાન હીન કંકાલશાં
અસંખ્ય અમ બાહુઓ – ગુજરતી મહાવેદના !
પ્રજાગણુ વિશે ઊઠે પ્રબળ એક બખા ઊંડી:–
પ્રચંડ નવજ્યોત કો' તિમિર કાપવા – જાગશે,
અમેય નિજ દીપ્તિથી કુટિલ ઝાડવાં સ્વાર્થનાં
વિનષ્ટ કરશે : ખીલી હૃદયપદ્મ માનવ્યનું
વિરાટ ઉર સ્પંદનો સુભગ સૌમ્ય સંવાદમાં
ઝીલી, જગતની જૂની હૃદયવેદના વામશે:
–અને જગતના ઉરે પમરશે મીઠી સૌરભ !

# બે સમાજ ચિકિત્સકો

## [ હક્સલી અને મશરૂવાળા ]

હૃષીકેશ ન્હાનુભાઈ પાઠક

૧૯૪૬માં પ્રખ્યાત અંગ્રેજ ફિલસૂફ આલ્ડસ હક્સલીએ એક નાનું પુસ્તક લખ્યું હતું * સાત સાત વર્ષ પછી યુદ્ધમુક્ત બનેલી દુનિયાને એ એક ચેતવણીરૂપ હતું. યુદ્ધના અંત પછી શાંતિ અને સુખાકારીની આશામાં જીવતી દુનિયા માટે એ એક રીતે નિરાશાસૂચક હતું સત્તાના રાજ્યકારણમાં પ્રવેશી ચૂકેલાં નવાં બળોનું એમાં હક્સલીએ સારું પૃથક્કરણ કર્યું હતું તાજા જ સ્વતંત્ર થયેલા આપણા રાષ્ટ્રે આ વાત સમજી લેવાની જરૂર છે આપણે મન આઝાદી એ રાજકીય ક્ષેત્રની સિદ્ધિ જ છે આઝાદીને ટકાવી રાખનારાં કે ભ્રષ્ટ કરનારાં બળોનું જ્ઞાન લેવું એ અનિવાર્ય ગણાવું જોઈએ કોઈ પણ દેશે એમ સમજી લેવાની જરૂર નથી કે રાજકીય ક્ષેત્રની આઝાદી શાશ્વત છે. આઝાદીનો આવો સંકુચિત અર્થ કરવામાં જ હક્સલીના કહેવા પ્રમાણે આજની દુનિયા નવી ગુલામીમાં હડસેલાઈ ગઈ છે હક્સલીના વિચારો હવે આપણે તપાસીએ

એના કહેવા પ્રમાણે કોઈપણ કાળે દેશના રાજ્યકારણમાં કોઈ એક સામાજિક કે આર્થિક બળ વર્ચસ્વ ભોગવે છે આ સત્ય ઐતિહાસિક પુરાવાઓથી સાબિત કરી શકાય. દા. ત, મધ્યયુગમાં યુરોપમાં ધર્મનું વર્ચસ્વ ખૂબ હતું. રાજ્યસત્તાનો ધાર્મિક સંસ્થાઓ દ્વારા આવિર્ભાવ થતો એ પછીના યુગમાં એટલે કે ફ્રાન્સ અને અમેરિકાની ક્રાંતિમાં લોકશાહીનાં બળોએ રાજ્યસત્તામાં પ્રવેશ કર્યો—પરંતુ આ સાથે જ મૂડીવાદીની પ્રગતિએ લોકશાહીને શુદ્ધ રૂપ ન રહેવા દેતાં પૂરેપૂરી ભ્રષ્ટ કરી નાખી પરિણામે રાજ્યસત્તામાં લોકશાહીનું સત્ત્વ ન દેખાતાં સમાજના મૂડીદાર વર્ગનું એકપક્ષીય વર્ચસ્વ દેખાવા લાગ્યું આ દૃષ્ટિએ જોતાં માનવ ઇતિહાસમાં સ્થિર અંશ સત્તા (Power) છે પરંતુ જુદે જુદે કાળે એનો જુદી જુદી રીતે આવિર્ભાવ થતો આવ્યો છે. બીજી રીતે કહીએ તો, શાશ્વત આઝાદી ભોગવવા ઇચ્છતી પ્રજાએ સત્તાના બદલાતા રંગ સમજવા જોઈએ કારણ કોઈપણ કાળે સત્તારૂઢ વર્ગ આઝાદીનો સાચો અર્થ ભ્રષ્ટ કરવાનો ઓછો વધતો પ્રયત્ન કરતો જ હોય છે એટલે કે આઝાદી ટકાવી રાખવાનો પ્રયત્ન કોઈપણ પ્રજાએ સતતપણે કર્યા કરવો જોઈએ 'Eternal vigilence is the real price of liberty' એ વાક્યનો અર્થ આ જ છે આઝાદી તો પારા જેવી ચીજ છે, હાથમાંથી ક્યારે લસરી જાય તે પણ ખબર ન પડે. એને સાચવવા માટે નિરંતર પ્રયત્ન ચાલુ રાખવા પડે

' આજે સાર્વભૌમ સત્તા માનવજીવનનાં બધાં પાસાંઓને પોતાના કબજા નીચે લાવવાનો પ્રયત્ન કરી રહી છે વ્યક્તિસ્વાતંત્ર્યનો પળેપળે ભંગ થઈ રહ્યો છે વર્તમાનપત્રો, રેડિયો, સિનેમા, કેળવણી, ઉદ્યોગો, જીવનના દરેક ક્ષેત્ર ઉપર રાજ્યસત્તાનો સીધો કે આડકતરી રીતે અમલ દેખાય છે પરિણામે સાર્વભૌમ સત્તાનું ધ્યેય અને વ્યક્તિના જીવનધ્યેય વચ્ચેનો વિસંવાદ વ્યક્તિસ્વાતંત્ર્યના હિમાયતી માટે એક જીવંત પ્રશ્ન રહે છે આવી પરિસ્થિતિમાં

* *Science, Liberty and Peace.*

વ્યક્તિએ શું કરવું એનો જવાબ હક્સલીએ આપવા પ્રયત્ન કર્યો છે. હક્સલી એ તો સ્વીકારે છે કે સાર્વભૌમ સત્તાનું બળ અમાપ છે કોઈપણ બળવાને ચપટીમાં ચોળી નાખી શકે તેવાં મહાન રાક્ષસી ને વિનાશકારી હથિયારો એની પાસે છે. પરંતુ જો સાર્વભૌમ સત્તાનું બળ એક બાજુ અમાપ છે તો બીજી બાજુ પ્રત્યેક વ્યક્તિમાં અમર એવો આત્મા છે. અન્યાય અને જુલમની સામે એ ઝઝૂમી શકે તેમ છે. કારણ દુનિયાની કોઈપણ સત્તા માનવઆત્મા સામે કશી વિસાતમાં નથી આ ઐતિહાસિક સત્ય મહાન ઇતિહાસકાર લોર્ડ એક્ટનના શબ્દોમાં કેવુ સચોટ લાગે છે?

"The question is to discover not what governments prescribe but what they ought to prescribe; for no prescription is valid against the conscience of mankind" [ *History of Freedom* p. 24 ]

હક્સલીના વિચારો આ સ્થળે ગાંધીવાદી છે એ વ્યક્તિ માટે સત્યાગ્રહનો માર્ગ સૂચવે છે સત્યાગ્રહને એ જીવનના કોઈપણ ક્ષેત્રમાં સ્વીકારે છે જો કે એ એમ પણ કહે છે કે પશ્ચિમના દેશોમાં જે એક સામાજિક શિસ્ત અને કોઈપણ ભોગે લડત જારી રાખવાની માનસિક શક્તિ છે એને લીધે સત્યાગ્રહ પશ્ચિમમાં વધુ સફળ થાય આ વિવાદાત્મક પ્રશ્ન ન ચર્ચતાં આપણે એ સ્વીકારી લઈએ કે આજના સરમુખત્યારીના યુગમાં વ્યક્તિસ્વાતંત્ર્યના અમરત્વ માટેનો એક માત્ર માર્ગ સત્યાગ્રહ છે આ દૃષ્ટિએ વૈજ્ઞાનિકો જ્યારે એમની શોધો વિનાશમાર્ગે વપરાય ત્યારે સાર્વભૌમ સત્તા સામે જરૂર સત્યાગ્રહ કરી શકે. અર્થશાસ્ત્રીઓએ પણ આ જ પંથે જવું ઘટે ટૂંકામાં, સમાજ – સમગ્ર દુનિયા – હિતની વિશાળ દૃષ્ટિથી વિમુખ થઈને જો કોઈ સાર્વભૌમ સત્તા પોતાની નીતિ નક્કી કરે તો એનો વિરોધ થવો જ જોઈએ. પળે પળે આગળ વધતા વિજ્ઞાનના જમાનામાં આવું કોઈ દૃષ્ટિબિંદુ ન હોય તો વર્ષોની મહેનતે કરેલી શોધો અને મેળવેલાં સત્યો અનર્થમાં મળી જાય ગતિશીલ યુગનો આ મહાન પ્રશ્ન છે વિજ્ઞાનની શોધો અને સામાજિક હિત – સર્વોદય કે લોકસંગ્રહની ભાવના વચ્ચે અંતર ન રહેવું જોઈએ. આજે એ બે વચ્ચે વિસંવાદ લાગે છે કારણ સાર્વભૌમ સત્તા જેવી એક બળવાન સંસ્થાની મારફતે જ એ શોધોનો સ્વમન થાય છે એટલે જ અણુવિજ્ઞાનની શોધ છેવટે અણુબોમ્બમાં પરિણમી છે. હક્સલી આને નવી ગુલામી ગણે છે વિજ્ઞાન આજે ઝડપભેર આગળ વધી રહ્યું છે એની શોધો દુનિયાને અમાપ સુખ આપી શકે તેમ છે. પણ વિજ્ઞાનની શોધોનો ઉપયોગ કોઈ જુદા જ હેતુથી થાય છે અમેરિકાની કોઈ ફેક્ટરીમાં નવો દારૂગોળો કે નવું હથિયાર બને છે — અમેરિકામાં એ ખપતાં નથી પણ પેદા થયું તે તો વેચાવું જ જોઈએને! એટલે છેવટે એ માલ જર્મનીના બજારમાં જઈ પહોંચે છે પરિણામે યુદ્ધ જાહેર ન થાય તો બીજું શું થાય! ટૂંકામાં, આજની દુનિયાની દૃષ્ટિ અતીવ સંકુચિત થઈ ગઈ છે સમગ્ર માનવહિત સાથે આપણે આપણી નાનીમોટી પ્રત્યેક ચર્ચા કે કાર્યનું સંયોજન નથી કરી શકતા આ સમાજના દૃષ્ટિપરિવર્તન માટે સમાજના આગળ પડતા જ્ઞાનીઓ વિસંવાદ કે અન્યાયના પ્રત્યેક બનાવ વખતે સત્યાગ્રહ કરશે તો જ સ્વતંત્રતા ટકી રહેશે. એ સત્યાગ્રહ કે વિરોધની ભલે તાત્કાલિક અસર ન થાય પણ લાંબે ગાળે તો આખા સમાજનું ધ્યાન વારંવાર

ઉચ્ચારેલા એ સત્ય ભણી જવાનું જ. હક્સલીએ આ દૃષ્ટિએ પશ્ચિમની પ્રજાઓ માટે આઝાદીના સૂક્ષ્મ અર્થ સાથે સુસંગત એવું સમાજપૃથક્કરણ આપ્યું છે.

આ પુસ્તક વાંચવામાં આવ્યું ત્યારે એમ લાગ્યું હતું કે હક્સલીએ સત્ય કહી નાખ્યું છે. સાર્વભૌમ સત્તાની પ્રખ્યા દૃષ્ટિબિંદુથી ટીકા થઈ છે. હક્સલીએ એમાં એક ઉમેરો કર્યો છે પરંતુ હક્સલીના વાંચનારને એ કોઈ દિવસ પરદેશી લાગતો નથી એના *Ends and Means*થી આપણે એને એક ગીતાપ્રેમી તરીકે ઓળખીએ છીએ. માનવસમાજ નવી ગુલામીમાં કેવો ફસાઈ પડ્યો છે એનું પૃથક્કરણ એણે કર્યું તેવું જ આપણે ત્યાં થયું છે—કદાચ એના કરતાં વધારે તલસ્પર્શી અને મૂળભૂત આઝાદી કે સ્વાતંત્ર્ય એ તો એક માનસ છે, બાહ્ય પરિસ્થિતિ નથી. એ માનસ એના દરેક ક્ષેત્રના વિચારોદ્વારા એ આઝાદીને સમૃદ્ધ કે ભ્રષ્ટ કરે છે. એટલે કે આઝાદ દેશમાં રહેનાર પ્રજા પણ ગુલામ હોઈ શકે એવું સત્ય શ્રી કિશોરલાલ મશરૂવાળાએ 'સમૂળી ક્રાંતિ'માં ઉચ્ચાર્યું છે. એમનું ધ્યેય સમાજની માનસિક ભૂમિકાનું પૃથક્કરણ કરવાનું છે. આજે આપણા આચાર વિચાર, વાદો પ્રતિવાદો પક્ષો, કેળવણી કે ધર્મ કોઈપણ આઝાદીને ટકાવી રાખે તેવાં નથી ઊલટું એમ લાગે છે કે આઝાદી માટે માનસિક રીતે જરા પણ તૈયાર નહિ એવી પ્રજા પર એનું આરોપણ થયું છે જુદી રીતે કહીએ તો આઝાદી મેળવવા માટે જે ક્રાંતિકારી ચળવળો થઈ તે સાચા અર્થમાં ક્રાંતિકારી હતી જ નહિ. કારણ સાચી ક્રાંતિ તો જ્યારે આખા સમાજનું માનસ નવી ભાવનાઓ અને નવાં મૂલ્યોથી પૂત થાય ત્યારે જ થઈ કહેવાય. આપણી ક્રાંતિનો રાજકીય ફલિતાર્થ તો આપણે સ્વીકારી લીધો છે પણ એનો સામાજિક, આર્થિક કે સાંસ્કારિક અર્થ આપણે સમજ્યા નથી એમ લાગે છે કે આપણે સમજ્યા નથી એમ કહેવા કરતાં આપણે સમજવું નથી એમ કહેવું વધુ સાચું છે. કારણ આઝાદી આવ્યા પછી, સંપૂર્ણ સાચા અર્થની રાષ્ટ્રીય સરકાર સ્થપાયાં પછી પણ, શા માટે લાંચરુશ્વત ચાલતાં હશે? કઈ રીતે રાષ્ટ્રનો ધનિક કે મૂડીદાર કરવેરામાંથી છટકવાનો પ્રયત્ન કરી શકતો હશે? કિશોરલાલભાઈ આ બધાંનું મૂળ આપણી કોઈપણ સંસ્થા કે સિદ્ધાન્તમાંની અસ્થિર કે અપૂર્ણ માન્યતામાં જુએ છે એ સાચું જ છે કે આજે આપણી કોઈ શ્રદ્ધા કે માન્યતા હૃદયની નથી રહી એ બધી આળપંપાળનું કે પાટાપિંડીનું કામ કરે છે. જેને આપણે ધર્મ કહીએ છીએ એ મોટો ઢોંગ થઈ પડ્યો છે જ્યારે આખો સમાજ એક મોટા ઠીકપિંડાનું કાર્ય કરે છે. કિશોરલાલભાઈ એમના પરીક્ષણમાં પ્રથમ સ્થાન ધર્મને આપે છે

હિંદુ સમાજમાં ઊંડી ઊતરી ગયેલી સંકુચિતતાનું (exclusiveness) કારણ એક પરમેશ્વરમાં રહેલી અપૂર્ણ શ્રદ્ધામાં એમણે બતાવ્યું છે આને પરિણામે હિંદુ મુસલમાનમાં નહિ પણ હિંદુઓમાં પણ જુદા ધર્મને લીધે તડાં પડવાની શક્યતા જાગી. એટલે કે સમાજમાં અનેક પ્રકારનું આભડછેટ પ્રવર્તે છે હિંદુ અને મુસલમાન વચ્ચે સામાજિક દૃષ્ટિએ, હિંદુ અને હિંદુ વચ્ચે ધાર્મિક દૃષ્ટિએ અને સવર્ણો અને હરિજનો વચ્ચે જાતિભેદની દૃષ્ટિએ. આ ઉપરાંત એક જ ધર્મમાં માનનારા બે હિંદુઓ પાછા જ્ઞાતિની દૃષ્ટિએ જુદા હોઈ શકે એટલે એક જ ઘરના બે દીકરા પરસ્પર વ્યવહારમાં નોખાપણું રાખે એ હિંદુ સમાજની પ્રણાલિકાઓ પ્રમાણે સુસંગત ગણાય આવી વિજાતીયતા (Heterogeneity)

કમનસીબે રાજકારણમાં પ્રવેશી ચૂકી અને આપણા અવિકસિત રાષ્ટ્રવાદનું પરિણામ ઉપરે દેશના ભાગલામાં આવ્યું. ધર્મ અને રાજકારણનું આ મિશ્રણ આજે નથી એમ માનવાની જરૂર નથી, એ જુદા સ્વરૂપે પ્રગટ થયું છે. આ દેશમાં રાષ્ટ્રવાદ વિકાસ પામ્યો જ નહિ અને આજે પણ પામતો નથી. પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના, ભાષા ભાષા વચ્ચેના, જાત જાત વચ્ચેના ભેદો આજે પણ રાજકારણમાં તરી આવે છે. કોઈ વિચિત્ર તર્કશાસ્ત્રથી આપણે આપણા મનનું સમાધાન કરી નાખ્યું છે — માની લીધું છે કે વિવિધ ધર્મોનું, જ્ઞાતિનું કે પ્રાંતોનું અસ્તિત્વ લાંબે ગાળે રાષ્ટ્રની આઝાદી અને સંગીનતા સાથે અસંગત નથી. પરંતુ રાજકારણથી સાવ વિમુખ એવા ક્ષેત્રના પણ આવા જુદાપણાના વિચારોથી રંગાયેલું માનસ સમગ્ર રાષ્ટ્રની દૃષ્ટિએ વિચાર કરી જ નથી શકતું. આ સ્થાને એક બીજી વાત કહેવાની છૂટ લઉં છું. શ્રી કિશોરલાલભાઈએ સમાજના આવા પચરંગી કલેવરમાં આર્થિક અસમાનતામાંથી જન્મતા ભેદોને બહુ સ્થાન નથી આપ્યું. જો કે એમણે એમ કહ્યું છે કે ધર્મોએ સાધુ સંતવર્ગ અને ધનિકવર્ગને અપવાદરૂપ ગણી લીધા છે પણ ખરી રીતે જોતાં ધર્મ હંમેશાં આ કામ કરતો આવ્યો છે.

એણે એક યા બીજી રીતે સમાજવિભાજનને ટેકો આપ્યો જ છે. सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते નો અર્થ આ નથી? બીજી રીતે કહીએ તો ધર્મને પણ એની Divide and Ruleની નીતિ હોય છે. પરિણામે ધર્મ વ્યક્તિ વ્યક્તિના સંબંધોને કોઈ ઉચ્ચ કક્ષા પર ન રાખતાં વિરોધી બનાવે છે. આ માટે આપણે ધર્મને એના પ્રચલિત સંપ્રદાયના અર્થમાં ન લેતાં વિશાળ કર્તવ્ય કે ફરજના અર્થમાં લેવો જોઈએ. પરંતુ સમાજનીતિ કે શિસ્તના નિયમો જો સાર્વભૌમ સત્તા ઠરાવે તો શાસક વર્ગની અપૂર્ણતાઓ અથવા સ્વાર્થ એમાં પ્રતિબિંબિત થવાનો જ. જો કે આ તો કોઈ પણ કાળે ઉપસ્થિત થાય એવો પ્રશ્ન છે; કારણ જેવું કૂવામાં તેવું જ હવાડામાં આવે એ તો એમણે છેલ્લાં પ્રકરણોમાં બહુ સ્પષ્ટ કર્યું છે. પરંતુ એમના ધર્મ અને સમાજના ભાગમાં આ વિચારના નિર્દેશ વખતે એવું અનુમાન સ્પષ્ટ જણાય છે કે રાજ્યસત્તા આવા નિયમો નક્કી કરતી વખતે સમાનતાના સિદ્ધાન્તોને અનુસરીને જ ચાલશે. પરંતુ વાસ્તવમાં એવું નથી જણાતું. જેટલે અંશે ધર્મ-જાતિ કે આર્થિક ધોરણે રચાયેલા વર્ગો રાજ્યસત્તામાં પેસશે એટલે અંશે શુદ્ધ સત્યની પ્રાપ્તિ સમાજને થવાની નથી. આથી જ એ એમની લાક્ષણિક શૈલીમાં હિતની ક્રાંતિ સૂચવે છે.

આર્થિક ક્રાંતિના મુદ્દાઓમાં એમણે સૌ કોઈ યોજનાનું અંતિમ ધ્યેય ચારિત્ર્ય-ઘડતર ગણ્યું છે. આ સાથે એમણે ટીકા કરેલા આર્થિક મૂલ્યાંકનના સિદ્ધાન્તો વિષે થોડું કહું છું. લગભગ જે જે વિચારકો અર્થશાસ્ત્રની ટીકા કરતા આવ્યા છે એ બધા ખરી રીતે તો આર્થિક નીતિની ટીકા કરતા હોય છે અને આર્થિક નીતિ તો હંમેશાં રાજ્ય-સત્તાનું જ અંગ હોય છે એટલે જેટલે અંશે રાજ્યસત્તા તટસ્થતાપૂર્વક નીતિના સિદ્ધાન્તો ન તારવી શકે તેટલે અંશે અર્થશાસ્ત્રની સારામાં સારી યોજના પણ આચરણમાં નકામી નીવડે. આ કોઈ પણ શાસ્ત્ર પૂરતું સત્ય છે. એટલે જ આ સ્થાને હક્સલીએ સૂચવેલો સત્યાગ્રહનો માર્ગ વધુ અવ્યવહારુ લાગે છે, કારણ કોઈ પણ કાળે સત્યાગ્રહનું સમાજમાં અસ્તિત્વ જ નહિ હોય એ કલ્પવું મુશ્કેલ છે. પરંતુ હક્સલી આધુનિક યંત્રવાદ કે વિજ્ઞાન-

મુખનો વિરોધી નથી, જ્યારે શ્રી કિશોરલાલભાઈની દૃષ્ટિમાં એ બંને સમાજની પ્રગતિનાં અનિવાર્ય અંગો નથી. આ પ્રશ્ન આપણને પ્રગતિ શબ્દના અર્થમાં લઈ જાય છે

શ્રી કિશોરલાલભાઈના મત પ્રમાણે કોઈ પણ યોજના ચારિત્ર્યનું ઘડતર કરતી હશે તો એ પ્રગતિવાદી ગણાશે અથવા તો જે યોજનાની દૃષ્ટિ લાંબી હશે એ પ્રગતિવાદી ગણાશે. પણ પ્રગતિને કાંઈક નીચેના અર્થમાં પણ સમજી શકાય. પ્રગતિ એ સ્વીકારેલા ધ્યેય ઉપર પહોંચવા માટે સાધનોમાં કરેલા સુધારાવધારાની રીત કહી શકાય (improvement of means to a given end) દા. ત., ૧૦૦ વાર કાપડ તૈયાર કરવું હોય તો હાથશાળથી પણ થાય અને યંત્રથી પણ થાય. હાથશાળમાં કરેલા સુધારાવધારા એ પ્રગતિ થઈ કહેવાય પરંતુ આ જાતની પ્રગતિ આપણને ફુરસદવાદના પ્રકરણમાં લઈ જાય છે ફુરસદવાદના પ્રકરણની શરૂઆત સમયની બચતને ઇનામ કે બગાડ પર દંડ પ્રશ્નના ઉલ્લેખથી થાય છે. આ પ્રશ્ન પ્રગતિની ઉપરની વ્યાખ્યા ધ્યાનમાં રાખીને તપાસવાનો પ્રયત્ન કરીએ પ્રથમ તો પ્રગતિનો ઉપરનો અર્થ કદાચ શ્રી કિશોરલાલભાઈ ન સ્વીકારે એમ લાગે છે, કારણ સાધનોમાં થયેલા સુધારાને પરિણામે જ. ફુરસદવાદનો જન્મ થયો છે, પરંતુ ફુરસદ કે નવરાશની ટીકા ક્યારે થતી ઘટે તે પણ જોવું જોઈએ પ્રથમ તો ફુરસદનો અમુક ભાગ તો શ્રમહારી વિશ્રાન્તિમાં ગણાવો જોઈએ એ જેટલો અનુગામી શ્રમ માટે આવશ્યક છે એટલો જ બીજા દિવસના શ્રમ માટે જરૂરી છે; એટલે કે આરામ અને શ્રમ એક બીજાના પૂરક જેવા ગણાવા જોઈએ. Leisure as not an antithesis to work but as a condition of it એટલે આવો આરામ કે આવી ફુરસદ સમાજસ્વાસ્થ્યની દૃષ્ટિએ આવશ્યક ગણાય હવે રહી એવી ફુરસદ જે શ્રમ સાથે સંબંધમાં ન હોય અને જેને ઇનામ ન મળતું હોય આ ફુરસદને મળતું ઇનામ તે આપણા સમાજમાં પૈસાદાર વર્ગને મળતા ખાસ હક્કો છે આ હક્કોના બદલામાં એ વર્ગ સમાજહિતનું કોઈ કાર્ય કરતો નથી એ વર્ગની ફુરસદ ટીકાપાત્ર બને છે કારણ એના વળતરરૂપ સમાજને કાંઈ મળતું નથી અને આ વર્ગને મળતું ઇનામ તો સમાજની આધુનિક રચનાને આભારી છે. મૂડીવાદી સમાજમાં ઉપલા વર્ગને privileges without functions મળે છે અને એ જમીનદારો કે પૈસાદારો કાંઈ શ્રમ વગર જે સામાજિક દરજ્જો ભોગવે છે એ ટીકાપાત્ર છે.

હવે એ વિચારીએ કે આવું કેમ બને છે ? આ પ્રશ્ન ફરી આપણને હક્સલીના વિચારો તરફ લઈ જાય છે સમાજની પ્રગતિનાં સાધનો તો નૈતિક કે સામાજિક દૃષ્ટિએ લાભાલાભથી પર છે. ફક્ત એનો ઉપયોગ એવી સંસ્થાઓ દ્વારા થાય છે કે પરિણામે સમાજહિત પરિણમતું નથી આનો અર્થ પ્રગતિ ખરાબ છે એમ કેમ કહી શકાય ? પ્રગતિના વાહકો હજુ માનવમૂલ્યોથી રંગાયા નથી, રાજ્યસત્તા પાસે જીવન-માટેની ફિલસૂફી કે સર્વોદયની દૃષ્ટિ નથી આ ક્રાંતિ કે શિક્ષણ કોમળે કહેલી દીક્ષાપદ્ધતિ શિક્ષાપદ્ધતિ ને સંયોગમાંથી શેમાંથી પરિણમે ? સંયોગપદ્ધતિનો એક ફાયદો છે કે સમાજના મોટા ભાગ ઉપર એની સચોટ અસર પડવાની પરંતુ સાથે સાથે બીજી બે પદ્ધતિઓની મદદ લેવી પણ અનિવાર્ય ગણાવી જોઈએ કારણ એકલા સંયોગોમાં ફેર કરવાથી ધાર્યાં પરિણામ ન આણી શકાય.

છેલ્લે આવી એમની ઇતિહાસ વિષેની દૃષ્ટિ એક અંગ્રેજ લેખકે ઇતિહાસ અને રાજ્યકારણના સબંધો ચર્ચતાં કહ્યું છે કે History without politics will become mere literature. કદાચ એમના મનમાં આ વાત રમી રહી હશે. ઇતિહાસ માત્ર કલ્પના નથી. ઇતિહાસનો અભ્યાસ કોઈ નીચેની દૃષ્ટિએ થવો જોઈએ. ઇતિહાસમાં બે સ્થિર અંશો છે: કાળ અને સત્તા ( Power ). ઇતિહાસના જુદા જુદા કાળે સત્તાનો આવિર્ભાવ કેવી કેવી રીતે થયો તેનો તટસ્થતાપૂર્વક અભ્યાસ થઈ શકે કાળ અને સત્તાની આ અનાદિ અનંત લીલામાં સ્વાતંત્ર્ય જેવો નવો અંશ ઉમેરાય છે આ દૃષ્ટિએ ઇતિહાસનો અભ્યાસ ખૂબ જ રસપ્રદ નીવડે. કિશોરલાલભાઈ તો ઇતિહાસના પ્રચાર સામે વાંધો ઉઠાવતા લાગે છે. પરંતુ ઇતિહાસના અભ્યાસ પાછળ રહેલી ફિલસૂફી વિશે એમને વાંધો નહિ હોય એમ માનું છું.

મોર્લીના *Compromise*માં એક વાક્ય છે ·

"Truth, said Bacon, has been rightly named the daughter of Time. The new idea does not spring up uncaused, and by miracle If it has come to me, there must be others to whom it has only just missed coming If I have found my way to the light there must be others gropping after it close in my neighbourhood My discovery is their goal"

આ વાક્ય એક રીતે ઇતિહાસ વિષે નવી દૃષ્ટિ આપે છે દરેક જમાનાએ એવું સત્ય શોધ્યા જ કરવાનું છે. એ સત્યનો પ્રયોગ વિરાટ છે અને આ અવતરણની છેલ્લી લીટીઓ પ્રમાણે તો સાચું લાગ્યુ તે કહી દેવા બદલ આપણો સમાજ કિશોરલાલભાઈનો કેટલો આભારી મનાય !

---

## શોભા

તારે ઘરે ભિક્ષુક ભીખ માગતો  
થઈ કદાપિ નવ આવશે એ,  
ના આવશે દીન દરિદ્ર વેષે,

એ આવશે શાસક રુદ્ર રૂપ  
વંટોળશો, ખુદ પ્રભુ સમાન  
કબ્જે તહારા સઘળાયનો લઈ  
સર્વસ્વ તારું બસ તોડી ફોડી  
ચાલ્યો જશે બેપરવાઈથી જ.

સર્વસ્વથી નષ્ટ તું સોહી રહેશે  
ત્યારે જ કો દૈન્યથી બાદશાહી !

ઉશનસ્

★

સરલા

[ લેખિકાના પુત્રતુલ્ય સંબંધીના ભરજૂવાનીમાં ક્ષયરોગથી નીપજેલા મરણના કરુણ પ્રસંગ અંગે ઉદ્ભવેલું આ લાંબુ ૧૦૩ કડીનું કાવ્ય છે લેખિકાને કાવ્ય લખવાનો મહાવરો નથી તેમ છતાં હૃદય પર જે મર્મ ઘા પડ્યા તેમાંથી આ સરલ કોમળ મૃદુ ઊર્મિલ કાવ્ય સહજ સરી પડ્યું છે એવી જ પરિસ્થિતિમાંથી પસાર થયેલ અને મનોમન્થન અનુભવેલ સહૃદયી વાચકોના દિલના તાર હલાવી શકશે એ આશાએ, એ કાવ્યમાંથી થોડી કડીઓ અત્રે રજૂ કરીએ છીએ —સંચાલક ]

વદન ગૌર અને નયનો મીઠાં, મધુર હાસ્યથી અંકિત ઓષ્ઠ આ,
ધવલ ચન્દ્રશી સૌમ્ય મધુરતા, નજરમાં સહુ એ રમતાં સદા ૧
સ્નેહની ગાઢ રેખાથી ઉરે જે ઊંડું કોતર્યું !
વહાલું એ મુખડું તારું, શિશુ, હું કેમ વિસરું ? ૨

કેવું તારું સરલ મુખડું ! દૃષ્ટિ માંહે તરે છે,
કેવું તારું વિમલ મનડું ! ચિત્ત ખેંચી રહે છે.
બાપુ, એ હું કયમ કરી શકું દૃષ્ટિથી દૂર હાય !
બાપુ, એ હું કયમ કરી શકું ઉરથી દૂર હાય ! ૩
મૃત્યુદેવે ઝડપી લીધું છે, સ્થૂલ તારું શરીર,
ને માને એ, મન મહીં ખરે ! દૂર તુંને કર્યો છે.
ભોળા મૃત્યુ ! કંઇ ન ખમ છે, માનવીના દિલોની,
એ મૂર્તિ તો અમ હૃદયમાં ક્યાંય સંતાયલી છે. ૪
ત્યાંથી એને જવબર કદી તું ખસેડી શકે ના,
ભૂંસી દેવા તુજ કર મહીં કાંઇ સામર્થ્ય છે ના
ગાળે જો તું યુગયુગ સમો કાળ એ કાર્ય માટે,
મિથ્યા યત્નો તુજ સહુ જશે, કાળ મિથ્યા જશે તે. ૫

× × ×

કાળ એ કાળ સૌનો છે, કરે એ ક્ષય સર્વનો,
સ્નેહ ને દુઃખ એ કિન્તુ, કાળથી વૃદ્ધિ પામતાં. ૬

× × ×

મહા સ્નેહાબ્ધિ આ, મુજ હૃદયમાં જે ઉછળતો,
સુકાશે ના કો દિ અખૂટ જલ તેનું પ્રીતિ તણું.
ભલે ભાનુ ઉગ્ર, વિરહ રૂપ, નિત્યે તપી રહે,
નહિ નાનું બિન્દુ પ્રીતિજલતણું તોય સુકશે ૭
કહે ડાહ્યા લોકો, "દુખ સહુ શમે કાળ વહતાં,"
અને કિન્તુ લાગે, દુખ બહુ વધે કાળ વહતાં,
મહાશોકાગ્નિ હા ! મુજ હૃદયને જે દહી રહ્યો,
ખૂટ્યાં અશ્રુવારિ પણ ન જરી એ અગ્નિ શમતો. ૮

દિનો કે હું જાણે, વરસ વળી વ્હેરી દુખ કર્યાં,
છતાં તારી મૂર્તિ, સહજ પણ ઝાંખી નવ થઈ.
થતી ના ઝાંખી એ, વધુ વધુ વળી સ્પષ્ટ બનતી,
સ્મરી હૈયે રાખું, દુખ ક્ષણ ભૂલું હું વિરહનું ૯

× × ×

અનેક વરસો કેમ પડદા સરી જાય આ,
અને અદ્‌ભુત કૈં ચિત્રો, ખડાં સન્મુખ થાય આ,
હૈયું ઝુલાવતાં મીઠાં, ચિત્રો એ જોઈ જોઈ ને,
હર્ષ, આશ્ચર્ય, આઘાત, લાગણી કૈંક થાય છે. ૧૦

× × ×

મીંચેલાં આ મુકુલ સરખાં કુમળાં નેત્ર જેનાં
કુણા હાથો કમળકળીશા બીડી સંપૂટ કીધા,
નાના રાતા મધુર અધરે સ્મિત અંકાયલું છે,
એવો બેઠો ત્રણ વરસનો બાળુડો ધ્યાનમગ્ન ૧૧
ગોરા એના સરલ મુખની આસપાસે વિંટાઈ
વાયુ સાથે રમત કરતા વાળ ઝીણા સુનેરી.
કેવું મીઠું વદન દિસતું નિર્મળું નાનું શ્વેત,
સોનામાંહી ચળકતું જડ્યું ઓળખું મોતી શ્વેત! ૧૨
તાજા સ્નાને ભીંજવી દીધી છે પાંપણો નાની તેની,
વારિબિન્દુ સરકી પડતાં રેશમી વાળમાંથી,
આજુબાજુ નવ કંઈ રહ્યું ધ્યાન તેનું જરાએ,
આહા! એ તો મૃદુલ સ્વરથી રામનું નામ બોલે ૧૩

કાલું કાલું રામનું નામ લેતો,
બેઠો ધ્યાને બાળ એ ધ્રુવ જેવો,
ઓહો બોલે કેવું એ "લામ લામ"

હૈયે મારે હજુય ઉઠતો એ ધ્વનિ "લામ લામ!" ૧૪
ભોળી ને મુગ્ધ એ ભક્તિ, નિરખી રાચતાં અમે,
જન્મ્યો જાણે શું પ્રહ્લાદ? ધ્રુવ? આ રંકને ગૃહે ૧૫

ધ્રુવકુમાર એ સ્થિર ત્યાં નમે,
અગમ સ્થાનમહિં રમતો દિસે,
અચળ સ્થાન અબોધ! તું પામીયો,
અમ હૃદે તુજ અસ્તુજને ભળે. ૧૬

જોયો તને પ્રથમ એ ભૂલી શું શકું હું!
એ સ્પષ્ટ છે સ્મરણમાં હજી આજ કેવું!
બે માસનો અનુભવી ઠગારો મધુરો,
આપ્યું મીઠું રમકડું સહુનું હતો તું ૧૭

જોતાં તને, મુજ હૃદે પ્રસરી જ્વલંત,
વાત્સલ્યથી ઝગતી દિવ્ય સુવર્ણ જ્યોત,
એ જ્યોતમાં પુરવણી તુજ સ્નેહ કેરી—
થાતાં; વધુ વધુ પ્રકાશિત એ થતી'તી ૧૮

હૈયે મારે પ્રિય! નહીં વસ્યો પુત્રથીયે અધિક,
તું યે કેવો મુજપદ ખરે, બાળ તો પુત્ર જેમ.
તારી સાથે રમત કરતી બાળ નાની બનીને,
કે'તી'તી હું નવીન રસની આંખ્યો કૈંક નિત્યે. ૧૯

× × ×

બાલ્યાવસ્થા તણાં ચિત્રો, આવે કૈંક સ્મૃતિપટે,
જોતા તેને વધુ હાવાં, હૈયું હાથ રહે નહિ  ૨૭

× × ×

વર્ષો વીત્યાં અનેરાં, ક્ષણમહીં સઘળાં, બાલ મોટા થયો'તે,
વિદ્યાધેલો કુમાર, ઝગમગી ઉઠતો, તીક્ષ્ણ બુદ્ધિપ્રભાએ,
અભ્યાસે સર્વ શક્તિ શરીર મનતણી પોરવી પૂર્ણ એણે,
બ્રહ્માપુત્રી રીઝાવા કઠિન તપ અહા ! આદર્યું કેમ જાણે ! ૨૮
પોતાનાં પુસ્તકો સૌ, નિજ કર ગ્રહીને, આવતો ઘેર મારે,
એકાન્તે એકચિત્તે, મન સ્થિર કરીને, વાંચતો મગ્ન થઇને,
એવો ગંભીર તોએ વદન પર સદા હાસ્ય અટાયલું રે'
મીઠું એ રમ્ય હાસ્ય, પુલકિત કરતું, સ્નેહી સબંધીઓને. ૨૯
બોલી કૈ મર્મ વાક્યો, સમવયી સહુને, મુક્ત હાસ્યે હસાવે,
ક્યારે કો પ્રૌઢ જેવી, અનુભવી સરખી, શીખ ગંભીર આપે,
પ્રેરે આદર્શ આપી, ભગિની અનુજને, પ્હોંચવા ઉચ્ચ સ્થાને,
શોભે શો નમ્રતાથી, વળી વિનયવડે, ને સદા સદ્‌ગુણોએ ૩૦
આકર્ષે સર્વને એ, સ્વરૂપ ગુણ ભર્યો, ચેતનાનો ફુવારો,
વર્ષાવી સ્નેહવારિ, પુલકિત કરતો, હર્ષ ઉત્સાહ પ્રેરી,
ભક્તિ શ્રદ્ધાની મીઠી પરિમલ પ્રસરે શાન્ત શીળી સદાએ,
ઝીલી જ્યોતિ પ્રભુનો ઝળહળી ઉઠતો સપ્તરંગે સુહાતો. ૩૧

× × ×

રે રે, પ્રભુ ! શરણ કોનું હવે લઉં હું ?
કોની કને જઇ રડું સહુ દુ:ખ મારું ?
તું તો દયાનિધિ વળી અતિ શક્તિમાન.
ને તોય આ સઘળું તે ઉલટું કર્યું કાં ? ૬૧
ભાસે મને ઉલટું તો પણ કૈંક હેતુ,
જે ગૂઢ તારી કૃતિમાં, કળી ના શકું હું,
ભક્તો અનેક તુજના અતિ કષ્ટ પામ્યા,
અન્તે તર્યાં સહુ અને સુખશાન્તિ પામ્યા. ૬૨
ના અલ્પ બુદ્ધિ મુજની સમજી શકે કૈં,
ને તેથ કુંઠિત થઇ અતિશોકભારે,
ઘેલી બધાથી થઇ હું લવું જેમતેમ,
દેજે ક્ષમા, કરી દયા મુજને, કૃપાળુ ૬૨
"મારો પ્રબોધ મુજ પાસથી તેં લીધો હા!"
એવું કહી મુરખ હું કહું દોષ તુને,
મારો હતો અધિક એથી હતો તમારો,
રૂપે તમારી, પછી મારું કંઇ શું હોયે ? ૬૩
વ્યાપી રહ્યા અખિલ વિશ્વ વિષે અનન્ત,
મારે હૃદે પણ વિરાજી રહ્યા મહેશ !
અજ્ઞાન શોકથી હૃદે તમ ગાઢ વ્યાપ્યું,
ત્યાં જ્ઞાન-સૂર્ય કરુણા કરીને ઝગાવો. ૬૪
એ જ્ઞાનના કિરણથી મુજ શોક જાશે,
અજ્ઞાનનાં પડળ ઓસરી સર્વ જાશે,
એ દિવ્ય તેજથી મને બધુ સ્પષ્ટ થાશે,
ને શોકથી વિવશ હૈયું પ્રશાન્ત થાશે ૬૫
"મારે હૃદે શિશુપ્રતિ અતિ ગાઢ પ્રેમ
આ વિશ્વમાં નહિ હશે મુજ તુલ્ય પ્રેમ"
એવું કહી મનમહીં અતિ ગર્વ ધાર્યું,
તેથી નહિં પ્રભુ, તમે મનમાં હસ્યા શું ? ૬૬
ક્યાં દિવ્ય પ્રેમ તુજનો તુજ ભક્ત માટે,
ક્યાં રંક પ્રેમ અતિપાર્થિવ માનવીનો,
એ બાલભક્ત પર વ્હાલ તને હશે જે,
હે પ્રેમમૂર્તિ ! કહી ના કળી હું શકું એ. ૬૭

જે પ્રેમને વશ થઈ રથ હાંકતા 'તા,
ઉચ્છિષ્ઠ બોર વળી પ્રેમથી ચાખતા 'તા,
જે પ્રેમરૂપ પરમેશ પિતા સહુના,
તેણે લીધો નક્કી હશે નિજ સુત અંકે ૬૮

કલ્યાણ એ શિશુ તણું વળી શ્રેય શેમાં,
તે મૂઢ મંદમતિ હું સમજી શકું ના,
એ બાલભક્ત તુજને વળી લાડકો જે,
તેનું નક્કી પરમ શ્રેય કર્યું હશે તેં. ૬૯

એ બાલની જીવનજ્યોત ભલે બુઝાઈ,
એ તો હરી પરમજ્યોત મહીં સમાઈ,
જે જીવ ક્ષુદ્ર તનુ-પિંજરમાં પુરાયો,
તે મુક્ત થઈ પરમ આત્મ વિષે પ્રવેશ્યો. ૭૦

જે રામનામ હતું એ હૃદયે, વસેલું,
જે રામનામ હતું એ અધરે રમેલું,
જે રામનામ લઈ નેન સદાં બિડાયાં,
તે નામથી તરી ગયો ભવસિન્ધુ ભાઈ! ૭૧

ત્યાગી કલેવર પ્રબોધ જતો રહ્યો શું?
ના ના, ગયો નથી, નક્કી હજી પાસ મારી,
આંખો મીંચી હૃદયમાં મુજ દૃષ્ટિ વાળું,
ત્યાં મીઠડું વદન એ હસતું નિહાળું. ૭૨

એ મુખ ઉપર કરી સ્થિર દૃષ્ટિ, જોઉં,
આહા! દિસે મયૂરપિચ્છ શિરે ધરેલું!!
શું ઓષ્ઠ આ હરખથી ધરી બંસરી છે!!
આ મૂર્તિ શું શિશુની? બાલક-કૃષ્ણની કે? ૭૩

રે બંસી ક્યાં ગઈ? અરે લીધાં ધનુષ!!
ના મોરપિચ્છ! પણ એ ચળકે મુકુટ!!
ના મૂર્તિ એ શિશુની કે નહિં કૃષ્ણ-મૂર્તિ,
એ છે રઘુવીરતણી અતિ સૌમ્ય મૂર્તિ! ૭૪

હા! મેઘશ્યામ તનુ એ રઘુનાથનું ક્યાં!
ને હિમશું ધવલ રંગ પ્રકાશતો આ!
કપેં વિંટાયલી જટા નિજ શિર ધારી,
આ ભસ્મમૂર્તિ શિવની વિલસી રહી છે!! ૭૫

રે રે, અલોપ થઈ એ શિવમૂર્તિ દિવ્ય!!
ને આ ફરી હસતું એ શિશુમુખ વ્હાલું,
આવી પ્રભુ રમત કાં કરીને સતાવો?
ના હું કંઈ કળી શકું શરણે છું આવી. ૭૬

ના, એ નથી રમત એ નક્કી જ્ઞાનદૃષ્ટિ,
હું અજ્ઞને અરપવા કરતા પ્રભુ આ,
શ્રીરામ, કૃષ્ણ, વળી જે શિવરૂપ ભાસે,
એ સર્વ એક રૂપ જે, શિશુ ત્યાં સમાયો ૭૭

એ સર્વ એક પરમાત્મ સ્વરૂપ પોતે,
બ્રહ્માંડ આ અખિલમાં પ્રસર્યો અનન્ત,
સૌ દેહમાં વસી રહ્યો જીવરૂપ આત્મા,
તે એ પરાત્મ રૂપનો નક્કી અંશ માત્ર ૭૮

એને નથી જનમ, મૃત્યુ, જરા કદીએ
આનંદ રૂપ વળી શાશ્વત, નિત્ય શુદ્ધ,
એ મૃત્યુ તો થયું પ્રબોધ-શરીરનું છે,
ને સત્યરૂપ શિશુ તો હજુ છે જીવન્ત ૭૯

માયા તણાં પડળ ચક્ષુ પરે પડેલાં,
ને શબ્દબ્રહ્મ પ્રતિ આ દિલ દ્વાર બંધ,
દેખાય તેથી નહિ એ પ્રિય બાલરૂપ,
સુણી શકું ન વળી હું પ્રિય શબ્દ એના ૮૦

× × ×

હૃદય-અબ્ધિમાં જે ઊંડે રહ્યાં, પરમભક્તિની દોરમાં ગુથું. ૯૧
પરમ ઇશના નામ – મૌક્તિકો, અહી એ કરમાં માળા દિવ્ય અદ્ભુત મોતીની,
પ્રિય પવિત્ર ને અનુભૂતાં અતિ, આરોપું કંઠમાં પ્રેમે, નીલકંઠ, સ્વીકારશો ૯

અચલ ધ્યાનનો દીપ યત્નથી,
સ્થિર મને હૃદે ચેતવું પ્રભુ,
વિષયવાતથી ચલિત એ થતાં,
મન-નિરોધનો હસ્ત હું ધરું ૯૩
યથાશક્તિ પ્રયત્નોથી સ્થિર એ જ્યોતને કરી,
અર્પું હું ધ્યાન-દીવો તે સ્વયંજ્યોતિ સ્વીકારશો ૪૫
દુખ શોકતણો તાપ સહી ના શકતું જરા,
રંક ઉર રૂપી પદ્મ ખીડાઈ કરમાતું તે, ૯૫
શ્રદ્ધાનું જલ છાંટીને પ્રયત્ને વિકસાવ્યું મેં, ٠
પાદપદ્મે ધરું પ્રેમે, પ્રફુલ્લ ઉર-પદ્મ એ. ૯૬

પ્રભુ તને ગમે, કર્મ જે રૂડાં,
ક્વચિત હોય જો મુજથી થયાં,
નકી કર્યા સહુ યજ્ઞ-અર્થ એ,
ફલતણી નહિ કામના મને. ૯૭

ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્યાં જે હોય કર્મ મે,
ફલ એ કર્મ-યજ્ઞોનું નૈવેદ્યાર્થે ધરું તને ૯૮
આવી આવી, મુજ ગરીબની, રંક સામગ્રી સર્વે, •
પૂજાર્થે જે પરમ ઇશની, ક્ષુબ્ધ ભાવે હું લાવી,
જોઈ તેને પ્રભુ ન હસશો, દીનતા નાથ આપ,
ભક્તિભાવે પ્રણમી કરું આ, અર્ચના તે સ્વીકારો ૯૯
સાષ્ટાંગે હું, ફરી ફરી નમી, યાચું છું આપને હું,
ગાંડો ઘેલો, પ્રિય શિશુ હશે, તોય એ બાળ તારો,
અંકે એને, લઈ પ્રભુ! શિરે, ફેરવો હસ્ત સ્નેહે,
કો દિ તુંથી, કરીશ ક્ષણ ના, વેગળો બાળકાને ૧૦૦
પુણ્યો મારાં કંઇ યદિ હશે, પાદપદ્મે ધરું છું,
કીધાં કો દિ તપ કંઈક જો, સર્વ તે હું ધરું છું
હોયે જે જે ગત જનમનાં ભાવિનાં જન્મ કેરાં,
પુણ્યો સૌએ, તપફલ વળી, બાલકાજે સમર્પું. ૧૦૧
અર્પી પ્રેમે, નમીનમી ફરી વીનવું હે દયાળુ!
ભોળા મારા પ્રિય શિશુ તણા દોષના લક્ષ લેશો,
શિક્ષા જે કે સરત શિશુના દોષની હોય તે તે,
ઝીલી લેવા, મુજ શિર પરે, હર્ષથી શિર નામું. ૧૦૨
દેવા! તારાં ચરણ કમળો અશ્રુથી ધોઈ ધોઈ,
ભક્તિભીના ગદ્ગદ સ્વરે એટલું માત્ર માગું,
આવ્યો તારે શરણ પ્રભુ! એ બાળુડો ભક્ત તારો,
પ્રેમે ચાંપી તમ હૃદયશું આત્મરૂપે સમાવો ૧૦૩

# નવરાત્રની નોમ

ડોલરકુમાર ભટ્ટ એમ. એ.

ચર્ચગેટ સ્ટ્રીટ પરના એક બેન્ચ પર બેઠેલો માધુ જરા સળવળ્યો. સાંજ પડતી હતી. આ વરસે દરેક ઋતુએ કૃપા કરી હતી. ઉનાળામાં તડકો પણ ગુજરાત મહારાષ્ટ્રના કોઈ પણ ગામ જેટલો જ પડેલો. વરસાદે અગિયાર ઇંચ વધારે પાણી આપેલું ને હવે—નવરાત્રની નોમથી કાળજું કંપાવતી પવનની લહરીઓ—સામેથી ચાલી આવતી નવા ફ્રોક અને જંપરમાં મસ્તાન ખ્રિસ્તી સ્ત્રીએ પોતાના પતિનો હાથ જરા જોરથી દબાવ્યો—બેંચ પાસે આવતા એક પંજાબી યુવાને સીગરેટ ચેતાવી—અને બેન્ચ પર બેઠેલો માધુ જરા વધુ સંકોડાયો.

આવા જીવન કરતાં જેલ શું ખોટી! માધુ મૂળથી સારો માણસ હતો. તેણે પ્રામાણિકપણે છસાત સ્થળે મોટર હાંકવાનું કામ પણ કરેલું. પણ જ્યાં જાય ત્યાં તેને તેના શેઠ વિષે કે તેની દીકરીઓ વિષે કે તેની પત્ની વિષે કંઈક અને કંઈક ખાનગી રાખવું પડતું તે તેને કદી ગમતું નહિ છતાં, પૈસા મળતા—એ છાનું રાખવાના. એટલે નભાવી લેતો. પણ એ નોકરી એનાથી કરી જાતી નહિ. આજે તે બેકાર હતો. પણ મનમોહન શેઠને ત્યાં જાય તો આજે પણ નોકરી તૈયાર હતી. પણ તે તો બેકાર જ હતો—

—ને તે સાવ એકલો જ હતો. આ જિંદગી જ એવી છે, એમાં વળી ક્યાં પરણવું? ભાડું નહિ આપવાથી ત્રણ દિવસથી તેને કાઢી મૂકવામાં આવ્યો હતો. ભાડૂતને કાઢી ન મૂકી શકાય તેવો કંઈક કાયદો છે એમ તેના દોસ્તારો કહેતા. પણ બેકાર ભાડૂતોને ન કાઢી મૂકાય તેવું તે કાયદામાં ક્યાંય છે કે નહિ તેની વાત તેને કોઈ મિત્રે કહી નહોતી. ટાઢ કેમ ઓછી થાય? આ ટાઢમાં ત્રણ દિવસ ફૂટપાથ પર કાઢ્યા હતા. આજે એ બને તેમ લાગતું નહોતું. મુંબઈમાં હૂંફ મેળવવાના જે અનેકવિધ રસ્તાઓ હતા તે બધા માટે વત્તાઓછા પૈસાની જરૂર હતી. આવે વખતે મુખ્ય મુસીબતો દૂર કરવા સિવાયની બીજી બાબતમાં મદદ કરનારા પરોપકારી ગૃહસ્થોનો મુંબઈમાં તોટો નથી. પડખે બેઠેલા એક જૂના મિત્રને તેણે પૂછ્યું. "આજનો દિ તારી ચાલીમાં સૂવા દઈશ?"

"અરે માધુ, સૂવા તો શું પણ મારા હાથમાં વાત હોત તો રહેવા પણ લઈ જાત. પણ લાચાર, તારી ભાભી મને જીવતો જ રહેવા ન દે. તારે જોતી હોય તો બીડી પાઉ—"

એ "ભાભી" જ એક વખત માધુને મોટરમાં ફરવા લઈ જવા કેવી આગ્રહપૂર્વક કહેતી હતી—એ યાદ આવતાં માધુ જરા હસ્યો—"લાવ—"

બીડી પી જરા ગરમાવો થતાં માધુ ચોળાયેલા ફાટેલા પાટલૂનના ખીસામાં હાથ નાખી બહાર નીકળ્યો. ધીમે ધીમે તે કોલાબા તરફ ચાલવા લાગ્યો. ઝગઝગતી લાઈટો—ચમકતી ગાડીઓ—ચબરાક યુવતીઓ—

એ બધા ઝગઝગાટમાં તેને એક વિચાર આવ્યો. કંઈક તોફાન મચાવી પકડાઈ જાઉં તો હમણાં આપણી સરકાર થયા પછી લોકઅપ સારાં થયાં છે, તેમાં શિયાળાના બે મે

ત્રણ મહિના ગયા એ—ખાવા પીવાનું રોજ, ઓઢવા પાથરવાનું મળે થોડું કામ કરવું પડે. પણ જાતમહેનતથી કદી માધુ ક્યાં કંટાળતો?’

પણ પકડાવું કેમ? કોઈ ફર્સ્ટ ક્લાસ હોટલમાં જઈ વેઈટરો તેના ફાટેલા પાયજામા જેવા પાટલૂન ને ગંદા બૂટ જોઈ કાઢી મૂકે તે પહેલાં ટેબલ પર બેસી જવું. ને પછી ખૂબ સારી સારી વાનીઓ ખાઈ લેવી પછી કહેવું કે પૈસા નથી તુરત પોલીસને સોંપી દેશે—ને પછી પોલીસ સામે ગમે તેવા જવાબ દેશું એટલે છોડશે જ નહિ કોરટમાં પણ જરા આડાઅવળા સવાલ જવાબ થશે એટલે બેત્રણ મહિનાનું સાજુ શુનો પુરવાર નહિ થાય કે ઓછી સજા થશે તો કોરટનું અપમાન કરવું—

સામે એક મોટી હોટલ હતી બન્ને બાજુએ દરવાજા પર બે ઊંચા લાંબા જરીના કપડાંવાળા દરવાનો ખડા હતા. પડખે મોટરની લાંબી કતાર લાગેલી હતી. ચમકતી, રૂપાળી, પાઉડર ને લીપસ્ટીકથી સુશોભિત, અર્ધાં ખુલ્લાં અંગ દેખાય તેવી રીતે કપડાંથી સુસજ્જિત યુવાન અને પ્રૌઢ સ્ત્રીઓ સાથે એ સ્ત્રીઓ વડે જ શોભતા પાતળા યુવકો અને અતિશય જાડા પ્રૌઢો —

“આ સ્ત્રીઓને ટાઢ નહિ વાતી હોય? લાજ શરમ તો ઠીક પણ ટાઢમાં આવી ઉઘાડી શું કામ રહેતી હશે?”—માધુ બબડ્યો

ત્યાંઆર જરા ઝડપથી એક પ્રતિમાશિષ ગાડીમાંથી ઊતર્યાં તેની પાછળ પાછળ તે પણ ઘૂસ્યો. પણ અંદર જઈ ટેબલ પાસે પહોંચે તે પહેલાં બે સફેદ પાટલૂન તથા કાળી જાકીટવાળા વેઈટરોએ બાવડેથી પકડી તુરત બહાર રવાના કરી દીધો. દરવાનોએ ઠેઠ હિન્દીમાં કુશબ્દો બોલી તેને ફુટપાથની પેલે પારની દુનિયામાં ભેગો આપ્યો—

આ બધું એક મિનિટની અંદર થઈ ગયું “આ હોટલ બહુ પાકી સરકારી લાગે છે,” તે બબડ્યો. ને આગળ વધ્યો, ત્યાં તેની દૃષ્ટિ એક મોટી ઈસ્લામી હોટલ પર ગઈ. માધુ ગરીબોની એક એવી કક્ષાએ પહોંચી ગયો હતો કે તેનામાંથી જાતિભેદનું ભાન તદ્દન જતું રહ્યું હતું પગથે ચઢીને સાવ બારણા નજીકના એક ખૂણામાં ટેબલ પડેલું ત્યાં બેસી ગયો—ને જાણે હંમેશાં એવી જ ટેવ હોય તેમ જાતજાતની વાનીઓ મંગાવવાનો ઓર્ડર આપવા માંડ્યો.

જમવાનું તો મજાનું હતું ખૂબ સંતોષથી જમ્યા પછી ઊભો થયો. બહાર નીકળવા જાય છે ત્યાં પાછળથી એક મજબૂત હાથે તેને બોચીથી પકડી પાછો ખેંચ્યો “અરે વાહરે જનાબ! આપને ખાયા તો અચ્છો તરહસે, લેકિન દામ કા ક્યા હૈ?”

“દેખોજી, પૈસા તો મેરી પાસ હૈ નહિ—ઔર ખાના તો થા—ખા ભી લીયા અગર તુમ ચાહો તો પુલીસકો બુલવા કર—”

“અરે પોલીસ ક્યા કરેગી? હમ લોગ થોડે કમ હૈ?” ત્યાર પછી તો બનાવો એવા ઝડપથી બનવા લાગ્યા કે તેનું ભાન માધુને આવ્યું ને પહેલાં તે ફુટપાથના ખૂણા પર ગુંદાઈને ફૂચો થઈ પડ્યો હતો સદ્ભાગ્યે, નાક ને થોડું હોઠમાંથી—એમ બે ઠેકાણા સિવાય લોહી નહોતું નીકળ્યું. ઊભો થયો ત્યાં બેત્રણ મવાલી સાથે પોલીસ ઊભો હતો મવાલીઓ વર્ણન કરતા હતા ને પોલીસ હસતો હતો

રાતના દસ વાગવા આવ્યા હતા. આ બે પ્રયત્ન અંતે તેણે થોડો માલ અને થોડો માર ખાધો પણ તેની મનોહારિણી જેલ તો પહેલાં જેટલી જ દૂર રહી ને ઊઠ્યો. જરા

કપડાં ખંખેર્યાં. સામેના નળ પર જઈ મોઢું ધોયું–પાણી પીધું–ત્યાં પેલો પોલીસ ત્યાં આવ્યો. "ક્યું ? ક્યા હુવા ?" માધુએ વાત કરી પેલાએ આ વાત સાંભળતાં અતિ આનંદ થતાં રાજભાષા છોડી મરાઠીમાં જ ચલાવ્યું "અગદી છાન કેલા તુમી–ફાસ્ટ ઉત્તમ––અસા લોકાંના તંબાખ દેલા પાહિજે–બીડી છે બીડી––"

હાલ કચકચાવી માધુએ બીડી લઈ સળગાવી–પોલીસ ચાલતો થયો હતાશ થઈ માધુ આગળ વધ્યો થોડે દૂર જતાં એક ઝળાંહળાં થતી દાગીનાઓની દૂકાન આવી મોટા દરવાજો–મોટા કાચવાળા શો વીન્ડો–તેજના નાના કિરણો ફેંકતાં દાગીનાઓ. માધુનું મનન્ન નિરાશા, અને ખાધેલા ખોરાક અને મારથી બહુ તીવ્રતાથી કામ કરવા માંડ્યું––પૂણા પગથી એક પથ્થર ઉડાવ્યો ને જોરથી સામેના કાચમાં માર્યો––ખણણણણણ કરતા કાચના ટુકડાઓ ચારે બાજુ ઊડ્યા––અંદરનો ગ્લોબ તૂટીને બુઝાઈ ગયો. થોડીવારમાં ધમાલ થઈ રહી માણસો ભેગા થઈ ગયા ત્રણ પોલીસ ક્યાંકથી દોડી આવ્યા. પહેલા માળ પરની બારીઓમાં કૃત્રિમ રૂપ જેવાં મુખડાંઓ ઉત્સુકતાથી શું થયું તે જોઈ રહ્યાં

માધુને આનંદ થયો હવે તો પકડશે જ. પાટલૂનના ખાલી ખીસામાં હાથ નાખી ને બધાંની વચ્ચે જ ઊભો રહ્યો. પોલીસો ધમાલ મચાવવા માંડ્યા––એકે માધુને પૂછ્યું. "ક્યુ ક્યા હૈ" માધુએ કહ્યું "મૈંને પથ્થર ફેંકા હૈ––મુઝે ફાટવાલી પર લે ચલીયે"––"તુમ ક્યા ફેંકોગા––ઐસા કરકે કોઈ યહાં રૂક જાતા હૈ ક્યા ?––ઐસા કરને વાલા ભાગતા હૈ––દેખો વો જા રહા હૈ––"

માધુએ જોયું તો એક માણસ દોડતો દોડતો સામેના ફુટપાથ તરફ બસ આવીને ઊભી હતી ત્યાં જતો હતો. બા પોલીસે સોટી મારી ને સામેથી એક પોલીસે પેલાને પકડ્યો––બસ તેને રસ્તે પડી.

માધુને રમુજ પડી. સાવ ખુલ્લી રીતે ગુનો કરવાથી પકડાવાતું નથી. છૂપી રીતે સારું કામ કરવાથી પણ કાયદાની નીતિનો ભંગ થાય છે. છતાં તેનું મન હિંમત ન હાર્યું. ચોરી કરતાં પણ હલકું કામ કરવાના મનમાં તો જરૂર પકડાવાશે ને સબડવાવાળી જેલમાં શિયાળો નીકળશે એવી તેને ખાત્રી થઈ. એવા ગુના માટે મુંબઈ એ સારું સ્થળ હતું. એવા ગુનાને મુંબઈ અનુકૂળ શહેર હતું. આમાં જરૂર વિજય મળશે માની તે મોઢેથી સીટીમાં "ક્વીટ ગધ્ધે પાપન અવિચારી––" વગાડવા લાગ્યો. બે ફર્લાંગ ગયો હશે ત્યાં એક નિર્જન જેવો રસ્તો આવ્યો રસ્તાને ખૂણે એક દૂકાન આગળ પચ્ચીસેક વર્ષની દેખાવડી, સારાં વસ્ત્રો વાળી સ્ત્રી ઊભેલી જોઈ. તેના મોં પર વસંતની લાલી હતી તેની આંખમાં પૂર્ણિમાનો ઉજાસ હતો. તેના દેહ પર વર્ષાનું નીતરતું લાવણ્ય હતુ––માધુ ઘડીભર તેને જોઈ રહ્યો. પોતે નોકરી કરી હતી તે બધા શેઠીયાઓની શેઠાણીઓ, પુત્રીઓ, પુત્રવધૂઓ અને પ્રેમિકાઓ તેની નજરે તરવા લાગી. તેઓની બીજાઓ સાથે ગમે તેવી વર્તણૂક હોય છતાં પોતે તેને કદી અપમાનજનક દૃષ્ટિથી નિહાળી નહોતી. છતાં જેલનો––શાંતિ અને સંરક્ષણનો મોહ એટલો હતો કે આજે ––

એટલાં નિરીક્ષણથી––સુવર્ણના કે સૌંદર્યના––કોઈ ગુનો બનતો નથી. બનતો હત તો પછીની માયાજાળમાં તો ન ઊતરવું પડત ?–માધુને વિચાર આવ્યો. હિંમતથી તે આગળ વધ્યો. ખીસામાંથી મેલો તૂટેલો કાંસકો કાઢી તેણે વાળ ઓળ્યા. તેને પાસે આવતો જોઈ પેલી સ્ત્રી તેના તરફથી મોં ફેરવી જરા દૂર જઈ ઊભી રહી માધુ વધારે પાસે ગયો––પેલી મકાનના ઊંચા સુધી ધરકની સરકની જતી રહી એ જ વખતે જાણે પરિસ્થિતિને અનુકૂળ

પાર્શ્વસંગીત આપતું હોય તેમ કોઈ વરવા સાદે ગાઈ ઊઠ્યું · "આજા—આ—આ—આ—આ—આ આજા—"

માધુએ પેલી સ્ત્રી સામે અભિનિકોય કરી પૂછ્યું : "ચલતી હો, ક્યા ?" પેલી સ્ત્રી તેના તરફ જ ફરી સામે, સાવ અડી શકાય તેટલી પાસે ઊભી રહી "ક્યોં નહિ ? લેકિન વો પુલિસ કબકા પીછે પડા હૈ—ચલીયે ઇસ તરફ—" કહી તેણે માધુને હાથ પકડી ખેંચ્યો—

ઝેરી જાનવર કરડ્યું હોય તેમ ચમકીને એક જ ઝટકે હાથ છોડાવી ખીજી દિશામાં જીવ લઈને માધુ નાઠો. તેણે આ સ્ત્રીને સારી કલ્પી હતી. તે બૂમ પાડશે, પોલીસને બોલાવશે...ને સ્ત્રીની છેડતી કરવા માટે તેને જેલમા મોકલશે—અને પોતાના દિદાર એવા હતા કે કોઈ સ્ત્રી—સારી કે ખરાબ—તેની છેડની સહન ન જ કરી લ્યે.

સાત વાગ્યેથી અમલમાં મૂકેલી આ જેલમાં જવાની તરકીબ બાર વાગતાં સુધી પણ ફાવી નહિ એથી માધુ નિરાશ થઈ ગયો. તેને લાગ્યું કે હવે કશો જ ઉપાય નથી. એ જ ચર્ચગેટ સ્ટ્રીટની બેચ, એ જ ગોખલેજીનું પૂતળું, એ જ જાડી પારસણોના વેવલાં સકાચણો, એ જ ગાડ'ના પ્રવાહ સમા યુવાન, પ્રૌઢ, વૃદ્ધ કારકુનો—એ જ કાળા–ધોળા બજારિયા મોટરમાલિકો—

આડાઅવળા ચાલતાં ચાલતાં છેક બજાર ગેટ સુધી તો તે આવી ગયો હતો. ત્યાં ડાબી બાજુની ગલીમાંથી કોઈક મંજુલ સ્વર કાને પાચો ગલીને એક ખૂણે તે એકલો ઊભો રહ્યો. ક્યાંક નવરાત્રિના ગરબા ગવાતા હતા—રાસની દાંડીઓ હિંચના તાલે વાગી રહી હતી. તેને પોતાનું ગામ પોરબંદર યાદ આવ્યું. પોતાના વાસમાં ગરબીઓ લેતો ત્યારનું વાતાવરણ જાણે તેના મનોવાસમાં ખડું થયું ને તેને વિચાર થયો· આ બધી નિરર્થક રખડપટ્ટી શા માટે ? આના કરતાં તો એકાદ નાનકડી ઓરડી હોય—ભલે કોઈની ગેરેજ જ કાં ન હોય ?— સવારથી સાંજ સુધીની નોકરી હોય, ને સાંજે ઘેર આવે ત્યારે તેને સ્મિત કરી આવકારવા એક મેલીઘેલી પણ પત્ની હોય—પોતે માથેથી ટોપી કાઢીને એક ખૂણામાં ફેંકે—ખાટલો પાથરેલો હોય તેના પર બેસે, અને તેની પત્ની તેને પાણીનો પ્યાલો આપે—આવી મનોરમ પરિસ્થિતિ હોય તો તેને આજની જેમ દફ માટે નિરર્થક યત્નો તો ન કરવા પડે—ને આ તે કઈ જિંદગી છે—કૂતરાઓની માફક રખડવું—ગમે તેમ ગમે ત્યાં ખાવું—ગમે ત્યાં હડધૂત થવું—ને ગમે ત્યાં પડ્યું રહેવું—પેલામાં નિરાંતનો રોટલો, માથા પર છાપરું ને પડખામાં પત્ની તો ખરી—ચાલ કાલે સવારમાં જ મનમોહન શેઠને મળું—કહી પગ ઉપાડવા જાય છે ત્યાં—!

તેના ખભા પર એક હાથ પડ્યો ને તે ચમક્યો પાછળ ફરીને જુએ ત્યાં પીળી પાઘડીથી સુસજ્જિત પોલીસ

"એય, યહાં ક્યા કરતા હૈ ?"

"કુછ નહિ, જમાદાર સાબ—મૈં તો જરા—"

"કુછ નહિ ? અચ્છા, તો ફીર ચલો કોટવાલીમે—આદમીકો, કુછ ન કુછ તો કરના હી ચાહીએ—".

ચાર-છ કલાકની મહેનતને અંતે લોક-અપ મળ્યું ખરું—પણ માધુને લાગ્યું કે પોલીસ જરા વહેલો પડ્યો—

માધુએ વિચાર્યું—ખેર, કામગીરી વગર રખડવું એ ગુનો કંઈ બહુ મોટો નથી. બહુ તો આઠ દિવસ પછી—બહુ-દુનિયા વિશાળ છે.*



* O Henry ની એક વાર્તા પરથી

# વિવેચન – સહૃદયતાની કેળવણી

પ્રાધ્યા. રામપ્રસાદ શુક્લ

"पञ्चमी साहित्यविद्या......सा हि चतुर्णामपि विद्यानां निष्यन्दः"

राजशेखर – काव्यमीमांसा।

(G. O S p 4)

"The terms Life and Literature are usually used to denote separate experiences. But the significance of Literature is that it is not only a part of life, but a life itself and in some sense, an equivalent of the greater one 'the complimentary life' as Alice Meynell called it. To reconcile these three facts is the final task of the critic."

**Phyllis M. Jones**

[ Introduction, *English Critical Essays* Twentieth Century, page xi ]

"Criticism is an expression of taste, or that faculty of the imaginative sympathy by which the reader or spectator is able to relive the vision created by the artist. This is the soil without which it cannot flourish; but it attains its end and becomes criticism in the highest sense only when the taste is guided by knowledge and rises to the level of thought, for then and only then, does the critic give us something that the artist as artist cannot give"

**J. E Spingarn**

[ *Creative Criticism* page 128. ]

"The Critic is not artifex additus artifici, but philosophus additus artifici.s his work is not achieved, save when the image received is both preserved and surpassed, it belongs to thought, which we have seen surpass and illumine fancy with new light, make the intuition perception, qualify reality, and therefore distinguish reality from unreality."

**Benedetto Croce**

[ *The* Essence *of* Æsthetic, : page 94. ]

"The only end of writing is to enable the reader better to enjoy life or better to endure it "—**Dr Johnson**

"The function of criticism is to send people to literature "

**Elizabeth Drew** [ *The Enjoyment of Literature* ]

सरस्वत्यास्तत्वं कविसहृदयाख्यं विजयते.

आचार्य अभिनवगुप्त – लोचन

આપણી ભાષામાં વિવેચનનો સાહિત્યપ્રકાર તેનાં અદ્યતન સ્વરૂપે આંગ્લસાહિત્યની અસર તળે વિકસ્યો છે સંસ્કૃત ભાષામાં કાવ્યશાસ્ત્રના ગ્રંથો છે, અને એ ગ્રંથોમાં નિરૂપિત થયેલ રસમીમાંસા અસાધારણ સૌંદર્યાભિનિવેશયુક્ત છે આપણા કેટલાક અગ્રિમ વિવેચકોએ પોતાનાં વિવેચનોમાં પ્રાચીન રસવિવેકનો યથોચિત વિનિયોગ કર્યો છે તથાપિ સમગ્રતયા સાહિત્યના આ નવીન પ્રકારનો ઉદ્ગમ પાશ્ચાત્ય વિવેચનપદ્ધતિને જ આભારી છે, એના વિકાસમાં પણ એ જ પ્રેરણાનું પ્રમાણ બલવત્તર છે, અને જો કે એનું અંતરંગ સાહિત્યના બીજા પ્રકારોની માફક સર્વતોમુખી સમન્વય સાધવા યત્નશીલ છે, તોપણ બહિરંગ ઉદ્ગમને જ અનુસરે છે.

વિવેચન માટેનો પાશ્ચાત્ય શબ્દ 'criticism' મૂળે ગ્રીક ભાષાનો શબ્દ છે, અને તેનો અર્થ 'judge' અર્થાત્ મૂલ્યાંકન કરનાર એવો થાય છે. મૂલ્યાંકન એ વિવેચનનું ઘણું જૂનું છતાં આજ સુધી ટકી રહેલું અગત્યનું અંગ હોઈ એક રીતે એ શબ્દનું સાર્થક્ય છે એથી જ એનસાયક્લોપીડીઆ બ્રિટાનિકાનો લેખક વિવેચનની વ્યાખ્યા બાંધતાં 'The art of judging the qualities and values of an æsthetic object, whether in literature or in fine arts' શબ્દો વાપરે છે એટલે કે સાહિત્યની અથવા લલિતકળાની કોઈ પણ રસલક્ષી કૃતિનું ગુણદર્શન અને મૂલ્યાંકન એ વિવેચન છે આમ વિવેચન માટેનો ગ્રીક શબ્દ મૂલ્યાંકન ઉપર ભાર મૂકે છે, તો ઉલટપક્ષે સંસ્કૃતમાં મળી આવતા ટીકા, વૃત્તિ અથવા ભાષ્ય જેવા શબ્દો વિવરણ ઉપર વિશેષ ભાર મૂકે છે. વિવેચનના સામાન્ય અર્થમાં ટીકા શબ્દ વધુ પ્રચલિત છે, અને તે સ્પષ્ટીકરણ તેમજ વિશેષ વિચારના અર્થમાં વપરાય છે.

વિવેચન એટલે દોષદર્શન, એવો એક વિચિત્ર ભ્રમ લોકમાનસમાં પ્રવર્તે છે. એટલે જ આપણી ભાષામાં મૂળ સંસ્કૃત શબ્દ ટીકાનો ખરો અર્થ વિસરાઈ જઈને નિન્દાના કેવળ વિપરીત અર્થમાં તેનો ઉપયોગ થાય છે. અલબત, કોઈ પણ કૃતિ કે કૃતિસમૂહનું મૂલ્યાંકન કરતાં જ્યાં દોષ હોય ત્યાં નિર્ભયપણે એ દર્શાવવાની ઝપરી ફરજ વિવેચનને શિર હમેશાં આવી પડે છે, અને કેટલીક વખત એનો અતિરેક થયેલો પણ જોવામાં આવે છે ઉદાહરણ તરીકે 'એડિન્બરો રિવ્યુ'માં જેફ્રીની સમાલોચનાઓ, જેના પ્રત્યાઘાતરૂપે વિવેચકોએ બેન્જામિન ડીઝરાઈલીના શબ્દોમાં નિષ્ફળ સાહિત્યકાર તરીકેની આબરૂ પણ રળી છે. પણ આવા પ્રત્યાઘાતો સત્યના ભાગ્યે જ સૂચક છે, અને એકંદરે વિવેચનનું કામ, એડીસન કહે છે તેમ, અપૂર્ણતાઓ કરતાં સૌંદર્યતત્ત્વો (excellencies rather than imperfections) શોધવાનું જ વિશેષપણે છે

કળાકૃતિઓનાં મૂલ્યાંકનમાં તે તે કૃતિ ગુણવાળી છે અગર દોષયુક્ત છે, એટલો માત્ર અભિપ્રાય આપીને જ વિવેચન વિરમી ન શકે વિવેચનનો વિષયભૂત બનેલી કૃતિ જો ગુણવાળી હોય તો તેમાં ક્યા ક્યા ગુણો છે, અને તેની ગુણમાં શા માટે ગણના થાય છે, એ સ્ફુટ કરવું એટલું જ જરૂરી છે એ જ પ્રમાણે કૃતિમાં દોષ હોય તો એ દોષ ક્યે સ્થળે છે, અને શા કારણે છે, તેનું વિગતવાર વિવરણ પણ અપેક્ષિત છે આમ જ્ઞાનના અન્ય પ્રદેશોની માફક વિવેચનને પણ પ્રમાણો વડે જ સિદ્ધ કરવાનું રહે છે, અને આ પ્રમાણોની શોધમાંથી જ સાહિત્યશાસ્ત્રનો ઉદ્ભવ થયો છે. સર્વ વૈજ્ઞાનિક શાસ્ત્રોની માફક સાહિત્યશાસ્ત્ર પણ નિર્ણયગામી (Inductive) પ્રક્રિયાનું ફળ છે. આ શાસ્ત્રના પ્રારંભે

ભૌતિક સૃષ્ટિના અબાધિત નિયમો જેવા નથી, પણ ઊંડાં પર્યેષણાને અંતે તારવેલા વૈજ્ઞાનિક ઢબના સિદ્ધાંતો જેવા છે. વળી અન્ય વૈજ્ઞાનિક સિદ્ધાંતોની માફક આ સિદ્ધાંતો પણ વિકાસશીલ છે. પર્યેષણાની સામગ્રી વધતી જાય તેમ આ સિદ્ધાંતોનું સ્વરૂપ પલટાતું જાય. જો કે એનાં અંતરંગનું જીવાનુભૂતતત્ત્વ ચિરંતન હોઈ સત્યનો મૂળતંતુ તો રહી જ રહેવાનો અને નવેનવે સ્વરૂપે મૂળ સિદ્ધાંતો પુનઃ પ્રસ્થાપિત થયાનું દર્શન આપ્યા જ કરવાનો. સિદ્ધાંત અને નિયમ વચ્ચેનો આ ભેદ બરાબર લક્ષમાં રાખવાની જરૂર છે; કારણ કે એ ભૂલાઈ જવાથી અથવા એની ઉપેક્ષા થવાથી આપણા દેશમાં અને યુરોપમાં પણ સાહિત્યક્ષેત્રમાં લાંબો સમય સુધી ભારે અનવસ્થા પ્રવર્તેલી. ઍરિસ્ટોટલનો ગ્રંથ *Poetics* એ તેના સમયમાં ઉપલબ્ધ સકળ સાહિત્યના અન્વેષણ ઉપરથી તારવેલા સિદ્ધાંતોનો આકરગ્રંથ છે, છતાં એ વાત વિસરી જઈને એને વિવેચનનો વેદ ગણવામાં આવ્યાથી યુરોપીય સાહિત્યને ઓછી હાનિ થઈ નથી એથી વિવેચનનું ક્ષેત્ર તો વણસ્યું પણ સર્જનનો સ્વતંત્ર પ્રવાહ પણ કેટલેક અંશે રૂંધાયો – three unitiesના નિયમે નાટ્યસર્જનને કૃત્રિમતાનાં ચોકઠામાં જકડી લીધું. અલંકારશાસ્ત્ર એ સૌંદર્યનું શાસ્ત્ર છે, એ વાત ભૂલી જઈને શ્લોકે શ્લોકે શ્લેષ અને અલંકારોના ખડકલા કરવાના મિથ્યા પાંડિત્યપ્રયત્ન વડે સંસ્કૃત સાહિત્યસર્જનનો પ્રવાહ પણ ઓછો કલુષિત થયો નથી ( જો કે કાળિદાસ જેવા મહાકવિઓ તો હંમેશાં શાસ્ત્રના અંતસ્તત્ત્વને જ આધીન રહ્યા છે, જ્યારે શબ્દે શબ્દ શાસ્ત્રને વળગી રહેનાર શ્રી હર્ષ જેવાની કૃતિઓ માત્ર બીજા વર્ગની જ અધિકારી બની શકી છે, અને તેના કર્તાને મહાકવિપદ અપાવવાને બદલે બહુ બહુ તો 'નિપુણકવિ'પદ જ અપાવી શકી છે ) આમ સિદ્ધાંત અને નિયમ વચ્ચેનો ભેદ બરાબર લક્ષમાં રાખવાની જરૂર છે. રમણભાઈ કહે છે તેમ, નિયમો સાહિત્યનાં બાહ્ય અંગો ભાષા, શૈલી વગેરે વિશે હોઈ, રુચિનાં ધોરણોને અનુસરી બદલાયા કરે છે 'સિદ્ધાંતો' સાહિત્યના વસ્તુ પરત્વે હોઈ, મનુષ્યના મનના ભાવોને દર્શાવે છે, અને તેથી તે બહુધા અવિચલ રહે છે[1] વળી સિદ્ધાંતને બલવત્તર પ્રમાણોથી પરાસ્ત થવાની યા નવા પ્રમાણોની તાત્ત્વિક વિચારણામાં અંતર્ગત થવાની અપેક્ષા રહે છે

એક દૃષ્ટિએ જોઈએ તો સાહિત્યકૃતિના નિર્માણમાં જ વિવેચનની પ્રક્રિયા અંતર્ગત છે. કારણ કે કોઈ પણ લેખક લખતાં લખતાં કેટલુંક છોડી દેતો, કેટલુંક ફરી ફરી

---

1 If we call the canons, which concerns such lesser elements as construction of plot, metre, language or diction, and the rest "rules"; and those which concern these essential qualities "principles," and thus make a distinction between "rules" and "principles," we can express the change which has taken place in the spirit of criticism, by saying that criticism tends in an increasing degree to disregard rules, and to concentrate its attention upon principles . . . . . . . . The validity of criticism, therefore, depends upon the capacity to distinguish between the permanent elements which are covered by these principles, and the varying elements which are covered by these rules

W. Basil Worsfold

[ *Judgement in Literature*, page 62. ]

ઘુંટવાનો, બે શબ્દ અહીં તો ચાર બીજે બદલવાનો. આ સુધારાવધારાપ્રકારાનાં મૂળમાં રહેલી અંતઃસ્ફુર્તિ વિવેચનની પ્રક્રિયાને મળતી છે એથી જ કાંતકવિ કહે છે કે કવિ માત્ર જેમ સર્જક છે તેમ વિવેચક પણ છે આ કથનમાં જો કે આંશિક સત્ય છે, તોપણ સાહિત્યનિર્માણની- સહચારી એવી આ સહજવૃત્તિને વિવેચનનું નામ ભાગ્યે જ આપી શકાય. વળી આ સહજ શક્તિ માત્ર સાહિત્યનિર્માતાને જ વરેલી છે, એટલે જો એને વિવેચનની પ્રક્રિયા ગણીએ તો નિર્માણથી સ્વતંત્ર એવી વિવેચક–શક્તિનો પરિહાર કરવો પડે, જે યથાર્થ નથી વિવેચનના ઇતિહાસમાં સ્વતંત્ર સાહિત્યનિર્માતા ન હોય એવા સમર્થ વિવેચકો પણ થયા છે, અને નિર્માતાઓમાં પણ જાતે સાહિત્યનો અમુક પ્રકાર ખેડતા હોય, છતાં ભિન્ન સાહિત્યપ્રકારનું વિવેચન કરતા હોય એવા વિવેચકોનો પણ તોટો નથી. આમ સાહિત્યનિર્માણશક્તિ અને વિવેચનશક્તિ એ બે ભિન્ન શક્તિઓ છે. લાંબી પરંપરાએ આ બે શક્તિઓની ભિન્નતા એટલી દૃઢપણે સ્વીકારી છે કે સંસારનાં અન્ય ક્ષેત્રોમાં જ્યારે નિર્માતાને જ તે તે વિષયના તજ્જ્ઞ તરીકે સ્વીકારવામાં આવે છે, ત્યારે સાહિત્યનાં ક્ષેત્રમાં નિર્માતાથી અતિરિક્ત એવા વિવેચકનું પ્રમાણ બલવત્તર ગણાય છે. એટલું જ નહીં પણ ક્વચિત એક કૃતિનું રહસ્ય ખુદ સર્જક કરતાં વિવેચક વધુ સ્ફુટ કરી બતાવે છે એમ પણ મનાય છે આ માત્ર પ્રાપ્તપરંપરા છે એમ નથી, પણ એમાં અનુભવના નિચોડનું ઇતિહાસદર્શન છે.

આપણે જોયું કે સાહિત્યકૃતિના ગુણદોષનાં કારણોની તપાસમાંથી વિવેચનના પાયા જન્મ્યાં, અને બૌદ્ધિક પર્યેષણા વડે તેના સિદ્ધાંતો નક્કી થયા. પણ જ્ઞાનના કોઈ પણ ક્ષેત્રમાં વિચારપ્રણાલી અને દૃષ્ટિબિન્દુઓના પ્રકારભેદે કરીને પર્યેષણાનાં ફલસ્વરૂપોની અનેકવિધતા રહેવાની જ. આમ ' नासौ मुनि. यस्य मतं न भिन्नम् ' એ કક્ષાને વટાવી ગયા પછી પણ એક જ વૃક્ષની વિવિધ શાખાઓ જેવી શાસ્ત્રની પણ જુદી શાખાઓ હોવી અનિવાર્ય છે આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રની રસ, ધ્વનિ, અલંકાર, રીતિ, વક્રોક્તિ, ઔચિત્ય, એવી વિવિધ પ્રણાલીઓ છે અને એમાંની એકથી વધુ પ્રણાલીઓ એક જ સ્થળસમયે સાથેસાથે પ્રવર્તમાન હોવાના પ્રમાણો પણ મળે છે ઉપરાંત રસનિષ્પત્તિને જ કાવ્યની ચરમસિદ્ધિ માનનારાઓમાં પણ એ નિષ્પત્તિની પ્રક્રિયા પરત્વેની સમજ કેવા જુદા પ્રકારની હતી, એના ઓછામાં ઓછા પાંચ વાદ તો ભરતનાટ્યશાસ્ત્રની ' અભિનવ ભારતી ' નામની ટીકામાંથી મળી આવે છે. પાશ્ચાત્ય વિવેચનસાહિત્યમાં પણ Classicism અને Romanticismની બે સમર્થ શાખાઓને બાદ કરતાં પણ, જુદા જુદા વાદોનું જાણે કે ચાપું જંગલ જ છે આમ ઘણીમાંથી થોડી શાખાઓનો ઉલ્લેખ કરીએ તોપણ ઓછામાં ઓછી સાતઆઠ મુખ્ય વિવેચનપ્રણાલીઓને તો ગણાવવી જ પડે [૨]

આટલા વિવિધ વાદોમાંથી કોના સિદ્ધાંતો સ્વીકારવા, અને કોના છોડી દેવા એ સાહિત્યરસિકો માટે વિચારણાનો વિષય બની જાય છે આના પ્રત્યાઘાતરૂપે વિવેચનના કોઈ પણ વાદમાં પડ્યા વગર સમર્થ સાહિત્યકૃતિઓનો સીધો સંપર્ક સાધીને એના પુન પુન પરિશીલન વડે તે તે કૃતિનું અંતસ્તમ હાર્દ પામી એમાંથી જ પોતાના રસનાં પીયૂષો રસવાં એ રાજમાર્ગ છે, એમ પણ ઘણાને લાગ્યા વિના રહેશે નહીં. આમાં કશી અનુપપત્તિ નથી, એટલું જ નહીં પણ, પ્રત્યેક સાચા ભાવકને સાહિત્યશાસ્ત્રની વિવિધ શાખા-

૨. જુઓ: Benedetto Croce' *'The Esence of Æsthetic'* page 96.

એના ભેદોનો પાર પામ્યા પછી પણ પોતાની રસજ્ઞતાને કેળવવા માટે સમર્થ સાહિત્ય-કૃતિઓના સ્વતંત્ર પરિશીલનની સદાસર્વદા અપેક્ષા રહેવાની જ. એમ છતાં ઉત્કૃષ્ટ કૃતિ-ઓનું રહસ્ય સમજી, એ રહસ્યોમાંથી ફલિત થતાં સત્યોના સમવિષમ ભેદ સમજવા, અને એમાંથી સિદ્ધાંતોની તારવણી કરવાની શક્તિ માત્ર પર્યેષકોને જ વરેલી હોય છે. આવા પર્યેષકોને દ્રષ્ટા કહે છે, અને સ્વ. ગોવર્ધનરામે એમની 'સાક્ષર જીવન' નામની સમર્થ સાહિત્યકૃતિમાં આવા દ્રષ્ટાઓના લક્ષણદ્રષ્ટા, અક્ષરદ્રષ્ટા, પર્યેષણદ્રષ્ટા વગેરે ભેદ પાડેલા છે. વાચક માત્ર આવો દ્રષ્ટા હોઈ શકે નહીં, એથી આપ્તવાક્યને પ્રમાણ ગણવાની પ્રાચીન પદ્ધતિને સ્વીકાર્યા વિના છૂટકો જ નહીં. સામાન્ય વાચક કે ભાવકની રસના ગૌરવો સ્વતંત્રપણે સ્પર્શવાની આ અશક્તિમાં જ વિવેચનશાસ્ત્રના અસ્તિત્વનું સાર્થક્ય છે એક વિદ્વાને વિવેચકને સર્જકનો જોડિયો ભાઈ કહ્યો છે, પણ આ દૃષ્ટિએ વિવેચકને ભાવકનો 'જ્યેષ્ઠ વિદ્યાબંધુ' અવશ્ય ગણાવી શકાય

વળી અન્વેષકને એ પણ જણાયા વિના રહેશે નહીં કે મૂલ્યાંકનનાં દૃષ્ટિબિન્દુઓ બહુધા ભિન્ન હોવા છતાં એમાં વૈષમ્યને મુકાબલે સામંજસ્યનાં તત્ત્વો પણ ઘણાં છે. અને સમર્થ સાહિત્યકૃતિઓને ઉત્કૃષ્ટ ગણાવવા પરત્વે ઘણુંખરું સૌ સહમત છે આનો અર્થ એ થયો કે પ્રત્યેક વાદમાં આંશિક સત્ય છે, અને સત્યના એક અમુક અંશ ઉપર ભાર મૂકવાથી તે તે વાદ ઉદ્ભવ્યો છે એટલે કે પ્રત્યેક વાદ સૌંદર્યને અમુક રીતે જોવાની માત્ર એક રીતિ છે. આ વિચારણાને આગળ લંબાવીએ તો એમ પણ કહી શકાય કે વિવિધ વાદો એક ને એક વસ્તુનું જાણે કે જુદા જુદા શબ્દો વડે કથન કરે છે. એ શબ્દોમાં કેટલાક મળતા છે, તો કેટલાકને અન્યોન્યપૂરક તરીકે લઈ શકાય તેટલા તે નજીકના છે. એક ઉદાહરણ લઈએ તો ઘણુંખરુ ધ્વનિપ્રધાન સાહિત્યકૃતિઓમાં જ ઉત્તમ રસપ્રતીતિ થાય છે, એટલે કે આ દૃષ્ટિએ રસવાદ અને ધ્વનિવાદનું સામંજસ્ય સ્થપાયું ગણી શકાય. વળી આચાર્ય આનંદશંકરે બતાવ્યું છે તેમ, "એક જ કૃતિને સહૃદયોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી Classical કે Romantic કહી છે " એટલે વર્ગીકરણનો આધાર દૃષ્ટિકોણ પર રહે છે આ વિવિધ દૃષ્ટિકોણો જ સાહિત્યની લોકોત્તરતા બતાવી આપે છે. સત્યની માફક કલાકૃતિનું સૌંદર્યદર્શન પણ અનિર્વચનીય છે, અને આ લોકોત્તરતા કથવા માટે સામાન્ય વાણી જાણે કે અપર્યાપ્ત છે એથી જુદા જુદા શબ્દો વડે — અને ઘણી વખત વિરોધાભાસી શબ્દો વડે—એકને એક વસ્તુને એ કથ્યા કરે છે, અને છતાં જાણે કે એને સંતોષ વળતો નથી એટલે યુગે યુગે નવા નવા શબ્દો ઘડ્યા જ કરે છે, આમ અન્ય શાસ્ત્રોની માફક વિવેચનશાસ્ત્રના પણ વિવિધ વાદોથી ભડકવાની જરૂર નથી. માત્ર એ દરેક વાદના હાર્દ સુધી પહોંચાય, તો સહૃદયતાના ઘડતરમાં સૌનો ફાળો રહે, અને આ રીતે સહૃદયતા ઘણી સમૃદ્ધ થાય આથી જેમ સાહિત્યની ઐતિહાસિક આલોચના અભ્યાસીને ઉપકારક છે તેમ વિવેચનનું ઇતિહાસદર્શન પણ એ અભ્યાસનું સહચારી અંગ છે. બીજા શબ્દોમાં કહીએ તો વિવેચનનો ઇતિહાસ એ સાહિત્યના ઇતિહાસનું પૂરક અંગ છે, એની તાત્ત્વિક અનુપૂર્તિ છે.

વિવેચન જેને અનેક વાદોથી વરવા મથે છે, એ સાહિત્યનું સૌન્દર્યતત્ત્વ શું છે, અને શામાં છે, એની વિચારણા સાહિત્ય માત્રનાં સર્જનના પ્રધાન ઉદ્દેશ તરફ આપણને લઈ જાય છે. કાવ્યસર્જનના યશ આદિ ઘણા હેતુઓ ગણાવતાં મમ્મટ 'कांतासंमिततयो-

પદેશયુજે' પર આવી અટકે છે. આમાં ઉપદેશનું તત્ત્વ એ વસ્તુ ( matter, content ) સાથે સબંધ ધરાવે છે, તો કાંતાની માફક રસિકતાથી તે આપવાની રીતિનો એનાં સ્વરૂપ ( form ) સાથે સંબંધ છે. એટલે કે સાહિત્યતત્ત્વની વિચારણામાં વસ્તુ અને તેની અભિવ્યક્તિનું સ્વરૂપ એ બ નેનો સમાવેશ તો ઓછામાં ઓછો હોવો જ જોઈએ. હવે ઉપદેશ એટલે શું ? અને શા માટે ? એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે મમ્મટ કહે છે કે રામની માફક વર્તવું અને રાવણની માફક ન વર્તવું એનું સૂચન તેનું નામ ઉપદેશ તો આમાં રામની માફક શા માટે વર્તવું અને રાવણની માફક શા માટે નહી એ પ્રશ્ન અંતર્ગત છે. લેખકના કોઈ અંગત અનુભવ અથવા જીવનદર્શનમાંથી જ આ પ્રશ્નનો જવાબ મળી શકે. નિર્માતાને એવો કોઈ પ્રગાઢ અનુભવ થયેલો છે ( જે અત્યંત સચોટ હોવાને કારણે એનું પોતાનું આગવું જીવનદર્શન બની ગયેલ છે ) જે વડે તે રામનાં વર્તનને અભિમત માને છે, અને તે એટલી હદે કે પોતાના હૃદયમાં રમી રહેલા એ મનોભાવને અન્ય હૃદયમાં સંક્રાંત કરવાની એને સ્વાભાવિક પ્રેરણા થાય છે આમ ઉપદેશ એટલે સ્વાનુભવનું અન્ય હૃદયમા ઉદ્‌બોધન એટલે કે જે મનોભાવો નિર્માતા પોતે પોતાના હૃદયમાં અનુભવતો હોય એ બધા જ વાચકના હૃદયમાં જાગ્રત કરવાની પ્રક્રિયા બીજા શબ્દોમાં કહીએ તો, અમુક વિષય પરત્વે પોતાને જે જે સવેદનો થયેલાં છે, તેની સમગ્ર સઘટનાનું સ્વરૂપ તે અનુભવ, અને એનાં જેવા જ અથવા એને મળતાં સંવેદનો — સમસંવેદનો — અન્ય હૃદયમાં સ્ફુરિત કરવાની ક્રિયા તે અનુભવની સંક્રાતિ. આ ને ઉપદેશ વળી અનુભવની આ સક્રાંતિ સૌંદર્યનિષ્ઠ હોય — એમાં કાંતાસંમિતતા હોય — તો જ એ યથાર્થ બને આમ સાહિત્ય એટલે અનુભવની સક્રાંતિનું સૌંદર્યનિષ્ઠ શબ્દસ્વરૂપ એટલે સુધી આપણે આવી પહોંચ્યા

પણ પ્રશ્ન થશે કે અનુભવ તો અનેક વિષયના અને અનેક જાતના છે, એમાંથી સાહિત્યનિર્માણ માટે સમુચિત અનુભવ કોને ગણવો ? એનો જવાબ ટૂંકમાં આપવો હોય તો કહી શકાય કે જે અનુભવ ઉત્કટ હોય એટલે કે જે અનુભવ નિર્માતાના મન અને હૃદયનો પૂરેપૂરો કબજો લે તેવો અનુભવ સાહિત્યનિર્માણના ખપમાં આવે. આવો અનુભવ સ્વાભાવિક રીતે જ મૌલિક અને વ્યવહારથી વિલક્ષણ હોવાનો જ અનુભવ શબ્દથી અનુભવનો પ્રકાર અહીં અભિપ્રેત છે, પછી એનો વિષય ગમે તે હોય, કારણ ચરાચર સૃષ્ટિમાં એક પણ પદાર્થ એવો નથી જે સાહિત્યનિર્માણની મર્યાદા બહાર હોય વળી એ અનુભવ એવો હોય કે નિર્માતાના હૃદયમા ઊંડા સવેદનોદ્વારા એ ઉંડે અંતસ્તલ સુધી પહોંચ્યો હોય એટલે જ્યારે એની કળાકૃતિરૂપે અભિવ્યક્તિ થાય ત્યારે નિર્માતાના અખિલ આત્માનો એમાં આવિર્ભાવ હોય કોઈ પણ અનુભવ નિર્માતાના આત્મતત્ત્વના આવિર્ભાવરૂપે અભિવ્યક્ત થાય ત્યારે એની વિશિષ્ટતામાં સહેજે વ્યાપકતા પ્રસ્ફુરિત થવાની જ જેથી અન્ય હૃદયનાં અંતરતમ સુધી પહોંચી એમાં સમસંવેદનો જગાડે એટલી હદે એનું સાધારણીકરણ તો થયું જ હોય એટલે કે આ રીતે બે આત્માઓનું એવા પ્રકારનું તત્ત્વાનુસંધાન થાય કે જે વડે એકનો અનુભવ અન્ય સાંગોપાંગ આત્મસાત્ કરી શકે; જાણે કે નિર્માતાનો અનુભવ વાચકના ચિત્તમાં પુનર્નિર્મિત થાય અનુભવની આ સક્રાંતિ કોઈ આખો છોડ એક સ્થળેથી ઉઠાવી બીજે સ્થળે રોપીએ અને ત્યાં તે ફાલેફૂલે તેટલી સંપૂર્ણ થાય કોચે આને Imaginative Reproduction — કલ્પનાત્મક પુનર્વિધાન — કહે છે.

અપૂર્ણ ]

# પરમાણુશક્તિનું ભવિષ્ય

ડૉ. યશવંત ગુ. નાયક

પરમાણુ બૉમ્બે આખા જગતમાં પ્રચંડ ક્રાંતિ આણી છે. દરેક દેશના રાજકીય, આર્થિક અને સામાજિક પ્રશ્નો પણ અનેક રીતે પરમાણુ બૉમ્બની સાથે સંકળાયેલા છે જો પરમાણુ બૉમ્બનો ઉપયોગ ભવિષ્યની લડાઈમાં વર્જ્ય ન થવાનો હોય તો મોટાં શહેરોના વિકાસને અટકાવી તેનું વિઘટન કરવું પડશે. એ સાથે ઔદ્યોગિક પ્રવૃત્તિને પણ વિકેન્દ્રિત કરવી પડશે જો પરમાણુની શક્તિનો માત્ર સંહારને અર્થે જ ઉપયોગ થવાનો હોત તો જગતનું ભવિષ્ય બહુ કાળું જ દેખાત આમ છતાં એની બીજી બાજુ પણ છે. જેમ દારૂગોળો અને સ્ફોટક પદાર્થોનો ઉપયોગ સંહારને બદલે રસ્તાઓ બનાવવામાં, ટનલો બનાવવામાં વગેરે અનેક ઉપયોગી કાર્યોમાં પણ થઈ શકે છે તેમ પરમાણુની શક્તિનો પણ બીજી અનેક રીતે વ્યાવહારિક, ઔદ્યોગિક અને વૈદિક ઉપયોગ થઈ શકે તેમ છે. ભવિષ્યમાં કોલસો, પેટ્રોલ અને વીજળીક શક્તિને બદલે વ્યવહાર અને વાહનોમાં પરમાણુ શક્તિનો ઉપયોગ થવાની પૂર્ણ શક્યતા છે.

ડૉ. બોર્સ્ટ નામના પરમાણુ શક્તિના સંશોધનમાં કામ કરતા બ્રુકહેવનના વૈજ્ઞાનિકના મતે આવતાં પંદરથી વીસ વર્ષ સુધીમાં કોલસાથી શક્તિ પેદા કરવાને બદલે પરમાણુ-શક્તિથી શક્તિ પેદા કરવાનું શક્ય થશે દરેક ઉદ્યોગમાં પરમાણુશક્તિ મહત્ત્વનો ફાળો આપશે એમ નિશ્ચિત લાગે છે સૌથી અગત્યનો ઉપયોગ વાહન વ્યવહારમાં એટલે કે આગગાડી, સ્ટીમર અને વિમાનના વાહકબળમાં થશે. પરમાણુશક્તિથી મોટરો ચાલશે એવું બહુ શક્ય લાગતું નથી.

પરમાણુશક્તિથી અનેક રણ જેવા વેરાન પ્રદેશોમાં પણ પ્રચંડ શક્તિ પેદા કરનારાં સાધનો ઊભાં કરી શકાશે, અને કેટલાક તર્ક કરનાર લોકો એમ પણ માને છે કે પરમાણુશક્તિની મદદથી રણના પ્રદેશોને પણ ખેતીપ્રધાન પ્રદેશો બનાવી શકાશે

પરમાણુભંજનક્રિયામાંથી પેદા થતા રેડિયમગુણી પરમાણુ સામાન્ય તત્ત્વમાંથી પણ બનાવી શકાય છે. એવાં તત્ત્વો સામાન્ય તત્ત્વથી સહેજ જુદાં પડે છે પરંતુ તેમના રાસાયણિક ગુણધર્મ તેવા જ રહે છે આવાં તત્ત્વોની મદદથી શરીરની અનેકવિધ જીવન ક્રિયાનું પૃથક્કરણ કરવું સહેલું બને છે. દાખલા તરીકે એવું માનવામાં આવતું હતું કે લોહીના રક્તકણમાં રહેલા સોડિયમ તત્ત્વ ( મીઠાની ધાતુનું તત્ત્વ )નું પ્રમાણ હંમેશા તેટલું જ રહે છે અને તેથી રક્તકણોમાં નવા સોડિયમના પરમાણુ દાખલ થઈ શકતા નથી આ ઘટનાની તપાસ પરમાણુની ભંજનક્રિયામાંથી પેદા થતા રેડિયમગુણી સોડિયમના પરમાણુ સાદા સોડિયમના પરમાણુથી જુદા પડે છે, કારણ કે એ પરમાણુમાંથી થોડા દિવસ માટે વીજળીના કણો અને ગામા કિરણો નીકળ્યા કરે છે. આ ઉપરથી આપણે આવા સોડિયમ તત્ત્વવાળું મીઠું ખાઈએ અને પછી શરીરના જુદા જુદા ભાગના લોહીના રક્તકણોની તપાસ કરવાથી તેમાં નવા રેડિયમગુણવાળા મીઠાનું તત્ત્વ દાખલ થયું કે

નથી તે ખબર પડશે. આ રીતે શરીરમાં ચાલતી બીજી અનેક ક્રિયાઓનો અભ્યાસ રેડિયમપ્રણી પદાર્થો વડે થઈ શકશે. આ પ્રકારની માહિતી મળવાથી ભવિષ્યમાં થોડાક તત્ત્વની મદદથી ( દા ત હવા, પાણી અને ચૂનો ) જ દરેક પ્રકારનો ખોરાક પણ બનાવી શકાશે.

બ્રુકહેવનમાં જે પરમાણુની શોધખોળ માટેની પરમાણુ-ભઠ્ઠી ઊભી કરવામાં આવનાર છે તેનો ઉપયોગ વીજળીક શક્તિ પેદા કરવામા થનાર છે. આમ છતાં ત્યાં પરમાણુ-ભઠ્ઠીનો મુખ્ય ઉપયોગ તો વૈજ્ઞાનિક શોધખોળનો જ રહેશે અને જે શક્તિ પેદા કરવામાં આવનાર છે તે આડકતરા ઉપયોગ માટે જ રહેશે મોટા પાયા ઉપર ઔદ્યોગિક શક્તિ પેદા કરવાનાં સાધન તરીકે પરમાણુશક્તિનો ઉપયોગ કરવાને માટે બીજા અનેક પ્રશ્નોનો ઉકેલ લાવવો પડે તેમ છે. પરમાણુશક્તિનો કોલસાને બદલે ઉપયોગ કરવાની બાબતમા અમેરિકા કદાચ પહેલ ન પણ કરે કારણ કે ત્યાં કોલસાનો અખૂટ ખનીજ ભંડાર છે ઇંગ્લેન્ડ આજે કોલસા બચાવવાની પ્રવૃત્તિમાં છે કારણ કે એની કોલસાની ખનીજસંપત્તિ ઓછી થતી જાય છે આ કારણથી ઇંગ્લેન્ડ કદાચ ઔદ્યોગિક ક્ષેત્રમાં પરમાણુશક્તિનો ઉપયોગ કરવાનું જલદી પણ શોધી કાઢે ફ્રાંસમાં કોલસાની અછત હોવાથી એ દેશને પરમાણુશક્તિની જરૂરિયાત વધુ છે.

જો પરમાણુશક્તિથી ચાલતાં નાનાં યંત્રો શક્ય બનશે તો તેનાથી એક મહત્ત્વનો ફાયદો એ થશે કે આપણે હવાની ઉપર આધાર રાખવો ન પડશે. આજ મોટરમાં, વિમાનમાં અને ડિઝલ યંત્રોમાં જે ખનીજતેલો બાળવામાં આવે છે તેની દહનક્રિયાનો આધાર હવાના ઑક્સિજન ઉપર રહે છે ઘણી ઊંચાઇએ ઊડતા વિમાનોમાં પૂરતો ઑક્સિજન મેળવવાનો એક મહત્ત્વનો પ્રશ્ન રહે છે કારણકે જેમ ઊંચે જઇએ તેમ હવામાં ઑક્સિજનનું પ્રમાણ ઘટે છે. હવે જો વિમાનની ઝડપ વધારવી હોય તો જેમ બને તેમ પાતળી હવામાં એટલે કે ઘણી ઊંચાઇએ વિમાન ઉડાડવુ સારું. આ બાબત પરમાણુ-યંત્રો વડે પાર પડી શકશે કારણ કે પરમાણુ વડે પેદા થતી શક્તિનો આધાર ઑક્સિજન ઉપર રહેતો નથી

બીજો પ્રશ્ન બળતણના વારંવાર પૂરા પાડવાનો છે. દરેક વાહનની બળતણ લેવાની શક્તિ મર્યાદિત હોય છે એટલે બળતણ પૂરું થાય ત્યારે મોટર, વિમાન કે બીજા યંત્રે નવું તેલ લેવુ જ પડે છે. પરમાણુ-યંત્રોમાં આ પ્રકારે વારંવાર બળતણ લેવાનું રહેશે નહિ કારણકે પરમાણુની ક્રિયા ઘણો લાંબો વખત એકધારી ચાલ્યા કરશે અને ઘણાં લાંબા કાળ પછી જ અંદરનું પરમાણુ-બળતણ બદલવું પડશે આવા યંત્રના ફાયદા અને ગેરફાયદા પણ છે. લડાઇના સમયમાં પરમાણુશક્તિથી ચાલતાં બોંબરો એક ભારે અનિષ્ઠ થઈ પડશે, જ્યારે શાંતિકાળમાં આવા વિમાનો દુનિયાના અનેક દેશોની મુસાફરી અટક્યા વિના ઝડપથી કરીને અનેક વસ્તુનો પુરવઠો ઝડપથી પહોંચાડી શકશે ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેવા પ્રદેશોમાં વસવાટ કરવાનું અને ત્યાં પરમાણુ-યંત્રથી ચાલતાં વિમાન વડે ત્યાંનો વાહન વ્યવહાર અતૂટ ચાલુ રાખવાનું શક્ય બનશે

પરમાણુશક્તિથી ખાસ ફાયદો તો ખનીજતેલોની સંપત્તિ ના હોય તેવા દેશોને સૌથી વધુ થશે. આજે હિંદ અને જર્મની જેવા દેશોને ખનીજતેલો માટે પારકા દેશ ઉપર જ આધાર રાખવો પડે છે, અને કોઈ પણ લડાઈમાં હારવું કે જીતવું તેનો આધાર ખનીજતેલ પેદા કરનારા દેશની વલણ ઉપર રહે છે. જ્યારે પરમાણુશક્તિથી ચાલતાં યાંત્રિક સાધનો પેદા થશે ત્યારે એક દેશની બીજા દેશ ઉપર જે સરસાઈ છે તે ઘણે અંશે ઓછી થશે. આનું કારણ એ પણ છે કે પરમાણુશક્તિને માટે જોઈતું યુરેનિયમ દુનિયાના દરેક દેશમાં વત્તેઓછે અંશે મળી આવે છે. હિંદમાં થોરિયમ નામના ખનીજનો ખૂબ મોટો જથ્થો છે અને જો એ તત્ત્વનાં પરમાણુનો ઉપયોગ કરવાની રીત મળી આવે તો હિંદ પરમાણુશક્તિની કાચી ધાતુની બાબતમાં તદ્દન સ્વતંત્ર થઈ શકે. આજે ઘણા દેશોમાં થોરિયમના પરમાણુ ખંડિત થઈ શકે કે નહિ અને તેમાંથી પરમાણુશક્તિ પેદા થઈ શકે કે નહિ તેના પ્રયોગો ચાલી રહ્યા છે. હિંદે પણ એ દિશામાં ખાસ શોધખોળ કરવા તરફ લક્ષ આપવું જોઈએ, કારણકે તો હિંદનું યાંત્રિકબળ દુનિયામાં સર્વશ્રેષ્ઠ થઈ જાય તેવો સંભવ છે.

☆

# પુસ્તક - સ્વીકાર

[ આ અંકથી અમે પુસ્તક સ્વીકારનું આ પાનું શરૂ કરીએ છીએ. અંકની પૃષ્ઠસંખ્યા ઓછી હોવાથી વિસ્તૃત સમાલોચના માટે અવકાશ નથી પણ હવેથી જે પુસ્તકો અમને મળશે તેમની સ્વીકાર નોંધ દર અંકમાં છાપીશું. આશા છે કે લેખકો અને પ્રકાશકો પોતાના પ્રસિદ્ધ થતા પુસ્તકો નિયમિત રીતે મોકલી આપશે —સંચાલક ]

**આચાર્ય આનંદશંકરભાઇ**

લેખક : રતિલાલ મોહનલાલ ત્રિવેદી
પ્રકાશક : એન. એમ ત્રિપાઠી લિ૦ : મુંબઈ ૨
કિંમત રૂા ૧—૮—૦ પાના ૧૧૧

**ગાંધી સ્મારક ગ્રંથ**

સંપાદક : નટુભાઈ રાવળ
પ્રકાશક . શ્રી પાટણ વિદ્યાર્થી મંડળ
ઠે. પદ્મા અભ્યાસ ગૃહ, પાટણ
કિંમત રૂા ૨—૮—૦, પાના ૨૩૦, ફોટા ૭

**ઝીંસિમ-પંથી**

લેખક : ડૉ બર્ન્સ અનુ : સલારિયા
પ્રકાશક : લહેરાભાઈ અમરશી શાહ, સાબરમતી
કિંમત રૂા ૦—૧૪—૦ પાના ૫૬

**મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ**

સંપાદક : ગોપાળદાસ જીવાભાઈ પટેલ
પ્રકાશક · ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ
કિંમત રૂા ૩—૦—૦ પાના ૨૭૮

**શ્રી ગીતા પાઠમાળા**

પ્રયોજક : પુરુષોત્તમ બાબુજી પરીખ
પ્રકાશક . જટાશંકર છગનલાલ અભ્યાર, અમરેલી
કિંમત રૂા. ૦—૧૧—૦ પાના ૧૫૫

**વક્તા કેમ થવાય?**

લેખક : સતીશચંદ્ર દેસાઈ
પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
કિંમત રૂા. ૧—૮—૦ પાના ૧૬૬

**સાત ચરિત્રો**

લેખક : નગીનદાસ પારેખ
પ્રકાશક કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ
કિંમત રૂા ૧—૧૨—૦ પાના ૧૩૨

**લક્ષ્મીની પરીક્ષા**

લેખક . ટાગોર અનુ : નગીનદાસ પારેખ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યા૦ અમદાવાદ
કિંમત રૂા' ૨—૦—૦ પાના ૧૩૮

**પંચ ભૂત**

લેખક : ટાગોર અનુ : નગીનદાસ પારેખ
પ્રકાશક કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ
કિંમત રૂા. ૨—૮—૦ પાના ૨૦૮

**રાજહંસ-કૃત અને સુરસાગર સાહિત્યાલય પ્રકાશિત પુસ્તકો**

**યોગેશ્વર કૃષ્ણ ( ૬ ભાગમાં )**

(૧) ગોકુલેશ રૂા ૩—૮—૦
(૨) રાસેશ રૂા ૩—૮—૦
(૩) મથુરેશ રૂા ૩—૮—૦
(૪) દ્વારિકેશ રૂા ૪—૮—૦
(૫) ગીતેશ રૂા ૪—૮—૦
(૬) યોગેશ રૂા ૩—૮—૦

રાસ રમણુ કિં ૧—૪—૦ પા. ૬૪
રાજ્યાસવી કિં ૩-૧૨—૦ પા. ૧૮૨
પ્રણય-રાસ બ.સરી કિં. ૧—૪—૦ પા. ૫૦
આમડાની ગૌરી કિં રૂા ૧—૦—૦ પા ૬૪

# પ્રતિભા વેહુણા*

ઠાકોરભાઇ ભાણાભાઇ નાયક

: પાત્રો :

પાંચી વેહુણા—શહેરની દાતણવાળી વાઘરણ.
પ્રતિભા વેહુણા—ફક્કડ બનેલી પાંચી જ.
ચંદ્રમણિ—શહેરની કૉલેજનો નૃવિદ્યાનો પ્રોફેસર.
માસામા—ચંદ્રમણિની માશી. ઘરે બીજું કોઈ નથી.
હરિચંદ—ચંદ્રમણિનો કાયમનો મિત્ર. બંને સાથે જ રહીને ઘાટ઼ા ઘડે, યોજનાઓ વિચારે.
ઘરવાળો—પાંચીનો વર.

: પ્રસ્તાવના

- મળી, ચડી અને ગઈ આ નાટકની નાયિકાને પણ એવું જ થયું છે, એટલું બતાવવાનો એમા હેતુ છે.
- ક્રિયા કરતાં શબ્દોનું સામ્રાજ્ય જ ઘણું ભાગે અહીં વધુ છે છતાં ય ઇચ્છનારને સંતોષ જેટલી ક્રિયા મળી રહેશે
- આમા બર્નાર્ડ શૉની અસર માલૂમ પડે, ઊંડી ઊંડી અને મૂળગત, તે કોઈ બતાવે, ન ય બતાવે; પહેલામા શરમાવું પડે; બીજામા મનને ડંખ રહી જાય, તેથી જ એનો ઉલ્લેખ કર્યો છે.

સાહિત્ય આપવાની સાથે એમાં એક બહુ જ રસિકસમાજશાસ્ત્રને લોકો સાથે સંસર્ગ કરાવવાનો પણ લોભ છે એ છે મનુષ્ય-વિદ્યા, (anthropology)—ખરી રીતે મનુષ્યમાપનવિદ્યા (anthropometry) આ વાચીને લોકો એના તરફ દોરાય તો સૌભાગ્ય

- હવે વાચી શકો છો. વાચી રહ્યા પછી આ પ્રશ્નનો જવાબ લખજો : "કેમ કેવું લાગે છે?"
  જવાબ :

●

## મળી

[ જુલાઇ માસ છે બે દિવસથી ધોધમાર વરસાદ પડે છે આજે ય અટક્યો નથી રવિવાર છે એટલે લોક ભેજેટ કરવા તો નીકળે જ ને ? વરસાદ થોડો થાય એટલે રહી રહી બહાર નીકળે, વધારે પડવા માંડે એટલે ગુમાસ્તા ધારા પ્રમાણે બંધ રહેલી દુકાનોના છજાંનો આશરો લે આ પ્રસંગ પણ એવી જ જગ્યાએ બને છે.

કેટલાક છત્રીવાળાં ને કેટલાક વગર છત્રીનાં માણસો ત્યા દુકાન આગળ ભેગા થયા છે દુકાનને પગથીએ નવરા પાઘડીવાળાઓ બેસી રહ્યા છે દાતણવાળીઓ પણ કેટલીક દુકાનની આગે ઊભી છે. એટલામા જ વરસાદમા ચાલવાની માથાકૂટથી બચવા ઓવરકોટ અને ફલ્ટ-હેટવાળા આપણા પ્રોફેસર ત્યા દુકાન નીચે ચાલી આવે છે એ લોકો તરફ જોયા કરે છે ને લોકો જોસમાં આવતા વરસાદને જુએ છે ]

* વેહુણા, વાઘરીમાં અટક હોય છે.

એક મરાઠી બાઈ—ઓહો કાય પાઉસ પડતે ?

કોઈ કૉલેજનો વિદ્યાર્થી—અરે બે દિવસથી કૂતરાં બિલાડાં વરસવા માંડ્યાં છે !! પાછી કાલે પીરીઅડ....

પ્રોફે૦—(આ પ્રયોગ તરફ ડોક કાઢે છે) ઓહો બાઈ! તમે ચિત્પાવન બ્રાહ્મણ છો ને ?

મ૦ બા૦—અરે, તમને ..તમે...આહા, હોય, તેનું શું ?

પ્રોફે૦—ના ના આ તો ખાલી. કેમ બાઈ, આ છોકરી તમારી કે ?

માણસ—ના, મારી નાની સાળી છે. લોકોમાં કંઈ બહુ રસ લઈ રહ્યા જો !

પ્રોફે૦—એ તો અમસ્તુ જ. તમારા સસરા એમના કુટુંબ સાથે લગભગ દશેક વર્ષ આફ્રિકામાં રહેલા ને ?

માણસ—લગભગ નવ વર્ષ. મંગળદાસ કાપડિયા તે મારા સસરા તમને એમની કયાંથી ઓળખાણ ?

પ્રોફે૦—શાની ઓળખાણ ! આ તો લાગ્યું તો તીર......

માણસ—એમ ઉકે કંઈ હોય ? (આનાનાં ત્રણ.....આનાના ત્રણ એમ વરસાદમાં બૂમ મારતી પાંચીને) કેમ રે પાંચી, આજે તારું કંઈ ખપતું નથી લાગતું

પાંચી—અરે આ વરસાદમાં શું વાત કરું, શેઠ આ બધા ધાધરા ભીંજાયા આ હેટવાળા શેઠ કંઈ લોકોને બહુ ઓળખતા લાગે છે.

પ્રોફે૦—ઓહો કેમ શ્રીમાન ? તમે કેવા નાગર છો—હું ભૂલી ગયો

બી૦ મા૦—પણ મેં તમને જોયા નથી તમે મને ય આગળ જોયો હોય એમ દેખાતું નથી તો ફટ દઈને ઓળખતા હો એમ કેમ પૂછી મારો છો કે હું કેવો નાગર છું ? તમે કેમ જાણ્યું કે હું નાગર છું ?

મરાઠી બાઈ—અરઢી વેઢા આરખ્યા દીસતો

પ્રોફે૦—જી, મને લાગ્યું તમે નાગર જ હોવા જોઈએ ભૂલ હોય તો માફ કરજો
બી૦ મા૦—ના, કંઈ ભૂલ તો નથી જાણ્યું કેવી રીતે ? હું વડનગરો છું
પાંચી—અરે વાહ, આ તો કમાલ કરે છે !

પ્રોફે૦—એ જાણવાની પણ રીતો હોય છે ચાલીઓ હોય છે ચાલીઓ ચાવી લગાડો કે જવાબ જડયો જ છેને કોણ કઈ જાતનો છે તે હું કહી આપું નાગરને કાયસ્થથી જુદા પાડી આપું. આંખ મીંચી કોઈને માથે હાથ રાખી તે ગુજરાતનો છે કે મદ્રાસનો, આદિવાસીને કે ઢોરને, ઓળખી કાઢું. કોનાં મા-બાપ ક્યારે ક્યાં ગયેલાં તે તેનાં છોકરાં ઉપરથી હું જાણી શકું. વળી .

પાંચી—આ મૂઓ તો ઠીક વાતો કરી રહ્યો છે.

પ્રોફે૦—મુઓ મુઓ શાની કરે છે ! પોળા બોટાદનો વાઘરીવાડો શહેરના તકેધરમાં આવેલા બેઠી છો, બાઈ ?

પાંચી—જોયું શેઠ, આપણે તો મને ય ઓળખી કાઢી. હું બોટાદની છું એમ કહી આપ્યું.

માણસ—લાગે છે કોઈ જાદુગર સરખો જ. નહીં તો મારા સસરાની મુસાફરી ક્યાંથી કહી આપે? તું પાંચી વાઘરણ છો એમ કેમ કહી શકે? માન ન માન પણ કંઈક જાણે છે ખરો.

પ્રોફે૦—જી, ના શેઠ, જાદુબાદુ કંઈ નથી આ પાંચી જ ને! એને ય હું આ દશવીશ દિવસમાં શીખવી દઈ શકું એમ છું છે વિચાર?

માણસ—અરે, ચાલો આ વરસાદ તો રહી ગયો. મારે જવું જોઈએ. (પાંચી તરફ જોઈને) કાલે જરા તે બાજુથી નીકળી જજે.

(જાય છે.)

[ વાસાફરતી બધા જ નીકળે છે. પાંચીના ધારીલા, છુંદણાવાળા અંગો સહેજે જ લોકોની નજર ખેંચે છે ]

પ્રોફે૦—(જાતે જ) અરે, બધા જ ગયા. ચાલો, આપણે શું? આમ રખડવામાં ય ઠીક રટકી થાય છે. પણ પેલી ઠીકઠીક ઊઘડતા રંગની અને તીણા નાકવાળી બાઈ કંઈ પારખી શકયો નહી, પહેરવેશ ઉપરથી...પણ પહેરવેશ ઉપરથી તો ગમે તે કહી શકે. મારી વિદ્યા તો અંગો જોઈને કહી આપે એ કોણ હશે?

પાંચી—કોણ પેલી કે? એ સુરત જિલ્લાની કેડી છે, તમને ખ્યાલ છે કે એમનામાં લગભગ ઘણાંના નાક એવાં જ સરસ આવે છે! ચામડી પણ એવી જ ઊઘડતી આવે છે!

પ્રોફે૦—અરે વાહ, તેં પણ આટલા દિવસ આપણું નૂર મુફત ગુમાવ્યું નથી હું પણ શીખી શકે એમ છે. આવી શકે એમ છે?

પાંચી—આ હાતણુના ભારા ઉપાડીને, ધરવાળાની બોલી ખાઈને, વસ્તીની તરસી નજરથી અડધી થઈ જઈને હવે તો કંટાળી છું થાય છે ક્યાંક જતી રહું બળ્યું આ તે—

પ્રોફે૦—જો, કંઈક નવીન, કંઈક રોમાંચક જોઈતું હોય તો ચાલ. હું તને કોઈ નવી જ દુનિયામાં લઈ જાઉં. તને શીખવવા પૂરતો જ મારો સ્વાર્થ છે ચાલ ન ફાવે તો ચાર પાંચ મહિને પાછી આવી રહેજે.

પાંચી—ચાલો, ધનારી ધતી ધરવાળો જાણશે, પાંચી રીસાઈને પિયર ગઈ છે. ને હું કોઈ પારકાને ભરોસે નવી દુનિયાના મોહમાં જાઉં છું. ચાલો, ક્યાં લઈ જશો?

પ્રોફે૦—જો, હું લઈ જાઉં ત્યાં ચાલ હું બાગતકોટની કોલેજમાં શીખવું છું. મારું નામ ચંદ્રમણિ છે

પાંચી—પણ મણિ, હું વધુ પડતું બોલતી હોઉં તો માફ કરજો. મને તમે વાઘરણ કેમ પારખી!

પ્રોફે૦—એ તો તારો આ જથરપથર વેશ, અને-તારાં થોડાંક અંગો મોંગોલ લોકો જેવાં છે ને? જરાક ચપટું નાક, જગાજ વાંકા વાળ ...

પાંચી—અરે વાહ! આટલા ઉપરથી તમે ઠીક કહી શક્યા.

પ્રોફે૦—પણ તમે વાઘરીઓ આમ કાંઈ કાંઈ ભેગાં કેમ હો છો!

## "કુદરતી ઉપચાર તરફ"



. . . . મારી પુત્રી નિવેદિતાના વાળ ખરી જતા હતા. મેં એ માટે ઘણાં ઘણાં મોંઘાં અંગ્રેજી તેલો વાપર્યાં અને બીજી દવાઓ પણ કરી. એક ડોક્ટર મિત્રની સલાહથી વીટામીન 'એ' 'ડી' વાળો ખોરાક પણ છોકરીને આપી જોયો. પણ વાળની ફરિયાદ દૂર ન થઈ આખરે કંટાળીને, કોઈ પણ કુદરતી ઉપચાર લેવડાવવા માટે, શ્રી રામતીર્થ યોગાશ્રમના સંચાલક પાસે મારી પુત્રીને લઈ આવ્યો. સંચાલકે રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશિયલ નં. ૧) વાપરવા માટે ખાસ ભલામણ કરી એ પ્રમાણે રામતીર્થ તેલનો ઉપયોગ નિવેદિતાએ કરવા માંડ્યો અને જણાવતાં આનંદ થાય છે કે તેલની એક જ બાટલી વાપરવાથી મારી પુત્રી નિવેદિતાની ફરિયાદ સદંતર દૂર થઈ એટલે આ વાત હું ખુલ્લા દિલથી જણાવું છુ આગળ પાંચ પાંચ રૂપીઆની અંગ્રેજી તેલની બાટલીઓનો ઉપયોગ કરવાથી લાભ ન થયો પરંતુ 'રામતીર્થ બ્રાહ્મી તેલ' (સ્પેશિયલ નં. ૧) થી ઘણો જ લાભ થાય છે

(સહી) : મસ્તફકીર : (વિલેપારલે) મુંબઇ.

# મેલેરિયા?

### તમારો શત્રુ છે

# ઊંઝાની એલ્સ્ટો પીલ્સ

### મેલેરિયાનો શત્રુ છે

**આજથી જ વાપરી મેલેરિયાનો નાશ કરો.**

આ ગોળીઓ સપ્તપર્ણ, કાલમેઘ, કુટકી, વગેરે ઉત્તમ જ્વરનાશક ઓષધીઓમાંથી બનાવેલી છે હજારો કુટુમ્બો, ધર્માદા દવાખાનાં, વૈદ્યો, ડાક્ટરો વગેરેમાં કવીનાઈનની જગ્યાએ છૂટથી વપરાય છે ૬ કે ૧૨ ગોળીથી તાવ ઊતરી જાય છે.

કિંમત ૪૦ ગોળીના રૂા. ૦-૯-૦ તોલા ૧૦ (ગોળી ૫૦૦)ના રૂા. ૩-૮-૦

ઊંઝા ફાર્મસી લિ૦ : ઊંઝા. (ઉ. ગુજરાત)

સ્ટોકીસ્ટ : એસ. રમા... : ગાંધીરોડ, અમદાવાદ

બેઠી છો, બાઇ :

# 卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક: ૪૭ મહા : ૨૦૦૫ અંક ૪


## —પળ્યો અહીંથી ત્યહાં?


જયાનન્દ દવે


[ હરિણી ]

નિયમવશ આ પૃથ્વી કેરી પવિત્ર પ્રદક્ષિણા
વરસભરની પૂરી થાતાં, તપોનિધિ હે પિતા!
વિધિનિરમિયાં, પુણ્યપ્રેર્યા પ્રયાણતણી તવ
પુનરપિ તિથિ આવી પૂગી, પ્રમંથન પ્રેરતી! ૪

જનગણ અહીં વર્ષે વાળે ૠણ્યાં પિતૃઓ તણાં;
પ્રગટ કરતાં શ્રદ્ધા ઊંડી યથોચિત શ્રાદ્ધથી;
શ્રુતિવિહિત એ યજ્ઞો દ્વારા યથામતિશક્તિ સૌ
નિજ પિતૃગણો પિંડત્યાગે, જલાર્ઘ્યથી રીઝવે! ૮

પણ પગ ય પુણ્યાભાવંતું, પ્રસન્ન, સ્મિતોજ્જ્વલ
મુખ નવ ખસે તારું મારાં મનોનયનેથી જ્યાં,
કયમ લહું પિતા! કે તું સાચે પળ્યો અહીંથી ત્યહાં? ૧૧

વરસ વહ્યું છે: વ્હેશે વર્ષો, યુગો ય અનેક કૈં;
ભરતભૂમિનો જાયો કોઈ ગણી 'ગત' આપને,
તદપિ શકશે અર્પી શ્રાદ્ધે જલાર્ઘ્ય, સુપિંડ શે? ૧૪

પોષ વદ ત્રીજ, ૨૦૦૫ :
મહાત્મા પ્રથમ સંવત્સરી

☆

# મહાત્મા ગાંધીજી : સમર્થ સાહિત્યયુગપ્રવર્તક

પ્રો. જયાનન્દ દવે એમ. એ.

આપણાં તેમજ અન્ય દેશોનાં સાહિત્યના ઇતિહાસમાં આપણે સમગ્ર સાહિત્યને કેટલાક યુગોમાં વહેચાયેલું જોઈએ છીએ અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં Elizabethan, Victorian, Restoration, Renaissance વગેરે યુગો નજરે પડે છે, સંસ્કૃતમાં વૈદિક અને શિષ્ટ, અને તેમાંય પાછા બ્રાહ્મણયુગ, ઉપનિષદ્‌યુગ, સૂત્રયુગ, મહાકાવ્યયુગ વગેરે યુગો પાડવામાં આવ્યા છે; ગુજરાતીમાં પૌરાણિક, અને અર્વાચીન, અને તેના પેટા વિભાગ તરીકે પ્રેમાનન્દ યુગ, નર્મદયુગ, સાક્ષરયુગ, વગેરે પ્રચલિત છે

આ બધા વિભાગીકરણનો અભ્યાસ કરતાં એમ જણાય છે કે પોતાના પ્રચંડ વ્યક્તિત્વથી સારાંય સાહિત્યને આવરી લેતા કોઈ વિશિષ્ટ મહાપુરુષનાં નામ પરથી કેટલાક યુગો ઓળખાય છે, જ્યારે બીજા કેટલાક યુગો તે તે યુગના વ્યાવર્તક અને પ્રધાન લક્ષણ કે ઝોકને લક્ષમાં લઈને ઓળખાય છે.

આપણા ગુજરાતી સાહિત્યના ઇતિહાસને અનુલક્ષીને કહીએ તો છેલ્લાં ત્રીસ-પાત્રીસ વર્ષનો તબક્કો ગાંધીયુગના નામે ઓળખાય છે બીજા યુગોની સરખામણીમાં એનું આ નામ સાર્થક છે કે કેમ તેને સમજવાનો આપણે પ્રયત્ન કરીએ

પ્રથમપહેલાં તો, કોઈ એમ જ શંકા રજુ કરશે કે 'ગાંધીજીએ આપણને કશું સર્જનાત્મક સાહિત્ય નથી આપ્યું, એટલે એઓ સાહિત્યકાર નામને જ પાત્ર નથી; ત્યાં વળી એમનાં નામથી સાહિત્યયુગને ઓળખાવવાની તો વાત જ શી? વાત તો તદ્દન સાચી છે જે અર્થમાં પ્રેમાનન્દ, નર્મદ, ગોવર્ધનરામ, નાનાલાલ કે મુનશી સાહિત્યકાર છે, તે અર્થમાં ગાંધીજી સાહિત્યકાર નથી, અને આમ છતાં ગાંધીજી એક વિશિષ્ટ અર્થમાં 'સમર્થ' અને ઉચ્ચ કોટિના સાહિત્યકાર છે, એટલું જ નહિ પણ ગુજરાતી સાહિત્યના અજોડ યુગપ્રવર્તક પણ છે, એ પણ એટલું જ સાચું છે

ત્યારે, ગાંધીજી સાહિત્યકાર કે સાહિત્યયુગપ્રવર્તક, કઈ રીતે?

સાહિત્યકાર એટલે સર્વદેશીય સાક્ષર કે બહુશ્રુત પંડિત, એવો અર્થ કરીએ તો આપણે ગાંધીજીને સાહિત્યકાર કહી શકીએ એમ નથી, ગાંધીજીએ પોતે પણ કદિ સાક્ષર કે પંડિત હોવાનો દાવો કર્યો નથી સાહિત્યકાર એટલે પ્રજાજીવનના સર્વ થરો સાથે સંપૂર્ણ અને સૂક્ષ્મ તાદાત્મ્ય સાધીને તેનું તાદૃશ પ્રતિબિંબ પોતાની કૃતિઓમાં ઝીલનાર, અને એ રીતે કાવ્યો, નાટકો, નવલકથાઓ, નવલિકાઓ આદિ સર્જનાત્મક સાહિત્યપ્રકારોની અસ્ખલિત ધારા વહેવડાવનાર, એ અર્થ સ્વીકારીએ, તો એ અર્થમાં પણ ગાંધીજી સાહિત્યકાર હોવાનો દાવો કરી શકે તેમ નથી, કારણકે ગાંધીજીએ કદિ પણ ઉપર્યુક્ત સાહિત્યપ્રકારો ઉપર હાથ અજમાવ્યો નથી, એ વાત સર્વવિદિત છે

પરંતુ ગાંધીજી એક અનોખા અર્થમાં સાહિત્યકાર છે, ને તેજ અર્થમાં પોતાના સમકાલીન યુગના પ્રેરક અને પ્રવર્તક બની રહે છે સઘન અને સશ્રમ સાક્ષરતા, 'અવશ્ય, જરૂરની છે, એથી યે વિશેષ જરૂરની છે પ્રજાજીવનનાં પ્રતિબિમ્બને પોતાની સાહિત્યકૃતિમાં સચોટ રીતે ઝીલવાની સર્જકતા, અને તેમ છતાં, એ બન્ને કરતાં પ્રજાનું જેમાં વધારે

શંકર આદિનાં કાવ્યો; મુનશી, રમણલાલ, મેઘાણી, સોપાન વગેરેની નવલકથાઓ; ચન્દ્રવદન, ઉમાશંકર, ધૂમકેતુ વગેરેનાં નાટકો—આ સઘળી સાહિત્યસામગ્રી ઉપર વર્ણવેલી અક્ષરયુગની સાહિત્યસામગ્રીને પડખે, બન્નેમાં રહેલા તાત્ત્વિક અને મૂળભૂત ભેદની કેવી દ્યોતક બને છે!

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં મહાકાવ્યયુગ (Epic age)માં, જેમ શ્રીકૃષ્ણનું પરમોન્નત જીવનદર્શન મહાભારતમાં આકારિત થયું છે અને રાજા તરીકેના શ્રી રામચન્દ્રના ઉચ્ચ આદર્શો જેમ રામાયણમાં મૂર્તિમન્ત થયા છે, તેવી જ રીતે ગાંધીજીનું વિશિષ્ટ જીવનદર્શન અને એમના ભવ્ય આદર્શો છેલ્લા ત્રીસ વર્ષનાં આપણાં સાહિત્યમાં આબાદ પ્રતિબિમ્બિત થયા છે. એમની અસ્પૃશ્યતા-નિવારણની પ્રવૃત્તિ હો કે સ્વદેશીપ્રેમનો આગ્રહ હો, સાદા શુદ્ધ સત્યમય જીવનનો એમનો આગ્રહ હો કે અહિંસાની ભાવના હો;—આમાનું એકેએક, કોઈ ને કોઈ સ્વરૂપમા, આપણા સાહિત્યમાં અભિન્ન રીતે વણાઈ ગયેલું નજરે પડે છે, એટલું જ નહિ, પણ આ અસર એટલી સચોટ અને હૃદયસ્પર્શી થઈ છે કે આપણા સાહિત્ય-ઇતિહાસના સર્વ યુગોમાં આ ગાંધીયુગ પોતાનાં વીર્યવન્તાં વર્ચસ્વ અને નિઃસ્વાર્થ લોકસંગ્રહની ભાવનાને કારણે, કદાચ, સૌથી વધારે ચિરંજીવ અને નિત્યનૂતન બની રહેશે, એમ કહીએ તો અતિશયોક્તિ ભાગ્યે જ ગણાશે.



## જીવનસખીની વિદાય

અપાર આ ઘોર કરાલ સાગરે
અનંતમાં એકલ હું પ્રવાસી.
બની સુખીરી મમ જીવનાવડી
—તૂટી જતાં આથડતો હું આખરે ...૧

હું તો દેવી! થઈ ગયો સત્ત્વહીન,
તંદ્રાઘેર્યો, દીનતાથી ભરેલો
તું વિયોગે નેનમાં અશ્રુ સારૂં
સંભારીને સ્નેહની સ્નિગ્ધ વાણી ...૨

આ લોકનું જે અતિશે જડત્વ
સહી શક્યું ના મૃદુ કોમલત્વ
વિદારવા તીવ્ર દુઃખો સહસ,
તજી ગઈ એ અતિજીર્ણ વસ્ત્ર. ...૩

એ તો મૃત્યુલોકનો સંગ છોડી
વ્હાલા એવા દિવ્ય ધામે ગઈ છે.
જ્યાં ના મૃત્યુ, નહિ દુઃખો, ના નિરાશા,
પોઢી વ્હાલી, અમૃતત્વે મળી છે ...૪

ક્ષિતિજ

# થાક એ ભ્રમ છે

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ

સાંજે ઑફિસમાંથી કે મિલમાંથી કે શાળાકૉલેજમાંથી આવ્યા હોઈએ ત્યારે કેટલીક વાર એટલા થાકેલા હોઈએ છીએ કે આવીને એકદમ પથારીમાં સૂવાનું મન થાય છે. અથવા રવિવારે સાંજે મિત્રો સાથે ફરી આવીને ઘેર આવીએ ત્યારે એકદમ આરામ લેવાની ઇચ્છા થાય છે. આ પ્રસંગોએ જો કોઈ આપણને કહે કે થાક એ ભ્રમ છે તો એના મગજમાં ભ્રમ છે એમ આપણને ચોક્કસ લાગે.

આપણને ખરેખર થાકની લાગણી થાય છે, હાથ ને પગ લંબાવવાની વૃત્તિ થાય છે, છતાં આપણને કહેવામાં આવે છે કે આ બધો થાક વાસ્તવિક નથી!

આવું કેમ કહેવામાં આવે છે તે સમજાવતાં પહેલાં થોડા સ્પષ્ટીકરણની જરૂર છે. ક્ષયના રોગથી પીડાતો માણસ થોડો શ્રમ લઈને થાકી જાય છે, દમવાળો માણસ થોડું ચઢીને હાંફી જાય છે, ચાલવાની ટેવ ન હોય એવી વ્યક્તિ પંદર માઈલ ચાલીને થાકી જાય છે—આ બધા સંજોગોમાં થાક એ ભ્રમ નથી. આ લેખમાં શ્રમ ન સહન થાય એવા રોગ, અને અસાધારણ શારીરિક શ્રમ અપવાદ રૂપે ગણવામાં આવ્યા છે

પણ, જ્યારે કોઈ વ્યક્તિ એનું દૈનિક કાર્ય કરીને, છ-સાત કલાક ખુરશી પર બેસીને, માત્ર અડધો કે એક માઈલ ચાલીને, ઘેર આવીને ફરિયાદ કરે કે 'હું થાકી ગયો છું. મારા હાથપગને આરામ લેવાની જરૂર છે, મને ખાટલા પર સૂવાનું મન થાય છે,' ત્યારે એ વ્યક્તિને શું કહેવું? ઘણાખરા લોકો આટલો જ શ્રમ કરીને પોતાને થાકી ગયેલા માને છે.

કદાચ તમને 'માને છે' એ શબ્દપ્રયોગ સામે વાંધો હશે. તમે કહેશો કે મનની અસર શરીર પર થાય છે. ઑફિસમાં મગજનું કામ કર્યાથી માનસિક તેમજ શારીરિક શ્રમ થાય છે એટલે ઘેર આવીને જે થાક લાગે છે તે પૂરેપૂરો વાસ્તવિક છે.

તમે કહેશો કે થાકનું કારણ શ્રમ એ દેખીતું છે. એનો ઉપાય આરામ એ પણ એટલું જ દેખીતું છે.

તમને થાક લાગતો હશે તે વખતે તમે માનતા હશો કે તમને કોઈ સારા પગારની ઓછા શ્રમવાળી નોકરી મળી જાય તો તમારો થાક મટી જાય દુનિયાના લગભગ બધા જ માણસો આવી માન્યતા ધરાવે છે, પણ, તે સદંતર ભૂલભરેલી છે.

તમે વધારે પડતું કામ કરો છો તેથી તમને થાક લાગે છે એ માન્યતા ખોટી છે. તમારી બધી શક્તિનો વ્યય થઈ જાય છે ને તેથી તમને થાક લાગે છે એમ માનવું તે પણ એટલું જ ખોટું છે શારીરિક આરામ, કે ઓછા કામવાળી નોકરીથી તમારો થાક જવાનો નથી તમારી પાસે પુષ્કળ પૈસા હોય ને પુષ્કળ નવરાશ હોય તો તેથી તમે થાકરહિત થવાના નથી દુનિયામાં એવા ઘણા લોકો છે કે જેમની પાસે પુષ્કળ પૈસો ને

નવગાશનો સમય છે પણ તેઓને તમારાથી વધારે થાક લાગે ?, અને, સાથે સાથે એવા ઘણા લોકો છે કે જેઓની પાસે તમારા કરતાં ઓછો પૈસો છે ને ઓછી નવરાશ છે છતાં તેઓને બિલકુલ થાક લાગતો નથી

આ ઉપરથી સાબિત થાય છે કે થાકનું કારણ શ્રમ નથી, અને થાકનો ઉપાય આરામ નથી.

આ કથન ક્રાંતિકારી લાગે છે ને તમે એને એકદમ સ્વીકારી લો એ અસંભવિત છે. તમને હજી વધારે પુરાવાની જરૂર હશે

જો કામથી જ માણસને થાક લાગતો હોય તો અમેરિકાના પ્રખ્યાત વજ્ઞાનિક સંશોધક એડિસનની સ્થિતિ કેવી હોત ? કહેવાય છે કે તેણે એક વખત સતત સાઠ કલાક સુધી કામ કર્યું હતું ! જ્યારે એ ઘરડો થયો, સિત્તેર વર્ષથી વધારે ઉંમરનો થયો, ત્યારે તેણે પોતાના કામ કરવાના કલાક ઘટાડયા, એટલે કે દિવસના અઢારના સોળ કર્યા ! શાંતિ નિકેતનના એક પ્રોફેસરે મને થોડા દિવસ પર જ કહ્યું હતું કે ગુરુદેવ (શ્રી રવીંદ્રનાથ ટાગોર) દિવસના અઢાર કલાક કામ કરતા. ડૉ એની બેસંટ દિવસના વીસ કલાક કામ કરતાં એમ કહેવાય છે. અત્યારે પંડિત જવાહરલાલ નેહરૂ ને સરદાર વલ્લભભાઈ પટેલ કેટલું કામ કરે છે!

શ્રી મહાદેવભાઈની જેલની ડાયરીમા એક દિવસમાં ૪૫–૫૦ કાગળો લખ્યાનો ઉલ્લેખ છે. આટલા કાગળો તો એમણે કાંતવાનુ, પ્રાર્થના વગેરે દૈનિક કાર્યો કર્યા ઉપરાંત લખ્યા હશેને ?

પ્રખર કામનો દાખલો મહાત્મા ગાંધીજીના જીવનમાંથી મળે છે એ ઈંગ્લંડમાં હતા ત્યારે એમને પુષ્કળ કામ પહોંચતુ 'મહાત્મા ગાંધીની ડાયરીમાંનુ એક પાનુ' એ વિષય પર લેખ હતો તેમાં આ પ્રમાણે હતું:—

રાત્રે ૧૨ વાગે.... ........ઘેર આવવાનું
૧૨ થી ૧.. .. ... . કાંતવાનું
૧ થી ૧-૧૫ ... . .....ડાયરી.
૧-૩૦... .................સૂઈ જવાનુ.
૪-૩૦ . ........ . .....ઊઠવાનું.

માત્ર ત્રણ જ કલાકની ઊંઘ ! એકવીસ કલાકનો શ્રમથી ભરેલો દિવસ !

જો કામ કર્યાથી થાક લાગતો હોત તો ગાંધીજી, પં. જવાહરલાલ, સરદાર પટેલ, મહાદેવભાઈ વગેરે હંમેશાં થાકથી નિસ્તેજ થયેલા લાગત. જો કામથી, અંગ્રેજીમાં જેને nervous breakdown કહે છે, તે વ્યાધિ થતો હોત તો આ બધાનું અડધુ જીવન એ વ્યાધિમાં જ વ્યતીત થઈ જાત. પરંતુ એમ નથી થયુ ગાંધીજીને એપેન્ડિસાઇટિસનું ઓપરેશન કર્યું ને બીજા એકબે પ્રસંગો બાદ કરીએ તો એમના જીવનમાં-ભાગ્યે જ માંદગી આવી છે પં. જવાહરલાલ કહે છે, "તાવથી હું અપરિચિત છુ" સરદાર

પટેલને પેટનો દુખાવો છે, પણ શ્રમના થાકને લીધે મહિનાઓ સુધી સેનેટોરિયમમાં રહેવું પડ્યું હોય તેવું બન્યું નથી. મહાદેવભાઈને પણ ભાગ્યે જ માંદગી આવતી.

એક બનાવ તો ખાસ નોંધવા યોગ્ય છે. એક વખત ગાંધીજી ૨૧ દિવસના લાંબા ઉપવાસ કરતા હતા તે દરમિયાન દાક્તરોએ ગાંધીજીને કહ્યું કે તમારે પૂરેપૂરો આરામ લેવો જોઈએ અને તમારું કાંતવાનું બંધ કરવું જોઈએ; નહિ તો તમારું લોહીનું દબાણ વધશે ગાંધીજીએ કહ્યું, "વારુ. તમે પ્રયોગ કરી જુઓ. કાંતતાં પહેલાં લોહીનું દબાણ માપો. કાંત્યા પછી જો તે વધેલું માલમ પડે તો હું કાંતવાનું બંધ કરી દઈશ." દાક્તરોએ જ્યારે બંને લોહીનાં દબાણ માપ્યાં ત્યારે કાંત્યા પછીનું દબાણ પહેલાં કરતાં ઓછું નીકળ્યું !

આ બધા દાખલાઓ શું એમ પુરવાર નથી કરતા કે છ કલાક ખુરશી પર બેસીને આવ્યા પછી જે થાક આપણને લાગે છે તે આપણા મને માની લીધેલો થાક છે? ડૉ. બ્રિલ કહે છેઃ "સારી તંદુરસ્તીવાળા માનસિક શ્રમ કરનારાઓનો સોએ સો ટકા થાક ચાનતંતુઓનો થાક છે."

ઉપર દૃષ્ટાંતો આપ્યાં છે તે ઘણાખરા રાજપ્રકરણમાં ભાગ લેનારાઓના છે, અને કદાચ કોઈ એમ માને કે એમના કામમાં એટલું વૈવિધ્ય હોય છે કે થાક ન લાગે. તેમને ખાત્રી કરી આપવા નીચેના પ્રયોગો પૂરતા ગણાવા જોઈએઃ—

પ્રયોગ ૧ઃ—એક માણસને વીસ હજાર આંકડાઓનો સરવાળો કરવાનું કહ્યું, ને તે કામ કરવા માટે તેને ૧૦૦ મિનિટ આપી કામ પૂરું થયા પછી તે માણસે કહ્યું કે એ કામ નજીવું હતું, એને કશો પણ થાક લાગ્યો ન હતો

પ્રયોગ-૨.—ડૉ આર. એસ વડ્સવર્થના હાથમાં ૧૫૧ પાનાની એક ચોપડી મૂકવામાં આવી, પણ તે નિરાંતે વાંચવા માટે નહિ તે ચોપડીના શબ્દોમાંથી જે જે શબ્દોમાં ઈ(e) ને ટી(t) એ બંને અક્ષરો હોય તેવા શબ્દો પર તેને નિશાની કરવાની હતી. આ કામ સવારના ૧૦-૧૫ વાગે શરૂ થયું ને સાંજે ૬-૨૦ વાગે પૂરું થયું આ આઠ કલાક દરમિયાન ખાવાપીવા કે વાતચીત માટે એક મિનિટ વપરાઈ નહોતી. માત્ર પાંચ વખત ડૉ. વડ્સવર્થે ચોપડીમાંથી આંખ ઊંચી કરી હતી, અને આમાં નવ મિનિટ નકામી ગઈ હતી. બાકીનો બધો વખત શબ્દો પર નિશાની કરવામાં ગયો હતો.

પ્રયોગ ૩—મિસ આગાઈ નામની સ્ત્રીમાં આંકડાઓના ગુણાકાર મનમાં કરવાની શક્તિ હોવાથી તેણે ચાર આંકડાની એક રકમ લઈને ચાર આંકડાની બીજી એક રકમે તે ગુણીને જવાબ જ કાગળ પર લખવાનું કામ હાથમાં લીધું આ કામ તેણે સતત બાર કલાક કર્યું —વચ્ચે ખાવા માટે કે વિસામા માટે જરા પણ વખત કાઢ્યો નહોતો.

ઉપરના ત્રણે પ્રયોગોમાં થાકને લીધે કોઈની કામ કરવાની શક્તિ ક્ષીણ થઈ નહોતી પ્રયોગની શરૂઆતમાં જેટલી ઝડપથી ને જેટલી ચોકસાઈથી કામ થતું હતું તેટલી જ ઝડપથી ને તેટલી જ ચોકસાઈથી પ્રયોગના અંતમાં કામ થતું હતું

આ બધા પ્રયોગો ઉપરથી ખાત્રી થાય છે કે થાક એ ભ્રમ છે.

ત્યારે "થાક લાગ્યો છે" એમ કહીએ છીએ ત્યારે શું આપણે અસત્ય બોલીએ છીએ કે ઢોંગ કરીએ છીએ? એનો જવાબ એ છે કે આપણું મન આપણને કહે છે કે થાક લાગ્યો છે અને આપણે તે માની લઈએ છીએ!

પણ, વાસ્તવિક રીતે શરીરને થાક ન હોય તો મન એમ શા માટે કહે?

આ પ્રશ્નનો જવાબ આધુનિક માનસશાસ્ત્ર આપી શકે છે આ વિશ્વયુદ્ધમાં એવા કેટલાક દાખલાઓ બનતા કે જેને માટે અંગ્રેજીમાં 'shell-shock' શબ્દ વપરાય છે. સૈનિકો નિશાન લઈને શત્રુના દળની સામે ઊભા છે ને બંદૂક છોડવાનો હુકમ મળે છે. એક સૈનિકની આંખે અંધારાં આવે છે, ને તે ક્ષણથી એનું જોવાનું સદંતર બંધ થઈ જાય છે

દાક્તરો તેને તપાસે છે. એનો આંખનો ડોળો સાબૂત છે, તેના અંદરના ભાગમાં પણ કંઈ વાંધો નથી, અને આંખના જ્ઞાનતંતુઓમાં પૂરેપૂરા સોએ સો ટકા કશો જ વાંધો નથી તો પણ એનાથી દેખાતું નથી સ્થૂલ દૃષ્ટિએ આંખમાં કશો જ ફેરફાર નહિ, છતાં જોવાનું કેમ બંધ થઈ ગયું?

ફેર પડ્યો છે, તે સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ, બાહ્ય નહિ પણ આંતરિક, શારીરિક નહિ પણ માનસિક જોવાની ક્રિયાની પાછળના મનમાં ફેર પડી ગયો મને જોવાનું બંધ કરી દીધું.

આ જ સિદ્ધાંત થાકને લાગુ પાડીએ કોઈક કારણથી — કંટાળાથી કે કોઈ પણ બીજા અનિચ્છાના કારણથી — મન આપણને કહે છે કે થાક લાગ્યો છે. તે કહે છે કે ખુરશી પર બેસી બેસીને પગ દુખી ગયા; અને કલમ ચલાવી ચલાવીને માથું દુખી ગયું. અને આ બધું વાસ્તવિક હોય એમ આપણે સ્વીકારી લઈએ છીએ!

માટે, હવે જ્યારે તમને થાકની લાગણી થાય, ત્યારે વિચારી જોજો કે થાક શારીરિક છે કે માનસિક. જો એ માનસિક માલૂમ પડે, તો મનને સમજાવી જોજો કે થાકવાનું કોઈ કારણ નથી જો મનને એ પ્રમાણે સમજાવવામાં સફળતા મળશે, તો તમારા થાકનું નિવારણ થશે

# यतो धर्मस्ततो जयः।

[ચીનના બનાવો ઉપર ઐતિહાસિક દૃષ્ટિપાત]

પ્રો. રામપ્રસાદ શુક્લ એમ. એ

[આજે ચીનમાં જે બનાવો બની રહ્યા છે તે પૂરેપૂરા સમજવા એની પૂર્વભૂમિકા જાણવી ખૂબ આવશ્યક છે એ દૃષ્ટિએ આ આખો અભ્યાસપૂર્ણ લેખ પ્રો. શુક્લે અનેક પુસ્તકો ઉપરથી તૈયાર કર્યો છે તે મનનપૂર્વક વાંચવા વાચકોને સલાહ છે. પહેલો હપ્તો પોષ અંકમાં આપ્યો છે. —સંચાલક]

## ૨

**આ** સમય દરમ્યાન દક્ષિણ ચીનમાં કેન્ટનથી દૂર એક નાના ગામમાં સુન યાત-સેન નામનો ખેડૂત છોકરો ઉછરી રહ્યો હતો. ધરતીનું ધાવણ ધાવીને ઉછરતા આ લોકપુત્રના કાને બાલ્યાવસ્થાથી જ ગામના વૃદ્ધોની વાતો મારફત ક્રાંતિનો ઇતિહાસ અથડાયા કરતો હતો. હોનોલુલુ અને હોંગકોંગની શાળાઓમાં એણે વિદ્યાભ્યાસની શરૂઆત કરી. એ પછી કેન્ટનની અમેરિકન મેડિકલ કૉલેજમાં વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરી હોંગકોંગ વિશ્વવિદ્યાલયનો એ પ્રથમ વૈદકીય સ્નાતક બન્યો. લોકશાસન અને સમાજવાદનાં અંગ્રેજી લખાણો એના વાંચવામાં આવ્યાં. તે ક્રાંતિકારી બન્યો અને વીસ વર્ષના અથાગ પ્રયત્ને એના હાથે કુઓ-મીંટાંગ નામના પક્ષનું સર્જન થયું.

એ દેશવિદેશમાં રખડ્યો, લંડનની શેરીઓમાં મંચુ રાજ્યસત્તાના દલાલોના હાથે એનું અપહરણ પણ થયેલું. એના શિર સાટે એક લાખ પાઉંડના ઇનામની જાહેરાત પણ થઈ હતી અને ૧૮૯૫માં એની આગેવાની નીચે ક્રાંતિનો એક નિષ્ફળ પ્રયત્ન થયો ત્યારથી આધુનિક ઢબની ક્રાંતિના ચીનમાં રીતસર મંડાણ થયાં એમ કહી શકાય. હજી જનતાનો પૂરો સાથ ન હતો એટલે ક્રાંતિના આગેવાનો વિદેશમાં નાસી ગયા અને કેટલાક વખત પછી જાપાનના ટોકિયોમાં એમની રાષ્ટ્રીય સભાની એક બેઠક પણ એમણે ભરી. છેવટે સને ૧૯૧૧ના ઑક્ટોબરની ૧૦મી તારીખે વુહાનના પ્રદેશમાં ક્રાંતિની શરૂઆત થઈ. ડૉ. સુન યાત સેન આ વખતે ગ્રેટ બ્રિટનમાં હતા ત્યાંથી ઉતાવળે એ ચીન તરફ રવાના થયા. દરમ્યાન ક્રાંતિનો જુવાળ ઘણાખરા પ્રાંતોમાં ફરી વળ્યો. પરિણામે મંચુ-અમલનો અંત આવ્યો અને ક્રાંતિને તાત્કાલિક સફળતા મળી. ડૉ. સુનના અનુયાયીઓએ એમને ચીનના પ્રમુખ તરીકે જાહેર કર્યા અને ડૉ. સુને પણ સત્તાનાં સૂત્રો હાથમાં લીધાં. પરંતુ ચીન જેવો વિરાટ પ્રદેશ: વાહનવ્યવહારોનો અભાવ: અને કેટલાક પ્રાંતો સૈન્યોથી યુદ્ધખોર સામંતોની હકૂમત નીચે હતાં. આ સામંતો પોતપોતાના ઇલાકામાં સ્વતંત્ર લશ્કરો રાખતા—સૈકાઓથી આ પ્રથા ચીનમાં ચાલી આવતી હતી. મંચુ-રાજ્યઅમલ દરમ્યાન આ સામંતોની મારફત સમસ્ત ચીન ઉપર હકૂમત ચાલતી હતી અને, ઘણાખરા સામંતો જો કે મધ્યસ્થ સત્તાનો સ્વીકાર કરતા હતા તો પણ સ્વતંત્રપણે જ વર્તતા. મંચુ અમલના પતનથી સત્તાનું આ સળંગ સૂત્ર તૂટી પડ્યું. નવીન રાષ્ટ્રવાદી પક્ષની હકૂમત નીચે એવું કોઈ લશ્કર ન હતું કે જેના જોરે એ સમસ્ત ચીનને એકસત્તા હેઠળ લાવી શકે. સામંતો વધુ સ્વતંત્ર

બન્યા હોય એમ વર્તવા લાગ્યા, ચીનના ભાગલા પડી ગયા જેવું થયું, અને મારે તેની તલવારના જેવી સ્થિતિ પ્રવર્તી રહી વાહનવ્યવહારના અભાવે જુદા જુદા પ્રાંતોને એક કેન્દ્રસ્થાને રાખી શકે તેવી કશી વ્યવસ્થા સ્થાપી શકાઇ નહિ પરિણામે પેકીંગ ચીનની કેવળ નામની જ રાજધાની બની રહ્યુ એને વિષે કટાક્ષમાં કહેવાયુ છે કે આ રાજધાનીના ફરમાનો શહેરના દરવાજાની બહાર પણ નીકળી શકતા ન હતા. એમાં સત્ય હકીકતની જ અતિશયોક્તિ છે. વિદેશીઓએ નવા રાષ્ટ્રવાદને સ્થિર થવામાં મદદ આપવાને બદલે પ્રાંતોના ધગર ધણી થઈ બેઠેલા યુદ્ધખોર સામંતો પાસેથી કરારો દ્વારા મનગમતા હક્કો સસ્તા દરે મેળવ્યા અને ચીનની ગુલામીની શૃંખલાને વધુ મજબૂત બનાવી કિસાનોમાં હજી સુધી જાગૃતિ આવી ન હતી એટલે આ વિરાટ શક્તિનો સાથ ડૉ સુન યાત-સેનને હજી મળ્યો ન હતો આ અનવસ્થાનો લાભ લઈને ટવાન શીહકાઇ નામનો સેનાપતિ આગળ આવ્યો સને ૧૮૯૮ની ચળવળમાં આ સેનાપતિ સુધારક પક્ષની આશારૂપ હતો પણ એના તકવાદે પાછળથી ચળવળને દગો દીધો અને પોતે જ મન્ચુ રાજસત્તાનો હાથો બની બેઠો તક મેળવવાની દિશા બદલાયેલી જોઈને એણે ડૉ. સુન યાત-સેન અને એમના અનુયાયીઓને પોતાને પ્રમુખપદે સ્થાપવાની શરતે પ્રજાસત્તાકને ચાલુ રાખવામા મદદ કરવાનો વિશ્વાસ આપ્યો. વિદેશી સત્તાઓ પણ એની પક્ષકાર હતી અને મોટું લશ્કર એની પાસે હતું એટલે આ શરત સ્વીકારવામાં ન આવે તો આંતરવિગ્રહ જાગે અને ખુદ પ્રજાસત્તાક જ ભયમાં મુકાય એ સ્થિતિ હતી ડૉ. સુન યાત-સેને એની તરફેણમાં માત્ર દાઢમાં જ રાજીનામું આપ્યું અને પોતે કેન્ટનમાં પોતાનું મથક સ્થાપ્યું થોડા વખત પછી પ્રથમ વિશ્વયુધ્ધ જાગ્યું દરમ્યાન રાજ્યઅમલમાં નહિવત સુધારાઓ જ દાખલ થઈ શક્યા હતા કારણ પ્રજાની ધારાસભા સ્થપાઇ એમાં મુખ્યત્વે જમીનદાર વર્ગના સભાસદો ઘૂસી ગયા હતા આ સભ્યોને કોઈ સિધ્ધાંત ન હતો જે વધુ લાભ આપીને એમને ખરીદી શકે એના પક્ષમાં એ ખુશીથી મત આપતા. આવી અનવસ્થાનો લાભ લઈને સેનાપતિ ટવાને પોતાને શહેનશાહ તરીકે જાહેર કરી સને ૧૯૧૬મા એકહથ્થુ અમલ ચલાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ આ પગલુ એને ભારે પડ્યુ પ્રાંતે પ્રાંતે બળવો ફાટી નીકળ્યો, અને બળવાને દબાવવાના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા તે દરમ્યાન આ બનાવટી શહેનશાહનું મૃત્યુ થયું આ તક હાથમાં લઇ સને ૧૯૧૭માં ચીનના રાજાવાદી પક્ષે મન્ચુ રાજકુળના એક વારસદારને નામધારી શહેનશાહ તરીકે જાહેર કર્યો આ ચાલની પાછળ જાપાનના શાસકવર્ગનો સીધો હાથ હતો અને, બીજી વિદેશી સત્તાઓની સહાનુભૂતિ હતી પણ પ્રજા આ પીછેહઠ હવે બરદાસ્ત કરે તેમ ન હતું એથી ક્રાંતિનું જોર વધી પડ્યુ આ નવીન શહેનશાહને પણ નાસવું પડ્યું. અને એના અનુચરો સાથે ડચ એલચી ખાતામાં આશ્રય લેવો પડ્યો. પ્રજાએ પ્રજાસત્તાક રીતે રહેવાનો પોતાનો અટલ નિર્ધાર સક્રીયપણે જાહેર કર્યો.

વિશ્વયુધ્ધના અંતે વર્સેઈલ્સના કરારોથી સ્વદેશને કંઈક રાહત મળશે એવી ચીનના બુદ્ધિવાદી પક્ષમાં થોડી આશા હતી એ સંપૂર્ણ નિરાશામાં ફેરવાઈ ગઈ સંધિ મારેની નાટાબાટોમાં ખુદ અમેરિકાએ જ જાપાનનો પક્ષ લીધો અને ચીનને જાપાનની અસર તળેના પ્રદેશ તરીકે સ્વીકારવાનું વલણ બતાવ્યું જાપાનને ધીમે ધીમે મંચુરિયા અને

મોંગોલિયામાં પગપેસારો કર્યો, બંદરો અને રેલવે ઉપર પોતાનો કબજો જમાવ્યો અને જાપાનના દલાલો ખુદ ચીનના લશ્કરમાં પણ ઘૂસ્યા. પેકીંગમાં જે દેશદ્રોહી ટોળકીના હાથમાં રાજ્યસત્તા હતી એણે એક પછી એક હક્ક જાપાનને આપવા માંડ્યા. ચીનભરમાં ઉગ્ર અસંતોષ ફાટી નીકળ્યો અને ૧૯૧૯ના મે માસની ચોથી તારીખે પેકીંગના ૧૫ હજાર વિદ્યાર્થીઓએ શહેરમાં સરઘસો કાઢી દેખાવો કર્યા **ચીનની ક્રાંતિમાં યુવક વર્ગ સામેલ થયો. ક્રાંતિએ એક ડગલું આગળ ભર્યું**. બળવાની આગ ઠેરઠેર ચેતી અને પચાસ હજારથી પણ વધુ વિદ્યાર્થીઓ ગામડાના ખેડૂતોમાં અને કારખાનાંના મજૂરોમાં બળવાનો જુસ્સો ફેલાવવા ઘૂમવા લાગ્યા ક્રાંતિનો એક નવો જુવાળ આવ્યો જેમાં પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન ચીનમાં નવા વિકસેલા ઉદ્યોગોના ચીની માલિકોનો વર્ગ પણ સામેલ થયો. આ નવો વેપારી વર્ગ યુદ્ધ પછીના શાંતિના દિવસોમાં વધતી જતી વ્યાપારી હરીફાઈમાં ટકી રહેવા માગતો હતો અને વિદેશી વેપારની સામે એમને જકાતી દિવાલોનું રક્ષણ જોઈતું હતું વળી સૌથી વધુ ભય એમને જાપાનની હરીફાઈનો હતો. એટલે સ્વાભાવિક રીતે જ જાપાન સામેના આ આંદોલનમાં એ ભળ્યા આ સંયુક્ત મોરચાના દબાણથી જુલાઈ માસના મધ્યમાં સરકારને રાજીનામું આપવાની ફરજ પડી નવી સરકારો વારાફરતી રચાતી ગઈ પરંતુ ક્રાંતિનો જુવાળ શમ્યો નહિ દરમ્યાન વિદેશી માલનો ધસારો વધતો ગયો ખેડૂતોના હસ્તઉદ્યોગો ભાંગ્યા જેને પરિણામે ખેડૂતોને ખેતી ઉપર જ નભવાનું રહ્યું. જમીન વિનાના ખેડૂતોને કેવળ ભૂખમરો ભોગવવાનો વારો આવ્યો ગામડાં ભાંગવા માંડ્યાં અને આજીવિકા અર્થે શહેર તરફ જનારાની સંખ્યા દિન પ્રતિદિન વધવા લાગી પરિણામે નવાં ઊભાં થતાં કારખાનાંવાળાઓને ઓછી રોજીએ કામ કરતા મજૂરો મળવા લાગ્યા. શરૂઆતમાં આ શ્રમજીવીઓને કામના બદલામાં રોકડા પૈસા પણ આપવામાં આવ્યા નહિ અમુક માપમાં ચોખા આપવામાં આવતા. આ ત્રાસમાંથી મજૂર સંગઠનનો જન્મ થયો ધીમે ધીમે કામદાર સંઘોની સ્થાપના થઈ અને સને ૧૯૨૭ સુધીમાં તો, All China Federation of Labour કેન્ટનમાં સ્થપાયું થોડા વખત પહેલાં જ ૧૯૨૦માં માર્ક્સવાદના કેટલાક અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓના સંયુક્ત પ્રયાસથી ચીની સામ્યવાદી પક્ષની સ્થાપના થઈ હતી. આ પક્ષે ધીમે ધીમે પોતાની લાગવગ વધારીને લડાયક શ્રમજીવી સમુદાયોને પોતાની અસર તળે લાવી અનેક હાડમારીઓના વિરોધરૂપે હડતાળો પડાવી. ૫૦ દિવસો સુધી ચાલેલી લાંબી હડતાળ દરમ્યાન પ્રજાને સંઘબળનો પ્રથમ પરિચય થયો આ હડતાળો દરમ્યાન પગાર વધારાની માગણી ઉપરાંત લશ્કરવાદ અને શાહીવાદ વિરુદ્ધના સૂત્રોનું પણ જોરશોરથી ઉચ્ચારણ થતું ક્રાંતિને યોગ્ય દિશા મળી આ સમય દરમ્યાન ક્રાંતિકારી કિસાન ચળવળની પણ શરૂઆત થઈ સને ૧૯૨૩માં એક યુવાન વિદ્યાર્થી કેન્ટન પાસેના નાના ગામડામાં ભારે જમીન મહેસૂલ વિરુદ્ધ ખેડૂતોને જાગૃત કરવા માટે ગયો કેટલીક સમજૂતી પછી ખેડૂત મંડળના સભ્યો નોંધવાની શરૂઆત કરતાં ભયના માર્યા ખેડૂતો એની પાસેથી ભાગી ગયા કારણ કે શાસકવર્ગને એમના નામની જાણ થાય તો એમના ઉપર દમનની ઝડી ઊતરી પડે. ક્રાંતિકારીઓએ અત્યંત ધૈર્યથી ધીમે ધીમે આમજનતાનો આ ભય દૂર કર્યો. સંઘબળનો પરિચય થતાં ખેડૂત સંઘોની સંખ્યામાં વધારો થવા લાગ્યો અને ત્રણ વર્ષમાં તો આ પ્રવૃત્તિનો વિકાસ એટલો હદે થયો કે કિસાનસંઘના સભ્યોની સંખ્યા હજારોની નહિ બલ્કે લાખોના હિસાબે થવા લાગી.

૧૯૨૧માં રાષ્ટ્રપિતા સુન યાત-સેને કૌમીં ટાંગ પક્ષના ત્રણ સિધ્ધાંતોની વિધિપૂર્વક જાહેરાત કરી :

(૧) **Principle of Nationalism :** રાષ્ટ્રવાદના આ સિધ્ધાંતની નેમ વિદેશીઓને મળેલા વિશિષ્ટ હકકોને કારણે ઊભી થતી શોષણનીતિમાંથી સ્વદેશને મુક્તિ અપાવી રાષ્ટ્રવ્યાપી એકતા સ્થાપવાની હતી.

(૨) **Principle of Democracy :** લોકશાસનના આ સિદ્ધાંતમાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્યનો પણ સમાવેશ થતો હતો ઉપરાંત, વિશાળ પાયા પર થતી સામાન્ય ચૂંટણી મારફત આમજનતાની પ્રતિનિધિ સરકાર રચીને સાચું સ્વરાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ હતો.

(૩) **Principle of People's Livelihood :** આ સિધ્ધાંત મારફત આમજનતાની આજીવિકાની ખાત્રી આપવા ઉપરાંત સામાજિક સુધારાઓ, દેશનો આર્થિક વિકાસ, અને સંપત્તિની ન્યાયયુક્ત વહેંચણી કરવાનું ધ્યેય હતું

આ ત્રણ સિદ્ધાંતોની કાર્યરૂપી સિધ્ધિ અનુક્રમે રાજ્યવહીવટના ત્રણ તબક્કાઓ દ્વારા પ્રાપ્ત કરવાની હતી :

(૧) **Period of Military Government.** લશ્કરી સત્તાના આ તબક્કામાં પ્રજાજીવનને વ્યવસ્થિત કરવા ઉપરાંત સમગ્ર ચીનને એક મધ્યસત્તા હેઠળ લાવવું

(૨) **Period of Training in Government :** લોકશાસન અને સ્વરાજ્યની પૂર્વતૈયારી રૂપ આ કેળવણીના ગાળા દરમ્યાન જનતાને સ્વશાસનની તાલીમ આપવી.

(૩) **Period of Constitutional Government :** સામાન્ય ચૂંટણી મારફત વિધિસરની બંધારણીય સરકારની રચના કરવી ×

યોજના તૈયાર હોવા છતાં એને અમલમાં મૂકવાનું કામ સહેલું ન હતું વળી કોઈ એક પક્ષ મારફત સમગ્ર આમજનતાના ઉદ્ધારનો આ કાર્યક્રમ સિદ્ધ કરાવવાનું શક્ય ન હતું એટલે ડૉ. સુન યાત-સેને જાગૃત થયેલા શ્રમજીવીઓ અને ખેડૂતોને પોતાની ચળવળમાં સામેલ કરવાનો નિર્ણય કર્યો ૧૯૨૪ના જાન્યુઆરીની ૨૦ મી તારીખે કેન્ટનમાં કૌમીંટાંગનું એક મોટું અધિવેશન ભરાયું હતું તેમાં ચીની સામ્યવાદી પક્ષે એક પક્ષ તરીકે ભાગ લીધો. ખેડૂતો અને શ્રમજીવીઓના સંગઠનને આવકાર આપતા ઠરાવો પસાર

× વધુ વિગત અર્થે જુઓ. **Dr. Sun's** *Out-Line for the Reconstruction of China.*

બધા પ્રગતિકારક તત્ત્વોનો સંયુક્ત મોરચો રચાયો અને ૧૯૨૧ માં ડૉ. સુન યાત-સેને જાહેર કરેલા ત્રણ સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ થયા ઉપરાંત એનો પરિષ્કાર પણ કરવામાં આવ્યો. Anna Louis એના *Dawn out of China*માં લખે છે

> " The famous 'Three people's principles' earlier originated by Dr. Sun were given a new and clear definition, at this Congress 'People's Nationalism' was declared to mean both independence from foreign control and the equality of nationalities—Mongols, Moslems, Manchus — within China 'People's Democracy' which had been a vague reference to voting rights, was defined to include "free speech, press, and assemblage and the right to organise 'People's Livelihood' was expanded into a social program that included 'Land to the Tiller' and most of the other reforms now promoted by the Communists. "

પ્રજાના પ્રગતિકારક પક્ષોના આ સંયુક્ત મોરચાની રચનામાં રશિયાના સામ્યવાદીઓની કેટલેક અંશે દોરવણી હતી. ૧૯૨૨મા ડૉ. સુન યાત-સેનને રાષ્ટ્રને સ્થિર કરવા માટે બાહ્ય મદદની જરૂર હતી પરંતુ વિદેશી સત્તાઓએ અને તેમાં ખાસ કરી બ્રિટન કે ફ્રાંસે મદદ કરવાને બદલે અવરોધો નાખવાનો પ્રયત્ન કર્યો, કેમકે રાષ્ટ્રવાદના વિકાસથી એમને ચીનમાં મળેલા ખાસ હક્કો ભવિષ્યમાં લુપ્ત થવાનો ભય હતો. માત્ર રશિયા જ ચીનને પડખે ઊભું રહેવા તૈયાર હતું એટલે સ્વાભાવિક રીતે જ ડૉ. સુન યાત-સેને રશિયા તરફ પોતાની નજર દોડાવી હતી+ વળી રશિયામાં પ્રજાક્રાંતિ થયા પછી ત્યાંના રાષ્ટ્રવિધાયકોએ ઝારના સમયમાં ચીનમાં રશિયાના જે જે વિશિષ્ટ હક્કો હતા એ સર્વ આપમેળે રાજીખુશીથી છોડી દીધા. આથી બન્ને દેશોની પ્રજા વચ્ચે જે નિખાલસ સહૃદયતાનું વાતાવરણ પ્રસર્યું તેથી રશિયાની મદદ માગવાનો એકમાત્ર માર્ગ સરળ બન્યો.

ડૉ. સુન યાત-સેનની માગણી પ્રમાણે રશિયન સલાહકારો — જોફે અને બોરોડીન-ને મોકલી આપવામાં આવ્યા એમણે ક્રાંતિની કૂચનો માર્ગ આંકી આપ્યો — ક્રાંતિની યોજના ઘડી આપી ત્રણ વર્ષ સુધી આ સંયુક્ત મોરચો ટકી રહ્યો અને સિદ્ધિનાં નવાં નવાં શિખરો સર કરતો ગયો. [ આ ત્રણ વર્ષના ગાળાને પાછળથી Great Revolution નું નામ મળ્યું હતું. ] એક પછી એક પ્રાંતનો વહીવટ એની હકૂમત તળે આવતો ગયો; કેન્ટનનાં લશ્કરમાં જોડાવા માટે પ્રગતિવાદીઓનો પ્રાંતેપ્રાંતમાંથી ધસારો થયો. વ્હામ્પાઉ લશ્કરી શાળાની સ્થાપના થઈ, વિદ્યાર્થીઓ, શ્રમજીવીઓ અને પ્રગતિકારક પક્ષોના સભ્યોને રશિયન ફોજી તાલીમબાજોના હાથે લશ્કરી તાલીમ અપાવા લાગી આ લશ્કરી શાળાનો પ્રમુખ યુવાન સેનાપતિ ચાંગ કાઈ શેક હતો સામ્યવાદી યુવક આગેવાન ચાઉ-એન-લાઈ શાળાના આચાર્યપદે હતો. દૂર પૂર્વના રશિયન લશ્કરના સરસેનાપતિ તરીકે પાછળથી પ્રખ્યાત થયેલ જનરલ બ્લુચર પણ શરૂઆતના દિવસોમાં આ તાલીમબાજોમાંનો

+ જુઓ *Inside Asia* by John Gunther, p 223.

એક હતો. ૧૯૨૫ મા રાષ્ટ્રપિતા ડૉ. સુન યાત-સેનનુ અવસાન થયું મરતી વખતના એના વસિયતનામામાં અધૂરી રહેલી ક્રાંતિને પૂર્ણ કરવાનો આદેશ હતોઃ

> "At present the Revolution is not yet completed All my Comrades must continue to exert their efforts......until this (Revolution) is realised"

આ આદેશ અનુસાર એ જ સાલમાં સયુક્ત રાષ્ટ્રીય ફોજે સેનાપતિ ચાંગની સરદારી હેઠળ કૂચ કરી. જાગૃત કિસાનો અને કામદારોએ આ વિજયપ્રસ્થાનને સક્રિય સાથ આપીને વધાવી લીધો લશ્કર પહોંચે એ પહેલાં જ અનેક જિલ્લાઓમાં કિસાનોએ હકૂમતને હાથમા લીધી અને કામદારને એ લશ્કરના વિજય માટે શહેરોને અગાઉથી તૈયાર કર્યા સામતોની ફોજોની આખી ટુકડીઓ સામતોને છોડીને રાષ્ટ્રીય સેનામાં જોડાઇ ગઇ. દક્ષિણ ચીનના સામતોની સત્તા ધુમાડાના ગોટાની માફક અદશ્ય થઇ ગઇ. નવા નવા વિજયોને વર્તી આ સેના બે વરસથી પણ ઓછા સમયમા શાંઘહાઇ સુધી પહોંચી. શાંઘહાઇ આ સમયે આતરરાષ્ટ્રીય વાણિજ્ય તેમજ ચીનના ઊગતા મૂડીવાદનું મુખ્ય કેન્દ્ર હતું આ કેન્દ્રને અકાળે અકારણ નહિ છંછેડવાનો રશિયન સલાહકારોનો મત હતો. શાંઘહાઇને સ્પર્શ કર્યા વગર હેંકાઉ તરફ ક્રાંતિની કૂચને આગળ ધપાવવાની યોજના ખુદ ડૉ સુન યાત-સેન તેમજ કયોમીટાંગ સમિતિની સમતિથી જ ઘડવામાં આવી હતી. વિદેશી શાહીવાદ સાથે અકાળે અથડામણ ટાળવાનો આ યોજનાનો ઉદ્દેશ હતો કારણ કે જ્યાં સુધી લશ્કરને માટે પુરવઠાનો પૂરતો પ્રદેશ (hinterland) હાથમાં ન હોય ત્યા સુધી મોટા યુદ્ધમાં ઊતરવુ સલામત નહિ પણ ચાંગે આ યોજનાને ઇરાદાપૂર્વક ઊંધી વાળી શાંઘહાઇ ભયમાં મુકાય તો ત્યાંના મૂડીવાદ સાથે તેમજ શાહીવાદ સાથે સોદો કરવાની એની શક્તિમાં ઘણો વધારો થાય એટલે શાંઘહાઇનો કબજો લેવાની તૈયારી કરવામાં આવી બહારથી હુમલો કરીને આ કબજો નહિ મેળવતાં શહેરની અંદરના લોકમાં જ કામદારોને બળવો કરવાનો આદેશ આપવામાં આવ્યો છૂપા વેશે સામ્યવાદી નેતા ચાઉ-એન-લાઇ શહેરમાં દાખલ થયો હતો એની નેતાગીરી નીચે ક્રાંતિકારીઓએ શહેરનો કબજો લીધો શાંઘહાઇની ચીનની હકૂમત તળેના પ્રદેશમાંથી સ્થાનિક યુદ્ધખોરોને લશ્કર દાખલ થયા પહેલાં જ હાંકી કાઢવામાં આવ્યા. પાશ્ચાત્ય સત્તાઓએ પોતાની સેનાના કાફલાઓ શાંઘહાઇ તરફ રવાના કર્યા પણ અનિવાર્ય સંજોગો ઉપસ્થિત ન થાય ત્યાં સુધી ફોજી અથડામણમાં નહિ ઊતરવાનો આ સેનાને આદેશ હતો. ખાસ કરીને અમેરિકા આ બાબતમાં વધુ તકેદાર હતું એટલે લશ્કરી અથડામણ ટળી, અને સમાધાનીના માર્ગો શોધાવા લાગ્યા. ચાંગની ધારણા મુજબ જ બધું બન્યું. ફ્રાંસની હકૂમત તળેની શાંઘહાઇની પોલિસે ટુયુસેન નામના એક અફીણના શાહસોદાગર વેપારીની મારફત ચાગની સાથે વાટાઘાટો શરૂ કરી. કામદારોના કબજા નીચેના શાંઘહાઇના ચીની વિભાગમાંથી એમને હાંકી કાઢવાનો પેતરો રચવામાં આવ્યો શાંઘહાઇના બેંકરોએ પોતાના તરફથી તેમજ વિદેશીઓ વતી આના બદલામાં ચાંગની સરકારને આર્થિક મદદ આપવાનાં વચનો આપ્યાં. બન્ને પક્ષને માગ્યા મેવા મળ્યા ચાંગને પ્રતિદિન બળવાન બનતા જતા ઉદ્દામ પક્ષનું

નિકંદન કાઢવાની સોનેરી તક જોઈતી હતી તે આથી મળી એક કાંકરે એણે બે પક્ષી માર્યાં. વિદેશી સત્તાઓને પણ ચીનની એકતા આંખના કણા સમાન ખૂચતી હતી કારણ એ રસને એમની શોષણનીતિનો ઉચ્છેદ વિનાશ હતો સંયુક્ત મોરચા સામે ટકી રહેવાની એમને હામ જ ન હતી પણ જો કયોમીટાંગના બે પક્ષોમાં જ વિખવાદ જાગે તો બેની લડાઈમાં ત્રીજો ફાવે એ ન્યાયે એમના સ્વાર્થો વધારે સારી રીતે સચવાતા હતા ભેદ-નીતિના આ આચાર્યોએ ચીનની પ્રગતિને રોકવા ખુદ ચાંગ કાઈ–શેકને જ હાથો બનાવ્યો. ચાંગને સ્વદેશ કરતા પોતાની સત્તાની વિશેષ પડી હતી

કામદાર વર્ગ અને પ્રગતિક પક્ષોને બિલકુલ માહિતી ન હતી કે એમની નજર સામે જ એક ભયંકર ષડ્યંત્ર રચાઈ રહ્યું હતું એમને આ વિષયની ગંધ આવે તે પહેલાં જ એમના ઉપર ઓચિંતો હુમલો કરવામાં આવ્યો લોહીની નદીઓ વહી કેવળ શાંઘહાઈમાં જ આશરે ૫,૦૦૦ માણસોની કતલ થઈ ચાંગના લશ્કરે બધી દિશામાં પ્રામજનતા ઉપર હુમલા કરી મણીભરી ખેડૂત સંસ્થાઓને વિખેરી નાખી સામ્યવાદીઓ, કિસાન કાર્યકરો અને પ્રગતિકારક વલણ ધરાવતા બુદ્ધિમાનોની એક સામટી કતલ થઈ. ખુદ પોતાના લશ્કરમાં જે ટુકડીઓ પ્રજાપક્ષી વલણ ધરાવતી હતી એને ચાંગે છૂટી કરી. જે લશ્કરની મદદથી એ સત્તા પર આવ્યો હતો એની હવે ચાંગને જરૂર ન હતી એના પ્રત્યાઘાતી વલણને અનુરૂપ બની શકે એવી નવી ફોજ અને નવું તંત્ર રચવાની વેતરણમાં એ પડ્યો. *Inside Asia*માં આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં પ્રખ્યાત લેખક John Gunther લખે છે કે,

> "Chiang, the revolutionist, became a counter-revolutionary His former associates and brothers-in-arms, who join the left, were ruthlessly hunted-out and extirpated. A white terror of unexampled ferocity struck China."

કયોમીંટાંગની મધ્યસ્થ કારોબારી સમિતિના સભ્યો હેંકાઉમાં ચાંગના વિજયપ્રસ્થાનના આગમનની રાહ જોઈને બેઠા હતા એમની સંપૂર્ણ અવગણના કરીને પોતાના સર્વાધિકારને કેન્દ્રસ્થાને રાખી ચાંગે લશ્કરી તાકાતના આધારે પક્ષની પુનર્રચના કરી વિદેશી શાહીવાદ અને શાંઘહાઈના મૂડીવાદી પક્ષની મદદથી એણે નાનકીંગમાં પોતાની સ્વતંત્ર સરકારની સ્થાપના કરી. દુનિયાભરની રશિયા સિવાયની સરકારોએ એને તરત જ સ્વીકારી. ચાંગની સરકારને આ રીતે ચીનની બધારણીય સરકાર તરીકેની પ્રતિષ્ઠા વિદેશીઓને હાથે મળી તે આજ દિવસ સુધી ચાલુ છે ( જો કે ચીનમાં એક પણ વખત સામાન્ય ચૂંટણી થઈ નથી ) ક્રાંતિનો જુવાળ પ્રતિક્રાંતિમાં પલટાઈ ગયો રશિયન સલાહકારો વિદાય થયા અને એને સ્થાને જાપાન, જર્મની, ઇટાલી અને અમેરિકામાંથી સલાહકારો આવ્યા. ચાંગે સામંતોની મદદથી નવા લશ્કરની ભરતી કરી અને જર્મન યુદ્ધનિષ્ણાતોને હાથે એને તાલીમ મળવા લાગી.

કામદારનેતા ચાઉ–એન–લાઈ શાંઘહાઈમાંથી છટકી ગયો. એના માથા સાટે ભારે કિંમતનું ઇનામ જાહેર કરવામાં આવ્યું રહ્યાસહ્યા પ્રગતિવાદીઓએ પોતાનાં બળો એકત્રિત

કરવા માંડયાં ચાંગનો સામનો ખુલ્લી રીતે કરવાની શક્યતા હવે રહી ન હતી એટલે પ્રગતિવાદીઓએ જનતામાં ભળી જઈને એની ઓથે વિચરવા માંડ્યું. આમાંથી આગળ ઉપર લાલ લશ્કરની સ્થાપના થઈ દક્ષિણમાં પૂર્ણ કાબુ જમાવ્યા પછી ચાંગે ઉત્તરના પ્રાંતો તરફ નજર દોડાવી અને એક પછી એક બધા પ્રાંતોનો કબજો મેળવ્યો. કેન્ટન અને પેકીંગમાં રશિયન એલચીખાતા પર દરોડા પાડીને ચાંગે વિદેશી સત્તાઓનો ચાહ મેળવી લીધો. પરિણામે રશિયા અને ચીનના રાજકીય સબધોનો અત આવ્યો પણ પ્રતિક્રાંતિને નિરાંત કોઈ દિવસ મળતી નથી—એની પીઠ પાછળ ક્રાંતિનો ભય ઝઝૂમતો જ હોય છે. કારણ એનો મુખ્ય આધાર શોષક લઘુમતિ ઉપર હોય છે શસ્ત્રના જોરે દબાવી દીધેલ શોષિત બહુમતિને સદાકાળ શાંત રાખવાનું શક્ય નથી ૧૯૨૬થી ચાંગે પોતાનું પ્રત્યાઘાતી વલણ દર્શાવવા માંડ્યું હતું પરંતુ સંયુક્ત મોરચો તૂટી ન પડે એટલા ખાતર તે વખતના ચીની સામ્યવાદી નેતા ચેને આ બધું સહી લેવાની પોતાના પક્ષને સલાહ આપી હતી પણ પોતાની ભૂલ સમજાતાં એની નીતિમાં પલટો થયો કામદાર કિસાનોના સ્વતંત્ર સંગઠન પર ભાર મૂકવામાં આવ્યો આમાંથી Canton Commune જેવા બળવાના નિષ્ફળ પ્રયત્નો થયા. હજારો કામદારોનું લોહી ફરી રેડાયું, જેમાંનું કેટલુંક વધુ ઉદ્દામવાદને આભારી હતું છતાં એથી સ્થાપિત સરકાર સામે લડત આપવાના કાર્યક્રમની લોહીના અક્ષરે જાહેરાત થઈ. લોકોને જાણ થઈ કે પ્રતિક્રાંતિની પીઠ પાછળ ક્રાંતિનો પડઘો હજી ઓલવાયો નથી.

ચાંગે વિરોધને નિર્મૂળ કરવા માટે ક્રાંતિકારીઓના થાણા ઉપર અનેક લશ્કરી હુમલાઓ કર્યા સાથોસાથ લોકોનો સાથ મેળવવા ચીનને થોડા સુધારાઓ આપવાની એણે ઇચ્છા દર્શાવી કેટલીક આર્થિક સુધારાઓની યોજનાઓ ઘડાઈ પણ એમાંની ઘણીખરી યોજનાઓ અભરાઈએ જ રહી ૧૯૩૧માં જાપાને મંચુરિયા પર હુમલો કરીને જોતજોતામાં એ પડાવ્યું ત્રણ કરોડની પ્રજાવાળો આ પ્રદેશ પડોશી દેશ પચાવી બેઠો છતાં ચાંગની સરકારે યુદ્ધનું એક પણ પગલું ન ભર્યું. સમસ્ત ચીન યુદ્ધ આપવા તલસી રહ્યું હતું, પરંતુ ચાંગે માત્ર પ્રજાસંઘ (League of Nations) પાસે અરજ કરવામા જ સંતોષ માન્યો પ્રજાસંઘે પણ કશું પગલું ભર્યું નહિ અને આ રીતે જાપાનને વધુ લૂંટ ચલાવવા માટે ઉત્તેજન આપ્યું બ્રિટનના વિદેશ મંત્રી સર જોન સાઇમને જે વલણ બતાવ્યું એને બરાબર મળતો નમૂનો બ્રિટિશ સરથાન્ મંત્રી મિસ્ટર એમરીના નીચેના શબ્દોમાં મળી રહે છે

> "Who is there among us to say that Japan ought not to have acted with the object of defending herself against a vigorous Chinese nationalism? Our whole policy in India, our whole policy in Egypt stands condemned if we condemn Japan"

ધીમે ધીમે જાપાનનું પ્રાબલ્ય વધતું ગયું. થોડે થોડે આંતરે ચીનની વધુ ને વધુ ભૂમિ એ દબાવવા લાગ્યું પણ એની સામે લડવાને બદલે ચાંગે ૧૯૩૦ થી ૧૯૩૩ સુધીમાં ચીની સામ્યવાદીઓને નાબુદ કરવા માટે પાંચ મોટા લશ્કરી હુમલા કર્યા. આમાંના ત્રીજા

કુમળાને માટે ૧૯૩૧માં ચાંગે સાડાત્રણ લાખ સૈનિકોની ફોજ તૈયાર કરી, અને માઓ-ત્સેતુંગ અને ચૂટેના કબજા નીચેના ક્યાંગસી પ્રાંત પર આક્રમણ કરી એની દોરવણી પોતે લીધી પરંતુ ચીની સામ્યવાદીઓ આમજનતામાં એકરૂપ થઇ ગયા હતા, જમીન વિનાના ખેડુતોને એમણે જમીન આપી હતી અને પ્રજાના સેવકો તરીકે એમનાં દિલ જીતી લીધાં હતાં. અણીને ટાંકણે અનેક સંકટો સહીને પણ ગ્રામજનતા એમને વફાદાર રહી ચાંગના પ્રયત્નો બધા નિષ્ફળ ગયા. ખુદ એના લશ્કરમાંથી જ કેટલી ટુકડીઓ શસ્ત્ર સાથે સામ્ય-વાદીઓ સાથે મળી ગઇ! સામ્યવાદીઓની સેના વધીને ત્રણ લાખ સુધી પહોંચી અને ૧૯૩૪ના જાન્યુઆરીમાં સામ્યવાદીઓએ 'second Congress of Soviet' ની બેઠક ભરી તેમાં જુદા જુદા પ્રાંતોમાંથી ૭૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી આ અગાઉ ૧૯૩૩ના ઓક્ટોબરમાં જર્મન યુદ્ધનિષ્ણાતોએ તૈયાર કરેલી યોજના અનુસાર દસ લાખની સેના ચાંગે ઊભી કરી હતી સામ્યવાદીઓના મુખ્ય મથક ક્યાંગસીને ચાંગની ચાર લાખની સેનાએ ચોતરફથી ઘેરી લીધું હતું, અન્ય સ્થળોએ પણ નાની મોટી ફોજો ચાંગે રવાના કરી હતી. આ ઘેરો એક વરસ સુધી ચાલ્યો દસ લાખ માણસો ભૂખમરાથી કે ઘાયલ થઇને મરી ગયા. છેવટે ચીની સામ્યવાદીઓનું એક લાખનું લશ્કર ભારે કુનેહ અને બહાદુરી-પૂર્વક આ ઘેરામાંથી છટકી ગયું, અને ઇતિહાસપ્રસિદ્ધ લાંબી કૂચ (Long March) શરૂ કરી. આ આખી કૂચ દરમ્યાન એમના પ્રચારનાં બે સૂત્રો હતાં: (૧) ચીનાઓએ અન્યોન્ય લડવું ન જોઇએ, (૨) જાપાનનો સામનો કરો *Inside Asia* ના લેખક આ કૂચનું આ પ્રમાણે વર્ણન આપે છે:

> "The Reds began with 1,00,000 men, they finish with 50,000 They marched 6,000 miles, across 12 different provinces....They had to fight every mile of the way The official record of the Long March shows 15 major battles, 300 skirmishes. There were 100 days of 'rest,' 260 of actual movement, which means an average speed for the entire march of 15 miles per day. Military experts are staggered by these figures The Reds had to traverse incredibly fractious and difficult country, some of it inhabited by aborigins and virtually unknown; they climbed 18 mountain ranges, occupied 62 cities, and crossed half a dozen rivers They carried radio, a printing press, and their archives Once Chiag-kai-Sheck thought that he had finally trapped and surrounded them. The Generalissimo does not give way to immotion often. But near the Tatu river he burst out 'now we have them' The Reds managed to cross the Tatu and escape, however, with Chiang's breath on their heels. He thought the Long March would be the Red funeral march. It almost turned out to be a funeral march for him"

આમ ૬,૦૦૦ માઇલ ચાલી, ૧૮ પર્વતમાળાઓ અને અર્ધો ડઝન મહાનદીઓને ઓળંગી, ૧૨ પ્રાંતો પાર કરી, ૬૨ શહેરો વચ્ચે થઇને ૩૬૮ દિવસે સામ્યવાદી સેના ઉત્તરમાં યેનાન પહોંચી અને ત્યાં પોતાનું મથક સ્થાપ્યું. માર્ગમાં એણે શૌર્યની પરિસીમા

ગ્યી ૧૫ રીતસરનાં યુદ્ધો અને ૩૦૦ નાની લડાઈઓ ચીની સામ્યવાદીઓને લડવી પડી. ટેટુ નદી ઓળંગતાં પાછળ પડેલા ચાંગના હાથમાં પકડાઈ જવાનો ભય સમીપ જ હતો પણ ત્રીસ બહાદુરો મશીનગનોના વરસતા વરસાદ સામે લટકતી સાંકળો પર થઈને હાથ વડે ઝૂલના ઝૂલતા સામે પાર પહોંચ્યા. મશીનગનોને કબજે કરી અને લશ્કરને માટે પુલ ગોઠવ્યો ચાંગની નજર સામે જ સામ્યવાદીઓ હાથતાળી આપીને છટકી ગયા. આ અગ્નિપરીક્ષામાંથી અણિશુદ્ધ બહાર આવીને એમણે શહેનશી પ્રાંતના યેનાનમાં રાજધાની સ્થાપી. આજુબાજુ દિનપ્રતિદિન વધતા જતા વિસ્તારમાં પોતાની હકૂમત સ્થાપી અને જાપાનની સામે યુદ્ધની જાહેરાત કરી સમયાનુકૂળ અનેક ક્રાંતિકારક સુધારાઓ દાખલ કર્યા અને પ્રજાના ઉપલા નીચલા થરો વચ્ચે ઓછામાં ઓછો સંઘર્ષ જાગે એ રીતે કુનેહથી કામ લીધું બનતા બધા પ્રયત્ને પ્રજાની એકતા જાળવવા એ મથ્યા અને છતાં જરૂરી સુધારાઓ ચોક્કસ દૃઢતાપૂર્વક આગળ ધપાવ્યા. પણ આ પછી એમની વધતી જતી તાકાતને કારણે ચાંગે એમના ઉપર ફરી મોટું આક્રમણ કર્યું નહિ. પણ જાપાનના દબાણને કારણે, એણે સામ્યવાદીઓ સામે 'યંગમાર્શલ' તરીકે પ્રખ્યાત થયેલ મન્ચુરિયન સેનાપતિ ચાંગ-સ્યુ-લીઆંગને એક ફોજ લઈને મોકલ્યો પણ 'માર્શલ'નું લશ્કર સામ્યવાદીઓ સાથે લડવાને બદલે એમની સાથે ભાઈબંધી કરવા લાગ્યું ભાઈ-ભાઈની લડાઈને બંધ કરી જાપાન સામે સંયુક્ત યુદ્ધ માંડવું જોઈએ એવા સામ્યવાદી પ્રચારની અસર એમના હૃદય સુધી પહોંચી.

વળી સામ્યવાદીઓ વિષે તેઓ દેશના દુશ્મન છે એવું જે કહેવામાં આવ્યું હતું એનાથી પ્રત્યક્ષ પરિચયે અવળું જ દર્શન કરાવ્યું દેશને માટે દિલ દઈને લડી રહેલ એક માત્ર પક્ષ એમણે જોયો. આવા સ્વદેશ બંધુઓને દુશ્મન માનવાની એમના મને ના પાડી.

ચાલુ ]

卐

## છતાં ચાહે ?

વલ્લભદાસ ગોરધનદાસ મહેતા

[અનુષ્ટુપ]

"તને છે ચાહ ?" "શું ?" જોવા ગ્યાં'તાં કમાટી બાગને<br>
ત્યારે પ્રસારતાં, પક્ષી છૂટવા કાજ, પાંખને,<br>
ને વ્યાઘ્ર, સિંહ, ગર્જતા મેઘ શા મુક્તિ કાજ તે,<br>
જોઈ દર્યો ઘણાં આવાં ઉર તારું જતું દ્રવી.<br>
વળી, પાડોશીના દ્વારે પેખી પોપટ પીંજરે,<br>
દયાર્દ્ર ઉરથી બોલી, "ક્યાં છે વૃક્ષ હી ચોળવા,<br>
નવા દેશે ન ઘુમાય, ન ખવાય નવાં ફળો,<br>
શોભે શું પીંજરું તેને ? મુક્ત એને કરો તમે"<br>
કિન્તુ પૂછું તને વ્હાલી ! દલીલો મુક્તિની કરે,<br>
છતાં ચાહે મને કાં તું પુરવા ઉર-પીંજરે ?

# નવદંપતીને

બાલમુકુન્દ દવે

વાસન્તી મહક્લોલ ડોલનવતા વાયુ હિલોળી જતા
ચારૂ ચંદરવા ચકોર ચિતના, પાનેતરો પ્રીતનાં;
મ્હોર્યો યૌવનમાંડવો, લહરતાં લાવણ્યનાં તોરણો,
આયુનાં અબિલે સુદંપતી રચો સાયુજ્યના સ્વસ્તિકો.
જન્મોની ઘટમાળમાં નિધિવશે ક્યારે વિખૂટાં પડે
જોડાં કોડભર્યાં, નવાં શરીરને ધારે, ઉરો તે છતાં—
જૂનાં સંચકી રાખતાં, અવરને ઢૂંઢી રહે વિશ્વમાં,
ને જ્યારે ઉર એ જડે અસલ, તે ત્યારે ફરી ત્યાં ઢળે.
સમૃદ્ધિસભરા ખણી સહચરે પ્રારબ્ધની લોમકા,
ભંડારો અભરે ભરી વહવજો પુણ્યોતણી જાહ્નવી.
પાઈ અમૃત આત્મનાં જગતને સંતર્પતાં રાચજો,
મર્ત્યોમાં નવદંપતી અમરનાં ફૂલો ઉતારી જજો.
આદિયુગ્મ ઉમા અને શિવ પળ્યાં જે પંથ કલ્યાણને,
જે પંથે વળી પુણ્યશ્લોક પળિયા શ્રીરામ ને જાનકી;
જે ખેડ્યો છ સતી અરૂંધતી અને યોગી વસિષ્ઠે રૂડો,
તે શ્રેયસ્કર પંથનાં સુભગ હો યાત્રી તમો દંપતી!

# હે મનવા મારા !

જયંતીલાલ આચાર્ય

[ ભજન ]

હે મનવા મારા,

માંયલો બોલે છે વેદવાણી !
બકવા શીદ કરતો તાણીતાણી ?

જૂઠા એ વાદ તારા કામ ન આવે ભાઈ,
ગીધડાં કેરી એ ઉજાણી !
પરથમ પહેલાં તો તારો કેફ મેલીને લોળા,
વાચકનાં મૂળ લે પરમાણી.
તારે ચગડોળે મનવા કે ને ફેરવેને
ઠેકે ને કરતો ધૂળધાણી;
થોથાંના થોકડાને સાચા તું માની બેઠો,
સતની વાણી ના પરખાણી !
કરમ ધરમની તેં દાડી પીટાવી જ્યાં ત્યાં
બુદ્ધિની શાખ્ય દીધી શાણી,
તારી 'હયા નકલી વાતો અસલી મનાવા લાગી,
પાયાં ના મૂળમાં તે પાણી !
ઊઠ ને જાગ વ્હાલા ! બારણાં ખોલ તારાં !
અંતરના રામ લે પીછાની;
ઝળહળતા નૂરમાં એ નૂર સમાવી તારું,
સુરતાની બોલ ઝીણી વાણી



# વિવેચન—સહૃદયતાની કેળવણી

પ્રાધ્યા૦ રામપ્રસાદ શુકલ એમ. એ.

[ માગશર અંકથી ચાલુ ]

**પૂણ વ્યવહારથી** વિલક્ષણ એવા આ અનુભવને સંક્રાંત કરવા માટેનું સાધન તો શબ્દ જ છે. મૂળ અનુભવ હૃદયની ઊર્મિઓ અથવા સંવેદનો રૂપે થયેલો હોય છે, એટલે કે તે વાણીમાં થયેલો હોતો નથી, છતાં એને મૂર્ત કરવાનો વાણી વડે જ છે આમ વાણી એ નિર્માતા અને ભાવક બંનેને સાંધી આપનારુ તત્ત્વ છે, એથી નિર્માતાને ભાવક સમજી શકે તેવી વાણીનો આશ્રય લેવો પડે છે એટલે કે વ્યવહારની વાણીનો વધારેમા વધારે સદુપયોગ થઈ શકે એવુ વલણ નિર્માતા ભલે એને આપે, છતા વ્યવહારની વાણીનો પરિહાર તો એ ન જ કરી શકે. આ મર્યાદાના કારણે શબ્દ અને તેના સંદર્ભને વિલક્ષણ રીતે વાપરવાની નિર્માતાને ફરજ પડે છે એથી શબ્દની માત્ર અભિધાશક્તિને જ વળગી નહી રહેતાં એને લક્ષણા અને વ્યંજના શક્તિઓનો આશ્રય લેવો પડે છે બીજા શબ્દોમાં કહીએ તો, અનુભવને સ્પષ્ટ રીતે મૂર્ત કરવા માટે વધારેમા વધારે સૂચક શબ્દો નિર્માતાને શોધવા પડે છે. સીધી રીતે આવા ઝાઝા શબ્દો ન મળે એટલે સામાન્ય શબ્દોને વધુમાં વધુ સૂચક બને તેવા વિલક્ષણ અર્થમાં અને સંદર્ભમાં એને વાપરવા પડે છે. ( કવચિત્ નવા શબ્દો પણ એને ઘડવા પડે છે ) આમ વાણીમાંથી વ્યાકરણ કાઢી આપે તેના કરતાં વધુ અર્થ કાઢવાની આ અગત્ય, વાચિક અર્થમાં વ્યવહારને મળતી છતાં તત્ત્વત ભિન્ન એવી સાહિત્યની ભાષાને જન્માવે છે અને ઘડે છે. સાહિત્યની આ ભાષા—લોકોત્તર અથવા ચમત્કારિક વાણી—ને જ મહાકવિ દંડી 'शब्दाह्वयज्योति' કહે છે, અને એના પ્રકાશ વિના ત્રિલોક અન્ધકારમય રહેત એમ પ્રશંસામાં ઉચ્ચારે છે. શબ્દનું આ ચમત્કારિક માહાત્મ્ય કેટલાક ધર્મ-સંપ્રદાયોમાં પણ સ્વીકારેલ છે. આપણી પ્રાચીનપરંપરા શબ્દબ્રહ્મ એવો શબ્દ વાપરે છે જ અને બાયબલમા પણ ત્રિમૂર્તિ ( Trinity )માંના બીજા પુરુષ તરીકે Logos ઊર્ફે શબ્દનો સ્વીકાર છે.

અનુભવને ઉત્કૃષ્ટ રીતે મૂર્ત કરવાની આ અગત્યમાંથી જ એક રીતે જોઈએ તો અલંકારશાસ્ત્રનો ઉદ્ભવ થયો હોય તેમ લાગે છે અલંકારો વાણીને સૌંદર્યનિષ્ઠ બનાવવા માટે તો છે જ—એ તો એનું નામ પણ કહી આપે છે, પણ નિર્માતાને થયેલા અનુભવની સકળ રેખાઓને સુસ્પષ્ટ કરી આપવા માટે, અને વાણીના લાઘવ માટે એનો ઓછો ઉપયોગ નથી. सर्वेऽलंकारा उपमाग्रमां એ ઉક્તિને કબૂલ રાખી અલંકારોમાં શિરોમણિરૂપ ઉપમાનું એક ઉદાહરણ લઈએ ધારો કે કોઈ મહાકાય અતિબલિષ્ઠ માણસનું વર્ણન આપવું છે શ્રોતાના ચિત્તનાં ફલક ઉપર એનું સુરેખ ચિત્ર ઉપજાવવા માટે કેટલાં બધાં વિશેષણો અને વાક્યો સામાન્ય રીતે વાપરવાં પડે? એને બદલે 'તે ભીમ જેવો છે' એટલું જ કહીએ એટલે ચિત્ર પણ ઉપસી આવે, અને શબ્દલાઘવ પણ જળવાય.

અનુભવને યથાર્થ શબ્દસ્વરૂપ આપવાની આ અગત્યમાંથી કૃતિની એકતાનો સિદ્ધાંત પણ આપમેળે જ ફલિત થાય છે સામાન્ય રીતે અનુભવ પોતે નિર્માતાના મનમાં

કોઈ એક ચોક્કસ સંકલિત સ્વરૂપે થયેલો હોય છે. એટલે કે નિર્માતાના મનમાં સ્ફુરતી વિચારપરંપરા અથવા સંવેદનપરંપરાને ક્રમબદ્ધ સંકલનાની અતિ સૂક્ષ્મ છતાં સહજ એવી મર્યાદા સ્વાભાવિક રીતે રહેવાની જ. જો અનુભવને સંપૂર્ણપણે સંક્રાંત કરવાનો હોય, તો કથનમાં આ સંકલના આવે તો જ અનુભવની સંક્રાંતિ યથાર્થરૂપે થાય બીજા શબ્દોમાં કહીએ તો, કેવા પ્રકારનો અનુભવ થયો એના યથાર્થ ગ્રહણને માટે તે અનુભવ કઈ સંકલનામાં થયો, એ જાણવાની અનિવાર્યતા પણ એમાં અંતર્હિત છે વ્યવહારમાં પણ વાણી સંકલિત શબ્દો વડે જ સાર્થ થાય છે. એથી તો પ્રાચીનોએ શબ્દની અભિધા લક્ષણા, અને વ્યંજના એ ત્રણે શક્તિથી અતિરિક્ત એવી વાક્યની તાત્પર્યશક્તિનો સ્વીકાર કર્યો છે. આ તાત્પર્યશક્તિ અમુક શબ્દો અથવા આ અવળા મૂકીએ તો બધા જ શબ્દોમાથી સ્ફુરિત થતી નથી, પણ શબ્દ અમુક સંકલનામાં હોવાથી જ એની અભિવ્યક્તિ સાર્થ થાય છે—શબ્દ-સંકલના વડે જ તાત્પર્ય સ્ફુરે છે. અતિદેશથી આ નિયમ ગદ્યમા પરિચ્છેદ, પ્રકરણ કે આખા ગ્રંથને, અને પદ્યમાં પંક્તિ, શ્લોક કે આખા કાવ્યને લાગુ પડે છે

પણ સંકલના સંવાદિત હોય તો જ સાર્થ બને સૂઝે તેવા ક્રમમાં જો શબ્દોને મૂકતા જઈએ તો એ પણ એક જાતની સંકલના ખરી ને ! છતાં એથી વાક્ય ન બને, તો એમાંથી તાત્પર્ય ક્યાંથી નીકળે ? સંકલના માત્રને સંવાદની અપેક્ષા રહે છે શબ્દ સમૂહને સંવાદી ક્રમમાં મૂકીએ ત્યારે જ એમાંથી અર્થની અભિવ્યક્તિ થાય. સામાન્ય વાગ્વ્યવહાર જેમાં ઉચ્ચારેલા શબ્દસમૂહનો માત્ર વાચિક અર્થબોધ- કરાવવાનો હોય, ત્યાં પણ સંવાદની અપેક્ષા રહે છે, તો પછી સાહિત્યકૃતિમાં એની અપેક્ષા અનેકગણી વધારે રહે એ સ્વાભાવિક છે, કારણકે સાહિત્યકૃતિને અર્થબોધ ઉપરાંત સમસંવેદન પ્રગટાવવાનું છે, અર્થાત્ વાચકને રસનિષ્પત્તિની જે ઉચ્ચ ભૂમિકા પર લઈ જવાનો છે, તે સીડીના પહેલે પગથિયે જ કદાચ અર્થબોધ તો છે આમ અર્થની અભિવ્યક્તિ માટેના સંવાદ ઉપરાંત સાહિત્યકૃતિ માટે સૌંદર્યનો એક વિશેષ સંવાદ અપેક્ષિત છે એટલે અનુભવને શબ્દસ્વરૂપ આપતી વખતે નિર્માતાની સંવેદનપરંપરા સૌંદર્યના નિયમનો આપોઆપ સ્વીકાર કરે છે સમગ્ર અનુભવમાંથી પોતાની સૌન્દર્યનિષ્ઠાને અભિમત હોય તેટલાનો જ નિર્માતા સ્વીકાર કરે છે, અને બાકીનુ છોડી દે છે આ દૃષ્ટિએ art is omission એ આંગ્લઉક્તિનું સાર્થક્ય છે. આ સંવાદમય સંકલના એ જ સાહિત્યકૃતિનુ સ્વયંભૂ વ્યક્તિત્વ-સ્વયંનિષ્પન્ન થતું કૃતિનુ ઐક્ય, જે વડે એ રમણીય રૂપ બને છે, આકારસૌષ્ઠવ ધારણ કરે છે.

પ્રશ્ન થશે કે સૌન્દર્યાનુભવથી સ્ફુરતાં સંવેદનો એટલાં તો અનેકવિધ છે કે એમાં અમુક સંવેદનનો બીજાં સાથે વિરોધાભાસ ન હોય એમ બને જ કેમ ? અને જો એમ હોય તો સમગ્ર અનુભૂતિની સંક્રાંતિ અને આ સંવાદિતાનો મેળ કેમ ખાય ? વળી માનવનું મન જ એવુ છે કે અમુક વિચારો કરતા હોઈએ ત્યાં વળી બીજા તેથી ઊલટા વિચારો આવે, અમુક લાગણીઓ અનુભવતા હોઈએ ત્યાં વળી નવીન અને તદ્દન વિરોધાભાસી લાગણીઓ સ્ફુરે, આમાં સંવાદ ક્યાં ગોઠવો ? એનો જવાબ એ છે કે સામાન્ય પ્રતિના લૌકિક અનુભવમાં જો કે આ જાતની પ્રતીતિ થાય છે ખરી, છતાં

લૌકિક અનુભવની પણ ઉચ્ચાવચ અવસ્થાઓ છે. અનુભવ જેટલો ઉત્કટ, તેટલું સંવેદન-પરંપરાનું સંવાદિત્વ વધારે. વળી જેની રસેન્દ્રિય જેટલી વધુ કેળવાયેલી હોય, તેટલી તેની સંવેદનપરંપરા વધુ પ્રગાઢ અને વધુ સંવાદમય રહેવાની. જેને જેટલી વધુ એકાગ્રતા સાધ્ય હોય, તેની સંવેદનપરંપરા તેટલી વધુ એકનિષ્ઠ હોવાની. લૌકિક વ્યવહારે તો આ એકાગ્રતાને કેળવીને ચરમસીમાએ પહોંચાડવાની શક્યતા પણ યોગશાસ્ત્રને સંમાન્તિ કરીને સ્વીકારી છે. યોગસૂત્રોમાં એકાગ્રતા સિદ્ધ કરવા માટે અભિમત વસ્તુનું ધ્યાન ધરવાનો એક પ્રકાર દર્શાવ્યો છે.* સાહિત્યનિર્માતાને ઓછેવત્તે અંશે ધ્યાનનો આ પ્રકાર જાણે કે સ્વયંસિદ્ધ હોય એમ લાગે છે, એથી જ એનાં સંવેદનપટુ માનસને સૌંદર્યનું કોઈ તત્ત્વ સ્પર્શીને એમાં ભાવસંચલન જગાવે છે, ત્યારે ઉત્તેજિત કલ્પનાદ્વારા એની દશા સમાધિદશાને મળતી થઈ જાય છે, અને વસ્તુનું અંતરતમ હાર્દ એની પ્રજ્ઞાચક્ષુ સમક્ષ ખુલી જાય છે. આ દશાને કાવ્ય-પ્રકાશકારના શબ્દોમાં વિગલિતવેદ્યાન્તર ગણી શકાય, અને તે વખતે વસ્તુના સમગ્ર દર્શન વડે એને સ્ફુરતી સંવેદનપરંપરામાં કોઈ અપૂર્વ સંવાદ આપમેળે જ આવી જાય છે. (પ્રાચીનોએ તો ભાવકના રસાસ્વાદને પણ 'બ્રહ્માસ્વાદસહોદર' કહ્યો છે. આમ રસાસ્વાદ સમયની ભાવકની દશા જો સમાધિદશાને મળતી હોય તો સાહિત્યનિર્માતાની દશા તેવી હોય એમાં નવાઈ પણ શી?) આ સંવાદમાંથી સાહિત્યકૃતિની એકતા જન્મે છે—આખી કૃતિ ચૈતન્યમય અને અખંડરૂપ બને છે.

સાહિત્યનિર્માણના ઉદ્દેશની આ ચર્ચામાં બે મુદ્દાઓ પ્રધાનપણે તરી આવે છે: (૧) નિર્માતાનો અનુભવ યાને જીવનદર્શન, (૨) અનુભવને સંક્રાંત કરવાની રીતિ. બીજા શબ્દોમાં વસ્તુ અને તેની અભિવ્યક્તિનું સ્વરૂપ. પણ વસ્તુ અને સ્વરૂપની આ ભિન્ન રૂપે ચર્ચા, એક રીતે કહીએ તો, સગવડ ખાતર છે. વાસ્તવિક રીતે જોઈએ તો કોઈ દ્વિદલ પુષ્પની બંને પાંખડીઓ મળીને જ આખું પુષ્પ થાય તેવી જ અખંડ અને એકરૂપ આ વસ્તુ અને સ્વરૂપની સ્થિતિ છે. કોલરિજે એક સ્થળે કહ્યું છે કે ભાષા વિચારનું વસ્ત્રપરિધાન નથી પણ ખુદ ત્વચા છે. વસ્તુ અને સ્વરૂપનો સંબંધ દેહી અને દેહ જેટલો જ અભિન્ન છે. કાલિદાસ કહે છે તેમ, વાણી અને અર્થ પાર્વતીપરમેશ્વર—અર્ધનારીનટેશ્વર—ની જેમ સંપૃક્ત જ છે.

નિર્માતાના અનુભવની ભાવકમાં સંક્રાંતિ એ જ સાહિત્યનો પ્રધાન ઉદ્દેશ છે એટલું સ્વીકારીએ એટલે વિવેચકના સ્થાનનો આપોઆપ ખુલાસો થઈ જાય છે. વિવેચન એ નિર્માતા અને ભાવક બંનેને જોડી આપનારી શક્તિ છે—સ્થળકાળમાં ભિન્ન એવી બે વ્યક્તિઓને એ એવી રીતે જોડી આપે છે કે બંનેનું યથાર્થ તત્ત્વાનુસંધાન થાય. અહીં યથાર્થ શબ્દ ઉપર ખાસ ભાર મૂકેલો છે, કારણ આ યથાર્થતા સહજસુલભ નથી, નિર્માતા અને ભાવક બંને પક્ષે એના માટે ઘણી પૂર્વતૈયારીની જરૂર રહે છે. બંને પક્ષ સજ્જ હોય ત્યારે જ યથાર્થ રસનિષ્પત્તિ થાય—રસનિષ્પત્તિના માર્ગમાં આવતા ઉભય-પક્ષી વિઘ્નોને ટાળી આપવાં એમાં જ વિવેચનનું સાર્થક્ય છે.

* यथाभिमतवस्तु ध्यानाद्वा પાતંજલ યોગસૂત્ર.

અભિનવગુપ્તાચાર્યે 'ભરતનાટ્ય' શાસ્ત્ર પરની તેમની 'અભિનવ ભારતી' ટીકામાં રસનિષ્પત્તિને सकलविघ्नविनिर्मुक्तासंवित्ति કહી છે. એટલે કે બધાં વિઘ્નોથી મુક્ત એવી સંવિત્તિ એટલે રસની વિઘ્ન રહિત પ્રતીતિ રસપ્રતીતિમાં નડતાં સાત વિઘ્નો તેમણે નીચે પ્રમાણે ગણાવ્યાં છે·

१. प्रतिपत्तावयोग्यता सभावनाविरह. २. स्वगतपरगतत्वनियमेन देशकालविशेषावेश ३ निजसुखादिविवशीभाव. ४. प्रतीत्युपायवैकल्य ५ स्फुटत्वाभाव ६. अप्रधानता ७. संशययोग *
આ સાત વિઘ્નોમાંથી કેટલાંક કવિ અને કથાકારની ઓછી આવડતને લીધે થાય છે. અને બીજાં સ્વગત સુખાદિની ભાવનાથી પર જવાની ભાવકની અશક્તિના લીધે છે આમ કવિગત અને ભાવકગત બન્ને પ્રકારના દોષોને દૂર કરવાની ભૂમિકા તૈયાર કરી રસપ્રતીતિને अविघ्नसंवित् કરી આપવી એમાં જ વિવેચનની સાર્થકતા છે, કર્તિકર્તવ્યતા છે. सर्वथा वीतविघ्नप्रतीतिग्राह्यो भाव एव रस ॥

અપૂર્ણ ]



* (૧) કથાવસ્તુનું નિરૂપણ એવું હોય કે જ્ઞાનનો વિષય થવાની એમાં યોગ્યતા ન હોય (વળી) કથાવસ્તુ સંભવિત ન લાગે એવા પ્રકારનું એનું નિરૂપણ

(૨) સામાજિકગત અને પાત્રગત મર્યાદા (સંકુચિતતા) ને કારણે વિશિષ્ટ દેશ અને કાળની કથાવસ્તુમાં સેળભેળ થવી (વિશિષ્ટ પરિસ્થિતિના ભાનને કારણે રસપ્રતીતિમાં વિઘ્ન આવવું.)

(૩) પોતાના સુખદુઃખ વગેરે ભાવોના ઉમળકામાં તણાઇ જવું

(૪) રસનું આકલન કરવાનાં સાધનોમાં ત્રુટિઓ (સમજણની સામગ્રીમાં વિકલતા)

(૫) વિશદતા (સ્ફુટત્વ)નો અભાવ.

(૬) વિવક્ષિત રસની પ્રધાનતા ન જળવાય તે (મુખ્યરસ ગૌણરસ બને, ગૌણરસ મુખ્યરસ બને ઇત્યાદિ)

(૭) નિશ્ચિત રસને વિશે સંદેહ ઉત્પન્ન થાય તે (ઉદા. રૌદ્રરસ અને વીરરસ વિશે આવો સંદેહ ઘણીવાર થાય છે)

આમાં કેટલાક દોષો કવિગત કે ગ્રન્થગત (૧, ૪, ૫, ૬, ૭) છે અને કેટલાક દોષો સામાજિકગત (૨, ૩) છે

—લેખક

# કેદી

શાન્તિ ઝવેરી.

મધરાત પડી ચૂકી હતી પણ જેલની અંદર એક અંધાર કોટડીમાં સજા ભોગવી રહેલા એ કેદીની આંખમાંથી આજે ઊંઘ ઊડી ગઈ હતી એક સાદા ધાબળાની બનેલી પોતાની કઠણ પથારી ઉપર પડ્યો પડ્યો છાપરા તરફ મીટ માંડી એ કોઈ ઊંડા વિચારમાં ડૂબી ગયો હોય તેવું લાગતું હતું.

વાત એમ હતી કે આગલા દિવસની સાંજે એક એવી વિચિત્ર ઘટના બની ગઈ હતી કે જે ઘણુંયે ભૂલવાનો પ્રયત્ન કરવા છતાં કેદી હજી સુધી ભૂલી શક્યો નહોતો।

રોજના નિયમ પ્રમાણે, જેલની ઇસ્પિતાલમાં એ દવા લેવા ગયો હતો. ત્યાં, તાજો જ જેલમાં આવેલો અને જેનો મૂછનો દોરોયે હજી ફૂટ્યો નથી તેવો, એક તદ્દન અજાણ્યો નૌજવાન તેની સામે જોઈને હસ્યો. પાછળથી એ જુવાનનું કહેવું એમ થયેલું કે એ તો માત્ર સહાનુભૂતિ દર્શાવવા જ હસ્યો હતો પણ એ વખતે તો એને ક્રૂર મશ્કરી સમજી, 'લે, લેતો જા! ભવિષ્યમાં આ પાઠ તને ઉપયોગી થઈ પડશે' એમ કહી એણે એના માથામાં એવો ઘા કરેલો જેથી એ જુવાનના માથામાંથી ધોધમાર લોહી વહેવા માંડેલું.

પણ જ્યારે એનો પ્રતિકાર કરવાને બદલે એ જુવાને એમ કહ્યું કે '' તું નાહકનો મારા ઉપર ગુસ્સે થાય છે, ભાઈ! હું તો તારો સાચો મિત્ર થવા માગું છું ' ત્યારે એનાં આશ્ચર્ય અને નિરાશાનો પાર ન રહ્યો.

"મારી મશ્કરી કરનારના આવા જ હાલ થાય છે," એણે ઉશ્કેરાઈને કહ્યું

"પણ, મારો મશ્કરી કરવાનો ઇરાદો હતો જ નહિ."

આથી તો કેદીને વધારે ગુસ્સો ચઢ્યો.

"ખોટી વાત! સાવ ખોટી વાત! મારા જેવા મનુષ્ય પ્રત્યે સહાનુભૂતિ બતાવે એવું આ દુનિયામાં કોઈ છે જ નહિ." જાણે પડકાર કરતો ન હોય તેવા અવાજથી એણે કહ્યું અને એ જુવાનની સાથે નજર મેળવી પણ જ્યારે એણે એની શાંત અને સ્થિર નજર જોઈ ત્યારે નીચું મોં કરી એ ત્યાંથી નાઠો તે ઠેઠ એની ઓરડીએ જઈ ઊભો રહ્યો ત્યારે જ અટક્યો અને હજી સુધી એમાંથી બહાર આવવાની એણે હિંમત નહોતી કરી.

એકાએક કોટડીના લોખંડી સળિયામાં થઈને એક ભૂલું પડેલું ચંદ્રકિરણ કેદીના મુખ ઉપર પડ્યું અને ઘડીભર એનો ચહેરો ચંદ્રના એ ઝાંખા પ્રકાશમાં ઝળહળી ઊઠ્યો.

કેવો કદરૂપો અને કેટલો ભયંકર હતો એ ચહેરો! કોણ કહેવાની હિંમત કરી શકે કે એ એક મનુષ્યનો ચહેરો હતો! 'સમય'ની નિર્દય ચક્કીમાં પીસાઈ પીસાઈ એ એવો ક્રૂર અને લાગણીવિહીન થઈ ગયેલો લાગતો હતો કે કોઈ ઢીલો પોચો માણસ તો એને જોતાં જ મૂર્છા ખાઈ ઢળી પડે.

"શું ખરેખર મારા તરફ સહાનુભૂતિ દર્શાવવા જ એ હસ્યો હતો?" કેદી પાછો વિચાર કરવા લાગ્યો અને પછી કાંઈ પણ નિશ્ચય ઉપર ન આવી શકવાથી એકાએક ઊભો

થઇ અધીરાઇપૂર્વક આમતેમ આંટા મારવા લાગ્યો સાચેસાચ એનાથી ન માની શકાય એવી એ ઘટના હતી.

એ જાણતો હતો કે આખી દુનિયા એને ધિક્કારતી હતી. જિંદગીમાં અપમાન અને તિરસ્કાર સિવાય એને બીજું કંઇ મળ્યું જ નહોતું. એના નામથી મોટા મોટા ગુનેગારો પણ ગભરાઇ ઊઠતા એનો ગુસ્સો એટલે નિશ્ચય મોતને આમંત્રણ આપવા બરોબર જ ગણાતું આવા માણસ તરફ સહાનુભૂતિ દર્શાવનાર આ નૌજવાન કોણ હતો? એ ગાંડો તો નહોતો થઇ ગયો?

"પણ, તો એણે મારી સામે જેલરને કેમ ફરિયાદ ન કરી? એણે ધાર્યું હોત તો ઘણી સહેલાઇથી એ મને કડકમાં કડક સજા અપાવરાવી શક્યો હોત! તો શુ ખરેખર આ નૌજવાન—"

કેદી એકાએક વિચાર કરતો અટક્યો પેલા જુવાનના શબ્દોમાં હજી પણ એને વિશ્વાસ નહોતો પડતો ગુસ્સામાં ને ગુસ્સામાં એ જોરથી બબડી ઊઠયો:

"ના, ના, એ સાચુ નથી. જરૂર એ મારી મશ્કરી કરવા જ ઇચ્છતો હતો મારી બીકને લીધે જ એણે મારી સામે ફરિયાદ નથી કરી."

એકાએક એની પાછળની કોટડીમાંથી એક અવાજ આવ્યો:

"કેમ ભાઇ! હજી ઊંઘ નથી આવતી કે શું!"

એ જ અવાજ! કેદી એકાએક સ્તબ્ધ બની ઊભો રહી ગયો.

"કેમ જવાબ ન આપ્યો, ભાઈ!" એણે ફરીથી પૂછ્યું

"કોણ છે તું? તારે શુ જોઇએ છે?" જાણે ઓળખતો ન હોય તેમ કેદીએ પૂછ્યું.

"એટલી વારમાં મને ભૂલી ગયો, ભાઈ! હજી તો ગઇ કાલે જ આપણે ઇસ્પિતાલમાં મળ્યા હતા અને ગુસ્સામાં તેં મારુ માથુ ફોડી નાખ્યું! ઊફ, હજી પણ કેવી વેદના થાય છે!"

"મારી મશ્કરી કરવાનુ એથી પણ ખરાબ પરિણામ આવે છે."

"હજી પણ તારો ગુસ્સો ઊતર્યો હોય તેમ લાગતુ નથી. હું શી રીતે તારી ખાત્રી કરાવી આપું કે જે મે કહ્યુ હતું તે સાચુ જ હતું!"

"કદાચ તુ મને ઓળખતો નથી એટલે જ આમ કહે છે જ્યારે તું જાણીશ કે હું કોણ છુ ત્યારે તારો મત બિલકુલ બદલાઈ જશે"

"ખરેખર એ વાત શું એટલી ખાનગી છે?"

"તુ ધારે છે એથી તો કયાંય વધારે"

"હું નથી માનતો"

"તો સાંભળવી છે મારી એ કથા?"

"ઘણી ખુશીથી"

અને કેદીએ પોતાની કરુણ કથા શરૂ કરી

✡

"જે દિવસે હું પહેલવહેલો આ જેલમાં આવ્યો તેને આજે કદાચ વીસ, કદાચ ત્રીસ, કે એથી યે વધારે વર્ષો થઈ ગયાં છે."

"હમણાં તારી ઉમ્મર શું છે?" પેલા જુવાને વચમાં જ પૂછ્યું.

"મને કંઈ જ યાદ નથી. જ્યારથી હું આ જેલમાં દાખલ થયો ત્યારથી મેં વર્ષો ગણવાનું છોડી દીધું છે. અને એક વર્ષ થયું હોય કે પછી એકસો, મારે માટે તો એ બધું સરખું જ છે, કારણકે મને ખાત્રી છે કે હું અહીંથી કદી બહાર નીકળવાનો જ નથી આવું હોય ત્યાં વર્ષો ગણવાનો શો અર્થ?"

"પણ તું અહીં આવ્યો ત્યારે તારી કેટલી ઉમ્મર હતી તેની તો તને ખબર હશે જ!"

"હા, એ વખતે મારી ઉમ્મર વીસ વર્ષની હતી. એ વખતે આજે મારે માથે જે વાળ ધોળા થઈ ગયા છે તે તારે માથે છે તેવા જ કાળાભમ્મર જેવા શોભતા હતા. ત્યારે હું તારા જેવો જ જુવાનજોધ અને અલમસ્ત લાગતો હતો. પણ એથીયે કિંમતી બીજી એક વસ્તુ છે જે હું કદી ભૂલી શકું તેમ નથી અને તે છે મારી આ કાળકોટડીની બરોબર સામે જ ઉભેલો આંબો. આ ચાંદની રાતમાં એ કેવો શોભી રહ્યો છે! તું એને જોઈ શકતો હોત તો એને જોઈને જરૂર ખૂબ જ આનંદ પામત પણ એ ન ભૂલી શકવાનું કારણ તો બીજું જ છે. મેં મારા જ લોહીભીના હાથે એને ત્યાં રોપ્યો હતો અને એ જ હાથોએ પાણીપોપીને એને મોટો પણ કર્યો છે. એમ કહેવાય છે કે એની કેરીઓની મીઠાશ ગામના બીજા એકે આંબામાં નથી. પણ રે કમનસીબી! એ મીઠાશ મેં એકલાએ જ નથી ચાખી!"

કેદીએ એક નિસાસો નાખી વાત આગળ ચલાવી:

"પણ મને પહેલેથી જ વાત કહેવા દે. ઉત્તર પ્રદેશના એક ગામડામાં મારો જન્મ થયો હતો. એ એક નાનું પણ રળિયામણું ગામ હતું. મારા કુટુંબમાં હું, મારી મા, અને બહેન રમા ત્રણ જ જણ હતા પિતા, હું નાનો હતો ત્યારે જ, મરી ચૂક્યા હતા અમારું પોતાનું એક ઘર હતું એ ઘરને ફરતી એક સુંદર વાડી હતી. એ વાડીની વચ્ચે એક આંબો હતો અને એની છાયા નીચે હું ને મારી નાની બહેન રમા આખો દિવસ રમ્યાં કરતાં. અમે એકબીજાને એટલું બધું ચાહતાં હતા કે ગામલોકોએ અમારું નામ 'જોડિયાં' પાડેલું; અને 'આ જાય પેલાં જોડિયાં' કહી અમને એ લોકો ચીડવવાનો પ્રયત્ન કરતાં. પણ અમને કોઈની પરવા નહોતી. ગામમાં કે ગામ બહાર જ્યાં જ્યાં જઈએ ત્યાં અમે સાથે જ હોઈએ એક મિનિટ પણ અમે એક બીજાથી વિખૂટાં નહોતાં પડતાં. અમારી મા અમો બન્ને ઉપર ખૂબ જ પ્યાર રાખતી અને અમારો પ્રેમ જોઈ મનમાં ને મનમાં મલકાતી. પણ કોઈકોઈ વાર અમને ચીડવવા એ કહેતી:

"કેમ કમલેશ! તારી બહેન પરણીને સાસરે જશે પછી તું શું કરીશ?"

ઝટ દઈને રમા બોલી ઊઠતી: "પણ હું પરણવાની જ નથીને! હું ભૈયાને છોડીને ક્યાંય નથી જ જવાની."

"મોટી રે મોટી! છોકરી તે કદી પરણ્યાં વગરની રહી છે!"

હું ચીડાઈને કહેતો : "જો એ પરણશે તો એના વરને જ હું મારી નાખીશ !" પણ પછી તરત જ અમે ત્રણે હસી પડતાં.

ખરેખર અમે કેવાં સુખી હતાં ! પણ સુખની પળો કેટલી જલદી પસાર થઈ જાય છે!

હું હવે મોટો થયો હતો. મારી માએ એક દિવસ મને પાસે બોલાવી માથે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું : "બેટા ! આપણે કંઈ મોટા માણસો નથી. તું નાનો હતો ત્યાં સુધી તો મે માંડમાંડ ગાડું નભાવ્યું પણ હવે તારે ધંધામાં મન પરોવવું જોઈએ."

મને વધારે કહેવાની જરૂર ન પડી મારી જવાબદારી હું બરાબર સમજતો થઈ ગયો હતો તરત જ હું ધંધાની ફિકરમાં પડયો પણ અમે તેટલો પ્રયત્ન કરવા છતાં કોઈ ધંધો કે નોકરી મને હાથ ન લાગ્યાં. પછી જ્યારે હું સાવ કંટાળી ગયો હતો ત્યારે, એક દૂરના સગાની લાગવગથી મને છેક પૂર્વમાં, મારા ગામથી ક્યાંય દૂર, એક નોકરી મળી. પહેલાં તો મારી મા અને બહેનને મૂકી એટલે દૂર જવા હું તૈયાર ન થયો. પણ લાચાર ! બીજો કોઈ ઉપાય જ નહોતો. મારી ઇચ્છા વિરુદ્ધ મે નોકરી સ્વીકારી અને જવાની તૈયારી કરવા માંડી.

વિદાયનો દિવસ આવ્યો. મારી મા અને બહેન સ્ટેશને મને મૂકવા આવ્યાં હતાં માંડમાંડ અમારા અંતરનો ઉભરો અમે રોકી રહ્યાં હતાં. ઉપરટે ગાડી ઊપડી અને મારી મા અને બહેન બન્ને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયાં. મેં આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો.

"રડ નહિ રમા ! હું હમેશને માટે થોડો જ જઈ રહ્યો છું ? જરા મને ઠરીને ઠામ થવા દે પછી હું તને તથા માને બન્નેને મારી પાસે બોલાવી લઈશ."

પણ એથી વધારે હું બોલી ન શક્યો. મારી આંખોમાંથી પણ હવે દડદડ કરતાં આંસુ સરી પડ્યાં. હું પણ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો, જાણે એમ થતું હતું કે હમેશની વિદાય લઈ રહ્યાં છીએ; કોને ખબર હતી કે ભવિષ્યમાં એમ જ થવાનું છે !

બે વર્ષ પસાર થઇ ગયાં હું પાછો મારે ગામ આવી રહ્યો હતો પણ એ લોકોને આશ્ચર્યમાં નાખી દેવાની ઇચ્છાથી મેં પેર ખબર નહોતી આપી

ગાડી ગામના સ્ટેશને આવી ઊભી રહી ત્યારે અંધારું થવા આવ્યું હતુ. પૂર્ણિમા હતી એટલે મે ચાલતા જ ઘરે જવાનો નિશ્ચય કર્યો. ગામ દૂર હતું. હું જ્યારે ઘર આગળ આવી પહોંચ્યો ત્યારે ચાંદની દેખાવા માંડી હતી એકાએક મારા ઘરની વાડીની પરિચિત દિવાલ દેખાઇ. હું ધીમે પગલે પાસે આવ્યો અને કુતૂહલવૃત્તિથી ઘરમાં શું થઈ રહ્યું છે તે જોવા ઊંચો થઇ અંદર જોયું

ઓ કમનસીબ માનવી ! માત્ર મે એ રીતે જોવાનો પ્રયત્ન કર્યો ન હોત તો આજ મારી જિંદગી કંઇ જુદી જ હોત !

વાડીમાં પેલા આંબાની ઘટા નીચે મારી બહેનને મે એક અજાણ્યા જુવાન સાથે ગુપચુપ વાતો કરતી જોઈ એના હાથ એણે એ જુવાનને ગળે વિંટાળ્યા હતા. કોણ જાણે

એકાએક મને શું થઈ ગયું ! નોકરીમાં મારે વારંવાર મુસાફરી કરવી પડતી હોવાથી હું હંમેશાં મારી સાથે એક મોટું ચપ્પુ રાખતો. કંઈ પણ વિચાર કર્યા વિના હું અંદર કૂદી પડ્યો અને ખીસામાંથી ચપ્પુ કાઢી પેલા જુવાનની પીઠમાં ભોંકી દીધું !

એક ભયાનક ચિત્કાર સાથે જુવાન જમીન ઉપર ફસડાઈ પડ્યો. મારી બહેને એને આમ એકાએક ઘાયલ થઈ પડતો જોઈ બુમાબૂમ કરી મૂકી અને પછી એ જુવાનને વળગી પડી પોકેપોકે રોવા લાગી. પણ પછી જ્યારે એની નજર મારા ઉપર પડી ત્યારે તે એકદમ ચીસ પાડી ઊઠી.

"કમલેશ ! ભૈયા !" અને એનો ચહેરો રૂની પૂણી જેવો પીળો થઈ ગયો.

પણ એટલી વારમાં તો આજુબાજુથી કેટલાયે માણસો ધસી આવ્યા હતા. એમણે મને પકડી લીધો. મારી મા પણ દોડતી આવી પહોંચી હતી. પરિસ્થિતિનો ખ્યાલ આવતાં જ તે ધ્રૂજી ઊઠી

"તેં આ શું કર્યું બેટા ? તારે હાથે જ તારી બહેનનું સૌભાગ્ય લૂંટી લીધું. હજી તો ગઈ કાલે જ એનાં લગ્ન—"

મારી ભૂલ મને સમજાઈ પણ બહુ મોડી.

"મા ! તેં મને જણાવ્યું કેમ નહિ કે રમાનાં લગ્ન થઈ ગયાં છે !" રડતાં રડતાં મેં પૂછ્યું.

"એક મહિના પહેલાં તો કાગળ લખ્યો હતો, બેટા ! અને કેટલાય દિવસથી અમે તારા આવવાની ચાતકની જેમ રાહ જોઈ રહ્યાં હતાં. એ સારુ બબ્બે વાર તો લગ્નનો દિવસ બદલ્યો. પણ જ્યારે તું ન જ આવ્યો ત્યારે થાકીને ગઈ કાલે લગ્ન કર્યાં. તું ન આવ્યો તેથી તારી બહેન કેટલી બધી નિરાશ થઈ ગયેલી !"

કોર્ટમાં કેસ ચાલ્યો. મારી મા તથા બહેને મને બચાવવા ઘણી કોશીશ કરી આખરે મારા સિવાય દુનિયામાં એમનું બીજું કોણ હતું; અને જે કાંઈ થયું તે મેં જાણી જોઈને તો નહોતું જ કર્યું. જ્યારે મારી માનો કાગળ આવ્યો ત્યારે હું મુસાફરી ઉપર ગયો હતો. કાગળ એક કલાર્કના હાથમાં પડ્યો અને પાછળથી તે મને આપવાનું જ ભૂલી ગયો. એક નજીવી ભૂલનું આવું ભયંકર પરિણામ આવ્યું હતું. પણ આથી મારી નિર્દોષતા થોડી જ જાહેર થતી હતી ! આખરે મારી ઉમ્મર અને સંજોગો જોતાં મને સાત વર્ષની સજા થઈ.

સજા સાંભળીને જ મારી મા તો કોર્ટમાં બેહોશ થઈ પડી અને એ આઘાત એવો જીવલેણ નીવડ્યો કે થોડા જ દિવસમાં એ મરી ગઈ. બિચારી બહેન ! જિંદગીમાં એ ત્રણ જ માણસોને ઓળખતી હતી. એમાંથી બે મરી ગયાં અને ત્રીજો જીવતો જેલની દિવાલો પાછળ દટાઈ ગયો. એની નિરાધારીનો ખ્યાલ આવતાં જ હું કંપી ઊઠ્યો.

જેલની અંદર અમારી એ છેલ્લી મુલાકાત ! એક બીજાને વળગીને અમે એટલું રડેલાં અમારી આંખનાં આંસુ પણ ખૂટી પડેલાં. જતાં જતાં એ મારા હાથમાં બે કેરીઓ મૂકતી ગયેલી એ જ અમારી વાડીના આંબાની કેરીઓ. એ બેમાંથી એક કેરી હું ચોરી-છૂપીથી અહીં લેતો આવ્યો અને તેનો જ આજે આ આંબો બનીને ઊભો છે ! એટલે જ

જ્યારે જ્યારે હું એ આંબા સામે જોઉં છું ત્યારે ત્યારે મને મારી બહેનની યાદ આવે છે અને હું રડી પડું છું"

જુવાને કેદીને એક ડૂસકું લેતા સાંભળ્યો

"પણ ભાઇ! તારી બહેનનું શું થયું! એ પછી તે એને કદી જોઇ જ નથી!" જુવાને પૂછ્યું

"એ બિચારી પણ ક્યારની મરી ગઇ છે! મારા અહીં આવ્યા પછી શરૂઆતમાં તો એના નિયમિત કાગળો આવતા. સગાંસબંધી કે મિત્રોવિહોણી એની દશા ધીમેધીમે ખૂબ જ બગડતી જતી હતી છેવટે એના દુઃખની એ કલ્પનાએ મને લગભગ ગાંડો કરી મૂકરો અને મે જેલમાંથી ભાગવાનો નિશ્ચય કર્યો પણ કમનસીબે હું પકડાઇ ગયો મારી સજામાં એક વર્ષનો વધારો થયો છતાં બહેનની અસહ્ય નિરાધારીએ મને બીજીવાર પ્રયત્ન કરવા પ્રેર્યો અને આ વખતે હું સફળ થયો મારી બહેનને જ્યારે હું મળ્યો ત્યારે તે લગભગ મરણપથારી ઉપર હતી. કેવુ પરિવર્તન? ક્યાં એનો પહેલાનો ખુશનુમા ચહેરો ને ક્યાં ત્યારનું લોહીમાંસ વિનાનું હાડપિંજર! એને જોતાં જ મને એક ધ્રૂજારી છૂટી ગઇ.

મને જોઇને એને પહેલાં તો ખૂબ જ આનંદ થયો પણ જ્યારે હું કેવી રીતે નાસી છૂટયો હતો તે એણે જાણ્યુ ત્યારે તેના ગભરાટનો પાર ન રહ્યો. છતાં મને જોઇને ઘડીભર તો એ બીજુ બધુ જ ભૂલી ગઈ.

પણ હું આખો સમય બહાર ન રહી શક્યો પોલીસે ક્યારનો મારો પીછો પકડયો હતો. એક દિવસ હું મારી બહેન પાસે બેઠો હતો ત્યાં જ પોલીસે મને પકડયો એ આઘાતથી મારી બહેનની તબિયત વધારે બગડી.

એ પછી શરૂઆતમાં મને એના કાગળો નિયમિત રીતે જેલમાં મળતા રહ્યા. પણ પછી ધીમે ધીમે ઓછા થતા થતા એ આખરે સમૂળગા બંધ થઈ ગયા

પૂરાં નવ વર્ષ સજા ભોગવી હું જેલમાંથી છૂટયો અને સીધો જ મારી બહેનની શોધમાં ઊપડયો. પહેલા મારા ગામમાં મે તપાસ કરી પણ ત્યાં કોઈ જ કઈ જાણતું નહોતું. જે ઇસ્પિતાલમાં એ પહેલા થોડો વખત રહી હતી ત્યાં પણ તે નહોતી. પણ મે એને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો હતો છેવટે એક ગામની ઇસ્પિતાલમાં મને તેનો પત્તો લાગ્યો પણ હાય કમનસીબ! હું જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે ખબર મળ્યા કે આગલે જ દિવસે એ મરી ગઈ હતી!!

એ આઘાત બહુ જબરો હતો છતાં હું એમાથી બચી ગયો અને ફરીથી પ્રામાણિક જીવન જીવવા માટે મેં કોશીશ કરી.

પણ મારા જેવા ભયંકર ખૂની માટે દુનિયામાં ક્યાંય સ્થાન નહોતું. મારે માટે તો એક જ રસ્તો ખુલ્લો હતો અને છેવટે ન છૂટકે મે એ સ્વીકાર્યો થોડા જ વખતમાં એક નામચીન ધાડપાડુ તરીકે મારી નામના સારા દેશમાં ફરી વળી જાતજાતના ગુનાઓ માટે ફરીફરીને હું પકડાયો ને મને સજાઓ થઇ પણ જ્યારે જ્યારે હું બહાર આવતો ત્યારે ત્યારે પહેલાં કરતાં પણ મારા ધંધામાં વધારે પાવરધો થઇને નીકળતો. જેલનો ડર તો ક્યારનો ચાલ્યો ગયો હતો ઊલટાનુ એ તો મારે માટે આરામ અને શાંતિનું ધામ

બની ગઈ હતી. હવે તો હું જેલજીવનથી એવો ટેવાઈ ગયો છું કે મને બહાર રહેવું ગમતું નથી હવે મારી અહીં જ મરવાની ઇચ્છા છે પણ જેલર કહે છે કે આવતી કાલે મારો છુટકારો થવાનો છે છતાં હું તમને ખાતરી આપું છું કે હું ઝાઝો સમય બહાર નહિ રહું, બહુ જલદી અહીં પાછો આવીશ "

કેદીએ વાત પૂરી કરી

"તારી વાત સાંભળીને મને ખૂબ જ દુઃખ થાય છે, ભાઈ!" પેલા જુવાને કહ્યું.

"શું હજી પણ તને મારા તરફ અનુકંપા છે!" આશ્ચર્યથી કેદીએ પૂછ્યું.

"પહેલાં કરતાં પણ વધારે."

"ખરેખર, તું કોઈ વિચિત્ર માણસ લાગે છે. પહેલી જ વાર હું આવા સહાનુભૂતિના શબ્દો સાંભળી રહ્યો છું. પણ ભાઈ! કહે તો ખરો તારા જેવા માણસને જેલમાં કેમ આવવું પડ્યું?"

"કદાચ તું નહિ સમજે, ભાઈ! હું 'સત્યાગ્રહી' છું. મહાત્મા ગાંધીનું નામ તે સાંભળ્યું છે? તેનો હું અનુયાયી છું અંગ્રેજો પાસે મારા દેશની આઝાદીની માગણી કરવા માટે મને આ સજા થઈ છે "

"આઝાદી!"

સત્યાગ્રહીએ કેદીને આઝાદીનો અર્થ સમજાવ્યો.

"તો મારા જેવો માણસ પણ..." કેદીએ પૂછ્યું.

"શા માટે નહિ!"

"પણ હું શું કરી શકું?"

"આઝાદીનો સૈનિક બની તું ઘણું બધું કરી શકે."

ઘડીભર શાંતિ છવાઈ ગઈ બેમાંથી એકકે કંઈ ન બોલ્યું કેદીના હૃદયમાં એક દ્વન્દ્વ જાગ્યું હતું.

બીજે દિવસે સવારે જેલરે કેદીને છોડયો ત્યારે હસતાં હસતાં તેણે કહ્યું: "કેમ પાછો ક્યારે આવીશ? તારા સિવાય તો જેલ સૂની સૂની લાગશે કહેતો હોય તો તારા માટે તારી કોટડી ખાલી જ રાખું"

"જરૂર રાખજો, જેલર સા'બ. હું બહુ જલદી જ પાછો ફરીશ. બનશે તો કદાચ આજ સાંજે જ."

અને એના વચન પ્રમાણે કેદી એ જ સાંજે પાછો ફર્યો!

"તેં તારું વચન પાળ્યું ખરું. આ વખતે તારો ગુનો—" જેલરે પૂછ્યું.

"આઝાદીની માગણી!"

જેલરે ચમકીને ઊંચે જોયું. કેદીએ ખુલાસો કર્યો:

"હું છૂટીને શહેરમાં આમતેમ ભટકતો હતો એટલામાં મારી પાસેથી એક સરઘસ પસાર થયું કુતૂહલવૃત્તિથી હું પણ તેમાં જોડાઈ ગયો. સરઘસ એક મેદાન પાસે આવ્યું. પોલીસે મેદાનને કોર્ડન કરી હતી થોડી જ વારમાં એક જુવાન છોકરી એકાએક કોર્ડન તોડી મેદાનમાં દોડી અને લોકોએ પણ એની પાછળ ધસારો કર્યો. પોલીસે બાજી હાથથી ગયેલી જોઈ ઘોડા દોડાવ્યા. લોકો નાઠા પણ પેલી છોકરી! ના, એ તો વાવટો ફરકાવતી

એ મેદાનની વચમાં જ ઊભી રહી એકાએક મને થયું કે એનો ચહેરો મારી બહેનને મળતો હતો હું સ્તબ્ધ બની જોઈ રહી. પણ ત્યાં તો એક ઘોડો કૂદયો. છોકરી પટકાઈ પડી. મારાથી એ ન જોઈ શકાયું. હું દોડયો ને નીચે પડેલો વાવટો ઊંચકી ફરીથી હવામાં ફરફરાવ્યો લોકોએ જયનાદ કર્યા એ પછી શું થયું તે તમે કલ્પી શકો છો ”

ફરીથી એકવાર જેલના દરવાજા દેવાઈ ગયા અને કેદીએ પોતાની પરિચિત કોટડી ભણી પગ માંડયા. પણ આ વખતે એ કોઈ બદલાઈ ગયેલો માણસ હતો

અને જાણે એ વાતની સાક્ષી પૂરતાં હોય તેમ જેલના એક ઝાડમાં માળો કરી બેઠેલાં એક પક્ષીએ એને જોઈને ગીત લલકાર્યું. એક પસાર થતી ખીસકોલી આશ્ચર્યથી ડોક ઊંચી કરી ઘડીભર જોઈ રહી અને પછી પૂંછડી હલાવતી ચાલી ગઈ એક જાડી બિલાડી જાણે આવકાર આપતી હોય તેમ ગર્વથી એની પાછળ પાછળ ચાલવા લાગી

મધરાત પડી. કેદી પહેલાંની જેમ જ પથારીમાં પડયો પડયો વિચાર કરવા લાગ્યો

“કેવી સુંદર ચાંદની રાત છે! અને પેલા તારાઓ કેવા ઝબકી રહ્યા છે! મારું પરિવર્તન જોઈને આજ એ બધાને જ આશ્ચર્ય થતું લાગે છે!”

કેટકેટલી વાર આજ પહેલાં એ ચંદ્ર અને એ તારાઓને એણે ઊગતા તેમજ આથમતા જોયા હતા! પણ આજે જ એને એમાં કંઈ જુદો અર્થ દેખાઈ રહ્યો હતો.

સાચે એક જ દિવસમાં એની દુનિયા પલટાઈ ગઈ હતી.!

# 'બાપા'ની શાલ

નટવર મોદી

કકડતી ઠંડીના દિવસો આવતા,
પવન વા'તાં બધાં ધ્રુજતાં કંપતાં,
હાડ થીજી જતાં, ઓઠ ફાટી જતાં—
શેરીએ શેરીએ તાપણાં ચાલતાં.

એવી એ ઠંડીમાં
ન્હાની શી મેડીમાં—

'બાપુ' ધીરે રહી પેટીને ખોલતા,
ખૂબ સંભાળીને શાલને કાઢતા.
ગાદલું લેઇને માવડી સૂઈ જતાં—
ભાઈ, ધુસો થઈ મોજથી પોઢતા,
બ્હેન ચાલી જતી માડીની સોડમાં,
હું લપાતો જતો બાપુની ગોદમાં.

કોર રૂડી હતી, શાલ સુંદર હતી.
છેક જૂની છતાં ખૂબ વ્હાલી હતી.

હાટ-ચોટે જતાં, વા જતાં ગામડે,
કે પછી ભક્તિથી વિષ્ણુના મંદિરે,
બાપુ જ્યાં જ્યાં જતા—
શાલ ત્યાં ત્યાં જતી.

( પણ ) અફસોસ એ વાતનો (કે) બાપુ ગુજરી ગયા
છેક છેલ્લી પળે, શાલ નવ લઈ ગયા.
ત્હોય અંતિમ પળે, શ્વાસ થંભાવીને
'જતન કરી રાખજો' એટલું કહી ગયા.

ભાઈ કહે હું લઉં, બ્હેન કહે-ઉં હું - હું;
મેં કહ્યું "કે ચલો કોઈને નહિ દઉં,
"બાપુ સોંપી ગયા, શાલ મુજને મળી,
"બાપુનો લાડકો, આપુ શાનો વળી ?"

( પણ ) ભાઈ માન્યા નહિ, બ્હેન જીદે ચડી,
દુઃખી માતા ખરે, આવી વચ્ચે પડીઃ
"સર્વની શાલ છે, કોઇ વઢશો નહિ,
સમજુતી થઈ ગઈ, વાત વંઠી નહિ

આજ પણ માડી છે, બ્હેન છે, લાડી છે;
એની એ શાલ છે ને વળી વાડી છે;
લાડી છે, વાડી છે, ને વળી ગાડી છે—
( પણ ) 'બાપુ' ચાલ્યા જતાં એ બધું ઠાલી છે.

卐

# સ્વિટ્ઝર્લૅંડ પર ઊડતો દષ્ટિપાત

[ માનનીય શ્રી. દાદાસાહેબ માવલંકરના પ્રવાસપત્રો ]

[ ગતાંકથી ચાલુ ]

અહીં (ટ્રમલબેક) અમને કેટલાક સ્વિસ ખેડુતો મળ્યા. એમનો કેટલોક પોષાક, પટાઓ વગેરે જોઈને અમને કૌતુક થયું અમારા લિફ્ટમનને દુભાષિયો બનાવીને, એમની જોડે હું ચાર શબ્દ બોલ્યો. એમની (ગળામાંની) નેકટાય પર એક નાનકડી આકૃતિની પિત્તળની પ્લેઈટ હતી એની ઉપર ને એમના પટા ઉપર ગાયો, હળને જોડેલા બળદ વગેરે ચીતરેલા હતાં આ લોકોનાં કપડાં પણ આવી જ રીતે કળાયુક્ત ચિત્રોથી સુશોભિત બનાવાયેલાં હતાં. આ લોકો ખેતી અને ઘી-દૂધ વગેરે પર પોતાનો રોજગાર ચલાવે છે કાઠિયાવાડમાં જેમ ભરવાડલોક કળાકૃતિમય કપડાં વગેરે બનાવે છે તેમજ અહીં જણાયું અહીના ખેડુતો, એમની ગૌભક્તિ, ગોપાલન વગેરે જોઈને, અને અહી બધું જ ચાયનું દૂધ, માખણ, ક્રીમ વગેરે ભરપૂર ને સ્વાદિષ્ટ છે એ જોઈને, ખરા ગોપાળ, ગોવિંદ ને ખરુ ગોકુળવૃંદાવન હિંદુસ્થાનમાં નહીં પણ અહી જ છે કે કેમ એવો ભાસ થાય છે!

તા ૩૦-૯-૧૯૪૮

(સાંજે ૭ા વાગે)

ટ્રમલબેક ધોધ જોઈને પાછા લોટર બ્રુનેન આવ્યાં અને ત્યાંથી ૧૧ની ગાડીએ નીકળ્યાં ગાડી ફરી શેડેગ (Sheidegg) સ્ટેશને બદલી. અહીંથી પછી આગળ યુગફ્રો પહોચતાં સુધી માર્ગમાં બે ઠેકાણે ગાડી વધુ વખત ઊભી રહે છે (પાંચ મિનિટ), અને તેટલા વખતમાં ગાડી જે ખડકમાંથી પસાર થાય છે તેમાંથી પર્વતના છેડા સુધી આશરે પચાસ ફૂટનો રસ્તો કાઢીને બારીઓ રાખેલી છે ત્યાંથી બરફના ડુંગરોનો દેખાવો જોવાની ઉત્તમ સગવડ છે એનો પણ લાભ અમે લીધો

લગભગ ૧-૪૦ વાગે અમે ઉપર પહોંચ્યાં. ત્યાં આગળ કુદરતી સૌંદર્યના પોસ્ટકાર્ડ લઈને લોકો લખતા હતા, અને ત્યાં જ એક ટપાલ ઑફિસ છે તેમાં નાખતા હતા. એ પ્રમાણે તમને છોકરાંઓને એક કાર્ડ (પર્વત ને ફૂતગતી ગાડી છે એવુ) અમો બન્નેની સહી સાથે મોકલ્યું છે એ આ પત્ર પહેલા જ મળશે બીજા થોડાંક કાર્ડ પણ લીધાં છે.

ત્યારબાદ છેક ઉપર જઈને બરફના ડુંગરોનું નયનમોહન દશ્ય જોયું બરફ પરથી ચાલવું કઠણ, અને અમે તે સ્થળે ચાલતુ તો જોખમકારક પણ છે ઉપરથી આછા બરફ વડે ઢંકાયેલા ખડકોમાં બાખોલાં હોય છે, અને એના પર માણસ ગયો એટલે ગેબ જ થઈ જાય! મુંબાઈના ઉમરીગર નામે એક ગૃહસ્થ હેરો પાકમાં રોહતા હતા ત્યારે આવી જ રીતે પડયા, પણ સદ્ભાગ્યે એમને તરત ઉપર બહાર ખેંચી કાઢવામાં આવ્યા

અહી ત્રણ માળની હોટેલ છે, એમાં રહેવાની સગવડ ને ઉદારવૃત્ત પણ છે. હોય જવાની સગવડ તો બધે ઠેકાણે હોય છે જ પણ અહીની વિશિષ્ટતા એ કે દર વખતે વીસ

મેંટ ફી તરીકે આપવો પડે છે! (લગભગ ૧૪ રૂપિયાનો એક ઇંગ્લિશ પૌંડ, અને એના ૧૭ સ્વિસ ફ્રાન્ક. ૧૦૦ મેટનો એક ફ્રાંક)

વળી, અહીં બરફમાં કોતરેલો એક ભવ્ય રાજમહેલ (Ice palace) પણ છે જાણે ઇંદ્રની મયસભા! જે પ્રમાણે પહાડોમાં કોતરેલી ગુફાઓ હોય છે (કાર્લા, એલોરા, અજંટા, વગેરે) તેવી રીતે લગભગ ૮૦ ફૂટ બરફના થરમાં એક મહેલ જ ખોદી કાઢેલો છે! અંદર પીગળાની ગલીઓ છે ત્યાં જવા માટે એક સાંકડી ગલી જેવો રસ્તો છે જતી વખતે એક મનમાં ઉત્સુકતા હોય છે તો બીજા મનમાં બીક પણ લાગે છે—કોણ જાણે, ઉપરથી બધું કકડભૂસ થઇને ઢળી પડે તો જીવત સમાધિ જ લેવી પડે! જે પ્રમાણે એલોરામાં મંદિર, હાથી વગેરે પથ્થરમાં કોતરેલાં છે તેમ અહીં નાની નાની ઓરડીઓ બનાવીને એમાંની એકમાં મોટર, ફુવારો વગેરે છે, અને છેક નીચે એક મોટો વિશાળ ખંડ (hall) કોતરી કાઢેલો છે. એ ખંડમાં થાંભલા વગેરે છે આ બધું જ બરફનું છે—પણ temperature minus 3 centigrate હોવાથી બરફ પીગળતો પણ નથી, હાથને ભીનો પણ લાગતો નથી! જાણે કોઇ આરસપહાણના પથ્થરની જેમ દેખાય છે આ દૃશ્ય મારા માટે નવું હતું. ગઇ વખતે (૧૯૨૮માં), અંદર જવા માટે માત્ર કેટલાક ફૂટની ગલીઓ જ હતી; પણ આ રીતે કોતરેલો મહેલ નહોતો કાળા માથાના માણસની કલ્પકતા, હિંમત અને કુશળતાની, સાચે જ, કમાલ છે! આ એક જ દૃશ્યથી મુસાફરીનું બધું ખર્ચ વસૂલ થયા જેવું લાગ્યું! ત્યારબાદ ત્યાં જ ચા વગેરે પીને ૩-૨૫ની ગાડીએ નીકળ્યા તે સાતના અરસામાં ઇંટરલાકન પહોંચ્યાં અમે ગયાં ડુંગરની એક બાજુએથી, ને પાછાં વળ્યાં બીજી બાજુએથી (Gtindalwad બાજુ). તેથી આ આખો પ્રદેશ સરસ જોવા મળ્યો. યુંગફ્રૌની આસપાસની ખીણો જોવા મળી.

ગઇ કાલે સવારે મને લમ્બેગોની (કમરમાં દુખાવો) થોડીક અસર થઇ હતી આજે ખૂબ જ ઓછી થઇ ગઇ છે. એકબે દિવસમાં મટી જશે ચિંતાનું કારણ નથી દુખાવાના કારણે આ પત્ર ગઇ કાલે રાત્રે લખવા ન લેતાં આજે આગળ લખવા લીધો.

આજે સવારે અમારી હોટેલની પાછળના ડુંગર ઉપર આગગાડીથી ગયા ત્યાં જવાને સીધી આગગાડી છે દાદરની જેમ સીધા ચડવાનું, એટલે આગગાડીનો ડબો પણ દાદર જેવો જ છે! આ પ્રકારની રેલવેને Fennicular Railway કહે છે. એનું ઉપરનું સ્ટેશન આશરે ૨૪૦૦ ફૂટ ઊંચાઇ પર છે. એનું નામ Harder Bahn. આ એક જ સ્ટેશન છે આ રેલવેનું વર્ણન સમક્ષમાં જ આપવું ઠીક પડશે ☐———☐ આ આકૃતિમાં બતાવ્યા પ્રમાણે બે ડબા એક લોખંડી દોરડાથી બાંધેલા હોય છે. એક ઉપર જાય ત્યારે બીજો નીચે આવે! અહીંથી સમગ્ર દેખાવ ખૂબ સુંદર દેખાય છે પણ સવારે ખૂબ જ ધુમ્મસ હોવાથી અમને કશું જ જોવા ન મળ્યું.

બપોરે ભોજન બાદ ૨ થી ૫ા સુધી મોટર બસમાં એક ખીણમાં ફરી આવ્યાં. Blausee નામનું નાનકડું તળાવ અને તેમાં રહેતાં માછલાં વગેરે જોઇ આવ્યાં. આ તળાવ નાનકડું છતાં એમાંનું પાણી સ્વચ્છ અને એકદરે જાંબુડી રંગનું દેખાય છે આજુ-બાજુનું કુદરતી સૌંદર્ય તો અપ્રતિમ છે! ત્યાંથી પાસેના એક ગામડામાં ગયાં. પણ આ ગામડાંને શું! શહેરો અને ગામડાં બે એમાં લોકોની રહેણીકરણી, સુખસગવડો વગેરેની

દૃષ્ટિએ કાંઈ જ ફેર નહીં. આ વિષે, મળીશું ત્યારે જ વધુ કહીશ. પાછા ફરતાં આવાં ગામડાંમાંથી આવ્યાં. આ ગામડાં જોઈને હિંદુસ્તાનને વિષે ઘણા વિચાર આવ્યા પણ એ વિષે વળી કોઈ વાર. આ પત્ર તો ખૂબ જ લાંબો થયો.

આવતી કાલે હોડકામાં બેસીને તળાવમાંથી વધુ દશ્યો નિહાળવા જવાનાં હતાં, પણ રાત્રે બર્નથી શ્રી બાટલીવાલાનો ફોન આવ્યો કે સ્વિટ્ઝર્લૅન્ડની પાર્લમેંટ (National Council)ના સ્પીકર મને મળવા ખૂબ ઉત્સુક છે અને કાલે બપોરે મને ભોજન (Lunch) નું નિમંત્રણ આપ્યું છે એટલે ગમે તેમ કરીનેય મારે આવતી કાલે જ અહીંથી બર્ન જવા ઊપડવું જોઈએ પરમ દિવસે સ્પીકર સાહેબની ઑફિસ બંધ છે. એથી, અમે આવતી કાલે સવારે ૧૦ની ગાડીએ બર્ન જવાનાં છીએ આ પત્ર ત્યાંથી જ ટપાલમાં નાખીશ. બર્નથી રવિવાર તા. ૩જી ઑક્ટોબરે નીકળીને, પહેલાંના કાર્યક્રમ પ્રમાણે જ, આગળનો પ્રવાસ છે.

અમે કુશળ છીએ. પૂજ્ય બાઈને નમસ્કાર તમને છોકરાઓને અમારાં બન્નેના આશીર્વાદ.

દાદાસાહેબ

તા. ક. હમણાં જ સવારે ૧૧-૩૦ વાગે (શુક્રવાર તા. ૧ લી ઑક્ટોબર) બર્ન આવ્યાં, અને ૧૨ વાગે હોટેલમાં પહોંચ્યાં (હોટેલનું નામ Bellevue palace.) હવે પછીનો પત્ર અહીંથી તા. ૩જીએ નીકળીશું ત્યારે

—દાદાસાહેબ

* * *

બેલેવ્યુ પેલેસ હોટેલ,
તા. ૩-૧૦-૧૯૪૮

પ્રિય પુરુષોત્તમ,

પરમ દિવસે અહીં આવ્યા પછી તરત ટપાલમાં નાખેલો મારો સવિસ્તર પત્ર તને મળ્યો જ હશે. આ કાગળ અહીં જ ટપાલમાં નાખવા ધારું છું ન જ બને તો જિનીવાથી, અહીં તો ઉત્સ્લે લંડનથી!

બર્નમાં અમારો વખત બહુ સારી રીતે પસાર થયો. શ્રી ધીરૂભાઈના ખાનગી મંત્રી શ્રી બાટલીવાલા અમારી સુખસગવડો જોતા હતા. એમણે જ અમને આ હોટેલમાં (Belleevue palace) જગ્યા મેળવી આપી અહીંથી અમને આખા શહેરનો ભવ્ય દેખાવ જોવા મળે છે. એ મઝાની નદી ને તે પરના પુલ, ચારે બાજુ પર્વતોની હારમાળાઓ અને યુંગફ્રીના હિમાચ્છાદિત શિખરો! અમારી ઓરડીમાંથી આ બધું જોઈ શકીએ છીએ. હવા તો અપ્રતિમ છે સવારે થોડુંક ધુમ્મસ હોય છે. પણ નવ વાગ્યા પછી સુંદર સૂર્યપ્રકાશ મળે છે વળી, અહીં બહુ કડક ઠંડી પણ નથી મારી કમરમાંનો દુખાવો હવે ઘણો જ ઓછો છે. હવે લગભગ સાજો જ થયો છું.

પહેલી તારીખે (શુક્રવાર) બપોરનું જમણ મેં, સ્વિસ ફેડરલ એસેમ્બ્લીના પ્રમુખ મિ. આલ્બર્ટ પિકોટ સાથે લીધું. ધીરૂભાઈની ગેરહાજરીમાં અહીં આપણું કામ સંભાળતા શ્રી. નાંબિયર અને મિ. પિકોટની છોકરી પણ ભોજન વખતે અમારી સાથે હતાં. વહિની અને બીજા બે સાથીદારો ધીરૂભાઈને ઘેર જમ્યાં. જમતાં જમતાં ને પાછળથી પણ અમારે સ્વિસ ધારાસભાની વિશિષ્ટતાઓ પર ઘણી રસમય વાતો થઈ એમાંથી શીખવા જેવું પણ

લાગ્યુ સ્વિટ્ઝર્લેંડમાં સ્ત્રીઓને મતાધિકાર નથી એ જાણીને તને આશ્ચર્ય થશે. મને કહેવામાં આવ્યું કે સ્ત્રીઓ પોતે જ મતાધિકાર માટે ઇચ્છા રાખતી નથી ! આ કથન ગળે ઉતારવું જરા કઠણ છે. પરંતુ એ સત્ય હકીકત સ્પીકર સાહેબે મને સ્વિટ્ઝર્લેંડના રાજ્યકારભાર વિષેનું એક પુસ્તક આપ્યું છે.

બપોરે અમે પાર્લમેંટ હાઉસ જોવા ગયાં અહીં બે ધારાસભાગૃહો છે. ઉપલી ધારાસભા Council of State કહેવાય છે અને નીચલા ગૃહને Federal Assembly કહેવામાં આવે છે. ઉપલી ધારાસભામાં બાવીસ પરગણાં (Cantons)માંથી પ્રત્યેકના બે જણ એ રીતે ચૂંટાયેલા સભ્યો બેસે છે. નીચલી ધારાસભાના સભાસદોની ચૂંટણી મતદારો કરે છે–દર વીસ હજારે એક સભાસદ ચૂંટાય છે ઇટાલિયન, જર્મન અને ફ્રેંચ એ ત્રણ ભાષાઓ અહીં બોલાય છે, અને સભ્યો ત્રણમાંથી ગમે તે એક ભાષામાં બોલી શકે છે ધારાસભાના ખંડો સાદા હોવા છતાં ખરેખર સુંદર છે, અને તેમાં અત્યંત સ્ફુર્તિદાયક ચિત્રો (frescos) તથા પૂતળાંઓ છે. સત્ય, શાંતિ, ઉદ્યોગ ઈત્યાદિનાં પ્રતીકચિત્રો પણ અહીં છે. પાર્લમેંટ હાઉસમાંથી બહારનું દૃશ્ય ખૂબ રમણીય લાગે છે, અને અહીંનું એકંદર વાતાવરણ જોતાં સ્વિટ્ઝર્લેંડના ૬૦૦ વર્ષના સ્વાતંત્ર્યનો ઇતિહાસ આપણી આંખ સમક્ષ ખડો થાય છે !

ત્યાર બાદ અમે હિંદી એલચીખાતાની કચેરીની મુલાકાતે ગયા. ત્યાં મુલાકાતીઓ માટેની વહીમાં ( Visitors, Book ) સહીઓ કરી ત્યાંથી ઘડિયાળોની પસંદગી માટે ગયા ત્રણ ઘડિયાળ લીધાં છે એક તારી ઇચ્છા મુજબનું એ સ્ટેનલેસ સ્ટીલનું ( stainless steel ) છે, બીજું સ્ત્રીઓ માટેનું ને ત્રીજું પુરુષ માટેનું છે અમારાથી બનતી ઉત્તમ પસંદગી અમે કરી છે તો ખરી, છતાં તમને બધાંને એ કેટલે અંશે ગમશે, કોણ જાણે ! તમને પણ ગમશે એવી આશા રાખીએ છીએ. ગઇ કાલે સવારે ( શનિવારે ) અમે આ આખરી પસંદગી, ઉપર પ્રમાણે, કરી–

શનિવારે સવારે પાર્લમેંટ હાઉસ સામે અઠવાડિયાની ગુજરી ભરાઈ તેમાં અમે ગયાં હતાં. એ જોવાની ખૂબ મઝા આવી. લોકો પોતપોતાની ચીજો વેચવા સારુ લઇ આવ્યા હતા એ રીતે વેચાણ માટે આણેલાં ફુલ, ફળફળાદિને શાકભાજી ખુબ જ તાજાં ને સરસ લાગતાં હતાં બપોરે અમે શહેરની પાસેના જ એક ડુંગર પર ગયેલા આ સ્થળનું નામ ગર્ટેન ( Gurten ) ફેનિક્યુલર રેલવે (Fenicular Railway) દ્વારા અહીં જવાય છે. ઉપરથી આખું દૃશ્ય ભવ્ય લાગ્યું

અહીં અમે, ખાસ ધ્યાન ખેંચે એવી જે એક વસ્તુ જોઇ તે તો પ્રચંડ ઘડિયાળ ! એને "સેટ્ગ્લોકન" (Zeitglocken) કહે છે માત્ર એની યોજના ને યંત્ર જ સયુક્તિક ને કુશળ છે એટલું જ નહીં પણ આખી કલ્પના જ અદ્ભુત, ભવ્ય છે. વચમાં એક દાઢીવાળો બુઢ્ઢો આદમી 'કાળ'ના પ્રતીક તરીકે મૂકેલો છે. જમણી બાજુ પર એક કૂકડો છે એ કલાકના ટકોરા વાગે એ પહેલાં ચાર મિનિટ બોલે છે. પછી અનેક પ્રાણીઓ 'કાળપુરુષ'ની આસપાસ ગોળ ગોળ ફરે છે, અને જ્યારે કલાક પૂરો થાય છે ત્યારે 'કાળપુરુષ' કાચનું એક ઘડિયાળ ઊંધું કરે છે ( રેતી વડે ભરેલાં કાચનાં વાસણોથી જૂના વખતમાં સમય જાણવાની રીતની જ કદાચ આ સ્મૃતિ હશે ) ને 'કાળપુરુષ'ની ડાબી બાજુએ આવેલી એક મનુષ્યાકૃતિ માથું ધુણાવે છે. શ્રીમાન્ 'કાળપુરુષ' એને એ જ રીતે જવાબ આપે છે ! અને ત્યાર પછી

છેલ્લાં ૪૦ વર્ષનો અપ્રાપ્ય ગ્રંથ ઘણી સસ્તી કિંમતે

# સુશ્રુત આયુર્વેદ

[ ગુજરાતી સરળ અર્થ સાથે ]

બે ગ્રંથમાં : પૃષ્ઠ ૧૩૬૮ મૂલ્ય રૂા ૧૫) : ટ ખ ૧-૧૨-૦ જુદું

☆ આયુર્વેદિક સરજરી (વાઢકાપ)નો મહાન ગ્રંથ, જેમાં આધુનિક વૈદકથી પણ વધુ સૂક્ષ્મ વિચારણા, સિદ્ધાંતો અને રીતો આપેલ છે

☆ આમાં એવાં સરળ સાધનો અને ઉપાયો આપેલા છે કે જેથી કોઈ પણ વૈદ્ય કે દાક્તર આ ગ્રંથના અભ્યાસથી લોકસેવાની સાથેસાથે સારી અર્થપ્રાપ્તિ પણ કરી શકશે

☆ સામાન્ય જીવનને ઉપયોગી એવી દિનચર્યા, ઋતુચર્યા, રસાયણ વગેરે ઘણી વાતો વિસ્તારથી સમજાવેલી હોઈ શરૂથી છેવટ સુધી આ ગ્રંથ વાંચનાર સામાન્ય વાચક પણ સારો લાભ મેળવશે.

**આમાં નીચેના વિષયો વિસ્તારથી સમજાવેલા છે .**

શલ્ય-( Ayurvedic Surgery ) વાઢકાપ કરીને વ્રણમાં રહેલા કાષ્ઠ, લોઢું, હાડકું, વાળ, નખ વગેરે કાઢવાની રીત, પરુ કાઢવાની, ગર્ભ કાઢવાના યંત્રનો ઉપયોગ કરવાની તથા ક્ષાર મૂકવાની રીત અને વ્રણોના પ્રકાર ઇત્યાદિ.

શાલાક્ય કાન, નેત્ર, મુખ, જિહ્વા નાસિકા વગેરે માથાના તમામ અંગોમાં થયેલા વ્યાધિઓ, તેમના પ્રકાર અને તે મટાડવાના ઉપાયો

કાયચિકિત્સા : શરીરના દોષો, ધાતુઓ, મળ અને જઠરાગ્નિ દૂષિત થવાને લીધે થતા ભયંકર રોગો—તાવ, સન્નિપાત, ત્રિદોષ, અતિસાર, ક્ષય અને છાતીનાં અનેક દર્દોની સમજ અને ઉપાયો

ભૂતવિદ્યા : ભ્રમિત થયેલાઓના વળગાડને શાંત કરવાના ઉપાયો.

કૌમારભૃત્ય . ( બાળઉછેરના પ્રકાર ) બાળકોના અનેક રોગો ને ઉપાયો

અગદતંત્ર ઝેરી પ્રાણીઓ—સર્પ, વીંછી, ઘ્યળ, ઝેરી કરોળિયા કે ઉંદર વગેરે કરડી ગયાં હોય, તેનાં વિષ ઉતારવાના ઉપાયો

રસાયનતંત્ર : યૌવન, શક્તિ, આયુષ્ય, બુદ્ધિબળ વગેરેને વધારવાના, તેને લાંબો વખત ટકાવી રાખવાના તથા રોગ દૂર કરવાના ઉપાયો.

વાજીકરણ : સામર્થ્ય આપનાર ઉપાયો

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ, ને મુંબઈ-૨

# 卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૭    ફાગણ : ૨૦૦૫    અંક ૫


## તારા

ડોલરકુમાર ભટ્ટ

આ શ્રાંતહૈયું—પરિમિત શક્તિ
આદર્શના મંથનની અશક્તિ;
તારા, સખિ! કોમળ ભાવના શા
અહે ઢળે સૌ, મમ દિવ્ય આશા!

આત્મા તણું શ્રાંત પ્રસ્વેદ બિન્દુ
લૂછે સખિ સ્નેહલ શુભ્ર હૈયે,
ને ચક્ષુથી ચક્ષુ પરોવી ઇન્દુ
તણી હૃદે શીતલતા પ્રસારે!

આ અલ્પ વિશ્વે મુજ, દિવ્ય તારા!
પ્રકાશતી સ્વલ્પ શી શુક્રતારા;
વાંચ્છા નહિ અન્ય પ્રકાશિતાની
કે વિશ્વમૂર્તિ સમ દિવ્યતાની

વાંચ્છું સદા આત્મતણી અશાંતિ
અહે ઢળું કે તવ દિવ્ય કાંતિ!

卐

# ધર્મનું સહજ રૂપ

જયંતાલાલ આચાર્ય

૧

આજે આ સ્થળેથી બોલતાં પહેલાં વીશેક વર્ષો પૂર્વે મારા શિક્ષાગુરુ શ્રી ક્ષિતિમોહન સેને આ જ ઠેકાણે તે વખતના મિજલસે ફિલસુફાનને આશ્રયે "નવું વર્ષ અને જૂનું વર્ષ" ને વિષે જે વ્યાખ્યાન આપ્યું હતું તેનું સ્મરણ થાય છે. એ જ આસન પર બેસીને આજે હું, તેમનો વિદ્યાર્થી, તેમણે જ શીખવેલી કેટલીક વાતો આપની આગળ વિનમ્રભાવે રજુ કરું છું. આજનો પ્રસંગ મારે માટે સુભગ ગણાય

આપણા દેશના પ્રાચીન રિવાજ મુજબ સૌથી પ્રથમ આપણે સહુ, ધર્મના સહજ રૂપના સાધકો અને ઉપાસકો, નાથસંપ્રદાયના સિદ્ધ યોગીઓનું, ચંડીદાસ–વિદ્યાપતિ, શ્રી ચૈતન્ય મહાપ્રભુ, નિત્યાનંદ ગોસાંઈ, કબીર, દાદુ, રજ્જબ, સૂફી સંતો, બાઉલ અને સહજ મતને સ્વીકારનાર અન્ય સાધકોનું મનથી સ્મરણ કરીને તેમને પ્રણામ કરીએ

ત્યારે હવે, આજનો વિષય છે ધર્મનું સહજ રૂપ. અહીં આપણે ધર્મના શાસ્ત્રીય રૂપની ચર્ચા કે આલોચના કરવા માગતા નથી તેની તર્કસંબદ્ધ ચર્ચા કરનારાં અનેક પુસ્તકો છે. ધર્મનું જેવું શાસ્ત્રીય રૂપ છે તેવું તેનું સહજ રૂપ પણ છે આ સહજ રૂપનો વિશિષ્ટ વિકાસ બંગાળમાં થયો છે. આપ પૂછશો કે બંગાળમાં શાથી થયો ? ઘણાં વર્ષોથી બંગાળ અને ગુજરાતની આંતરિક સાધનાની તુલના કરીને તેમાંથી બન્નેની વિશિષ્ટતા તારવવાનો પ્રયત્ન કરતો રહ્યો છું અને મારા મન પૂરતી એક વાતની પ્રતીતિ મને થઈ હતી કે બંગાળની ખાસ વિશેષતા તેનું પ્રાણતત્ત્વ છે પરંતુ આ વાતને કોઈ અપરિચિત સમૂહની સમક્ષ રજૂ કરવા પૂરતી મારામાં ધૃષ્ટતા ન હોતી; ઊલટું, કેટલાક સંકોચ પણ હતો પણ મારે સદ્ભાગ્યે આ બાબતમાં મને એક એવું પ્રમાણ મળી ગયું કે તેના આધાર પર હું મારા મતને સહીસલામતીથી ટીંગાડી શકું. આ પ્રમાણ બંગાળના જ ઉત્તમ કવિ અને મર્મજ્ઞ રવીન્દ્રનાથ ઠાકુરનું છે. એક વાર બહુશ્રુત શ્રી બ્રજેન્દ્રનાથ શીલ મહાશય અને કવિની વચ્ચે વાર્તાલાપ થયેલો તેમાં ભારતની સંસ્કૃતિની વિશેષતાની વાત પૂરી થતાં બંગાળની વાત આવી તે વખતે કવિએ જણાવેલું કે બંગાળની વિશેષતા તેનો પ્રાણધર્મ છે આજે આપ સહુની આગળ મારી એ માન્યતા પ્રમાણસર રજૂ કરું છું.

ત્યારે એ પ્રાણતત્ત્વનાં ખાસ લક્ષણો ક્યાં ? એક તો છે રાગાનુગાભક્તિ અને તેમાંથી ઉદ્ભવતો અહેતુક પ્રેમ. ભક્તિનું બીજું સ્વરૂપ છે વૈધીભક્તિ, પોતાના અનુરાગને અનુસરીને જે ભક્તિ થાય તે રાગાનુગાભક્તિ આ પ્રકારની ભક્તિમાં કોઈ હેતુ, કોઈ પ્રયોજનનું દબાણ હોતાં નથી એટલે તેમાંથી જે પ્રેમનો ઉદય થાય તે વધુ શુદ્ધ હોય, અનન્ય હોય. બીજું લક્ષણ છે સર્જનની એષણા (urge to create).

કદાચ આ બે તત્ત્વોને લઈને બંગાળમાં કળાનાં, સાહિત્યનાં અને સંગીતનાં પ્રાચુર્યપૂર્ણ સ્વરૂપનો, માર્મિક ભાવુકતાનો વિકાસ થયો હોય. અલબત્ત, પ્રાણની શિથિલતાને લઈને ક્યાંક ક્યાંક ઊર્મિલતા, ભાવાવેશ પણ જણાયાં, પરંતુ ધર્મની સાધનામાં એને લઈને ગતિશીલતા, ઉત્સાહ, વ્યાકુળતા વગેરે વિશેષભાવે પ્રગટ્યાં. અસ્તુ !

સંતસાહિત્યમાં ધર્મની સાધનાની બે દિશાઓ જોવામાં આવે છેઃ એક શાસ્ત્રસંમત અને બીજી પોતાના અંતરના ચેતનને સંમત, સૂફીસાધનામાં આને બાશરા અને બેશરાને નામે ઓળખવામાં આવે છે, અંગ્રેજીમાં પણ કન્ફર્મિસ્ટ અને નોન-કન્ફર્મિસ્ટ કહેવાય છે. સંતસાહિત્યમાં અનભૌસાચ શબ્દ છે એટલે કે પોતાના અનુભવમાં જે સત્ય પ્રત્યક્ષ થયું હોય તે.

અહીં આપણે ધર્મની બીજી બાજુ, અનભૌસાચની, અર્થાત્ સહજ રૂપની બાજુનો વિચાર કરવાના છીએ. આને માટે એક સરસ દૃષ્ટાંત છે. પશ્ચિમમાં હેન્ડલ નામે એક મોટો વાયોલિનનો બજવૈયો થઈ ગયો. તેના માનમાં એકવાર મોટો સમારંભ ગોઠવવામાં આવ્યો હતો. તેમાં તે સમયના બીજા વાયોલિનના વગાડનારાઓને પણ પોતપોતાનો ભાગ ભજવવાનો હતો. સૌથી છેવટે હેન્ડલે બજાવ્યું. તેની બજાવવાની સહજ રીત પર મુગ્ધ થઈને એક જણે કહ્યું : "અરે, તમે તો જાણે હાથ હલાવતા જ નથી, અને છતાં આટલું મધુર કેવી રીતે બજાવો છો ?" હેન્ડલે કહ્યું : "ભાઈ, તને ખબર છે કે કેટકેટલી સાધના પછી મને આ સહજ રીત પ્રાપ્ત થઈ છે ?" આ દૃષ્ટાંતમાં જે સાહજિકતા ( ease )ની વાત કરવામાં આવી છે તે જ પેલું ધર્મનું સહજ રૂપ છે. એ સહજની પાછળ વર્ષોનો, કદાચ યુગોનો ઇતિહાસ રહ્યો હોય છે. કોઈ વસ્તુ જેટલી સહજ તેટલી તેની પૂર્વસાધના સવિશેષ. તેથી જ જર્મન તત્ત્વચિંતક એકહાર્ટ જણાવે છે કે, કોઈ પણ વસ્તુ તેના મૂળ સ્વરૂપમાં જેટલી પૂર્ણતર અને સહજ તેટલાં તેનાં ઘટકબળો અનેકવિધ અને સઘન.

ધર્મની આ દિશાનો સાધક પોતાના અંતર્યામીને ગુરુ માનીને સાધનામાં આગળ ધપે છે. જેમ નદી પળે પળે સાગરને મળતી પોતાના વહેણનાં પાણી નવાં ને નવાં રાખ્યા કરે છે, તેમ આ પ્રકારનો સાધક જ્યારે ને ત્યારે પ્રગતિશીલ, નિત્યનવીન જણાય છે. આથી કરીને એની વાણીમાં, એના આચારમાં, ક્યાંય જીર્ણતા, શિથિલતા કે આંતરેક પણ જણાતાં નથી. યુગે યુગે એની વાણી પ્રેરક જ રહે છે. ફ્રેન્ચ ફિલસૂફ એમિયલ જણાવે છે તે પ્રમાણે, આ પ્રકારની ધર્મસાધનામાં કંઈક ન સમજી સમજાવી શકાય તેવું ગૂઢ તત્ત્વ ભળે છે. જેમ સુવાસ વગરનું ગુલાબ તેમ આવા ગૂઢ તત્ત્વ વગરનો ધર્મ માત્ર ધર્મનું ખોખું બની જાય છે. બીજે એક ઠેકાણે તે જણાવે છે કે, પ્રથમ ધર્મ નીતિશાસ્ત્રો અને તત્ત્વચિંતનને ઠેકાણે કાર્ય કરે છે, પરંતુ પાછળથી તે પોતાના મૂળ સ્વરૂપમાં ઊતરે છે. એ ક્યાં છે ? અંતરના અગાધ ઊંડાણમાં, આત્માના ગુપ્ત એકાંતમાં. ત્યાં શું થાય છે ? દિવ્ય તપ:શક્તિ અને ઋતની સાથે સમગ્ર જીવન કોઈ ગૂઢભાવે સમ્મિલિત થયું હોય છે. પ્રત્યેક પળ શાશ્વતીની સાથે સંયુક્ત થાય છે, પ્રત્યેક ક્રિયા વિશ્વલીલાની અવિરત ક્રીડામાં ભળે છે. આ અવસ્થામાં બંધનો બંધનો તરીકે રહેતાં નથી, પરંતુ મુક્તિના જ એ પ્રતિક બની રહે છે. રવીન્દ્રનાથે આ પ્રકારની સહજ અવસ્થા માટે પ્રાર્થના કરી છે—

મુક્ત કરો હે હે સબાર સંગે,
મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે
શાંત તોમાર છંદ.

બંધનની સાથે મુક્ત થવું, બંધનોનું મોચન થવું, અને ભગવાનના શાંત છંદનું પ્રત્યેક કર્મમાં સંચરણ થવું,—એ જ થયું ધર્મનું સહજ રૂપ, અને એ જ થઈ માનવની માનવ તરીકેની પરાકાષ્ઠા, પરાગતિ

૨

હવે આપણે ઉપર જણાવેલા ધર્મની બીજી બાજુ જોઈએ. કવિવર રવીન્દ્રનાથ એક ઠેકાણે જણાવે છે કે ધર્મની સાધનાની બે દિશાઓ હોય છે: એક **શક્તિની દિશા** અને બીજી **રસની દિશા**. ખરી રીતે તો ધર્મની સર્વાંગ સાધના ત્યારે જ ગણાય જ્યારે શક્તિ અને રસની દિશાઓનો ઉચિત અને સંવાદી સુમેળ સધાયો હોય. પરંતુ ઘણે ભાગે તેવું જોવામાં આવતું નથી. એક પર વિશેષ ઝોક અપાવાથી તેને જ સર્વસંપૂર્ણ ગણી લેવાનો ભ્રમ સેવાય છે.

માનવ જ્યારે સશક્ત એટલે કે શક્તિસંપન્ન થવાનો આરંભ કરે છે ત્યારે વિશ્વાસની દૃઢતા એનું ખરું અવલંબન, એની આધારભૂમિ થાય છે. ચારે બાજુ ગમે તેવા વિચલિત કરી દે તેવા પ્રસંગો કે પરિસ્થિતિ ખડાં થાય તોય આ પ્રકારના સાધકે એક એવું અવિચલિત સ્થાન સિદ્ધ કર્યું હોય છે જેમાંથી તેને કોઈ ચલાયમાન કરી શકતું નથી. ઈશ્વરના સત્-સ્વરૂપ પર તેની નિષ્ઠા બંધાય છે અને એ સત્-તત્ત્વમાંથી ફલિત થતા મહાનિયમોનું પાલન, રક્ષણ અને સંશોધન તેના જીવનનું કાર્ય બને છે. આ થઈ નીરસની સાધના, કઠોરની સાધના.

પરંતુ જેમ પૃથ્વીનું એક રૂપ કઠોર અને નક્કર છે અને બીજું કોમળ અને તરલ છે, તેમ ધર્મની એક દિશા જેમ નીરસ છે તેમ બીજી દિશા રસાન્વિત છે. આ જ વાતને આપણે બીજા દૃષ્ટાંતથી વિચારીએ. મનુષ્યનું શરીર જેમ એક બાજુથી હાડપિંજરનું બનેલું છે તેમ બીજી બાજુથી માંસપેશીઓ અને ચામડીથી આચ્છાદિત થયેલું સુંદર કલેવર છે. હાડકાંની સુવ્યવસ્થિત સુસંબદ્ધતાને લઈને જેમ દેહ સુપ્રતિષ્ઠિત છે, દૃઢભૂમિ છે, તેમ લોહી, માંસપેશીઓ વગેરેને લઈને સુપ્રકાશિત છે, વિકાસશીલ છે.

હવે હાડકાંઓ પર નિર્ભર થયેલો દેહ જો પોતાનું એ જ સ્વરૂપ પ્રગટ કરે તો? કેવું વિચિત્ર લાગે, કેવું અવાસ્તવિક લાગે! દેહ પોતાને પ્રગટ કરે છે એ તો તેના ઈશ્વરસ્વરૂપથી, તેના આત્માથી, તેના લાવણ્યથી. જેના પર પોતે સ્થિત છે તેને તે પ્રગટ કરતો નથી, પરંતુ જેને લઈને તેની નિત્ય ગતિ છે, તેની લીલા છે તેને જ પ્રગટ કરે છે. અને તેમાં જ તેનું સ્વાસ્થ્ય છે, સૌંદર્ય છે, સૌષ્ઠવ છે. ઉત્તમમાં ઉત્તમ કલાકાર કલાના નિયમોને પ્રગટ કરતો નથી પરંતુ એ નિયમોને ઢાંકી દઈને તેના પર નિર્ભર થતા કૃતિના સુંદર રૂપને પ્રધાનપણે પ્રગટ કરે છે. ઉત્તમમાં ઉત્તમ ગાયક માનના વ્યાયામની કેવળ કુશળતાને વ્યક્ત કરતો નથી પરંતુ તેની સાધેલી સ્વરસંગતિનું માધુર્ય, તેમાંથી પ્રગટતા રસનું મંડાણ કરે છે; ઉત્તમમાં ઉત્તમ કવિ છંદ, અલંકાર અને શબ્દની કેવળ ચાતુરી જણાવતો નથી પરંતુ તે બધાને આધારે તેમજ તેથી પર ધ્વનિત થતા કોઈ રસનો, કોઈ સંવેદનનો સંચાર કરે છે.

આ રીતે ધર્મસાધનાની શક્તિની દિશાનું કાર્ય ધારણ કરવાનું કાર્ય છે, પ્રકાશ કરવાનું નહિ. કારણ કે જે ધારણ કરે છે તે જ જો પ્રગટ થાય તો તેની ઉદ્ધતાઈ જણાય આવે, તે બીજાને આઘાત કરે અને પોતાનું જ દંભપૂર્વક માને ને મનાવે, અરે, બળપૂર્વક મનાવવાનો પણ પ્રયત્ન કરે! કોમળતાને એ પોચટવેડા ગણે, માધુર્યને એ દુર્બળતા માને, રસના વૈવિધ્યને, સર્જનની લીલાને એ ઇન્દ્રજાળ તરીકે લેખે-લેખાવે.

પરંતુ ધર્મની રસની દિશા જ્યારે પ્રગટે છે ત્યારે તેમાં સાહજિકતા આવે છે, વિનમ્રતા આવે છે. આ નમ્રતા બનાવટી નથી હોતી, પરંતુ જીવની જાગતી નિષ્ઠાની એક પરિપક્વ દશા હોય છે. જરૂર પડ્યે એ ભલભલાં કડવાં પડો બોલીને પણ સંકુચિત થઈ શકે તેવી બળવાન હોય છે. પ્રેમથી, ભક્તિથી, આનંદથી લચી પડેલી એ નમ્રતા છે.

ધર્મનું સહજ રૂપ આ રસનું રૂપ છે તેનું નિયમનું પેલું જે શક્તિરૂપ છે તે તેનું વિધાનનું પ્રચ્છન્ન રૂપ છે, જેનો આવિષ્કાર કરવામાં માનવજાતને હજારો વર્ષ ગયાં અને જશે. પરંતુ આ રસરૂપ, સહજ રૂપ નિત્યનૂતન છે અને રહેશે, આનંદપૂર્ણ છે અને રહેશે. સાધનાની પરિભાષામાં કહીએ તો ધર્મનું સહજ રૂપ સમરસતા છે. આ સમરસતાનું પ્રગટ રૂપ પ્રેમ છે. *

* પ્રાર્થના સમાજમાં પ્રાર્થના સમાજ અમદાવાદના આશ્રયે તા. ૧૪-૧૨-'૪૮ ના રોજ ૫-૩૦ વાગે આપેલા વ્યાખ્યાનનું સંક્ષિપ્ત રૂપ

## નિર્દોષતા

[ રોળાવૃત્ત ]

જયાનન્દ દવે

"આજે તો રવિવાર, બાપુજી! બ્હાર જશું ને?"
આઠ વરસનો બાબુ બોલ્યો બબડ્યો ધૂને;
ત્યાં તો રૂઠે ગે હોય એમ નાનકડી રાધી
"ઝૂલમમાં લઈ જાવ"—કૂજતી કંઠે બાળી;
વળતે પ્હોરે વળી શ્રીમતી અંગા ગૂંજ્યાં:
"મ્યુઝ્યમને લઈ જાવ આજ, બસ": બોલું શું ત્યાં?
થયું નક્કી ને બની-ઠની સૌ સાંજે ચાલ્યાં;
વિધવિધ વસ્તુ જોઈ, ખાધું-પીધું ને મ્હાલ્યાં.
પાછાં વળતાં ચિત્રકારની હો'. દુકાને
ઊભ્યાં, 'એડમ-ઇવ'ની છબી આવી ધ્યાને,
હતાં નગ્ન સર્વાંગ બેઉ; સમજાવ્યું મેં ત્યાં:
"આ તો છે મા-બાપ આપણાં પ્હેલાંપ્હેલાં"
"આમાં 'એડમ' કોણ, 'ઇવ' કઇ?" બાબુ પૂછે;
રાધી ઉત્તર દીધ: "કેમ, એમાં તે શું છે?
પ્હેર્યાં ના કપડાં જ, સાવ એ તો સ્હેલું છે!"*

*-ફ્રેન્ચ વાર્તાકાર Balzacની એક વાર્તા ઉપરથી સૂચિત.

# ગુજરાતની ભૂસ્તરીય રચના

## સુરતનાં જમીન અને પાણી

ડૉ. નરસિંહ મુ. શાહ

ગુજરાતના પ્રાગ્-ઐતિહાસિક અને પ્રાચીન સમયની ઉપયોગી માહિતી મેળવવા માટે ગુજરાતના ભૂસ્તરનો અભ્યાસ આવશ્યક છે . તેની ભૂસ્તરીય માપણી કરવાની જરૂર છે. ગુજરાતના ભૂસ્તરીય વિકાસ સંબંધમાં આપણું જ્ઞાન નજીવું છે એના ભૂસ્તર સંબંધી વિસ્તૃત માહિતી અંકોડાબદ્ધ ભેગી કરવા પુષ્કળ સંશોધન હાથ ધરવાની જરૂર છે ગુજરાતની શિલાઓ, ગુફાઓ, નદીઓ, પર્વતો ભૂસ્તરીય સંશોધન અંગે લગભગ વણ ખેડાયેલા પડયાં છે સંશોધનકારને પુષ્કળ સામગ્રી મળી શકે એમ છે. આ લેખ પૂરતો ગુજરાતનો સુરત જિલ્લાનો પ્રદેશ પસંદ કર્યો છે સુરત જિલ્લાની જમીન તેની ફળદ્રુપતા માટે જાણીતી છે આ પ્રદેશનાં ખનિજ, ઉદ્યોગ અને પાણી વગેરે પર ભૂસ્તરીય રચનાની શી અસર છે એ નિરૂપવાનો આ લેખમાં પ્રયાસ કર્યો છે અહીંઆ આપેલી માહિતી જીયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયાના રેકર્ડોમાંથી તેમજ 'બોમ્બે ગેઝેટીયર'માંથી તારવી છે.

હિંદના ભૂસ્તરીય માપણીખાતાએ પ્રગટ કરેલ સાહિત્યમાંથી પ્રાપ્ય માહિતી બતાવે છે કે સુરત જિલ્લાની જમીનના ભૂસ્તરીય બંધારણમાં ત્રણ મુખ્ય રચનાઓ નજરે પડે છે. સૌથી ઉપરનાં જમીનનાં પડોની રચનામાં કાળી જમીન, જળકૃત થરો અને નદીના પટો આવેલા છે મધ્યમાં આવેલી શિલાઓના થરો ત્રેતાયુગના છે અને ચૂના પથ્થરોના બનેલા છે. તેમાં ઝીણા ઝીણા કાંકાવાળા પથ્થરો, રેતીઆ પથ્થરોના મોટા ગઠ્ઠા અને મરડીઆ કાંકરાના પટ કોઇ કોઈ જગાએ નજરે પડે છે, તો કોઇ જગ્યાએ નથી હોતા સાવ નીચલા થરો પણ ત્રેતાયુગીય છે અને મુખ્યત્વે જ્વાળામુખી રસ-લાવાના પ્રવાહોમાંથી ઉદ્ભવેલ દખ્ખણ સોપાનની કાળમીંઢ શિલાઓના બનેલા છે.

ઉપર નિર્દેશેલ કાળમીંઢ શિલાઓમાંથી ઉદ્ભવેલી રચના પર ટેકરીઓ સિવાય બીજી બધી જગ્યાઓએ એક યા બીજી રચનાઓનાં ઢાંકણ આવેલાં છે, એટલે આ કાળમીંઢ શિલાઓ બધેય દેખાતી નથી. પણ જિલ્લાના માત્ર કેટલાક ભાગોમાં સમુદ્રકિનારે બહાર નીકળતી દેખાય છે રાજપીપળા તરફનો ટેકરીઓવાળો પ્રદેશ દખ્ખણ સોપાન શિલાઓથી ઢંકાયેલો છે, તેમાં સામાન્ય કાળમીંઢ તેમજ બદામના આકારના કાળમીંઢ પથ્થરો આવેલા નજરે -પડે છે આજે રેલવે જ્યાં આગળ દમણગંગા નદી ઓળંગીને જાય છે ત્યાં આજુબાજુના પ્રદેશમાં, આ કાળમીંઢના થરોમાં અન્ય રચનાઓથી ભરેલી તડો નજરે પડે છે દરિયાકાંઠે તણાઇ આવેલા પદાર્થોમાંથી બનેલા અને ચૂના પથ્થર સાથે જામી ગયેલા આધુનિક થરોના મોટા ગઠ્ઠા વલસાડના પશ્ચિમકાંઠે તિથલ નજીક નજરે પડે છે. આવા થરો અમુક અમુક અંતરે પારડી, ઉદવાડા એટલે દક્ષિણ તરફ પણ દેખાય છે. આ થરો સળંગ નથી, પણ ઓછેવત્તે અંશે તેમનાં જુદાં જુદાં પડ થઇ ગયાં છે અને કેટલીક જગ્યાએ તેમાંથી શૃંખલાઓના ભસ્મીભૂત અવશેષો પણ મળી આવે છે લાવામાંથી પેદા થયેલા દખ્ખણ સોપાન શિલાઓના

થરો જાતજાતની શિલાઓના બનેલા છે. તેમાં મુંબઈની આસપાસ નજરે પડતી કાળી શિલાઓના જેવી શિલાઓ આવેલી દેખાય છે. ચકમક, ચૂના પથ્થર અને બીજા ખનિજ પદાર્થો વડે ભરેલા પોચા અને બદામી આકારના પથ્થરો પણ તેમાં આવેલા છે આ પથ્થરો પર લીલા રંગનું રેતીયા સીલીકેટનું (ક્લુકોનાઈટનું) આચ્છાદન આવેલું માલુમ પડે છે. વાતાવરણના વાયુઓની અસરને લીધે શિલાઓના ઘસાવાથી પેદા થએલ ગોળિયા પથ્થર સામાન્યતઃ બધે નજરે પડે છે. આ સોપાન શિલાઓમાં કોઈ નિયમિત રચનાપૂર્વકની વ્યવસ્થા દેખાતી નથી, અને કોઈ નિયમિત ક્રમ વિના એક થર બીજામાં મળી જતો દેખાય છે

આ સોપાન શિલાઓ પર ચૂના પથ્થરો, રેતી પથ્થરો અને તેમના મોટા મોટા ગઠ્ઠાની જમાવટ આવેલી દેખાય છે આ શ્રેણીનો સાવ ઉપલો વિભાગ મરડીયા પથ્થરનો બનેલો છે, અને તેમાં અકીકના નાના પાંચીકા ખૂબ આવેલા દેખાય છે આ બધા થરોમાં અશ્મીભૂત અવશેષો આવેલા છે આ અવશેષોના અભ્યાસના આધારે આ થરો ત્રેતાયુગના ઉત્તરકાળમાં અસ્તિત્વમાં આવ્યા હશે એમ ભૂસ્તરશાસ્ત્રીઓએ નિર્ણય બાંધ્યો છે.

આખા જિલ્લામાં સર્વત્ર વ્યાપી રહેલા ઉપરના થરો જળકૃત છે, એટલે નદીઓના પાણીમાં ઘસડાઈ આવેલ કાંપની જમાવટમાંથી બનેલા છે ઉપર ઉલ્લેખેલી શિલાઓને આ થરો ઢાંકી દે છે, અને સમુદ્રકિનારાથી થોડે દૂર લિલાવ આફ્ક ઊંચા ચઢાણ જેવો દેખાવ આપે છે ગુજરાતની બધી મોટી નદીઓના કાંઠે આવો દેખાવ નજરે પડે છે. આ જળકૃત થરો મોટે ભાગે આછા રંગના કોઈ પણ જાતનાં પડોની રચના વગરના માટીથી બંધાયેલ રેતી–વનસ્પતિના કચરાના મિશ્રણમાંથી બનેલા છે. આમાં કાંકરા તરીકે ઓળખાતા અશુદ્ધ ચૂનાના પથ્થરોના સમૂહો પુષ્કળ આવેલ છે આ કાંકરા આર્થિક દૃષ્ટિએ ઉપયોગી પુરવાર થઈ છે. તેનો ઉપયોગ રસ્તાઓ બનાવવા માટે કરવામાં આવે છે ઉપરાંત તેમાંથી બાંધકામ માટે ચૂનો પકાવવામાં આવે છે.

આ થરો ઉપર લગભગ બધે કાળી જમીનનું ખૂબ મોટું આવરણ આવેલું છે. સુરતની કાળી જમીન યા કપાસ માટે ઉપયોગી જમીન જળકાંપના પદાર્થોનું વિઘટન અને તેમાંથી ઉત્પન્ન થયેલ પદાર્થોના પુનઃસંયોજન થવાથી પેદા થઈ લાગે છે સડી ગયેલી વનસ્પતિને લીધે અથવા તેમાં લોહના ક્ષારના અસ્તિત્વને લીધે યા આ બને કારણોને લીધે આ રંગ પેદા થયો હોય એમ લાગે છે. આ જમીનની રચના પુષ્કળ રેતી માટીના મિશ્રણવાળી છે. તે ખૂબ ઝીણાં કણોની બનેલી છે આ જમીન ભીની થાય ત્યારે ખૂબ ચીકણી હોય છે અને તેમાં ભેજ લાંબા વખત સુધી ટકી રહે છે. તે ખૂબ ફળદ્રૂપ ગણાય છે એમ, માલુમ પડ્યું કે કે ખાતર ઉમેર્યા વિના કે બેડયા વિના સૈકાઓ સુધી કાયમ ખેતી તેમાં થઈ શકે છે અને છતાં તેની ફળદ્રુપતા ઓછી માલુમ પડતી નથી યા ઊતરી જતી નથી. આ ફળદ્રુપતા જિલ્લાના ખેડુઓને આશીર્વાદરૂપ છે, પરંતુ એથી સંતોષ પામેલો ખેડૂતવર્ગ આળસુ થઇ ગયો છે. પોતાની જમીનને સુધારવા અને ખીલવવા જરૂરી મહેનત કરવા તરફ તે બેદરકાર બની ગયો છે.

સુરત અને આજુબાજુના પ્રદેશના કૂવાઓમાં આવતું પાણી ઉપરના જળકૃત થરોમાંથી આવે છે આ થરો માટી, રેતીયા માટી અને પથ્થરોના બનેલા છે. તેમાં કોઇ કોઇ જગ્યાએ ચૂના પથ્થરના ગાંગડા વચ્ચે વચ્ચે આવેલા દેખાય છે અને કાળી જમીનમાં ઉપરની સપાટી તરફ તેમાં મળી જતા માલુમ પડે છે. માટી અને રેતીના આ થરો બધેય એકસરખા જાડા હોતા નથી જેમાંથી પાણી સામાન્યત. નીકળે છે તે થરો વિશેષ રેતીવાળા છે. તેમાં પાણી વિશેષપણે પ્રવેશે છે આ થરો એકદમ પાતળા બનતા જાય છે અને થોડે દૂર અદૃશ્ય થઇ જાય છે.

સુરતના કૂવાઓનું પાણી ભાંભળું હોય છે એનાં અનેક કારણો છે ગુજરાતની સપાટ પ્રદેશની જમીન તાપી, નર્મદા અને બીજી નદીઓના પ્રવાહમાં તણાઇ આવેલ માટી અને રેતીના કાંપના થરોમાંથી બનેલી છે એટલે આ જમીનનાં પડ જ્યારે બંધાતાં હશે ત્યારે એ પડોની વચ્ચમાં રહી ગયેલ મીઠું અને ક્ષારોની હાજરીને સુરતના કૂવાઓના પાણીનું ભાંભળાપણું આભારી લાગે છે. સુરત જિલ્લાની જમીનની રચના નદીઓમાં સમુદ્રની ભરતીના ખારા પાણીમાં આવતા ઓમાળમાંથી થઇ હોય એવું દેખાય છે.

હિંદના પશ્ચિમ કિનારા પર મુંબઇ, કાઠિયાવાડ અને સિંધમાં કેટલીક જગ્યાઓએ જમીનની સપાટી દરિયાની સપાટી કરતાં ઊંચી આવ્યાનો પુરાવો માલુમ પડે છે આ સપાટીની હિલચાલમાં સુરત જિલ્લાની જમીન ઊંચી આવી છે એમ માનવાને ભૂસ્તરશાસ્ત્રીઓ પાસે કારણો છે. દક્ષિણ-પૂર્વ ગુજરાતના સપાટ પ્રદેશો સમુદ્રની સપાટી કરતાં ઊંચા વધ્યા છે.

સુરત જિલ્લાની જમીનની રચનામાં જળકૃત થરોની ઉત્પત્તિ અને પ્રકાર ઉપર વર્ણવ્યાં મુજબ છે એટલે એવું માની શકાય કે થોડું પણું મીઠું જમીનનાં પડોમાં રહ્યું હોવું જોઇએ હજી કેટલું મીઠું છે એનું પ્રમાણ વરસાદના પાણીના પ્રસ્રવણ પર અવલંબે છે. દરિયાની સપાટી કરતાં વિશેષ ઉંચાઇએ આવેલ થરોમાંથી મીઠું લગભગ ધોવાઇ ગયું હોય, વળી જે થરોમાં વધારે પાણી પ્રવેશતાં હોય અને નીચેની સપાટી તરફ વહી જતાં હોય એવી જમીનમાંથી પણ મીઠું નીકળી ગયું હોય, સપાટી સાવ ધીમે ધીમે ઊંચી આવે છે એટલે દરિયાની સપાટી કરતાં ખૂબ ઊંચાઇએ આવેલા જમીનના થરો પ્રથમ ઊંચા આવ્યા હોય તેના પર વરસાદના પાણીની અસર વધારે સમય થઇ હોય પરતુ આ ઉન્નત ભાગો દરિયાથી દૂર હોઇને, એ સંભવિત છે કે સુરતની જમીનના જળકૃત થરોમા આવેલું મીઠું ધીમે ધીમે સમુદ્રપ્રદેશ પાસે આવેલી નીચલી જમીનમાંથી અને પછી અંદરના ભાગોની ઊંચી જમીનમાંથી ઓછુ થતું જાય પાણીનું ભાંભળાપણું એટલે કે મીઠું અને બીજા ક્ષાર વગેરે અશુદ્ધિઓની હાજરી, નીચે આવેલી શિલાઓની થર-શ્રેણીની છિદ્રમયતા પર પણ આધાર રાખે છે. શિલાઓની છિદ્રમયતા જેટલી વધારે તેટલાં પ્રમાણમાં કૂવામાં આવતા પાણીમાં મીઠું ઓછું હોય જે કૂવાઓમાં પાણીનો પુરવઠો વધારે આવે તેમાં મીઠાનું પ્રમાણ ઓછું રહેવાનું. સુરતના કૂવાઓમા આવા દાખલા મળી આવે છે.

તો પછી સુરત પાસે અને દરિયાકાંઠા નજીકના કૂવાઓમાં મીઠું પાણી નીકળે એ વિચિત્ર લાગે છે અને ઉપરનાં પ્રતિપાદનની વિરુદ્ધ જતું લાગે છે એ ખાસ નોંધવું જોઇએ કે ડુમસ અને ભીમપોરના ગામ વચ્ચે સુરતથી પશ્ચિમે આશરે દશ માઇલ તાપીના મુખથી જરાક દક્ષિણે કેટલાંક ઘરોની પાસે આવેલા કૂવાઓમાંથી એકદમ મીઠું પાણી નીકળે છે.

આજે ચાલતી વિજ્ઞાનની ખાતાંઓ બાદ કરતાં કોઈ એવી વૈજ્ઞાનિક શોધખોળની સંસ્થા અસ્તિત્વમાં નથી કે જ્યાં ગુજરાતનો વિદ્યાર્થી સંશોધનના કાર્યમાં પડવા નજર માંડી શકે અને ગુજરાતને ઉપયોગી પ્રશ્નો હાથ ધરીને રાષ્ટ્રની નવરચનામાં ફાળો આપી શકે. મુંબઈ ઇલાકામાં સંશોધનનું કાર્ય ઘણું ઓછું થાય છે તેમાંય ગુજરાતનો હિસ્સો અલ્પ છે એવી ફરિયાદ ઘણીવાર સંભળાય છે. આ ફરિયાદ હવે ઓછી થતી ચાલી છે. છેલ્લાં બેક વર્ષોમાં ગુજરાતના યુવકોએ સંશોધનમાં રસ લેવા માંડ્યો છે, એ આનંદની વાત છે.

પરંતુ ભૂસ્તરવિદ્યાના વિષયમાં આપણે ત્યાં કાંઈ કાર્ય થતું નથી. આ વિષય ઉપયોગી છે, છતાં તેના શિક્ષણ અર્થે પ્રબંધ અત્યંત જૂજ છે. બહારના વિદ્વાનો આપણા પ્રાંતની ભૂસ્તરસામગ્રીનો અભ્યાસ કરી જાય છે. અત્યંત દુઃખની વાત છે કે ગુજરાત-કાઠિયાવાડની શિક્ષણસંસ્થામાં સામાન્ય ભૂસ્તરના અભ્યાસને પણ યોગ્ય સ્થાન મળ્યું નથી. પરિણામે આપણા પ્રદેશના ભૂસ્તરીય સંશોધનમાં દારિદ્ર્ય દેખાઈ આવે છે. વિજ્ઞાનના અન્ય વિષયો જેટલો જ ભૂસ્તરનો અભ્યાસ અગત્યનો છે. માત્ર વૈજ્ઞાનિક ચર્ચા ઉપસ્થિત કરી તેમાં રાચવા જ નહીં પણ આર્થિક દૃષ્ટિએ સાહસિક ગુજરાતીને ધૂળમાંથી ધન પેદા કરવાનું સાધન ભૂસ્તરનો અભ્યાસ છે. વૈજ્ઞાનિક સંશોધન હુન્નર ઉદ્યોગોની ખીલવણીનું આવશ્યક અંગ છે. તેના વિના ઔદ્યોગિક ખીલવણી બરાબર થઈ શકતી નથી. આપણી કેળવણીના 'પૂજારીઓ' આ વિષયના અભ્યાસની અગત્ય પીછાને એવી આશા રાખી વિરમીએ. *

* 'પ્રજાબંધુ-ગુજરાત સમાચાર' દીપોત્સવી અંક (સં. ૨૦૦૪) માંથી ઉધ્ધૃત.

"The Sian episode convinced the Generalissimo that civil war was impossible any longer, it opened his eyes to the fact that Chinese Communists might also be Chinese patriots .............The Communists played their hand, of course, with considerable shrewdness. The temptation to get rid of Chiang, must have been tremendous They withstood it. What they got—instead of Chiang's head—was 'cessation of civil war, and an unity of China against Japan"

આ પછી જાપાનની સામે સયુક્ત મોરચો રચાયો એમાં ચીની લાલ લશ્કરે આગળ પડતો ભાગ ભજવ્યો. જાપાનનું લશ્કરી તંત્ર જોરદાર હતું અને ચીનનો વિશાળ પ્રદેશ એ જીતીને બેઠું હતું પોતાના યુદ્ધોદ્યોગો ઉપરાંત પાશ્ચાત્ય દેશો પાસેથી એને જોઈએ એટલી શસ્ત્રસામગ્રી પણ મળતી હતી કારણ એની પાસે ખરીદવાનાં નાણાં હતા આ સ્થિતિમાં જાપાનની સામે મોરચાબંધી લડાઈ ( pitched battle ) લડી શકાય એવી ચીનની સ્થિતિ ન હતી. એટલે ગેરીલા યુદ્ધનીતિ મુખ્યત્વે સ્વીકારવામાં આવી ચીનની પરિસ્થિતિને ખાસ અનુકૂળ પડે એ રીતે ગેરીલા યુદ્ધપદ્ધતિનો વિકાસ લાલ લશ્કરના હાથે થયો હતો, અને આ વિષયમાં એઓ નિષ્ણાત હતા પણ માર્શલે ગેરીલા યુદ્ધનિષ્ણાતોને પોતાની ફોજી તાલીમશાળામાં શિક્ષણ આપવા રોક્યા આ રીતે ખુદ સરકારી ફોજની કેટલીક ટુકડીઓને લાલ લશ્કર મારફત ગેરીલા યુદ્ધપદ્ધતિની તાલીમ મળી

સામ્યવાદીઓના Eigth Route Armyની માફક ધીમે ધીમે New Fourth Armyની પણ રચના થઈ લશ્કરના બીજા વિભાગો પણ એમની અસર તળે આવ્યા. જાપાનની સામે બળવાન મોરચો મંડાયો, અને સર્વત્ર એમની આગેકૂચ અટકી પડી આના જવાબમાં જાપાને જંગી સેના ઉતારી પણ આગેકૂચના બદલામાં ભારે ખુવારી એને વહોરવી પડી માઓ સેતુંગે (૧) પીછેહઠ, (૨) રુકાવટ, (૩) આક્રમણ — ના ત્રણ તબક્કાની યુદ્ધયોજના ઘડી એનો ખુદ ચ્યાંગે સ્વીકાર કર્યો એટલામાં વિશ્વયુદ્ધની શરૂઆત થઈ. નાત્સી રાજદ્વારીઓ અને ખબરપત્રીઓ ચીનમાં ટોળાબંધ ઉમટવા લાગ્યા. ફ્રાન્સ અને બ્રિટનને પતાવ્યા પછી સોવિયેટ યુનિયન પર નાત્સી આક્રમણ થવાનું છે એવી હવા એમણે ફેલાવી. એ દિવસો નાત્સી સેનાના ચમત્કારિક ભાસતા વિજયોના હતા. ચીનનો મવાળપક્ષ આ પ્રચારની અસર તળે આવ્યો અને સ્વદેશની એકતામાં ફરીથી ભંગાણ પડવાની શરૂઆત થઈ અને ૧૯૪૦માં પ્રગતિવાદીઓની ધરપકડો થવા લાગી સામ્યવાદી ગેરીલાઓને ફાંસીની સજાઓ પણ અપાઈ સર્વત્ર શંકાનું વાતાવરણ છવાઈ ગયું અને છૂપી પોલીસનું જોર વધી ગયું ૧૯૪૦ની આખરમાં કયોમિન્ટાન લેજિસ્લેટિવ કમિટીના એક સભ્ય જાણીતા અર્થશાસ્ત્રી પ્રોફેસર ડૉ. માયિન–ચુની ધરપકડ કરવામાં આવી. પ્રોફેસર અમેરિકાના યેલ વિશ્વવિદ્યાલયના સ્નાતક છે અને અર્થશાસ્ત્રના નિરૂપણની બાબતમાં એ જૂની પ્રણાલિકાના અનુયાયી છે પણ એમણે ચીનના ઉત્પાદન અને નાણાકીય તંત્રની કેટલીક ખામીઓ દર્શાવી ઉપરાંત સરકારી ~~સભ્યો માટે એમનાં~~

સ્વજનોએ કાળાબજારમાંથી મેળવેલી પૂંજીનું રોકાણ વિદેશમાં કર્યું હતું એના આંકડા રજૂ કર્યા ત્રે એમનો ગુનો ખાસ કરી પ્રજાના મનમાં વસ્યો. અહીં એ કહેવું અપ્રસ્તુત નહિ ગણાય કે ચીનના અર્થતંત્રનું નિયંત્રણ વર્ષો સુધી માદામ ચ્યાંગ કાઈ-શેકના પિયર પક્ષના સભ્યોના હાથમાં રહ્યું છે. કોઈ વખત વડાપ્રધાન તેમજ કોઈ વખત નાણાંમંત્રીનો હોદ્દો ધરાવનાર એચ. એચ. કુંગની પત્ની — માદામ ચ્યાંગની સગી મોટી બહેન — ચીનની મોટામાં મોટી સટ્ટાખોર છે સત્તામાં ચાવીરૂપ સ્થાને હોવાથી મોટા નફા મેળવવાની અનુકૂળ પરિસ્થિતિ એ સરજી શકે છે *Inside Asia*માં Gunther લખે છે કે

> "She is a first-rate financier in her own right and takes a fierce joy in business manipulation and enterprises. To her shrewdness, her financial ability the growth of much of the great Soong fortune is attributed......There is talk of malign influence, of 'Squeeze'........The family fortune in toto is the biggest in China by far."

સને ૧૯૪૧ના જાન્યુઆરીમાં હજી ઘણે અંશે અપ્રગટ રહેલ સંઘર્ષે ઉઘાડું સ્વરૂપ ધારણ કર્યું. New Fourth Armyને ચ્યાંગે યાંગ્ત્સે નદીની ખીણ છોડી પીળી નદીની ઉત્તર તરફ ચાલ્યા જવા ફરમાન કર્યું કારણ જાપાનને હંકારી એ પ્રદેશમાંથી શાંઘાઈ સુધીના સમુદ્રકિનારા પર પોતાની સત્તા જમાવવાના એના પ્રયત્નો આગળ વધતા હતા મધ્યચીનના પ્રદેશો જાપાન માટે છોડી દઈ ઉત્તર તરફ જવાનું વિચિત્ર ફરમાન આ લશ્કરને ન રુચે એ દેખીતું જ હતું છતાં ફરમાનનો અમલ કરવાની એણે શરૂઆત કરી. યાંગ્ત્સેના ઉત્તર તરફ લશ્કરનો મુખ્ય ભાગ ચાલ્યા ગયા પછી અમલદારોનાં કુટુંબો વગેરે નિઃશસ્ત્ર ૭ હજાર માણસોને લઈ જતી છેવટની ચાર હજાર સૈનિકોની ટુકડી પર કોમિન્ટાંગ લશ્કરના એંશી હજાર સૈનિકો અચાનક તૂટી પડ્યા. ભારે કતલ ચાલી. રાજકીય ક્ષેત્રમાં સંપૂર્ણ ભંગાણ પાડી ચ્યાંગ કાઈ-શેકે New Fourth Armyને સદંતર વિખેરી નાખવાનાં ફરમાનો ચુંગકીંગથી કર્યાં. એની વિરુદ્ધમાં યેનાનથી આ લશ્કરની પુનર્રચનાનાં ફરમાનો નીકળ્યાં. આ પછી દિનપ્રતિદિન વિખવાદ વધતો જ ચાલ્યો — જાપાન સામે સંયુક્ત રીતે લડવાને બદલે માંહોમાંહે ઘર્ષણ વધવા લાગ્યું છેવટે સને ૧૯૪૪માં ચ્યાંગે સામ્યવાદી લશ્કરની સંખ્યા ½ કરી નાખવાનાં ફરમાનો કાઢ્યાં જેનો અમલ થયો નહિ ચીની લાલ લશ્કરની કામગીરીની અમેરિકન લશ્કરી અધિકારીઓ ઉપર સુંદર છાપ પડી હતી. અમેરિકા તરફથી ચીનને લશ્કરી મદદ આપવા માટેની સરકારી સમિતિના અધ્યક્ષ જનરલ જોસેફ સ્ટીલવેલે ચીનના સંયુક્ત પક્ષોની યુદ્ધસમિતિને અમેરિકન શસ્ત્રસામગ્રી મળવી જોઈએ એવી પોતાની સરકારને ભલામણ કરી વિશેષમાં અમેરિકન શસ્ત્રસામગ્રી જાપાન સામે નહિ વાપરતાં ભવિષ્યમાં લડવા માટે સંઘરી રાખવાની ચ્યાંગની નીતિ સામે એમણે ટીકા કરી. પરિણામે ચ્યાંગે યુનાઈટેડ સ્ટેટ્સના સરકારી મંડળો પર દબાણ લાવી જનરલ સ્ટીલવેલને અમેરિકા પાછા બોલાવવાની પરિસ્થિતિ સરજી જાપાને શરણાગતિ સ્વીકારી ત્યારે ચ્યાંગની સત્તા દક્ષિણ –

પશ્ચિમ ચીનના નૈઋત્ય ખૂણાના વિભાગોમાં જ હતી અને એની સત્તાનું ક્ષેત્ર જાપાનનાં વિજયોને લીધે સાવ સંકુચિત થઈ ગયેલું હતું ઉલટપક્ષે ચીની સામ્યવાદીઓની સત્તાનું ક્ષેત્ર ઉત્તર અને મધ્ય ચીનના ઘણાખરા પ્રાંતોમાં હતું, અને મંચુરિયા તરફ એનો વિકાસ થતો જતો હતો. શરણાગતિ સ્વીકાર્યા છતાં અને બીજા બધા રણમોરચાઓ ઉપર યુદ્ધ-વિરામ થવા છતાં જાપાનીઓએ સામ્યવાદી લશ્કરો સાથે લડવાનું ચાલુ રાખ્યું આની પાછળ ચ્યાંગની પ્રેરણા કારણભૂત હતી. ચ્યાંગે યુદ્ધવિરામની એવી શરત જ રજૂ કરી હતી કે જ્યાં સુધી એનું પોતાનું લશ્કર જાપાનીઓ પાસેથી જુદા જુદા પ્રાંતોનો કબજો ન લે ત્યાં સુધી, એમણે બીજાં બધાં ચીની લશ્કરો જોડે લડ્યે જવું. ચ્યાંગની આ ચાલબાજીમાં દેખીતી રીતે જ અમેરિકન મોવડીમંડળનો સાથ હતો. એમણે ચ્યાંગના લશ્કરને ઉત્તરચીન અને મંચુરિયા સુધી પહોંચાડવા માટે જંગી હવાઈ અને નૌકા કાફલાની મદદ આપી. આ રીતે છેક ઉત્તર સુધી ચ્યાંગની સત્તાના ક્ષેત્રનો વિસ્તાર કરી સામ્યવાદીઓને દબાવવાનો એમનો હેતુ હતો. Anna Louise Strong આને માટે *Dawn out of China* માં લખે છે કે

> "America meanwhile put her ships and planes at Chiang's disposal to rush his regular forces to North China and Manchuria. It has since been called 'The greatest Air lift in history.' It cost the American people $ 300 000 000 It convinced the Chinese that Chiang was an American puppet who could not take control of China without American aid. It also convinced them that America was not neutral in China's internal affairs."

આ આક્રમણને પણ ચીની સામ્યવાદીઓ ખાળી શક્યા. કારણ એમને આમજનતાનો સાથ હતો "The people is the ocean and we are the fish swimming in it" એ એમનું સૂત્રવચન એમણે જીવી બતાવ્યું પર્વતના પ્રદેશમાં જંગી સેનાઓ સામે જૂજ સામ્યવાદીઓ ગેરીલા યુદ્ધપદ્ધતિથી ટકી શક્યા હતા સપાટ પ્રદેશોમાં ગેરીલા યુદ્ધપદ્ધતિ કામિયાબ ન નીવડે એવું પોપટીયું જ્ઞાન એમણે પ્રત્યક્ષ વર્તનથી ખોટું ઠરાવી આપ્યું આમજનતાનો સાથ હોય તો ખુલ્લાં મેદાનોમાં પણ અનંત કાળ સુધી ગેરીલા યુદ્ધપદ્ધતિથી લડી શકાય એ નવું યુદ્ધવિજ્ઞાન એમણે વિકસાવ્યું "The people are our mountains and forests" એ સૂત્ર એમણે જીવન બનાવી આપ્યું કોઈ પણ ઉપાયે એમને નાબૂદ નહિ કરી શકાયા એટલે પાછી વાટાઘાટો ચાલી. અમેરિકન એલચી હર્લે ઊડીને યેનાન પહોંચ્યો અને માઓ–સેતુંગને અમેરિકન સરકાર તરફથી વિધિસર અભયવચન આપી ચ્યાંગની સમક્ષ લઈ આવ્યો છ અઠવાડિયાની વાટાઘાટો પછી સને ૧૯૪૫ની ૧૦ મી ઓક્ટોબરે સમાધાનના કરારો પર સહી કરવામાં આવી પણ કરારના કાગળ પરની સહી સૂકાય એ પહેલાં જ ચ્યાંગે એનું ખંડન કર્યું. નવેમ્બર માસમાં પાઇપીંગ–હેન્કાઉ રેલ્વે લાઈન પરથી સામ્યવાદીઓને હાંકી કાઢવા ત્રણ ફોજો

મોકલવામાં આવી. આમાંથી બે રીતસરના યુદ્ધમાં હારી અને ત્રીજાને ન છૂટકે પાછી ખેંચી લેવાની ફરજ પડી. ફરી એક વાર સમાધાનની વાટાઘાટો ચાલી અમેરિકાથી પ્રમુખના ખાસ અંગત દૂત તરીકે જનરલ જ્યોર્જ માર્શલ આવ્યા. એમની દરમ્યાનગીરીથી તા. ૧૦મી જાન્યુઆરી ૧૯૪૬ના રોજ તહકૂબીની જાહેરાત થઈ, બન્ને પક્ષ પાસે જેટલો પ્રદેશ હતો એટલો એમની પાસે રહે એવી એક શરત પણ આમાં હતી. આ રીતે મળેલા પ્રદેશો તેમજ મંચુરિયાના પ્રદેશો મળીને ચીની સામ્યવાદીઓની હકૂમત નીચેના પ્રદેશનું ક્ષેત્રફળ ૮,૩૫,૦૦૦ સમચોરસ માઈલ થયા ઉપરાંત આ પ્રદેશની વસ્તીની સંખ્યા ૧૪ કરોડ જેટલી થતી હતી તહકૂબી દરમિયાન અમેરિકન શસ્ત્રો અને ફોજી તાલીમ બાજેની મદદથી ૭ લાખથી વધારે મોટું લશ્કર ચાંગે તૈયાર કર્યું".* આ સર્વ તૈયારીઓ આંતરવિગ્રહની જ હતી.

સને ૧૯૪૭ ના જાન્યુઆરીની સાતમી તારીખે જનરલ માર્શલે અમેરિકાના વિદેશમંત્રીનો હોદ્દો સંભાળી લેવા માટે ચીન છોડ્યું એ જ અરસામાં ચીનના વિદ્યાર્થીઓની ઊર્મિઓ અમેરિકા વિરુદ્ધ ઊછળવા લાગી અને તેમણે દેખાવો યોજ્યા. આ દેખાવોનું તાત્કાલિક કારણ એક અમેરિકન નૌસૈનિકે કોઈ ચીની સ્ત્રી પર બળાત્કાર કર્યો એ હતું. પણ વાસ્તવિક રીતે એનાં મૂળ ઘણાં ઊંડાં હતાં. ચીનની સમસ્ત પ્રજાએ અમેરિકન દરમ્યાનગીરીમાંથી વિશ્વાસ ગુમાવ્યાનું એ ચિહ્ન હતું. ચીની વિદ્યાર્થીઓ છેલ્લાં પચ્ચીસ વરસ દરમ્યાન જ્યારે જ્યારે રાષ્ટ્રીય જાતના મશાલચી બન્યા છે, ત્યારે ત્યારે પ્રજાજીવનમાં જાગૃતિના ભારે જુવાળો આવ્યા છે આવા મુખ્ય ત્રણ ઐતિહાસિક તબક્કાઓ ગણાવી શકાય: (૧) સને ૧૯૨૫ની વિદ્યાર્થી ચળવળ, જેને અંતે સંયુક્ત રાષ્ટ્રીય મોરચાની સ્થાપના થઈ; (૨) સને ૧૯૩૫ની જાપાન વિરુદ્ધ ચીની વિદ્યાર્થીઓની ચળવળ આના પરિણામરૂપ પ્રજાજાગૃતિના પડઘા ખુદ લશ્કરમાં પણ પડ્યા, જેના કારણે ચાંગની ગિરફતારીનો પ્રસંગ બન્યો; (૩) ૧૯૪૭ના જાન્યુઆરીથી શરૂ થયેલ અમેરિકા અને ચાંગ વિરુદ્ધની ચળવળ, જે પ્રજાજાગૃતિના પ્રતીક સમાન હતી એમ પાછળના બનાવોએ પુરવાર કર્યું છે. ચીની વિદ્યાર્થીઓની ચળવળોનું રહસ્ય સમજવા માટે આટલું યાદ રાખવું જરૂરી છે કે એઓ મધ્યમ વર્ગના પ્રતિનિધિઓ છે અને કેવળ કિસાન અને મજદૂરોનાં દુઃખો જોઈને જ હકનો ઝંડો ફરકાવતા નથી; કિન્તુ મધ્યમવર્ગ પણ જ્યારે સરકારમાં શ્રદ્ધા ગુમાવી બેસે છે ત્યારે એઓ નિરુપાયે આગળ આવે છે અને અચૂક પરિણામો લાવે છે

પ્રજાજાગૃતિનો જુવાળ જેમ જેમ ચીનમાં ઊંચે ચડતો ગયો તેમ તેમ ચાંગની સરકારે વધુ વધુ પોત પ્રકાશવા માંડ્યું. કેવળ દમનનીતિ ઉપર એ જીવી રહી તથાપિ ચીનની ૧૪ કરોડ પ્રજા તો મુક્ત હતી; અને ક્રાંતિના જીવંત પ્રતીકરૂપે સમસ્ત ચીનની પ્રજાને બળવાનો રાહ બતાવી રહી હતી ક્રાંતિના આ કિલ્લાને તોડ્યા સિવાય ચાંગની સરકારને પોતાના પગ પાસેનો જ્વાળામુખી કોઈ પણ પળે ભભૂકી ઊઠવાનો ભય રહે એ

* *The Unfinished Revolution in China* by I. Epstein page 313

સર્વત્ર સંભળાય છે પણ ખરી. તથાપિ અમેરિકા સીધી લશ્કરી મદદ આપવાની હદ સુધી જઈ શકે એવી પરિસ્થિતિ જ ન હતી, કારણ તો પછી ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ન હોત એની પણ શી ખાત્રી ? આજથી પચાસ વરસ પહેલાં પૂર્વના કોઈ પણ પ્રદેશમાં પાશ્ચાત્ય સત્તાઓ પેસી જતી એ પરિસ્થિતિ હવે સાવ પલટાઈ ગઈ છે. (ઇન્ડોનેશિયા પરના ડચ આક્રમણ સામે જે બળવાન મોરચો રચાતો જાય છે એ એની શાખ પૂરે છે) વળી ચીનની પાછળ તો દુનિયાના છઠ્ઠા ભાગને આવરી લેતા લાલપ્રદેશ દુનિયાભરના મૂડીપતિઓને પડકાર આપતો પથરાઈને પડેલો જ છે. કટોકટીની પળે એ કેવી રીતે વર્તે એ પણ એક સમસ્યા જ છે. વળી વિશ્વયુદ્ધની ભૂમરાણ મચાવીને યુદ્ધઉદ્યોગો દ્વારા અને અન્ય રીતે આર્થિક લાભ ઉઠાવવાની મૂડીપતિઓની નીતિ ખરેખર વિશ્વયુદ્ધને કેટલે અંશે નોતરે એ પણ એક વિચારણાનો વિષય છે. કારણ પ્રત્યેક વિશ્વવિગ્રહને અંતે ક્રાંતિના વમળો જોરદાર થતા જાય છે અને પ્રજાપડકાર વધુ ને વધુ ઉગ્ર બનતો જાય છે. ઉપરાંત છેલ્લા વિશ્વયુદ્ધને પરિણામે દુનિયાભરમાં વ્યાપક બનેલ ફુગાવો તો હજી સહેજ પણ અંકુશમાં આવ્યો નથી એટલામાં જો નવું યુદ્ધ જાગે તો વિશ્વનું આખું આર્થિક તંત્ર વેરણછેરણ થઈ જાય અને પરિણામે જે પ્રલય ઉભટે એમાં ખુદ મૂડીપતિઓ જ સાફ થઈ જાય. મૂડીપતિઓ નફો વધારવા માગે છે પણ ખરેખરો સાથ વહોરવા માગતા નથી. આમ અમેરિકન ડોલરવાદે ચાંગને સીધી લશ્કરી મદદ શા માટે ન આપી એ સમજવું અઘરું નથી.

ચાંગની લગભગ ૨૫ વર્ષની સરમુખત્યારી આજે તૂટી પડી છે એ દુનિયાભરના સરમુખત્યારો અને સત્તાધિકારીઓ માટે ભારે ચેતવણી રૂપ છે. દર સોમવારે રાષ્ટ્રપિતાની મૂર્તિને પોતાના ૬૦૦ અનુયાયીઓ સાથે ત્રણ વખત વિધિપૂર્વક નમસ્કાર કરીને કરવામાં આવતી પ્રાર્થનાઓથી* ભૂખી પ્રજાને કેટલોક કાળ છેતરી શકાય, તથાપિ એ પ્રજા પણ છેવટ હિસાબ તો માગવાની જ. પ્રજાની આંખે સદાકાળ પાટા બાંધી શકાતા નથી એ વાત બધી જ સરકારોએ સમજી લેવા જેવી છે. ચાંગની સરકારે છેવટ સુધી પ્રજાની આંખે પાટા જ બાંધી રાખ્યા. ફુગાવો તોડવાનો પ્રયત્ન કરવાને બદલે એણે કરોડો ચીની ડોલરોની નોટો જ છાપ્યે રાખી પરિણામે ફુગાવો એટલી હદે વધ્યો કે એક નાની સરખી વસ્તુ ખરીદવા માટે પણ નોટોના થોકડા ગણવા પડે. એમ કહેવાય છે કે મહેમાનને એક ટંક હોટેલમાં જો જમાડવા લઈ જવો હોય તો એક રિક્ષામાં એને બેસાડવો પડે અને બીજી રિક્ષામાં ખાણાના પૈસા ચુકવવા માટે નોટોના થોકડા મૂકીને લઈ જવા પડે! વક્તવ્યની આલંકારિક શૈલી બાદ કરતાં આમાં ખરી હકીકતનું જ વક્રોક્તિ વડે કથન છે. હજારો માણસો કેવળ અનાજ ખરીદવાની અશક્તિને કારણે જ મરવા લાગ્યા છતાં ચાંગની ટોળકીએ તો પોતાનાં ખીસાં તર કરવાની નીતિ જ અખત્યાર કરી રાખી. અમેરિકાએ ચીનને મદદ તરીકે આપેલ ૬૦૦ અબજ ડોલરમાંનો મોટો ભાગ પણ ચાંગની ટોળીની અંગત મિલકતો વધારવા માટે ખર્ચાયો છે એવો પણ આક્ષેપ છે. સમસ્ત ચીન જાણે બે પાંચ લાગવગવાળાં કુટુંબોની અંગત માલિકીનું ક્ષેત્ર હોય એવા વર્તાવ ઉપરાંત આખું

* આ વર્ણન માટે જુઓ *Inside Asia*–John Gunther p 217.

સરકારી તંત્ર કેવળ લાંચરૂશ્વતના સડાથી ભરપૂર બની ગયું પ્રજાની હાલાકીનો પાર ન રહ્યો. એથી ચાંગની હકૂમત તળેના પ્રદેશોમાંથી પ્રજા સ્વેચ્છાએ મોટી સંખ્યામાં મુક્ત પ્રદેશોમાં હિજરત કરવા લાગી હતી. ચાંગનું પતન આ સર્વ કારણોને આભારી છે.

છેલ્લાં ૨૫ વરસ દરમ્યાન ચાંગની સરકારે પ્રજાને રાહત આપવાનો દેખાવ કરવા છતાં ખરી રાહત પ્રજાને કદી આપી નથી. લીગ ઑફ નેશન્સ (પ્રજાસંઘ) ના અર્થશાસ્ત્રીઓ અને એન્જિનિયરોની મદદથી ચીનમાં નવા સુધારાઓ દાખલ કરવા માટેની યોજનાઓ ઘડવામાં આવી હતી પણ એ ઘણીખરી ખમતાઈએ ચડી. લશ્કરને ઉપયોગી થઈ પડે એવા ઉદ્દેશથી રસ્તા સુધારવાની યોજના હાથ ધરવામાં આવી પણ આ રસ્તાઓમાંના ઘણાખરા, ખુદ જેમની મહેનતથી બંધાયા હતા એ આમજનો માટે ખુલ્લા ન હતા. મોટરો પસાર થઈ શકે પણ ગાડાં જેવાં આમવાહનો પસાર ન થઈ શકે એવી જાતની ખાસ તરકીબો રચવામાં આવી ઇ. ત , ગામ તરફથી આવતો રસ્તો જ્યાં સડકને મળતો હોય ત્યાં ઢોળાવ કે ખાડો કરવામાં આવે જેથી ગામ અને સડક વચ્ચેનો ગાડા વહેવાર કપાઈ જાય+ ઉપરાંત રસ્તાઓનો ઉપયોગ ઘણું ખરું લશ્કરી હિલચાલો માટે જ થતો એટલે સુધારાની પહેલી જ યોજના અવળે પાટે ચડી ત્યાં બીજી યોજનાઓનો તો વિચાર પણ કરવાનો શો રહ્યો !

ચીની સામ્યવાદીઓને પ્રજાનો સાથ મળ્યો એનાં કારણો પણ સ્પષ્ટ છે. આમ પ્રજા અને ખેડૂત જનતાની શ્રદ્ધાના તેઓ પાત્ર બન્યા. એમનો વિજય મુખ્યત્વે ચાર કારણોને આભારી ગણી શકાય.

(૧) મહેસૂલનીતિઃ–'Land to the tillers'–જમીન ખેડનારને જમીન એ આ વહીવટનું પ્રધાનસૂત્ર છે. જમીન ખેડનાર દરેકને જમીન મળી રહે છે એ રીતે નવેસરથી જમીનની વહેંચણી કરવામાં આવે છે. જમીનદારશાહીનો લગભગ નાશ થઈ જવાથી પ્રત્યેક કુટુંબને થોડી જમીન આપી શકાય એવી વ્યવસ્થા થઈ શકી છે. બનતા સુધી જમીનદાર સાથે સમજૂતીથી કામ લેવામાં આવે છે–થોડો છૂટકારો પણ એને મળે છે. સમયને ઓળખે નહિ એવાઓની જમીનો આંચકી લેવામાં પાછી પાની થતી નથી. અણખેડાયેલી જમીન જે ખેડે એની બની જાય છે. અને આવી જમીનનું મહેસૂલ પણ શરૂઆતમાં ઘણાં વરસો સુધી લેવામાં આવતું નથી.

(૨) વહીવટી નીતિ–મુક્ત થયેલો પ્રદેશ પોતાને હસ્તક લેતાં સામ્યવાદીઓ એવી ખાસ તકેદારી રાખે છે કે વહીવટીતંત્રમાં ૩ થી વધુ સામ્યવાદી સભ્યો ન હોય કિસાન–કામદારો તેમજ અન્ય પક્ષોનો સંયુક્ત મોરચો રચીને એઓ વહીવટને કાર્યક્ષમ બનાવે છે આ રીતે હોદ્દાઓ સત્તાની નહિ પણ સેવાની પ્રવૃત્તિ બની રહે છે. વધુમાં એક બીજા પક્ષોની પરસ્પર તકેદારી અને ચોંપ વડે સત્તાનું આપોઆપ જ નિયમન થઈ જાય છે

(૩) સ્વાશ્રયી સરકાર–મુક્ત પ્રદેશોનું આર્થિક તંત્ર સ્વાશ્રયી બનાવવાનો ભારે પ્રયાસ કરવામાં આવે છે દરેક પ્રદેશ પોતાની અનાજ તેમજ કપડાંની જરૂરિયાત જાતે જ પૂરી પાડી લેવાની રહે છે. આ હેતુસર જાતમહેનતનું ભારે મહત્વ સ્થાપવામાં આવ્યું છે.

+ જુઓ *Dawn Out of China*—Anna Louise Strong p 70.

સરકારી નોકરો, વિશ્વવિદ્યાલયના અધ્યાપકો, કલાકારો, લેખકો વગેરે સર્વ નવરાશના સમયે નજીકના ખેતરોમાં કે વાડીઓમાં કામ કરે છે. કેટલાક પોતાનાં શાકભાજી અને ક્વચિત અનાજ પણ જાતે ઉગાડે છે. ખુદ સામ્યવાદી નેતા માઓ-સે-તુંગ અને સરસેનાધિપતિ ચુ૬ ટેહ આ પ્રકારનું જાતમહેનતનું કામ કરે છે. (સરસેનાધિપતિને લેટ્યુસની ભાજી ઉગાડવાનો ખાસ શોખ છે) લશ્કર લડતું ન હોય ત્યારે ખેતરોમાં કામ કરે છે. લશ્કરના ઘોડાઓ યુદ્ધના મેદાન પર ન હોય ત્યારે ખેતીના કામમાં લાગે છે સામાન્ય પ્રજાજન અને સરકારી હોદ્દેદારોનાં જીવનધોરણ વચ્ચે બહુ તફાવત નથી

(૪) યુદ્ધનીતિ:—ગેરીલા યુદ્ધપદ્ધતિમાં ચીની સામ્યવાદીઓ ભારે નિપુણ ગણાય છે પ્રગલ્ભશૌર્ય અને ભારે ઝડપની બાબતમા એઓ લગભગ દૃષ્ટાંત રૂપ મનાય છે. આ ઉપરાંત ઊંડાણમાં બચાવની હરોળો ( Defence in depth ) રચવાની એમની કુશળતા નવીન યુદ્ધપદ્ધતિનાં દર્શન કરાવે છે વિશેષમાં જ્યાં ખાસ સંરક્ષણ હરોળો ઊભી કરવામાં આવે એને સ્પર્શ્યા વિના આગળ વધી જઇને પૂરવઠાની જીવાદોરીઓ કાપી નાખી આખાં ને આખાં લશ્કરો કબજે કરવાં કે એમાંના કેટલાક વિભાગોને પ્રચારની અસર નીચે લાવી પોતાનામાં ભેળવી દેવા એ આ યુદ્ધનીતિનું ખાસ અંગ છે લાલ લશ્કરની શિસ્ત અને નીતિનું ધોરણ પણ ઘણું ઊંચું છે લશ્કર તરફથી પ્રજાને કોઇ પણ પ્રકારની હાલાકી ન પહોંચે એવાં કાયમી ફરમાનોનો ચિવટપૂર્વક અમલ કરવામાં આવે છે.

ચીનના બોધપાઠ વિશે હમણાં અખબારોમાં ઠીકઠીક ઉહાપોહ જાગ્યો છે એ સર્વમાં પ્રધાનસૂર સામ્યવાદની ફડક કે ભયનો છે સામ્યવાદને આવતો અટકાવવાના અનેક રાજકીય ઉપાયો દર્શાવવામાં આવે છે પણ એક વાત ભૂલી જવાય છે કે આ પ્રશ્ન સામાજિક —આર્થિક પરિવર્તનોનો છે સામ્યવાદ કે સમાજવાદ આકાશમાંથી ટપકી પડતો નથી પણ પ્રજાની હાડમારી અને ગરીબીમાં જ એનો જન્મ છે સમય પલટો માગી રહ્યો છે. થાગડ થીગડ સુધારાઓથી પ્રજાજીવનમાંના વિસંવાદના સૂરો હવે શમે એમ નથી દીર્ઘદૃષ્ટિ, રાજકીય કુનેહ, મૌલિક કલ્પનાશક્તિ અને ઘડીભર પ્રગલ્ભ ભાસે એવાં પગલાંઓ વડે જ રાષ્ટ્રજીવનની સમતુલા સ્થાપી શકાય એમ છે. દુકાળના વિષચક્રમાંથી બહાર નીકળીને અને કૃષિજીવનના પ્રશ્નોના સફળ ઉકેલો શોધીને જ રાષ્ટ્ર સ્થિરતાને પ્રાપ્ત કરી શકશે. આપણી સરકાર આવી મૌલિક કલ્પનાશક્તિ દર્શાવશે ! સર રાધાકૃષ્ણ જેવા સાંસ્કૃતિક નેતાએ મદ્રાસમાં ઉચ્ચારેલી ગંભીર ચેતવણી પર સરકાર લક્ષ આપશે કે પ્રોફેસર સી. એન. વકીલ જેવા અગ્રગણ્ય અર્થશાસ્ત્રીએ ઉચ્ચારેલાં વચનો Our government is paving the China-way—(આપણી સરકાર ચીનના રાહે ચાલે છે)+—સાચાં પાડશે ! આજ દિવસ સુધી દુકાળો તૂટવાનાં કશાં ચિહ્નો દૃગ્ગોચર થતાં નથી એ ભારે બેચેની જન્માવે એવી બીના છે.

સમાપ્ત ]

---

+ જુઓ : *Free Press Journal*, 6th January. (1947).

# વિવેચન — સહૃદયતાની કેળવણી

પ્રાધ્યા૦ રામપ્રસાદ શુકલ એમ. એ.

[ મહા અંકથી ચાલુ ]

**સર્જક** અને ભાવક ઉભય પક્ષે વિવેચન કેવી રીતે ઉપકારક બની શકે તે મુદ્દા પર આવતાં પહેલાં વિવેચનનાં ક્ષેત્રમાં ચાલતા બે સમર્થ વાદો વિશે અહીં ટૂંક ચર્ચા કરી લઈએ.

એક પક્ષ કહે છે, કે વિવેચન એટલે અવલોકન, વિવરણ, સ્પષ્ટીકરણ કે વિશેષ વિચાર; બીજો પક્ષ કહે છે, વિવેચન એટલે મૂલ્યાંકન. બને પક્ષે પ્રબલ પક્ષકારો છે. આંગ્લ વિવેચકોમાંથી માત્ર બેનાં જ નામો ગણાવીએ, તો શેક્સપીઅરનો સમર્થ વિવેચક મોલ્ટન અવલોકનપક્ષે છે તેમના મત પ્રમાણે બે લેખકોમાંથી કોઈને ચડીઆતો કે ઉતરતો કહેવો એ વિવેચનનું કાર્ય નથી. એમના શબ્દો લઈએ તો, 'no room for preference because there is no common ground to compare ' બે લેખકો વચ્ચે તુલના કરવા માટે સમાન ભૂમિકા ન હોવાથી એકના મુકાબલે અન્યને ચડીઆતા ગણવાનો કશો અવકાશ નથી. આની સામે મિડલટન મરે કહે છે, 'The function of true criticism is to establish a definite hierarchy among the great artists of the past as well as to test the production of the present. + વિવેચનનું કામ નીવડેલા કલાકારોની ચડઉતર કક્ષાઓ નક્કી કરી આપવાનું અને સમકાલીનોનું મૂલ્યાંકન કરવાનું છે

આપણા પ્રાંતમાં, જેમ બીજી ઘણી બાબતોમાં તેમ આ બાબતમાં પણ, બે સમર્થ સાક્ષરો સદ્‌ગત મણિલાલ નભુભાઈ અને સદ્‌ગત રમણભાઈ નીલકંઠ વચ્ચે વાદ થયેલો; જો કે બને ઉક ઉક્લે પાટલે બેઠેલા નહિ. 'સરસ્વતીચંદ્રનું અવલોકન'ના ઉપોદ્‌ઘાતમાં સદ્‌ગત મણિલાલે વિવરણપક્ષનો પ્રબળ પુરસ્કાર કરેલો, જો કે તેઓ એટલી છૂટ મૂકે છે કે "હેયોપાદેય અંશ બતાવવામાં હાનિ નથી." આની સામે સદ્‌ગત રમણભાઈએ મૂલ્યાંકનનો પક્ષ કરેલો. * જો કે અવલોકનપક્ષનો તેઓ પરિહાર કરતા નથી. આપણા 'મધુદર્શી સમન્વયકાર' આચાર્ય આનંદશંકરભાઈએ આ બને પક્ષનો સુંદર સમન્વય કરી વિવેચનશાસ્ત્રનો માર્ગ દોરી આપ્યો છે. "સાહિત્યવિવેચકનું કર્તવ્ય શું ? આ પ્રશ્નના ઉત્તરમાં મણિલાલ કહે કે અવલોકન, રમણભાઈ કહે છે મૂલ્યાંકન આ બેમાં ખરું શું ? અવલોકન કે મૂલ્યાંકન ? હું તો પૂછું કે શા માટે એક ? બન્ને નહી ?...—જેમ એક તરફ, કૃતિનો ઉદ્દેશ અને દૃષ્ટિબિન્દુ સમજ્યા વિના કરેલું મૂલ્યાંકન ભૂલભરેલું નીવડે છે, તેમ બીજી તરફ — આપણું માનસ એક અખંડ તંત્ર હોઈ, અવલોકન કર્યા પછી ઇચ્છા—અનિચ્છાએ મૂલ્યાંકન પણ કરે છે જ. અવલોકનના પક્ષમાં મણિલાલ મલ્લિનાથ જેવા સંસ્કૃત ટીકાકારોનું ઉદાહરણ આપે છે પરંતુ તે સંતોષકારક નથી ધ્યાનમાં રાખવું જોઈએ કે "उत्तररामचरिते

---

+ *The Aspects of Literature* by J. Middleton Murry page 27.

* જુઓ 'કવિતા અને સાહિત્ય' વો. ૧, પૃ. ૧૪૯ થી ૩૨૨

भवभूतिर्विशिष्यते ।" અર્થાત્ કાલિદાસ કરતાં ઉત્તરરામચરિતમાં ભવભૂતિ ચઢે — ઈત્યાદિ મૂલ્યાંકનમાં અસંખ્ય વાક્યો જાણીતાં છે. ક્ષેમેન્દ્રનું औचित्यविचारचर्चा એ બહુ અંશે subjective પદ્ધતિએ એટલે કે પોતાની રુચિ અનુસાર કરેલા મૂલ્યાંકનનો ગ્રંથ છે એટલું જ નહિ, પણ બધા જ કાવ્યશાસ્ત્રીઓ પોતાના ગ્રંથમાં 'દોષનિરૂપણ'નું એક પ્રકરણ રચે છે, એ મૂલ્યાંકન નહિ તો બીજું શું? + આ સંબંધે ઈટાલીના વિખ્યાત રસમીમાંસક ક્રોચેનો મત પણ નોંધપાત્ર છે. તેમના મતે શાસ્ત્ર-સિદ્ધાંત, વિવરણ અને મૂલ્યાંકન, આ ત્રણેય વિવેચનની અનિવાર્ય પરિસ્થિતિઓ છે, એટલે કે આ ત્રણેય વિવેચનની સામગ્રી છે.

આપણે જોઈ ગયા કે નિર્માતા અને ભાવકનું તત્ત્વાનુસંધાન કરાવી આપવું, એ વિવેચનનું વિશિષ્ટ કાર્ય છે આ કામ તે બે રીતે કરી શકે: (૧) કવિગત દોષોનો પરિહાર થઈ શકે એ માટે યોગ્ય ભૂમિકા રચીને, (૨) અહૃદય વાચકને સહૃદય બનાવીને. પ્રથમ આપણે વિવેચન વાચકપક્ષે કેવી રીતે મદદગાર બની શકે તે વિચારીશું. વિવેચનના વાચક પ્રત્યે બે ધર્મો છે. (અ) સામાન્ય ધર્મ; (બ) વિશેષ ધર્મ.

(અ) સામાન્ય ધર્મ—કોઈ પણ સાહિત્યકૃતિ વાંચતાં યથાર્થ રસનિષ્પત્તિ થાય તે માટે વાચકે ઘણી પૂર્વતૈયારી કરવાની હોય છે. સહૃદયતા વિના રસની પ્રતીતિ ન થઈ શકે, અને આ સહૃદયતા સહજ સુલભ નથી — યત્નસાધ્ય છે ઉત્કૃષ્ટ સાહિત્ય સમજવા માટે અધિકારની જરૂર છે અભિનવ ગુપ્તાચાર્ય કહે છે કે अधिकारी चात्र विमलप्रतिभानशाली हृदय।× આ અધિકાર પ્રાપ્ત કરવા માટે વાચકને શિષ્ટ અને પ્રતિષ્ઠિત ગ્રંથોનું વારંવાર પ્રીતિપૂર્વક પરિશીલન કરવાની જરૂર રહે છે. અહીં વિવેચન વાચકનો સોમિયો થઈ શકે; અને ક્યા ક્યા ગ્રંથો શિષ્ટ છે, તે શા માટે શિષ્ટ ગણાય છે, તેના રસના ધોરણો શાં છે, બીજા ગ્રંથોના મુકાબલે અમુક જ ગ્રંથો શિષ્ટ શા માટે ગણાય છે, ક્યા સમયમાં ક્યા ગ્રંથકારો ઉત્કૃષ્ટ હતા, અને તે શા માટે, અમુક સમયના સમકાલીન લેખકોમાં સામ્યવૈષમ્ય શા માટે છે, સર્વ દેશમાં સર્વ કાલે રસનાં ક્યાં ક્યાં ધોરણો હતાં, તેમાંના ક્યા ક્યા સિદ્ધાંતો અચલ રહ્યા અને ક્યા ક્યા પલટાયા, વગેરે અનેક પ્રશ્નોના ઉકેલ દ્વારા વાચકની સહૃદયતાના વિકાસમાં મોટો ફાળો આપી શકે. આમાં મૂલ્યાંકન અને અવલોકનનો યથાયોગ્ય વિનિયોગ વિવેચન કરે, પણ સ્વાભાવિક રીતે જ મૂલ્યાંકનનું પ્રમાણ અહીં અધિકતર રહેવાનું. ઘણામાંથી થોડી શિષ્ટ કૃતિઓ તારવી આપવી, સમાન કૃતિઓના સામાન્ય ધર્મો શોધીને તેનું વર્ગીકરણ કરવું, અને અન્ય કૃતિઓના વિશિષ્ટ ધર્મોનું એકબીજાથી વ્યાવર્તન કરવું, વગેરે ક્રિયાઓમાં મૂલ્યાંકન વિશેષ અપેક્ષિત રહે જ. આમ સમસ્ત સાહિત્ય પરત્વે અહૃદય વાચકને સહૃદય બનાવી ભાવક બનાવવો — અનધિકારીને અધિકારી બનાવી આપવો, એ વિવેચનનો ધર્મ છે.

(બ) વિશિષ્ટ ધર્મ—સમસ્ત સાહિત્ય પરત્વે વાચકવર્ગને સહૃદય બનાવી આપવાના સામાન્ય ધર્મ ઉપરાંત અમુક ચોક્કસ કૃતિ પરત્વે વાચકને યથાર્થ રસનિષ્પત્તિ થાય તે માટે જોઈતી બધી માહિતી પૂરી પાડવી એ વિવેચનનો વિશિષ્ટ ધર્મ છે કોઈ પણ ગ્રંથની

+ 'સાહિત્યવિચાર' પૃ. ૫૧૫

• *The Essence of Aesthetic* p 89

× यस्य तु काव्यानुशीलनाभ्यासवशाद्विशदीभूते मनोमुकुरे वर्णनीयतन्मयीभवनयोग्यता सहृदयसंवादभाक् स सहृदय ।

(विवेक–काव्यानुशासन (पृष्ठ ४)– आचार्य हेमचंद्र (महावीर जैन विद्यालय प्रकाशितम्)

યથાર્થ સમજ માટે ગ્રંથકારનાં જીવન અને કવનની અનેક પ્રકારની માહિતી અપેક્ષિત રહે છે ગ્રંથકારના માનસવિકાસ પર ક્યાં ક્યાં બળોએ કેટકેટલી અસર કરી, ગ્રંથકારમા એના સમયને સામાન્ય કેટલું, અને વિશિષ્ટ કેટલુ, એનામાં રચનાકૌશલ્ય ક્યાંથી આવ્યું, એણે જીવનદર્શન શી રીતે મેળવ્યું અને એ જીવનદર્શનનો પ્રકાર કેવો છે વગેરે બાબતો પર પૂરતો પ્રકાશ પડે તો જ ગ્રંથકાર અને વાચક વચ્ચે યથાર્થ તત્ત્વાનુસંધાન થાય. આ કરી આપવું તે પણ વિવેચકનો ધર્મ છે. એક પ્રખ્યાત વિવેચકની ઉક્તિ છે કે criticism is the art of teaching to read વાચકને વાંચતાં શીખવવું એ વિવેચનની કલા છે આ વાંચતાં શીખવવાનો ધર્મ તો જ સિદ્ધ થઈ શકે જો વાચકને બધી અપેક્ષિત માહિતી મળે ગ્રંથકાર અને વાચક વચ્ચે સમયનુ અંતર જેમ ઝાઝું, તેમ આ માહિતીની આવશ્યકતા વધતી જાય અને એમાં નવા નવા પ્રશ્નો પણ ભળતા જાય. ઉદાહરણ તરીકે, ગ્રંથકારની ભાષાનું બંધારણ, એ ભાષામાંથી મળી આવતા ઉત્સર્ગોનાં ક્રમો, તથા અવાંતરક્રમો, ગદ્ય સ્વરૂપ, પદ્યસ્વરૂપ, વિચારલક્ષણો ઈત્યાદિ અનેક પ્રકારની માહિતી અપેક્ષિત રહે છે ગ્રંથકાર અને વાચક વચ્ચે સમયનું અંતર ન હોય ત્યાં પણ ઘણી વેળા વિસ્તૃત વિવરણની સહાય વિના વાચકને ગ્રંથની યથાર્થ સમજ પડવી સહેલ નથી સમકાલીન ગણાતી કૃતિઓમાં પણ કેટલીકના વિષયો અને સ્વરૂપો એવા હોય છે, કે જે વાચકને સદ્યોદૃષ્ટ બની શકતાં નથી કોઈ કોઈ વેળા તો હજુ ગઈ કાલે જ અવતાર પામેલી એકાદ નાની કાવ્યકૃતિની યથાર્થ સમજ માટે પણ વિવરણની જરૂર પડે છે. આપણી ભાષામાં પંડિતયુગ ગણાતી પેઢીનાં ઘણાં કાવ્યો આમ વિવરણ સાથે જ પ્રગટ થતાં, કેટલાંકનાં વિવરણ પ્રગટ થયે તુરત જ લખાતાં ઘણામાંથી થોડાં ઉદાહરણો લઈએ તો કાંતનાં 'વસંતવિજય' 'ચક્રવાક મિથુન' ઉપર અનુક્રમે રમણભાઈ અને બલવંતરાયનાં વિવરણો, હરિ હર્ષદ ધ્રુવનાં 'વિકરાળ વીર કેસરી' ઉપર જટિલનુ વિવરણ વગેરે એ રીતે પ્રગટ થયેલ અહીં વાચકની રસનિષ્પત્તિ અર્થે બધી જ માહિતી ભેગી કરી આપી વિવેચન વિરામ પામે છે, અને પ્રાપ્ત માહિતી પરથી વાચકને પોતાનો અભિપ્રાય જાતે જ બાંધવા દે છે — વાચકની સદસદ્વિવેકશક્તિ પર મૂલ્યાંકનને છોડી દે છે કવચિત્ મિતાક્ષર મૂલ્યાંકન કરી આપે છે, તોપણ વિવરણ એ જ અત્રે એનો મુખ્ય ધર્મ છે

આમ સામાન્ય અને વિશિષ્ટ ધર્મ અનુસાર મૂલ્યાંકન અને વિવરણ બન્નેનો યથોચિત વિનિયોગ વિવેચને કરવો રહ્યો. એમાંથી એકનો પણ એ આત્યંતિક પરિહાર ન કરી શકે કોનો ક્યારે ઓછોવત્તો વિનિયોગ કરવો એનો નિર્ણય એ પરિસ્થિતિ પ્રમાણે કરે અન્યત્ર તેમજ અહીં પણ પરિસ્થિતિ એ જ નિયામક બળ છે

વાચક પરત્વે વિવેચનના ધર્મ વિચાર્યા પછી હવે લેખક પરત્વે વિવેચનના ધર્મ વિચારવાના રહ્યા સગવડ ખાતર લેખકના આપણે બે વર્ગો પાડીએ: (અ) સિદ્ધ અને (બ) સાધક.

(અ) સિદ્ધ લેખકો પરત્વે વિવેચકે બહુધા વિવરણનો માર્ગ અખત્યાર કરવાનો રહે છે કોઈએ કહ્યું છે કે સમય એ સૌથી મોટો વિવેચક છે સિદ્ધ લેખકોનો મોટો ભાગ આ સમયના બળ સામે ટકી રહેલા આવિષ્કારોનો જ હોવાનો. સમકાલીન લેખકોમાંથી

સિદ્ધ કોટિના લેખકો ન હોય એમ કહેવાનો અત્રે આશય નથી માત્ર એટલું જ વિવક્ષિત છે કે સમકાલીન લેખકોમાંથી સિદ્ધ કોટિના લેખકો ગણ્યાગાંઠ્યા જ હોવાના; અને તેમને તે કોટિએ પહોંચવાને કેટલોક સમય પણ જોઈએ જ. હવે આ સિદ્ધ કોટિના લેખકોના શ્રેષ્ઠ ગ્રન્થોની ગુણવત્તા એટલી તો ગભીર હોવાની કે એની યથાર્થ સમજ માટે વિસ્તૃત વિવરણ વાચકવર્ગને માટે આવશ્યક થઈ પડે. આપણી ભાષામાં 'સરસ્વતીચંદ્ર'નું ઉદાહરણ લઈએ. 'સરસ્વતીચંદ્ર' છેલ્લાં સો વર્ષનો ઉત્તમોત્તમ ગ્રંથ છે, એના લેખક આપણા સર્વશ્રેષ્ઠ લેખક છે, વગેરે મૂલ્યાંકનનાં અનેક પ્રશસ્તિવચનો વડે વાચકને રસપ્રતીતિ ન થાય. ક્યાં કારણોસર એ સર્વોત્તમ ગ્રંથ છે, આ સર્વોત્તમતા એનાં પાત્રાલેખનમાં, એનાં જીવનદર્શનમાં, સંકલનામાં, કે સંસારચિત્ર આપવાની ખૂબીમાં, ક્યાં ક્યાં અને કેટકેટલા પ્રમાણમાં છે તેનું વિગતવાર વક્તવ્ય આપવું જ પડે; અને એ રીતે એમાં પ્રધાન અંશ મૂલ્યાંકન કરતાં વિવરણનો જ વિશેષપણે રહે. એક બીજી વાતનો પણ આમાં સમાવેશ થઈ જાય છે સિદ્ધ સાહિત્ય પરત્વે વિવેચકને ઘણુંખરું મૂલ્યાંકનમાં પણ ગુણદર્શન જ કરવાનું રહે, દોષદર્શનનો અંશ સ્વાભાવિક રીતે જ ઓછો આવે. કારણ આ સાહિત્ય સમયના અગ્નિમાંથી તવાઈને શુદ્ધ કંચન સાબિત થયેલું હોય છે. એટલે દોષ હોય ત્યાં પણ તેનું પ્રમાણ અતિ અલ્પ હોય.

અહીં એક અવાંતર છતાં અગત્યના મુદ્દાનો ઉલ્લેખ કરી લઈએ. સંસ્કૃત સાહિત્યમાં ઘણુંખરું વિવેચન ટીકારૂપે હોય છે ટીકા શબ્દનો મૂળ અર્થ સ્પષ્ટીકરણ, વિશેષ વિચાર, અવલોકન એટલો જ. આમાં સર્વત્ર વિવરણ જ હોય છે, મતપ્રદર્શનને અવકાશ નથી. સંસ્કૃત સાહિત્યમાં મતપ્રદર્શન વિનાની સ્પષ્ટીકરણ અને વિશેષ વિચારવાળી ટીકાઓ મળે છે, તેનાં ત્રણ કારણો લાગે છે

(૧) રમણભાઈ કહે છે તેમ, સંસ્કૃત ભાષાના અતિ ગ્રથિત, સંક્ષિપ્ત, અને પ્રમાણભૂત ગ્રંથો માટે લેખકના આશયને જ વિસ્તારથી સ્પષ્ટ કરનારી ટીકાની જરૂર હતી સૂત્રરૂપ કથનને ભાષ્ય જોઈએ જ. ઘણી વેળા મૂળનાં સંક્ષિપ્ત કથન ઉપર વિશેષ સ્પષ્ટીકરણ અર્થે લેખક પોતે જ વૃત્તિ લખે છે અને આ વૃત્તિ ઉપર પાછળથી ટીકાઓ લખાય છે.

(૨) સંસ્કૃત સાહિત્યમાં ટીકા બહુધા. શિષ્ટ ગ્રંથો પર લખાય છે, અને મૂળ લેખક તથા ટીકાકારના સમય વચ્ચે અંતર હોય છે. કાલિદાસ જેવા સર્વમાન્ય કવિકુલગુરુના ગ્રંથો ઉપર મલ્લિનાથ હજાર વર્ષ પછી ટીકા લખે, એમાં સ્પષ્ટીકરણ સિવાય વિશેષ શું અપેક્ષિત હોય !

(૩) કદાચ એમ પણ હોય કે આવી ટીકાઓમાંની ઘણી અધ્યાપકોએ પોતાના વિદ્યાર્થીઓને અનુલક્ષીને લખી હોય. (એકને એક ગ્રંથ ઉપર અનેક ટીકાઓ મળી આવે છે તેનો બીજો શો ખુલાસો ?) અને જો તેમ હોય તો તેમાં સ્પષ્ટીકરણ જ હોયને ! મૂળ શિષ્ટ ગ્રંથ હોય તે જ અભ્યાસમાં લેવાય, અને વાચનાં અવબોધનના વિશિષ્ટ ઉદ્દેશથી ટીકા લખાય તેમાં સ્પષ્ટીકરણ જ પ્રધાન સ્વરૂપે હોય

ય સાધક લેખકો—સાધકલેખકો અથવા ઉછરતા લેખકોમાંથી જ્યાં ગુણવત્તા હોય ત્યાં તેને ઉત્તેજન આપવું અને દોષ-દર્શન થતું હોય ત્યાં તે દેખાડી આપી દોરવણી આપવી, એ પણ વિવેચનનું કામ છે પણ દોષદર્શન દોરવણી આપવા માટે છે એ સત-દર્શન વિસરાઈ ન જવું જોઈએ. ' હુકમી શેરા ' લખવા એ વિવેચનનું કામ નથી. સર્વત્ર ગુણ અને દોષ શા માટે છે તેનાં કારણો સ્પષ્ટ કરવાં જોઈએ મણિલાલ કહે છે તેમ " કારણ વિનાનો મત સારો હોય તથાપિ બુદ્ધિમાનોને સંતોષ આપી શકતો નથી ને સકારણ નઠારો હોય તોપણ તેમને તે માન્ય થવામાં નિષ્ફળ થતો નથી."

પણ પ્રશ્ન થશે કે નિર્માતાની પ્રતિભા એ તો નિસર્ગદત્ત શક્તિ છે. એને વળી વિવેચન શું દોરવણી આપવાનું હતું ? એનો ઉત્તર એ છે કે પ્રતિભા પણ પરિશીલન અને તપશ્ચર્યા વડે ખીલે છે. એક અંગ્રેજ વિદ્વાન ઠીક કહે છે કે પ્રતિભા એ મૂડી છે. જેમ ધનવાનને પોતાની મૂડીનો સદુપયોગ કરવા માટે સાચી સલાહ ઉપકારક છે, તેમ પ્રતિભાનો સદુપયોગ કરી શકે તેવી સલાહ નિર્માતાને પણ ઉપકારક છે આવી સાચી સલાહ આપવાની વિશિષ્ટ યોગ્યતા વિવેચનની છે; અને એ જ કારણે વિવેચનનાં શાસ્ત્રની પણ અગત્ય છે, જેથી આવી સલાહ પુનઃપુનઃ સફળ નીવડેલા સિદ્ધાંતોના આધારે આપી શકાય. ખરું છે કે निरंकुशाः कवयः અને પ્રતિભા પણ नवनवोन्मेषशालिनी છે. એને શાસ્ત્રનાં ચોકઠામાં જકડવા જતાં તો રમણીયતાનું ક્ષણેક્ષણે નવતા પામતું રૂપ જે સાહિત્યને અત્યંત અભિષ્ટ છે, તેનો જ નાશ ન થાય, પણ સિદ્ધાંતોના હાર્દને સમજવું એટલું જ અત્રે વિવક્ષિત છે, એથી સર્જકને સરવાળે લાભ જ છે. વળી સર્વત્ર ' નૂતનતાનો ઉદ્ભવ શાસ્ત્રાલંબનથી થયો છે, પણ તેમ કરવાની શક્તિ શાસ્ત્રાભ્યાસથી આવી છે.'×

ચાલુ ]



× કાવ્યના ઉદ્ભવહેતુનું વર્ણન કરતાં મમ્મટે પ્રતિભા, વ્યુત્પત્તિ અને અભ્યાસ એ ત્રણેનો હેતુમાં સમાવેશ કર્યો છે

> व्युत्पत्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात्
> काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥
>
> का. प्र १, ३

દંડીએ પણ નૈસર્ગિક પ્રતિભા, વિશુદ્ધ વ્યુત્પત્તિ અને સતત કાવ્યપ્રવૃત્તિને કાવ્યના હેતુ તરીકે સ્વીકારેલ છે

> नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहुनिर्मलम् ।
> अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसम्पदः ॥
>
> दण्डिन्, काव्यादर्श १, १०३

ભૂતનું આવરણ ઉલેચતો

# એકરાર

અશ્વિન શેઠ

પ્રિય નીલા !

પ્રિય જ્યારે તું બની જ છું, અને અધિક પ્રિયતર તું બનવાની છું, એ પહેલાં મારા ભૂતકાળનો એક પ્રસંગ જો હું તને ન જણાવું તો મેં તને દગો દીધો ગણાય. ગઈ આખી રાત એણે મને સતાવ્યો છે મારા હૃદયનો સત્પુરુષ કહે કે મારે તને આપણો સંબંધ પાકો થતાં પહેલાં એ વાત જણાવી દેવી જ જોઈએ, અને કાપુરુષ કહે કે જ્યારે એ વાત કોઈ જ જાણતું નથી, તો પછી સૂતેલા ભૂતને જગાડવાની શી જરૂર ? કદાચ—એ જ બાજી જીતી જાત, પણ તારો જે શુદ્ધ પ્રેમ મારે માટે છે, એને મારી અપવિત્ર ભાવનાથી કલંકિત કરવાની હિંમત થઈ શકે એમ નહોતી, આખરે એ સત્પુરુષની જ જીત થઈ છે.

બને કે એ જાણ્યા પછી તું કદાચ મને ધિક્કારે પણ ખરી. અને સાચે જ જો એવું બનશે, તો પણ મને તારે માટે એક પણ ખરાબ વિચાર નહિ આવે, નહિ મારું અંતર એથી દુભાય એની હું તને ખાતરી આપું છું મારી તારે માટેની લાગણી આજ છે એવી જ સદાયે રહેશે...' લાગણી ' શબ્દ હું બહુ જ સમજીને વાપરું છું. ' પ્રેમ ' કરતાં વિશિષ્ટ અર્થમાં......

—એથી કદાચ આપણાં વડીલોનાં મન ભાંગી પડશે ! એમને નવાઈ લાગશે કે નીલા આ સંબંધ બાંધવાની અચાનક ના શા માટે પાડે છે ! આટલું બધું નક્કી થયા પછી એકાએક તે વળી શો વાંધો આવ્યો હશે એને !—પણ આપણે એમની નવાઈને માટે કોઈ જ કારણ નહિ આપીએ. અને પછી જો તું રજા આપીશ તો આપણે આજ છીએ એવા જ મિત્રો તરીકે ચાલુ રહીશું. પણ બને કે તું કદાચ મને એ રજા પણ ન આપે, તો, હું નથી કહી શકતો કે મને શી શી અને કેવી લાગણીઓ થશે, નથી કહી શકતો કે હું એ સહી શકીશ કે કેમ, પણ એને માટે હું તને જરાયે દોષ નહિ દઉં એ વાત તો નિશ્ચિત જ છે.

ત્યારે નીલા, જરા ધડકતા પણ મક્કમ દિલે હું મારી વાત શરૂ કરું છું. તારાથી કોઈ જ વાત છુપાવવી ન પડે એવી ઈશ્વર મને શક્તિ આપે !—મને અત્યારે શી શી લાગણીઓ થાય છે, એ તો કાગળ પર ભાગ્યે જ ઉતારી શકવાની સ્થિતિમાં છું હું નથી હું કોઈ કલમનો કસબી, કે નથી કોઈ માનસવિજ્ઞાની, અત્યારે તો માત્ર છું એક શુદ્ધ પ્રેમનો ઉપભોગી, જેને તારા જેવી પ્રિયતમાનો પ્રેમ સંપાદન કરવાનો છે, અને એ શુધ્ધ હૃદયે જો ઈતિહાસમાં આ પ્રસંગની તુલના કરવી હોય તો એ માત્ર અગ્નિપરીક્ષા આપતી સીતા સાથે જ થઈ શકે. ઈશ્વર મને એ પરીક્ષા આપવાની શક્તિ આપે !—એમાંથી પસાર થાઉં યા ન થાઉં, એનું પરિણામ સહવાની શક્તિ આપે ......

એ પ્રસંગ છે આજથી આઠ વર્ષ પહેલાનો.

મેટ્રિકની પરીક્ષા આપીને હું અમદાવાદ આવ્યો હતો. મેટ્રિક પછીનું વેકેશન વિતાવી

જીવનમાં સૌથી વધુ રસમય હોય છે. ત્યારે વિદ્યાર્થી જીવનના પ્રશ્નોને થોડાવત્તા અંશે સમજતો થાય છે. શાળાના કાંઈક બંધિયાર જીવનમાંથી છૂટીને આવતો વિદ્યાર્થી ત્યારે સ્વતંત્રતાના શ્વાસ લેવા માંડે છે. કોલેજના સ્વતંત્ર જીવન તરફ પગલાં ભરતો એ જરા આત્મવિશ્વાસથી, અને કાંઈક અસ્થિર મનજે ભવિષ્યની મેડીઓ ચણવા લાગે છે. આર્ટ્સ, સાયન્સ કે કોમર્સ, કે પછી નોકરી ?–એમ સાધારણ વિદ્યાર્થી વિચારતો હોય છે. પણ મારી સ્થિતિ ત્યારે જરા જુદી હતી. હું એ વખતે સાહિત્યકાર થવાનાં સ્વપ્નાં સેવતો હતો! મુનશી અને રમણલાલ, ટાગોર અને શરદબાબુ નાનાલાલ અને કલાપી–એ હતા મારા આદર્શ. એ વાંચતો, અને એના પર ચર્ચાઓ કરતો ત્યારના મારા સાથીઓ હતા પ્રવીણ અને શરદ, સ્મિતા અને કોકિલા, ને બીજા ફર્સ્ટ ઈયરવાળા થોડા કોલેજના મિત્રો. અમે વાંચતાં પુસ્તકાલય અને ઘર, સાંજના બગીચો કે ગુજરાત કોલેજની પાછળનું મેદાન, એ અમારાં ચર્ચાસ્થળો હતાં તને તો કદાચ યાદ નહિ હોય, પણ આપણી શેરીનું પુસ્તકાલય અમે એ વખતે બનાવ્યું હતું.–ત્યારે પેલા કોલેજ પાછળના મેદાનને 'લવ પરેડ ગ્રાઉન્ડ' બનવાની વાર હતી! એ અમારું વિવાદગૃહ જ હતું

ત્યારે હું સોળ વર્ષનો હતો. આજ એ કહેવું મારે માટે મુશ્કેલ છે કે પ્રેમ, સ્ત્રી–પુરુષ વચ્ચેના ભેદ, વગેરે હું સમજતો હોઈશ કે નહિ, કે મારી વાસના એ સમયે જાગૃત હતી કે નહિ. તો યે એટલું તો હું જરૂર કહીશ કે એ સમયે કોઈ યુવતીને જોઈને આજે જે સંકોચ થાય છે, જે ભાવો જાગે છે, એ તે સમયે નહોતા થતા આજે કોઈ યુવતી સાથે અચાનક એકાંતમાં મળવાનું થાય છે, ત્યારે જે સંકોચ જન્મે છે, એ ત્યારે નહોતો થતો. ત્યારે લગભગ સરખી ઉંમરનાં અમે, હું અને સ્મિતા, કે હું અને કોકિલા વિના સંકોચ કલાકોના કલાક એકાંતમાં બેસતાં અમને કે કોઈને એ અંગે સહેજે સંકોચ નહોતો થતો. એ સમય નિર્દોષ હાસ્યમસ્તીનો જ હતો એમ કહીએ તો પણ ખોટું નહિ કહેવાય.

પણ સોળ વર્ષની ઉંમર નાની ન કહેવાય એ ઉંમરે યુવાનો અને યુવતીઓને એકાંત ન માણવા દેવાં જોઈએ, જાગૃત મને ભાગવામાં વાંધો નથી, પણ મનની અજાગૃતાવસ્થામાં એ કદિક વિપરિત પરિણામો ઉપજાવી શકે છે. અતિ છૂપી રીતે જાગતી માનવસુલભ વાસના ભાગ્યે જ કોઈ સમજી શકે છે અમે એથી અજાણ હતાં, પણ એ જાગી ગઈ હતી ત્યારે નવલકથાનાં પાત્રોની રોમાંચક પળો અમને પણ ગલગલિયાં કરી જતી અને આજે આ મારે તને લખવું પડે છે, એનો સમગ્ર દોષ જો હું એ નવલકથાકારોને આપું તો મેં ભાગ્યે જ એમને અન્યાય કર્યો એમ કહી શકાય

અમારી નિર્દોષ મસ્તી ક્યે ઘડીએ સાચા પ્રયોગોમાં સરી પડી એ તો ચોક્કસ યાદ નથી. ત્યારે અમે કઈ નવલકથા વાંચતા હતા એ પણ ચોક્કસ યાદ નથી; નહિ તો વગી સમગ્ર નવલકથાની જાતને દોષ દેવાને બદલે હું એકાદ ચોક્કસ નવલકથાને જ દોષ દેત કદાચ !–પણ એ સારું જ છે, કારણ નહિ તો સાહિત્યના ક્ષેત્રમાં પા પા પગલી ભરવાની ઉમ્મીદ સેવતો હું કોઈ પીઢ સાહિત્યકારને મારો દુશ્મન બનાવી બેસત કદાચ ?......

એ વાત મનેની જે રીતે ખબર પડી એ રીતે જ તને કહું

અમારી વાસના જાગી ગઈ હતી એ હું ન કહી શકું કે મને સ્મિતા માટે પ્રેમ હતો કે નહિ. મને લાગે છે કે એ પ્રેમ નહિ, પણ માત્ર વાસના જ હતી, અને શુદ્ધ પ્રેમને સમજી શકવા જેટલી કે શુદ્ધ પ્રેમ થઇ શકે એટલી હદે અમારાં મન કેળવાયાં જ નહિ હોય. એનું કારણ એ છે કે વેકેશન પૂરી થયા બાદ પાછો હું મુંબઈ ગયો ત્યારે મને કોઇ જ પ્રકારની બેચેની જણાઇ નહોતી હા, વિકારો અને વાસનાનું શિક્ષણ હું અહીંથી લઇને ગયો હતો એ પછી કોઈ પણ યુવતી સાથે એકાંતમાં બેસી શકવાની મારી શક્તિ મે ગુમાવી હતી એ સમય હતો મારે માટે કોઇ પણ સુંદર યુવતીને જોઈને કામલોલુપતા જાગૃત થવાનો, અને બની શકે કે અમે જે રીતે કોલેજમાં છોકરીઓની મશ્કરી કરતા તેની પાછળ અમારી વણસંતોષાયેલી કામવાસના જ કારણભૂત હોય......શેવાનિની સાથે એ પહેલાં હુ છૂટથી ભળી શકતો, પણ આ વખતે એની સાથે પણ એકાંતમાં વાતો કરતાં સંકોચ થતો, અને વિકારો જાગી જતા મનના ઊંડા ભાગમાં કોઈ વિચિત્ર લાગણીઓનું વાવંટોળ જામતું, અને એનો અર્થ હું હજુ યે નથી સમજી શક્યો એ સમજવાનો મારો પ્રયત્ન હમેશા નિષ્ફળ જ ગયો છે. લગ્ન કરવાની એ સમયે મારી તૈયારી નહોતી ત્યારે એમ થતું કે હું આટલો નાનો, અને વળી મારે ઘેર મારી 'વહુ' આવે ! એવી કોઈ વિચિત્ર કલ્પના જ મને શરમાવી દેતી ! 'આર્થિક પ્રશ્નમાં હું સ્વતંત્ર થાઉં પછી જ લગ્ન કરીશ' એ ભાવના તો બહુ જ પાછળથી જાગી ત્યારે તો કોઇક શરમ, કોઇ ન સમજાતા ભાવો, વગેરેએ જ મને લગ્ન કરતો રોક્યો હતો બાકી, મારે કબૂલ કરવું જોઇએ કે મનની વાસના મને અંદરથી પોકારતી કે 'શા માટે લગ્નની ના પાડે !' અને મેં કેટલી યે વાર 'હા' પાડવાનું નક્કી કર્યાં છતાં પણ એમ કરી શક્યો નહોતો ક્યારેક થતું કે જૂના જમાનાની જેમ બાબાપુ મને બળજબરીથી પરણાવી દે તો કેવું સારું !

અમે મિત્રો નિયમિતપણે પત્રવ્યવહાર કરતાં આ વખતે અમારો ઉલ્લાસ વધુ હોય એમાં નવાઈ નહોતી. અમે એક બીજાની ખૂબ જ નજીક પહોંચ્યાં હતાં—મન અને શરીર પણ એકમેકની સાથે ભળી ગયાં હતાં......

કેવા રસિક પ્રશ્નો અમે ચર્ચતા ત્યારે ? એ પત્રો અમારી વિકસતી લેખનકળાના પાઠ્યપુસ્તકો જેવા હતા. હજુ યે એ મારી પાસે છે. ક્યારેક જોવા પામીશ તું ત્યારે એ સંગ્રહની કિંમત મિત્રોના રસિક પત્રોથી વધુ નહોતી, આજે એ કોઇની પવિત્ર સ્મૃતિ, નિસ્વાર્થ પ્રેમ, અને ભોગના સંભારણા રૂપ છે

અમારાં બધાંનું એ કોલેજનું પ્રથમ વર્ષ હોઈ નવી સ્વતંત્રતા અને એના લાભ ગેર-લાભ બધું યે અમારામાં ઊતર્યું હતું...થોડો ડોળ, આડંબર, અને બીજા થોડા ગુણો સાથે સ્વચ્છંદતાને લગભગ અડકે એવું અમારું ત્યારનું જીવન હતું.

દરેક વખતે સ્મિતાના પત્રો બદલાતા જતા હતા. કોઈ ન સમજાતી બીક, કોઈ ઊંડું મંથન, જાણે એનું સમસ્ત જીવન ક્યાંકથી ઘેરાઈ ગયું હતું. એ જીવન અને મૃત્યુના પ્રશ્નો ચર્ચતી. માનવીના સંસ્કાર અને વિકાસની વાતો કરતી. કદિક એના પત્રોમાંથી નીતિ અને અનીતિની ચર્ચાઓ વાંચીને હું છૂપું હસતો '—એ સમાજને અને રિવાજોની મર્યાદાઓને શાપ દેતી......પણ એ બધાંની પાછળ કોઇ ઊંડું દર્દ ડોકિયાં કરતું કોઈ ભયાનક બીક

એના જીવનને આવરી લેતી હોય એવો ભાસ થતો. ....પણ એમાંથી કોઈ ચોક્કસ કલ્પના થઇ શકે એમ નહોતી, કારણ એનું મૂળ મારી કલ્પનાથી ક્યાં યે દૂર હતું એ વખતે તો ફરી વેકેશનમાં અમદાવાદ જઇશ ત્યારે એની સાથે ખૂબ ખૂબ ચર્ચાઓ કરીશ એટલો જ ખ્યાલ હતો......કદિક એને તાત્કાલિક મળવાની ઉત્કંઠા થતી, પણ બને કે એનું ખરું કારણ કાંઈક જુદું જ હોય. એકવાર જેણે વિષયનો આસ્વાદ લીધો હોય છે, અને એ પણ ચોરીછૂપીથી, એવા માનવીની વૃત્તિઓ માનવલોહી ચાખેલા હિંસક પશુ જેવી થઈ જાય છે.. .. છૂપાં અને અનિયમિત આલિંગનો વિકારોને અકુદરતી રીતે વધારી અને ઉશ્કેરી મૂકે છે, અને પછી જાણે એની જ શોધમાં, એને માટે કોઈ યોગ સાધવાની સતત કામના એ માનવીના દિલમાં ધૂંધવાયા કરે છે .....એનું જીવન પશુથી યે હલકી કોટીનું થઈ જાય છે. પણ જાતે અનુભવ્યા વગર એની કલ્પના અતિ મુશ્કેલ છે, અશક્ય છે. એટલે નીલા, એના વિચારો તો તારે માટે સાવ અર્થ વગરના જ છે હિંદમાં બાળલગ્નની પ્રથા દાખલ કરવાનું કારણ કદાચ આ જ હશે, અને તો તો આપણા વડીલો ખરેખર ખૂબ જ બુદ્ધિપૂર્વક અને સાવચેતીથી કામ લેતા એમ આપણે કબૂલ કરવું જ રહ્યું એ રીતે જોતાં એ પ્રથા તો સમાજને માટે એક આશીર્વાદ સમાન હતી એમ કહેવું જોઇએ. એમાં માનવીને અનીતિને રસ્તે જવાની જરૂર ઊભી થવાનો પ્રસંગ જ ન આવતો.

—પણ અમદાવાદ જઇને એને મળવાનો પ્રસગ જ ન આવ્યો. વિધાતાની ઇચ્છા કંઇ જુદી જ હશે.

સ્મિતા માંદી હોવાના ખબર આવ્યા. એ હવાફેર કરવા ગઇ, અને ત્યાં જ ગુજરી ગઈ! બધે એના મૃત્યુના ખબરે હાહાકાર ફેલાયો. અત્યારે એના મૃત્યુનું ખરું કારણ જાણનાર હોય એવું કોઇ જ હયાત નથી—એક મારા સિવાય આજે બીજી તું જાણીશ. પછી એ વાત વળી દટાઇ રહેવાને જ માટે છે કારણ એ વાત બહાર આવે એમાં મારી બદબોઇ તો થાય જ. અને એ છુપાવવાનો કે એને માટે દયા માગવાનો મને જો કે કોઇ જ હક નથી, છતાં એમાં એક મૃતાત્મા, કે જેને હવે આ પૃથ્વીના કાર્યો સાથે કાંઈ જ સબંધ નથી, અને જેને પોતાની કે પછી કોઇની, કે બેયની ભૂલ માટે મૃત્યુદંડ જેવી શિક્ષા મળી ચૂકી છે, એની બદબોઇ કરવાનો આપણને કોઈ જ અધિકાર નથી, ઓછામાં ઓછું એને માટે આપણને દયા હોવી જરૂરી છે. એટલે આ વાત તારી જ પાસે દટાઇ રહેશે એમ તારી પાસેથી વચન માગવાનો મને અધિકાર છે અને આખરે તો તું યે એક સ્ત્રી જ હોઇ એક સ્ત્રી પ્રત્યે રહેમથી જ જોઇશ એમ હું માની લઉં છું

સોળ વર્ષની સ્મિતા ગર્ભવતી બની હતી, અને એના બાળકનો પિતા હું હતો! જીવનની છેલ્લી પળે, જ્યારે બચવાની આશા તદ્દન જતી રહી ત્યારે જ તેણે તેની બાને એ વાત કહી, અને એ પણ મને એ વાત ન જણાવવાનું વચન લઇને!

મુંબઇમાં સ્વચ્છંદે વિહરતા મને શી ખબર કે સ્મિતાના મૃત્યુનું કારણ હું જ હોઇશ! સ્મિતાનું મૃત્યુ એ મારે મન તો દુન્યવી અકસ્માતોમાંનો એક અકસ્માત જ હતો ત્યારે.

મને એ વાતની ખબર પડી એ પણ એવી જ વિચિત્ર રીતે.

સ્મિતાના મૃત્યુ પછી એની બાનું શરીર ખૂબ જ ન ખાઈ ગયું હતું લોકોને એમ કે એ એમની પ્યારી પુત્રીના અકાળ મૃત્યુનો ઘા સહી શક્યાં નથી કદાચ એ વાત પણ સાચી જ હશે, એ ઉપરાંત એમને માથે એક વધુ ભાર હતો, સ્મિતાના બાળકનો. અને એ જ ચિંતા કદાચ મુખ્ય હતી એમની જગ્યાએ બીજું કોઈક હોત તો એણે એ બાળકને પણ સ્મિતાની સાથે જ મોકલી આપ્યું હોત પણ વિજયાએ એમ ન કર્યું. એ બાળક એમને મન સ્મિતાની સોંપેલી થાપણ જેવું હતું. સ્મિતાની એકની એક યાદગીરી રૂપ હતું. પણ ખુલ્લંખુલ્લા તો એ એને પોતાની પાસે રાખી શકે એમ હતું જ નહિ, એટલે એમણે બીજો રસ્તો લીધો, અને કોઈ અજાણ્યા સ્થળે બાળકને ઉછેરવાની વ્યવસ્થા કરી.

ઉમંગે વહ્યે જતાં માનવીના જીવનમાં કઈ પળે શું બનશે એ કોઈ કહી શકે એમ છે? માનવીનું મન એક અબોધ પ્રતિમા જેવું છે. એના ભાવોની માત્ર કલ્પના જ કરવાની હોય છે. એ ખરેખર શા હશે એ તો એનો સર્જક પણ ન કહી શકે. પેલા 'મોના લીસા'ના ચિત્રનો ઈતિહાસ તો તને ખબર હશે જ. એ ચિત્રના ભાવો એવા હતા કે જે વ્યક્તિ જે ભાવે એને એ, જુએ એને દેખાય! માનવીનું મન બરાબર એવું જ છે. એની અંદરની રચનાનો કોયડો અણઉકેલ્યો જ રહેશે એનો અંદરનું યંત્રકામ એના સર્જકને પણ એક કોયડા સમું જ હશે કદાચ!

મુંબઈમાં તદ્દન સ્વતંત્રપણે મારા જીવનનું નિર્માણ જે સમયે થતું હતું, અને જ્યારે હું સ્ત્રી અને પુરુષ, પ્રેમ અને પ્રકૃતિ વિશે મારા વિચારોને એકત્રિત કરતો શૈવાલિની સાથે પ્રણયનાં સ્વપ્નો ઘડતો હોઈશ ત્યારે મને કલ્પના પણ હશે કે મારી ઊગતી વાસનાએ રમતમાં જ એકની જિંદગી હરી હતી, અને બીજી એક જિંદગી પર અસહ્ય બોજો લાદ્યો હતો! જેની જવાબદારી ખરી રીતે મારી હતી એ બીજા કોઈની જિંદગી ટૂંકી કરતું હતું!—સ્વચ્છંદે વિહરતું માનવીનું મન બીજાના વિચારો ભાગ્યે જ કરે છે

હું એક સદ્‌ગુણી, સુશીલ અને સુચરિત યુવાન તરીકે આજે પણ જાણીતો છું! એ વસ્તુએ મને કેટલી યે વાર દુભવ્યો છે શા માટે આ આડંબર? શા માટે આ ખોટું આવરણ!—અને કેટલી યે વાર ઇચ્છા થઈ છે કે સમાજને પોકારીને કહી દઉં કે તમારી મારે માટેની કલ્પના ખોટી છે, ખોટી છે, ખોટી છે...પણ એ દંભ નથી છૂટી શક્યો. મારા અંતરના ભાવો જેવા ને તેવા હું કદિ બીજાઓ સમક્ષ રજુ નથી કરી શક્તો સમાજની મારે માટેની માન્યતા એવી જ રહે એવું આંતરમન ઇચ્છે છે. અને હું સમાજની નજરમાં કદાચ હંમેશ એક સદ્‌ગુણી, સુશીલ અને સુચરિત જ રહીશ... ..નહિ તો નીલા, મને તારા જેવી યુવતીનો પ્રેમ મળત જ ક્યાંથી? સૂર્ય કરતાં ચંદ્ર કવિઓની કવિતાઓમાં વધુ આવવાનું કારણ એની અંદરનું કલંક જ છે એવું બધાં કહે છે ને?—પણ હું કહું છું કે એનું કારણ ચંદ્રની સૌમ્યતા છે, અને એ સૌમ્યતાનું કારણ પોતાના કલંક વિશેનું એક સતત ભાન જ છે, નીલા!—મારા અભિમાનને આગળ વધતાં અટકાવવા, એને કાબૂમાં રાખવા મને સ્મિતાનું સ્મરણ જ પૂરતું થઈ પડે છે અને મારી સૌમ્યતા, જે

મારા ગુણોમાંનો સૌથી વધુ લોકપ્રિય ગુણ છે, એનું કારણ પણ સ્મિતાનું સ્મરણ જ છે
૧૯૪૨ની ચળવળમાં નૈતિક ભાવના અને શુદ્ધ દેશપ્રેમની જે ગંભીર ચર્ચાઓ અમે કરતા, એ યાદ કરું છું ત્યારે એ ડોળ દમામ પર માત્ર દયાભર્યું હાસ્ય જ કરવાનું રહે છે. અને તારી પાસે દિલ ખોલવા જ બેઠો છું ત્યારે કહી દેવું જોઈએ કે અમારી એ ભૂમિગત પ્રવૃત્તિઓ અને ગુપ્ત ચર્ચાઓના ઓઠા નીચે માત્ર વાસનાના કીડા જ ખદબદતા હતા.....

પણ કદાચ અનીતિ એ જ માનવસ્વભાવનું સાચુ લક્ષણ હશે, અને નીતિમાન માનવી કોઈ હશે જ નહિ ... .કોઈ અપવાદ લાખમાં એકનો હોય, પણ એ અપવાદ જ.

પણ સ્મિતાના એ વખતના પત્રો વાચું છું જ્યારે, ત્યારે ,ઓીજાતના પેલા સ્નેહેલા નમૂના જ કદાચ અપવાદરૂપ હશે એવુ માનવાનું દિલ થઇ આવે છે બીજો દાખલો છે તારો !–શુ ખરેખર પેલા નમૂના એ અપવાદ હશે કે પછી તમે બે જણા અપવાદ બનીને મારા જીવનમાં આવ્યાં હશો?

નથી સ્મિતાએ કદિ પોતાનું દુઃખદર્દ ગાવાનો કે રડવાનો પ્રયત્ન કર્યો, કે નથી એણે એનો દોષ કોઇને માથે ઢોળવાનો પણ પ્રયત્ન કર્યો. એણે તો હિંમતથી એનો નૈતિક રસ્તો શોધવાનો જ પ્રયત્ન કર્યો હતો પોતાનું એ કર્મ ખરેખર અનીતિમાન હતું કે નહિ, એ નક્કી કરવાનો એણે પ્રામાણિક પ્રયાસ કર્યો હતો અને એણે નક્કી કર્યું હતું કે એનું કાર્ય અનીતિમાન નહોતું, પણ માનવજાતના અતિ સ્વાભાવિક, અને તદ્દન કુદરતી સ્વભાવ લક્ષણનું જ પરિણામ હતું કામ એ તો પ્રાણીમાત્રની સ્વાભાવિક લાગણી છે. જે દોષ છે, એ તો આપણી અસ્વાભાવિક અને કૃત્રિમ સમાજરચનાનો......આ વિચારસરણી તને જરા અટપટી, અને શબ્દોની અસ્પષ્ટ રચનાની ભૂલભૂલામણી જેવી પણ કદાચ લાગે, નીલા ! પણ વિચાર કરતાં મને તો એમાં જ તથ્ય દેખાયું છે

નીતિ અને અનીતિના નિયમો, બંધનો, આખરે તો ચાલતી આવેલી રૂઢીઓનાં જ સંતાન છે ને ! જે કાર્ય એક જગ્યાએ અતિ નીતિમયતાનું ગણાતું હોય એ જ બીજી જગ્યાએ અધમમાં અધમ ગણાતું હોય એવું તો આજ સાંકડી બની ગયેલી દુનિયામાં આપણે રોજ જોતા નથી !

—હું જરા આડી ચર્ચામાં ઊતરી ગયો, નહિ !

વિદ્યાર્થી જીવનની મારી એકધારી કારકીર્દિમાં અચાનક ભંગાણ પડવાનું કારણ કલ્પવા તેં કદિ પ્રયત્ન કરેલો ખરો ! સળંગ પ્રથમ વર્ગની મારી કારકીર્દિમાં બી એ ના છેલ્લા વર્ષથી કેમ ફેર પડી ગયો એનુ કારણ કોઇને ખબર નથી, નથી કોઈ એની કલ્પના પણ કરી શકે એમ. એ જાણવાનું પહેલું માન તારે ફાળે જાય છે, નીલા !

શૈવાલિની સાથેનો સંબંધ મે એકાએક ચાથી કાપી નાખ્યો એ સૌને મન, શૈવાલિની મુગ્ધાને મન એક કોયડો જ છે મેં મારી જિંદગીમાં બે સ્ત્રીઓનાં જીવન ખરાબ કર્યાં છે—એક તો સ્મિતાનું, બીજું શૈવાલિનીનું. એ દિવસે, જ્યારે મારે શૈવાલિનીને કહેવું પડ્યુ 'હું તારી સાથે લગ્ન નહિ કરી શકું ..' ત્યારે મારા દિલમાં કેટકેટલી વેદનાઓ થઈ હશે !–એની કલ્પના કોઇને ભાગ્યે જ આવી શકે. એની સાક્ષી તો મારી નોંધપોથીનાં પાનાં આજ પણ કોઈ ક્રૂરમાં ક્રૂર પથ્થર દિલનાને પણ પીગળાવવાને માટે પૂરતાં છે.

એ વિજીઆની આખર ઘડી હતી. હું એ કારણે અમદાવાદ આવ્યો હતો. એમની રિમતાના મૃત્યુનું કારણ હું, એમના ધિક્કારને બદલે પ્યારા પુત્રનું સ્થાન પામ્યો હતો. એમની મારે માટેની આટલી બધી લાગણીનું કારણ કલ્પવાનો પણ મેં કદિ પ્રયાસ નહોતો કર્યો—એમણે મારા સિવાયનાને આઘાં જવાનું કહ્યું ત્યાં સુધી તો મને એ વાતનો અણસાર સરખો યે નહોતો !

એ ઘડીની તું કલ્પના કરી શકે છે નીલા, જ્યારે મે જાણ્યું કે હું એક પિતા હતો, મારે એક ત્રણ વર્ષનું બાળક હતું અને એ એક જગ્યાએ સારી રીતે ઉછરતું હતું !

ત્યાર પછીની મારી અર્ધઘેલા જેવી સ્થિતિનું કારણ લોકોએ તો મેં એક મમતાળુ માતા જેવાં વિજીઆને ગુમાવ્યાં એ જ કલ્પેલું ! મારી બી. એ.ની પરીક્ષાની નિષ્ફળતાનું કારણ પણ લોકોએ એને જ ઘટાવ્યું હતું !

પણ વીસ વર્ષના એક સ્વચ્છંદે વિહરતા યુવાનને, જેના લગ્ન વિષેના વિચારો પણ હજુ પૂરા પાકટ નહોતા થયા, એવાને માથે અચાનક પિતૃત્વની જવાબદારી નાખવામાં આવી, અને કહેવામાં આવ્યું કે 'તું એક ત્રણ વર્ષના બાળકનો પિતા છે!' ત્યારે એને શી શી લાગણીઓ થઈ હશે એની તો કલ્પના પણ બીજાને માટે મુશ્કેલ છે

કેટલોયે સમય મેં ગાંડા જેવી દશામાં કાઢયો. પછી ધીમે ધીમે મારો આજનો સૌમ્ય હસમુખો સ્વભાવ પાછો આવ્યો. પણ કદિક ઓચિંતા જ ગભીર બની જતા મને જોઇને પણ સાથે જ કોઇને યે કલ્પના આવી હશે કે હાસ્ય અને મસ્તીના એક અભેદ્ય જણાતા આવરણની નીચે એક સતત ચિંતાથી ઘેરાએલું. કારુણ્યપૂર્ણ, અતિદુઃખી અને અતિ નાજુક હૃદય વસે છે.

મારા બાહ્ય વર્તનમાં બહુ ફેર ન પડે એ માટે મે સખત કાળજી આજ સુધી લીધી છે. પણ પેલા ભૂતકાળના સ્વચ્છંદે વિહરતા જીવનમાંથી નારીજાતિનું સ્થાન હવે અદૃશ્ય થવા માંડ્યું એમની સાથે ખૂબ જ છૂટથી ભળવાનું બંધ કર્યું, અને વિકારો પર કોઈ અદૃશ્ય દાબ આવી ગયો. યુવતીઓ સાથેના એકાંતના પ્રસંગો મેં ટાળી દીધા, અને અત્યારે તો એવા એકાંતમાં પણ હું વિકારો પર પૂરતો કાબૂ રાખી શકું છું મારી જિંદગી બદલાઈ જ ગઈ હતી. ઓમિત્રો એનું કારણ મારા વિવેકાનંદના ગ્રંથોના વાંચનને સમજતી !—અમારી એ બધી પ્રવૃત્તિઓનાં સાથીઓ મને ટોળમાં 'વિવેકાનંદનો શિષ્ય' કહીને ખિજવવાનો પ્રયત્ન કરતાં, પણ હું માત્ર હસતો જ. એ વિકારના કીડા ધીમે ધીમે મને છોડી ગયા.

મને ખબર નહોતી ત્યારે કે હવે પછીના માગ જીવનનો વિકાસ કઈ રીતે થવાનો છે. હું એના વિચાર પણ ન કરતો. હું જીવન પ્રત્યે બેદરકાર થઇ ગયો.

—અને બીજાં ચાર વર્ષ એ વાતને પસાર થઇ ગયાં છે તારો પરિચય છેલ્લાં બે વર્ષથી છે, એ દરમિયાનના મારા જીવન વિષે તું જાણે છે. એ કહીના પૂરતા અંકોડા તું જોડતી હોઈશ. બી. એ.નો અભ્યાસ એકદમ છોડી દઇ મે પૈસાની પાછળ મારું સમગ્ર ધ્યાન શા માટે એકત્રિત કર્યું એને માટે લોકો ભલે ગમે તે કલ્પનાઓ કરે, તું એનું કારણ હવે સારી રીતે સમજી શકીશ.—મારે એક સાત વર્ષના બાળકને પોષવાનું છે.

નાનાં બાળકો પ્રત્યેનો મારો પ્રેમ પણ આનો જ પરિણામ છે.

નારીજાતને હવે મારા જીવનમાં શું સ્થાન હોઈ શકે, અને એ પણ એક પત્ની તરીકે, એનો નિશ્ચય હું નથી કરી શક્યો; આજ સુધી એ પ્રશ્ન મારે માટે અનુત્તર જ રહ્યો છે. પણ તારા પરિચયે મને મારા જીવનમાં એક સ્ત્રીની જરૂરની વાત નિશ્ચિતપણે કહી છે—હું પુરુષ છું, અને એક સ્ત્રીનો સંગાથ એ મારે માટે જરૂરની વસ્તુ છે, એ હું ચોક્કસપણે સમજી શક્યો છું. સ્મિતાના પ્રસંગથી જાણે મેં મારી પુરુષસુલભ વૃત્તિઓ પર અતિશય કડક અંકુશ મૂકી દીધો હતો, પણ એ વાત આજ મને સારી રીતે સમજાય છે કે એ ભાવના, લાગણી અને ક્રિયા બધું કુદરતી છે, અને એને ખોટી રીતે દાબી દેવામાં જીવનને રૂંધવાનો જ પ્રયાસ છે.

અને નીલા, તું મારે માટે ગમે તે ધારે, પણ સ્મિતા સાથેના મારા સંબંધને શું પ્રેમ કહી શકાય ખરો! તારી સાથેનું મારું લગ્ન એ પુનર્લગ્ન કહી શકાય ખરું!

આ પ્રશ્નો પણ મારે માટે અનુત્તર જ છે.

આ પહેલાં મેં એક સ્ત્રીને મારો પ્રેમ જરૂર આપ્યો છે, શૈવાલિનીને,—પણ મેં અનિચ્છાએ ક્રૂરતાથી એનો વિચ્છેદ કર્યો છે, અને આજ અમે માત્ર ભાઈ-બેન જ છીએ.

માનવીની અમુક ઉમ્મરે જ્યારે એના વિચારો ચોક્કસ સ્વરૂપ ધારણ કરતા હોય છે, ત્યારે અણસમજમાં, કે ખોટા આવેશમાં, કે પછી માનવીની કુદરતી વૃત્તિઓની અસરને કારણે જન્મેલા એક સંયોગને કેટલું મહત્ત્વ આપવું જોઈએ એ હું નક્કી નથી કરી શક્યો......
પણ એને કારણે મેં મારી જાતને સ્ત્રીના સહવાસથી પ્રયત્નપૂર્વક દૂર રાખી છે; અને નીલા, આજ ચાર વર્ષે માત્ર તારે જ માટે મારું હૃદય ખેંચાયું છે. તારા સહવાસને માટે મારા હૃદયમાં તીવ્ર ઝંખના છે, આવેશ છે, પ્રેમ છે મારી જિંદગીનો શુદ્ધ, પવિત્ર, નિસ્વાર્થ અને નિર્વિકાર પ્રેમ મને પ્રથમ તારી પાસેથી જ લાધ્યો છે.

—એ પવિત્ર પ્રેમને અભડાવવાનું મારામાં સામર્થ્ય નહોતું. એ નષ્ટ થવાની બીક છતાં મારું હૃદય મેં તારી પાસે વહેવડાવ્યું છે, એમ ધારીને કે મારા ભૂતકાળનો આ પ્રસંગ, જેની અસર વર્તમાનમાં પણ પહોંચે છે, એ જો તને ન જણાવું તો મેં તને દગો દીધો ગણાય. મારા હૃદયનો કાપુરુષ કહે છે કે 'જ્યારે એ કોઈ જ જાણતું નથી, ત્યારે સુતેલા ભૂતને જગાડવાની શી જરૂર?' પણ તારા અપવિત્ર પ્રેમને એ પવિત્ર ભાવનાથી અભડાવવાનું સામર્થ્ય મારામાં નહોતું—આજે મારા હૃદય પરનો ભાર સાવ હળવો થઇ ગયો છે

અને કે આ જાણ્યા પછી તું કદાચ મને ધિક્કારે પણ ખરી. અને સાચે જ જો એવું થશે તો પણ મને તારે માટે એક પણ ખરાબ વિચાર નહિ આવે નહિ મારું અંતર એથી દુભાય, એની હું તને ખાતરી આપું છું. તારા પ્રત્યેની મારી લાગણી આજ છે એવી જ સર્વદા રહેશે

નથી હું મારે માટે કાંઈ બચાવ કરવા ઇચ્છતો, નથી હું માનતો કે એવો મને કોઈ હક્ક હોય ....ન મને કોઈ હક્ક છે તારી પાસે દયાની ભીખ માગવાનો. જ્યાં મેં તું જે આપે તે લેવાની આતુરતા જરૂર છે કાં પ્રેમ, કાં દયા, કાં તિરસ્કાર—એ ગમે તે હો!'

તારો એક વાર્નો પ્રિય,
હતુ એ જ સ્થાને રહેવા તલસતો,
અપરાધી
અશ્વિન

તા. ૧૮-૨-૪૫
મધરાતે

☆

# બુદ્ધનું વૃત્ત

પ્રેમશંકર હ. ભટ્ટ

કંકુભીની કમળકુમળી પાનીએ ઠેક લીધી,
ને રંગોએ સ્વર મધુર શું ગોઠડી બાંધી દીધી;
તખ્તા માથે મદછક બની કલ્પનાએ ઉજાણી
માંડી, હૈયે અમૃતરસની માધુરી ખૂબ મ્હાણી.

વસ્ત્રો રૂડાં, મઘમઘ થતાં ફૂલ, ને મોતી મોંઘાં
અંગો માથે ભરચક સજી ફૂટડી કોક કન્યા,
રાણીવેશે 'પ્રિય નવ તમે પ્રીતિબંધો વિછોડો,
નંદાશે આ ઉર, નવ જશો!' બોલી કાયા પછાડે;
ને ધીરેથી પ્રિય ઉચરતો વેણુ 'હું સાદ કેમ
નોંધારાં ને સ્વજનહીનનો હાય ઉવેખું છેક?'

છોડયાં જેણે ગૃહ, પ્રિયતમા, પુત્ર, માતાપિતાને,
હોમાવાને જનહિતતણી યજ્ઞમાંગલ્ય જ્વાળે;
એની આજે પુનિત કથની—બુદ્ધનો દિવ્ય ત્યાગ,
રંગો, વાદ્યસ્વર, રૂપભર્યાં ચ્હેરાં, અને નૃત્યગાન
રેલાવીને મખલખ, રહ્યાં ઊજવી હર્ષકેફે
તખ્તામાથે; ઘડીપળ ન રે, જિંદગીમાં કદિ યે!

આ મારાં, એ પરજન; તમે પોતીકાં, તે પરાયાં,
ભેદો એવા અમલ સબલ સોતથી પ્રીતિ કેરા
ભૂંસ્યા ના જો નિજ જીવનમાં, વ્યર્થ સૌ ખેલનૃત્ય;
ખેલંદા હો અતિ કુશળ, હો બુદ્ધનું વૃત્ત ભવ્ય!

卐

# 'આરાધિકા' — એક અવલોકન

શાન્તિલાલ ઠાકર એમ. એ.

શ્રીઅરવિંદના આશ્રમમાં રહેનાર ભક્તકવિ પૂજાલાલને હવે ગુજરાતી સાહિત્ય જનતાને ઓળખાવવાના ન હોય! 'પારિજાત'ની પવિત્ર સુગંધને વહાવનાર આ કવિનું સ્થાન ગુજરાતના ભક્તકવિઓમાં નિશ્ચિત છે. હમણાં તેમણે પૂજ્ય માતાજીની સિત્તેરી નિમિત્તે ૭૦ શ્લોકોનું એક સુંદર સ્તબક રચ્યું છે, અને તે જ આ લઘુપુસ્તિકા 'આરાધિકા'. આમ તો 'આરાધિકા'માં માત્ર ૭૦ શ્લોકો જ છે, પણ તેમાં કવિતાસમૃદ્ધિ વિશાળ છે. કવિનો છંદ પરનો કાબૂ આશ્ચર્યકારક છે છંદનું એક પણ સ્ખલન નથી. જાણે કોઈ ઊર્ધ્વ ભૂમિકા પરથી શબ્દોની સરસ્વતી સ્વયંભૂ પ્રગટીને કવિના હૃદયમાં વહી આવે છે! કેટલાક શબ્દોનાં ગંભીર મધુર આંદોલનોમાં વેદની ઋચાઓની મંત્રશક્તિ રહેલી જણાય છે કવિનો છંદ અને ભાષાવૈભવ, અસ્ખલિત રીતે, તેમની ભાવશક્તિને અનુરૂપ બની વિરાટ ગુંજનમાં લહેરાય છે, પ્રતિધ્વનિત થાય છે, અને લાંબા કાળ સુધી ભાવુક વાચકના હૃદયમાં ઊઠેલા પડઘા શમતા નથી. આ માતાજીનું સ્તોત્ર અનેક જગ્યાએ કાવ્યશક્તિમાં, પ્રસાદમાં અને ગગનવિહારી ઉત્પ્રેક્ષાઓમાં શ્રી શંકરાચાર્યને નામે ચડેલા 'આનન્દલહરી' નામના ભગવતીના સ્તોત્રને યાદ દેવરાવે છે, અને ભાવની સચ્ચાઈમાં અને આલોચિત સરલતામાં તો તે અચૂક ચડી જાય છે. કવિ પ્રાર્થે છેઃ

> લીલા મા! તવ પ્રેમની અમ ઉરે નિત્યે મચેલી રહો!

માતાજીના આ સ્તોત્રમાં જરૂર તેમના પ્રેમની લીલા કવિહૃદયમાં નિરંતર મચેલી રહી છે

માતાજી પ્રત્યે કવિની અપાર ભક્તિ અને સમર્પણભાવના શબ્દેશબ્દે ટપકે છે—જો કે તેમાં બાળકનો માતા પ્રત્યે પરમ પરિચયમાંથી પ્રગટતો મમતાભાવ પણ હાજર છે જ જે સાધકો આશ્રમમાં ગયા છે, રહ્યા છે, તેઓ તો જરૂર અમુક લીટીઓમાં પ્રત્યક્ષ આશ્રમનું જ વર્ણન પકડશે, અને 'સચ્ચિદાનંદ' શબ્દથી શ્રીઅરવિંદનો થતો ઉલ્લેખ નહિ ચૂકેઃ

> તે દેવોના દુલારા દ્યુતિત અમર ધામે અમી અભિકાના
> પીવાને પ્રેમ કેરું મુખ મધુર ધરી બાળ ભોળાં લસાયે.

ઉપલી લીટીઓમાં સાક્ષાત્ આશ્રમનું જ વર્ણન છે.

માતાજીમાં અપાર શ્રદ્ધા, તેમનું તારક નામ, તેમની ભાવનાશક્તિના જીવનને દિવ્ય ઘાટ આપી તેમાં 'સચ્ચિદાનંદ'ને વસાવવાની શક્તિ—આ સઘળું કવિને મન નક્કર હકીકત છે

> માયાના અબ્ધિમાં આ અડગ મળી મને નાવ 'મા' નામ કેરી,
> બેસી જેમાં હવે હું સુખભર સરતો બ્રહ્મ-આરે જવાનો.

'મા' મંત્રની અજબ માધુરી કવિના આંતરબાહ્ય જીવનમાં વ્યાપી રહી છે. કવિને આ જગતના વૈભવોની કે સ્વર્ગનાં સુખોની નથી પડી. તેમને તો માતાજી સર્વસ્વ છે

> ....પુજ બધી ત્યાં સિદ્ધિઓ સિદ્ધિઓ.

માતાજી તેમના જીવનમાં એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે કે તે આંખો મીંચીને તેમનું દર્શન એક-ક્ષણમાં અરે, દરેક ક્ષણે કરી શકે છે એ જાદુ પણ કવિ જાદુગરોની રાણી–માતાજીને ચરણે બેસીને જ શીખ્યા છેઃ

> શીખ્યો છું જાદુ હું યે તવ ચરણરજે બેસી, જાદુગરોની
> રાણી, હે માત મારી, ત્રિભુવનભરમાં આણ વર્તાવનારી,
> મીંચી રાખેલ આંખે પણ મધુમધુરી મૂર્તિ મા ! દિવ્ય તારી
> દેખું સર્વે દિશાએ, સ્મિતમુખ મુજને આશિષો સ્નિગ્ધ દેતી.

કવિની દરેક લીટી, જેને અમે આ લેખમાં ઉધ્ધૃત કરીશું તેમાં પ્રાસની રમણીયતા, કલ્પનાની અદ્ભુતતા અને વિચારની ચમત્કૃતિ નજરે પડશે જ એ પહેલેથી કહી દેવું ઉચિત લાગે છે.

કવિસાધનાની નેત્રી માતાજી કવિજીવનને કેવો ઘાટ આપે ? કવિ પ્રાર્થે છે.

> પાયો આ પિંડ કેરો મુજ સુદૃઢ કરી અંબિકા ! તે પરે તું
> આવાસો ઊર્ધ્વ ઊંચા કર ઝગઝગતા સચ્ચિદાનન્દ માટે

* * *

> એવા સુંદર સત્ય ને શિવ શિલા ! દે ઘાટ તું એહને
> કે જોતાં જ વિમુગ્ધ ચિત્ત વસવા આવે ચિદાનંદ ત્યાં.

સાધનામાં પાર્થિવ ભૂમિકામાંથી પ્રાણમય, ત્યાંથી મનોમય, અને ત્યાંથી વિજ્ઞાનમય ભૂમિકામાં આરોહણ કર્યા પછી, તે વિજ્ઞાનમય જ્યોતિને મનોમય તથા પ્રાણમય ભૂમિકામાં ઉતારી, છેવટે પાર્થિવ ભૂમિકામાં અવરોહણ કરાવવાનું છે—આ આગ્રહ, આ ઝોક શ્રી અરવિંદની યોગસાધનાની વિશિષ્ટતા છે આપણે શ્રી અરવિંદની યોગસાધનાની વિચારપ્રણાલી અને તેમના તત્ત્વદર્શનનાં પ્રધાન લક્ષણો—સમર્પણની ભાવના, અવરોહણ, વિજ્ઞાનના અવતરણ પર ઝોક, માતાજીની કૃપાની અમૃત, સમર્પણની ભક્તિમાં પણ વીરતાનો રંગ—આપણને કવિની કવિતામાં પણ અનેક જગ્યાએ નજરે પડે છે પરમ વિજ્ઞાનમય સત્તને નીચે આણવા કવિ 'મા'ને પ્રાર્થે છે

> તેને માયાધકારે અહરહ ભમતી નિમ્ન આ ભૂમિકામાં
> નીચે મા ! આણ; માણે મનુજમન તણી મૂઢતા પ્રજ્ઞ લાવે.

કવિની ભક્તિ મર્દની ભક્તિ છે, નિર્બળની નહિ તેમાં ક્યાંય લાગણીવેડા કે પોચટપણું નથી ભાવની શુદ્ધિ અને સ્થિરતાની સાથે સાથે તેમની ભક્તિમાં તેજ છે, મરણિયાપણું છે, સર્વસમર્પણ કરી નાખવાની સાહસવૃત્તિની પરમ સીમા છે, ખપી જવાની, કેસરિયાં કરવાની ક્ષાત્રતેજથી ભરેલી અજબગજબની વીરતા છે. આનો પરચો તો આપણને 'પારિજાત'માંનાં તેમનાં કેટલાંક કાવ્યોમાં થયેલો જ છે. આમાં પણ

> ' પ્રકટ થા જ્વાલા બની જીવને.'
> ' જ્વલિત બની ચડે એ તને અર્ચવાને.'

કવિ માતાજીને પોતાના જીવનમાં જ્વાલા બનીને આવવાનું પ્રાર્થે છે. એ દિવ્ય

જ્વાલા તે દિવ્ય અભીપ્સાનો નિરંતર પ્રજ્વલનો અગ્નિ. એમાં કામ, ક્રોધ, લોભ, મોહ, દ્વેષ, અંગત ઇચ્છાઓ, સ્વાર્થી કામનાઓ આ સઘળી અશુદ્ધિઓ બળીને ખાખ થઈ જાય કવિને મુઠ્ઠીથી આગ સાથે ખેલવાનો શોખ છે. તે એક એવો વીર આત્મા છે કે જ્યારે જીવનનું બધું દિવ્ય અગ્નિમાં ભડભડ બળી રહ્યું હોય, ત્યારે તે અજબ આનન્દ અને ખુમારીથી 'મા તરફ મીટ માંડી' ખડખડ અટ્ટહાસ્ય હસે !

કવિ કોઈક વાર અદ્ભુત રૂપક દ્વારા, અદ્ભુત અર્થસિદ્ધિ કરી જાય છે. સામાન્ય લોકો, અંદર બધી અશુદ્ધિઓ સંઘરે, મનમાં કામનાઓ રાખે છે, અને પછી જ્યારે માતાજી તેમની બાહ્ય દૃષ્ટિએ કરાયેલી પ્રાર્થનાઓનો જવાબ નથી આપતાં, ત્યારે તેઓ વ્યર્થ બબડાટ કરે છે. પણ કવિ ચમત્કારિક રીતે તેમની પ્રાર્થનાની નિષ્ફળતાનું કારણ આપી દે છે·

' આત્મમુખથી ના પ્રાર્થનાઓ થતી ! '

બાકી માતાજીની 'વત્સલા ગંગધારા' તો પોતાનાં બાળકો તરફ સતત વહતી જ હોય છે. કવિ આ બાબતમાં ચમત્કૃતિ ભરેલી રીતે અને છતાંય બાળકની નિર્વ્યાજતાથી પૂછે છે.

એવું શું અમમા દીઠું જનની ! તે ....
તેઓના સહુ દાહ શીઘ્ર હરવા વાત્સલ્ય તારું વહે !

કવિ પોતે પોતાનો જ દાખલો આપી માતાજીની સતત વહતી કૃપાની ખાતરી આપે છે કે એ 'વત્સલા ગંગધારા'માં ડુબકી દીધી કે

...... ધવલ કમલ શા પ્રાણ મારા પ્રફુલ્લ્યા.

માતાજીની કૃપા એટલી પાવનકારી અને અગાધ અને સતત છે કે કવિ તો રાજયોગની અટપટી ધ્યાનધારણાઓની પ્રક્રિયાઓમાં, જ્ઞાનયોગની તીક્ષ્ણ બુદ્ધિ દ્વારા જ પ્રાપ્ય એવી સિદ્ધાન્ત કોટિઓમાં કે હઠયોગના જડ પ્રાણાયામ કે આસનસિદ્ધિના પ્રપંચમાં પડવા માગતા જ નથી તેમને મન તો માતાજીની સતત સેવા અને તેમના મુખમયંકનું નિર્નિમેષ દર્શન—એ જ સહેલામાં સહેલી સિદ્ધિપ્રદાયિકા સાધના છે.

તેનું સેવન રાત ને દિન બનો મારી સુખી સાધના !
પૃથ્વી ઉપર પાય પાવન અહો ને શીર્ષ ત્યાં શાશ્વતે
શોભે, તે પર મીટ મા ! મુજ રહો મંડાયલી મીઠડી !

* * * *

તેને નિર્નિદ્ર નેત્રે નિશદિન અવ હું કાં નિરેખ્યા કરું ના ?

માતાજીની માધુરી એટલી બધી ચમત્કારક અને કાર્યસાધિની છે કે પુરાણોમાં જે કથાઓ આવે છે કે શુંભ નિશુંભ ઇત્યાદિ અસુરોને માએ ખડ્ગથી હણ્યા, તે માનવાની કવિ ના પાડે છે કવિ તો ચમત્કૃતિવાળી એક ઉત્પ્રેક્ષા રજૂ કરે છે કે.

તારી અદ્ભુત માધુરી મહીં જ સૌ એ તો જતા ઓગળી !

કેટલીકવાર કવિ સરસ રીતે વેદના શબ્દગુચ્છોને પોતાના માતૃસ્તોત્રમાં વણી લે છે. દાખલા તરીકે,

કે ઓગું લઈ એ શિશુ સ્મિત તણું પ્રજ્ઞા પુરાણી સ્થિતા?

આમાં 'પ્રજ્ઞા પુરાણી સ્થિતા' એ વેદનો શબ્દગુચ્છ ચમત્કારિક રીતે અને મંત્રકરણની દ્યોતકતાથી કવિ વાપરી ગયા છે. તેવો જ રીતે ઉષ્મા જ્યોતિ પ્રજ્ઞા' શબ્દસમૂહ વૈદિક છે

માતાજીનો એક કૃપાકટાક્ષ સાધકોને સિદ્ધિ અપાવવા બસ છે. કવિ કહે છે:

મોઘેરું મધુ બિન્દુ તો—જગતમાં છે ઝેર ઝાઝાં છતાં—
આત્માઓ અમૃતત્વની અવધિઓ આરોહશે હર્ષથી.

× × ×

કે એના સ્પર્શ માત્રે જડ જગતના ઝેરથી મૃત્યુ જેવી
મૂર્છામાં પંગુ આત્મા પતિત મુજ પુન ઊઠતો ઓજવંતો.

માતાજીની પ્રજ્ઞાનું શ્રી અરવિંદની પરિભાષામાં કાવ્યમય વર્ણન જુઓ:

પ્રજ્ઞા જ્યાં અતિમાનસી, પ્રભુ તણા પ્રાકટ્યથી પ્રોજ્જ્વલા,
મા! તારી સહજ સ્ફુર્યા જ કરતી .. ... ...

કવિની ભાષામાં આટલી માધુરી હોવા છતાં, જરૂર પડ્યે અર્થવ્યંજના કરવા માટે તે કઠોર વ્યંજનોનો અને જોડાક્ષરોનો કોઈ અજબ ઉપયોગ કરી જાય છે. જુઓ.

કૌટિલ્યે ખર ક્રૂર કર્કશપણે ભૂલ્યા પડ્યા રે અમે!

× × ×

જામી'તી કે યુગોથી તિમિરઘનઘટા ઘોરઘેરાવ ભારી—

આવા ભયંકર અવિદ્યામય અંધકારમાં પણ કવિ હિંમત ગુમાવતા નથી તેઓ તો માતાજીને પ્રાર્થે છે કે

શૃંગેથી શુભ્ર તારા કરુણ કિરણની કેડીઓ હો ઉતાર.

અને સચ્ચિદાનંદની ભૂમિકા પર માતાજી પોતે જે દિવ્યતાની અનુભૂતિમાં રમમાણ છે

તેની આ આત્મબાગે વિમળ વિલસતી વૈભવી દે વસંતો.

ઉપર જે જે લીટીઓ અમે ટાંકી છે, તેમાં શબ્દવૈભવ, પ્રાસની રમણીયતા, અર્થવ્યંજકતા અને માધુરી તો છે જ તે બાબત પર અમે ફરી વાચકોનું ધ્યાન દોરીએ છીએ.

હવે આપણે કવિના કેટલાક સુંદર ચમત્કારિક શ્લોકોનું અવલોકન કરીએ.

૨૭ મા શ્લોકમાં કવિએ એક સુંદર, સળંગ રુચિર રૂપક આપ્યું છે, અને તેના અંગેઅંગમાં ભક્તિભાવ, સમર્પણ અને નમ્રતા છે. આ રહ્યો તે સુંદર શ્લોક:

તારા પ્રેમલ બાગમાં પ્રાણત ને પ્રાર્થેત આ વેલડી
મારા જીવનની લઈ પ્રણયથી મા! રોપજે, ને સદા
પોષ્યે તવ પોષજે પ્રભુમુખી હૈયાતણા ભાવ સૌ
મારા પુષ્પિત રૂપ સુંદર ધરે તારા પદો પૂજવા.

હવે આપણે કવિની એક ચમત્કારિક ઉત્પ્રેક્ષાનો નમૂનો જોઈએ. તેમાં બીજી લીટીમાં વેદાન્તની અને તન્ત્રશાસ્ત્રની પરિભાષાનો પ્રયોગ છે, અને ઉત્પ્રેક્ષાની પીઠમાં કદાચ 'આનન્દલહરી'નો એક ઉત્પ્રેક્ષા રહેલો હોય

પહોંચે ના માનવીના મન તણી ગતિ જે ઊર્ધ્વથી ઊર્ધ્વ ધામે,
ત્યાં અત્યાદ્વૈત ભાવે પરમ પુરુષના યોગમાં નિત્યયુક્તા,
મોટી મોટી મુદાઓ મલક મલક શું માણતી, તે સમાના
વ્યોમે વેરાયલા જે સ્મિત, ગગન તણા તારલા તે જ શું ? મા!

એવો જ ચમત્કારિક એક શ્લોક છે, જેમાં કવિની મર્દાનગી ભરી ભક્તિ, અવતરણની ભાવના, સમર્પણનો સિદ્ધાન્ત એ શ્રી અરવિંદના સિદ્ધાંતો અને અતિશય ઊંડી યોગાનુભૂતિની મનોરમ કલ્પનાનું સુભગ સંમિશ્રણ થયું છે.

ઊંચે ઊંચે હજુ જા, પ્રબળતમ બની ઝંખનાજ્વાળ ! મારી,
ને શાશ્વત શુભ્રતાના શિવ શિખર પરે ધીજી ચૈત્યે ચડું લે
દોયે આનન્દિનીનું અમૃતમય તહીં હૈયું તો અર્પી એને
પીગાળી બાદ નીચે, પ્રણયમય ધરી પાત્ર ઝીલી લઉં એ

આ શ્લોકમાં તો પદાર્થવિજ્ઞાનની એક સામાન્ય હકીકત કલ્પના, યોગાનુભૂતિ અને વીરતાના રંગે રંગાયેલા ભક્તિભાવની સાથે હીલોળા લે છે।

હવે એક બીજો શ્લોક લઈએ માતાજી ભુવનફલક પર નૃત્ય કરે છે — મધુર હાસ્ય કરે છે તે કલ્પનામાં કળા અને કવિતા બંને છે. તે છટછગથી — દિવ્ય આંદોલનેથી ભુવનો પુલકિત બને છે અને ભાન ભૂલે છે — તેમાં શ્રી અરવિંદની વિચારસરણી પ્રમાણે કવિતા અને કલા — બંનેની અપેક્ષાઓ પૂરી પડે છે. અને આકાશના સૂર્યચંદ્રાદિક ગોળા પર માતાજીના પગની નૃત્ય સમયે ઠેક વાગે છે તે તો વિરાટ કલ્પના અને વિરાટ દર્શન છે પણ એ અદ્‌ભુત લાસ્યલીલાથી વેદાંતીઓનું નિર્ગુણ નિષ્ક્રિય પરબ્રહ્મ સ્તિમિત મનવાળું અને નિસ્પંદ બની ગયું છે એમ કહેવામાં તો કવિ ઉત્પ્રેક્ષારત્નોના એક શ્રેષ્ઠ રત્નનું સર્જન કરે છે, અને વેદાન્તીઓની પરિભાષામાં જ તેમના મતનું કાવ્યમય રીતે ખંડન કરે છે

આનન્દોન્મત્ત ભાવે ભૂતલપટ મધુ હાસ્ય વારુ અનેરું,
ગોળાથી દીપ ગોળા ઉપર ઠમકતી ઠેક તારા પદોની,
મા ! તારા છદયોગે પુલકિત ભુવનો દિવ્ય આંદોલનોએ
આરોહી ભાન ભૂલ્યાં, સ્તિમિતમન પરબ્રહ્મ નિસ્પંદ પોતે !

હવે એક બીજો શ્લોક લઈએ. માતાજી મનુજબાળકો પર કૃપા કરીને દિવ્ય આનંદના આવાસ ત્યજી, અહીં મર્ત્યલોકના બંધનોમાં આવ્યાં છે કવિની ગુંજાશ કોઈ અજબ જાતની છે માતાજીની આ નિ:સીમ કરુણા કવિ એમને એમ સ્વીકારવા નથી માગતા., તે કરુણાના બદલામાં કવિ પોતાનું જે કંઈ છે તે ન્યોછાવર કરી નાખવા માગે છે, બધું સમર્પણ કરી દેવા માગે છે, પોતે ખાલી થઈ જવા માગે છે, જેથી વિરાટ આકાશ ત્યાગીને આવેલી માને અહીં પણ કવિનું હૃદયાકાશ મળે, તેમને આકાશની ખોટ ના સાલે ! વાહ, કવિ, વાહ ! ધન્ય છે તારી વીરભક્તિને !

મા ! તારો પ્રેમ એને મુજ હૃદય વિષે નિત્યનો વાસ આપી
આવ્યો છે ઊર્ધ્વ કેરા અગમ ગગનના ગુંબજે ધન્ય ત્યાગી,

તેના સત્કારમાં આ મુજ સકલ તણું અર્ધ્ય આત્મા સમેત
અર્પી આકાશ જેવું હૃદય મુજ કરી નાખવા દે મને તું.

આ કાવ્યમાં કવિ માત્ર શ્રી અરવિંદ આશ્રમની અને ત્યાંનાં માતાજીની જ વાત નથી કરી ગયા. ત્યાંના અનુભવીઓને તો ચોખ્ખું લાગશે કે આ કાવ્યની પીઠમાં કવિનો ત્યાંનો અનુભવ અને ત્યાંની પ્રેરણા છે. પણ જેઓ શ્રી અરવિંદ આશ્રમના પરિચયીઓ નથી, તેમને માટે પણ આ કાવ્ય એક દિવ્ય ભગવતી ચૈતન્યશક્તિનું મહામહિમ્નસ્તોત્રની ગરજ જરૂર સારવાનું! માતૃભક્તોને સામાન્ય સત્ય રૂપે પણ આ કાવ્ય તેના ચમત્કારિક કાવ્યગુણથી, અર્થની અભિવ્યક્તિથી, ભાષાના વૈભવથી, મંત્રની ગહન ગમણી શક્તિથી, અને છંદના અસ્ખલિત રીતે આંતર ગગનગુંજનમાં પ્રતિધ્વનિત થવાથી અને અનુપ્રાણિત થવાથી, અદ્ભુત લાગશે જ તેની અમને શ્રદ્ધા છે. 'આરાધિકા' દ્વારા કવિએ ખરે જ પરમચૈતન્યસ્વરૂપિણી દેવીનું આરાધન કર્યું છે—જે પ્રાણીમાત્રમાં ધૃતિ રૂપે, વિદ્યા રૂપે, શક્તિ રૂપે, શ્રી રૂપે, હ્રી રૂપે, કીર્તિ રૂપે—એમ અનેક રૂપે સ્થિત હોવાનું ચંડીપાઠમાં વર્ણવાયું છે, પણ સાથે સાથે સરસ્વતીદેવીનું અને સુન્દરી કવિતાનું પણ સુભગ અને સફળ આરાધન કર્યું છે એમ અમે નિઃસંકોચ કહીએ છીએ.

## કવિ--કવિતા

[ મુક્તધારા ]

કવિ તમે શાને બેઠા
ગુલાબી નીંદર છોડી;
પરાણે પકડવાને આજે મારાં અંગ :
આવવાની હોય ત્યારે,
નુપુર ઝંકાર કરી :
આવીશ જરૂર તમે
છોડી દો આ ઢંગ.

વાસુદેવ જાની

# 卐 પ્રસ્થાન-પ્રકાશનો 卐

## ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| પ્રેમનો દંભ | ૨-૮-૦ |
| નવો અવતાર ભા ૧ થી ૩ | ૬-૦-૦ |
| દષ્ટિપરિવર્તન | ૨-૮-૦ |
| કથાવલિ ભા. ૨ | ૨-૮-૦ |
| લગ્નસુખ | ૨-૮-૦ |

## શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ચતુરંગ અને બે બહેનો | ૨-૮-૦ |
| નૌકાડૂબી | ૫-૦-૦ |

## બૃહદ્ગ્રંથાવલિ

| | |
|---|---|
| ક્રાન્તિકારની આત્મકથા ભા ૧-૨ | ૫-૦-૦ |
| ગાતા આસોપાલવ | ૩-૦-૦ |
| દ્વિરેફની વાતો ભા. ૨ | ૨-૮-૦ |
| લગ્નપ્રપંચ | ૫-૦-૦ |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| રશિયાનું ઘડતર | ૪-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૩-૦-૦ |
| સાબરમતી | ૨-૮-૦ |
| ખાંડાની ધાર | ૪-૦-૦ |
| દિનચર્યા | ૩-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવ અંક | ૨-૮-૦ |
| શુભ અને બીજી વાતો | ૨-૮-૦ |
| શહીદનો સંદેશ | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ | ૧-૦-૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧-૦-૦ |
| તમને એ નહિ સમજાય | ૦-૧૨-૦ |

## સરસ્વતી ગ્રંથમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૬-૦ |
| અમેરિકાનું સ્વા યુદ્ધ | ૦-૮-૦ |
| ક્રાન્તિ | ૦-૧૨-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૬-૦ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | ૦-૧૨-૦ |
| વીરની હાકલ | ૧-૮-૦ |
| ,, ભા ૨ | ૦-૬-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૮-૦ |
| ગાંધીકૂચ આલ્બમ | ૨-૦-૦ |
| લૂટાતું હિંદ | ૦-૬-૦ |
| ગુફાનું કમળ | ૦-૦-૬ |
| ક્રાન્તિને માર્ગે | ૦-૮-૦ |
| રૂપિયાનું ઝાડ | ૦-૧૦-૦ |
| પરદેશી કાપડની હરીફાઈ | ૧-૦-૦ |
| ચમૂતરો | ૧-૦-૦ |
| કાયા ભગતની કડવી વાણી | ૧-૦-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૧-૦-૦ |
| કળજુગ | ૦-૬-૦ |
| કન્યાને પત્રો | ૦-૧૨-૦ |
| જીવનચર્યા | ૧-૦-૦ |
| રશિયામાં ઊથલો | ૧-૦-૦ |
| જાપાનની યાત્રા | ૧-૦-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૬-૦ |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૧૨-૦ |
| લગ્ન કે પ્રપંચ? | ૧-૦-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૧૨-૦ |
| કમાવા | ૦-૬-૦ |
| આપણો આહાર | ૦-૧૨-૦ |
| ગિરિરાજ આબુ | ૧-૦-૦ |
| શ્રીમદ રાજચન્દ્ર જીવનકળા | ૨-૮-૦ |

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર : અમદાવાદ

જે ગ્રાહકોનું લવાજમ ચૈત્ર અંકથી પૂરું થાય છે તેવા

# 'પ્રસ્થાન'ના ગ્રાહકોને

આપનું લવાજમ આ અંકથી પૂરું થાય છે. તેથી હવે પછી શરૂ થતા આપના નવા વર્ષનું લવાજમ રૂ. ૬–૮–૦ માટે 'પ્રસ્થાન'નો

**આવતો અંક વી. પી. થી**

મોકલવામાં આવશે તે સ્વીકારી લેવા વિનંતી છે વી. પી. રૂ. ૬–૧૨–૦નું થશે, જેના તમારે રૂ. ૬–૧૪–૦ ભરવા પડશે. શ્રદ્ધા છે કે દરેક ગ્રાહક વી પી. સ્વીકારી લઈ, ગ્રાહક તરીકે ચાલુ રહેશે

૧ જેમને ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા ન હોય તેમણે તે મુજબ અમને તરત જ ખબર આપવી, જેથી અમે તેમને વી. પી ન કરીએ.

૨ વી. પી. કરવામાં નાહક ૭ આના વધુ ખર્ચ આવે છે. તેથી ગ્રાહકોને સગવડભર્યું એ થઈ પડશે કે તેમણે રૂ. ૬–૮–૦ મનીઑર્ડરથી મોકલી આપવા.

૩ જેમના તરફથી તા. ૨૫–૪–૪૯ સુધીમાં મ. ઑ. થી યા રુબરુ પૈસા નહિ મળ્યા હોય તેમને જ આવતો અંક વી. પી. થશે.

૪ પરદેશના ગ્રાહકોને વી પી. થતાં નથી. તેથી તેમણે રૂ ૧૦–૦–૦ મ. ઑ. થી મોકલવા અથવા તેટલી કિંમતના પોસ્ટલ ઑર્ડર બીડવા (પોસ્ટલ ઑર્ડર ક્રૉસ કરવા નહિ)

૫ અમદાવાદના ગ્રાહકોએ રુબરુ કાર્યાલયમાં ભરી જવા

શ્રદ્ધા છે કે દરેક અમને ગ્રાહક ગ્રાહક તરીકે ચાલુ રહી, આ કપરા કાળમાં પૂરો સાથ આપશે

વ્યવસ્થાપક
'પ્રસ્થાન'

**પ્રસ્થાન કાર્યાલય**
પ્રાર્થના સમાજ મંદિર
અમદાવાદ તા. ૨૧–૩–૪૯

જહાંગીર
વકીલ
મિલ
[અમદાવાદ]
ધોતી
અને
ટુવાલ

૦

રૂસ્તમ
જહાંગીર
મિલ



નવજીવન
મિલ
[કલોલ]
પોપલીન
અને
સાડીઓ

૦

ન્યૂ
જહાંગીર
વકીલ
મિલ

# જહાંગીર વકીલ ગ્રૂપ

卐 પ્રસ્થાન 卐
॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૭ | ચૈત્ર : ૨૦૦૫ | અંક ૬

# વસંતે

પૂજાલાલ

[ સોરઠા ]

જાદુ જ્યોતિનો થાય, કનક-કરે રવિરાયના,
મહીતલે મંડાય મહ-મહિમા મંગલતણો.
મલય પવન લહરાય, હૈયાં હુંફાળાં બને,
જીવન જાગ્રત થાય સૂતેલું શિશિરે કરી.
પડ્યાં પીળચટ પાન જગા નવાં કાજે કરી,
કૂંપળ કાંતિમાન કરી રહી છે ડોકિયાં
આવી સરસ વસંત સંગીતી લઈ સાજ સૌ;
સૌન્દર્યો વિલસંત હૃદયંગમ રસરાજનાં.
આંબે આંબે મોર, વન વન કેસૂડાં વળી,
કોકિલ ચારે કોર કુંજ વિલીન ટહૂકતા.
બાગે બાગે ફૂલ પ્રફુલ્લ પમરી ઊઠતાં,
આત્માને અનુકૂલ વન વન કૈં વરણાગિયાં
રમવા નીકળ્યા રંગ પ્રસન્ન પાંખડીઓ પરે,
સ્નેહી સુમનો સંગ પતંગિયાં વાતો કરે.
મધુકર મધુરસ કાજ પુષ્પ પુંજમાં ગુંજતા,
આરાધે રસરાજ નિર્મલ હૃદયે રાજતા.
કલરવ કરે વિહંગ ડાળે ડાળે ડોલતાં,
માય ન ઉરે ઉમંગ, વારો આવ્યો વ્હાલનો
પ્રેમજ્યોતિનો જાપ જગજીવનવનમાં મચે,
પ્રલીન કરતો પાપ, પરમાનંદે પ્રેરતો.

નીલા : આપણે એક વર્ષથી મળી શક્યાં નહોતાં. આજે આપણે પાછાં ભેળાં થઈએ છીએ તેથી ઘણો આનંદ થાય છે. અને પહેલાંની માફક આપણા વિચારોની આપ–લેથી પુષ્કળ લાભ થશે તેમાં શંકા નથી.

નવીન : હું આશા રાખું છું કે ગયા બાર માસના અનુભવોથી આપણા બધાંની વિચાર-સરણીમાં અને વિષયપ્રવેશની રીતમાં સુયોગ્ય સુધારો થયો હશે

નરીમાન ; દોસ્તો, તમે સુધારાની વાત કરો છો. પરંતુ વિચારોમાં શો સુધારો થવાનો હતો ? દેશની હાલત આઝાદી અગાઉ હતી તેની તે જ છે, બલ્કે લથડી હશે.

મનોહર તેથી જ આજકાલ વિચારોમાં સ્પષ્ટતા કે પ્રગતિ આવવાને બદલે લાગણીની ઉગ્રતા, નિરાશાના સૂર અને અસંતોષના ઉદ્‌ગારનાં ઘનઘોર વાદળ ચઢી આવ્યાં છે. અમારો સમાજવાદી પક્ષ કોંગ્રેસમાંથી છૂટો થયો તેનાં કારણો સમજવા કોંગ્રેસવાદીઓ પ્રયાસ કરતા નથી, ફક્ત રોષ, આરોપ અને ચેતવણીની ધમકીઓ સામેથી ધર્યા કરે છે.

સુરેખ : તમારું કથન ખોટું છે. હમણાં જ વડી ધારાસભામાં સરદાર શ્રીવલ્લભભાઈએ તેમની સ્પષ્ટ અને સચોટ વાણીમાં કહ્યું છે કે તેમની સરકાર સમાજવાદ કે સામ્યવાદના સિદ્ધાન્તોના પ્રચારની વિરુદ્ધ નથી, પરંતુ આ પ્રચાર કરવાની આ પક્ષોની નીતિરીતિ સામે તેમનો વિરોધ છે મુંબઈની ધારાસભામાં ગૃહમંત્રી મોરારજીભાઈએ સામ્યવાદી પક્ષને ગેરકાયદેસર ઠરાવવાની સૂચના પણ નકારી

ગમન : મદ્રાસની તેમની મુલાકાત વેળાએ સરદારે સ્પષ્ટ જણાવ્યું હતું કે તેમને તો સમાજવાદ કે સામ્યવાદ કે ગાંધીવાદ–એવા કોઈ પણ વાદની ઘડભાંગ ખપતી નથી.

નરીમાન હા તેમને તો સરદારવાદ જ પસંદ પડે ને !

નીલા : તમે આ નવો વાદ ક્યાંથી કાઢ્યો ?

નરીમાન : હું તો જરાક મજાકમાં બોલ્યો હતો છતાં તમે સવાલ ઉઠાવ્યો ત્યારે અને જવાબ આપવાની ઇચ્છા થાય છે. મારા humble મત મુજબ સરદારવાદ એટલે આત્મસત્તાવાદ સિવાયના બીજા બધા વાદોનું નિકંદન—ગાંધીવાદ સહિત

સુરેખ : સરદાર તો ગાંધીજીના પ્રથમ દરજ્જાના અનુયાયી છે, અને ગાંધીવાદી સિદ્ધાન્તાનુસાર દેશમાં કાયદો અને વ્યવસ્થા સ્થાપવાની તેમની નેમ છે

નીલા : એમ હોય તો પોલીસ અને લશ્કર પાછળ આટલો મોટો ખર્ચ શા માટે રાખ્યો છે ? અંગ્રેજી હકુમતના કાળમાં લશ્કરી ખર્ચ સાઠ કરોડ રૂપિયા હતો તેની સામે કોન્ગ્રેસ ધૂંઆપૂંઆ થઈ જતી હતી. આજે આ ખર્ચ વધીને એકસો એંશી કરોડ રૂપિયા ઉપર પહોંચ્યો છે અને તેમાં ઘટાડો થવાની કોઈ નિશાની પણ નજરે પડતી નથી બલ્કે વધારો થાય તો નવાઈ નહિ

સુરેખ . પોલીસ અને લશ્કરની આવશ્યકતા આજકાલની દુનિયામાં રાષ્ટ્રીય અને આંતર-રાષ્ટ્રીય પરિબળોનો સામનો કરવા ગાંધીજીએ પણ સ્વીકારી હતી અને સરદાર તો કહેતા આવ્યા છે કે આ સંસ્થાઓ વિના કોઈ પણ રાજતંત્ર નભી શકે નહિ.

મનોહર : પોલીસ અને લશ્કરી સંસ્થા સામે અમારો વાંધો નથી. પરંતુ જે રીતે તેનો ઉપયોગ થઈ રહ્યો છે તે તદ્દન અયોગ્ય છે. કારણ લોકશાહીની–પ્રગતિ અટકાવવા અર્થે પોલીસખાતાને બેહદ સત્તા આપવામાં આવી છે.

ગમન . હા. ન્યાયની અદાલતમાં ચુકાદો મેળવ્યા વિના હજારો નાગરિકોને જેલના સળિયા પાછળ સજ્જડતા રાખવામાં આવ્યા છે સામ્યવાદી પક્ષની રેલવે હડતાલ પડાવવાની હિલચાલ પોલીસ અને લશ્કરની મદદથી જ દાબી દેવામાં આવી છે નહિ કે રેલવે કામદારો હડતાલની વિરુદ્ધ હતા, નહિ કે શ્રી. જયપ્રકાશના ફરમાનને તેઓ માન આપતા હતા આ હડતાલને દબાવી દેવાની સરકારની નીતિ લોકશાહીને છાજતી નથી, અને શ્રી જયપ્રકાશની નીતિ પ્રગતિકારક ક્રાન્તિના સિદ્ધાન્તને છાજતી નથી

મનોહર : સામ્યવાદી પક્ષ રેલવે હડતાલ મારફત દેશમાં અંધાધૂંધી ફેલાવી પોતાનો રાજકીય હેતુ બર લાવવા ઇચ્છતો હતો. પરિણામે સરકારનાં સખ્ત પગલાંને વખોડવામાં દોષ છે.

ગમન . બરાબર. તમારા સમાજવાદી પક્ષના કાર્યકરોને સરકારે ગિરફતાર ન કર્યા અથવા પકડીને મુક્ત કર્યા એટલે તમોને સરકાર પ્રત્યે હમદર્દી હોય જ ને ! રેલવે કામદારોએ હડતાલની તરફેણમાં સ્પષ્ટ બહુમતી બતાવી હતી, છતાં તમારા જયપ્રકાશે આ બહુમતીને ઠોકરે ચઢાવી ખરુ પૂછો તો, આ તેમનો નિર્ણય કામદારોના હિત પ્રત્યે આપખુદીનો દ્રોહ જ ગણાવો જોઇએ.

નવીન : મને લાચારી થાય છે કે તમે બેઉએ હમણાં હમણાં એકબીજાની સામે આક્ષેપોના વરસાદ વરસાવવા માંડયા છે મને લાગે છે કે આ તમારી ચકચારીમાં હિન્દ રાષ્ટ્રીય મજદૂર સંઘ—I N T U C—વધુ અને વધુ બળવાન બનતો જશે પરિણામે મજદૂર વર્ગનું સંગઠન છિન્નભિન્ન થવા પામશે અને મૂડીદાર વર્ગ અનહદ લાભ ઉઠાવશે

નીલા . મને સમજ નથી પડતી કે સમાજવાદી પક્ષ અને સામ્યવાદી પક્ષ માર્કસના સિદ્ધાન્તો ઉપર રચાયેલા હોવા છતાં, સમન્વય સાધવાને બદલે તેમના નેતાઓ એકબીજાની સામે ઘૂરકિયાં કેમ કરતા હશે વારુ ?

નવીન : તેનાં અનેક કારણો છે. હિન્દી સમાજવાદી પક્ષના નેતાઓ ગાંધીજીના અહિંસાના સિદ્ધાન્તને અને બંધારણીય નીતિને બની શકે તેટલાં અમલમાં મૂકવા પોતાની ઇચ્છા વ્યક્ત કરે છે. ત્યારે સામ્યવાદી નેતાઓ ચોક્કસપણે માને છે કે સરકારના લશ્કરી તંત્રથી રક્ષિત મૂડીદાર વર્ગ સામે અહિંસા અને બંધારણીય લડત નિષ્ફળ નીવડશે. સખત કાળાં બજાર અને જીવલેણ ચૂસણખોરી કરી પ્રજાજીવનનું ભક્ષણ કરતા વેપારી કે ઉદ્યોગપતિ સામે પોલીસ કે લશ્કરનો ઉપયોગ તો શું પણ સામાન્ય કાયદાનો કોરડો પણ વીંઝવામાં નથી આવતો; ત્યારે કામદારો અને તેમના કાર્યકરોની

સામે કાયદો, પોલીસ, લશ્કર વગેરે બધો સરઅસરંજામ છૂટથી વપરાય છે. હમણાં આપણે જોયું કે રેલવે કામદારોની હડતાલ વખતે પોલીસને હુકમ આપ્યો હતો કે વહેમ માત્ર પડતાં બંદૂકનો ઉપયોગ તાબડતોબ કરવો.

સુરેખ . રેલવે હડતાલ નહિ પાડવા માટે સરકારે ચેતવણી આપી હતી અને જયપ્રકાશે હાકલ કરી હતી. છતાં દેશના હિતાહિતને લક્ષમાં લીધા વિના સામ્યવાદી પક્ષ હડતાલ પાડવાના નિર્ણય પર આવ્યો આવી હડતાલ દેશના વાહતુક વ્યવહારને ખોરવી નાખે અને અનાજ વગેરેની વહેંચણીમાં પ્રજાને બેહદ નુકસાન પહોંચાડે આની સામે કડક પગલાં ભરવાં જ જોઈએ.

નરીમાન : મી. સુરેખ, તમે કોન્ગ્રેસ સરકારનાં બધા પગલાંનો બચાવ કરો તે ન્યાયી નથી. કાયદાની કચેરીમાં ગુનો સાબિત ન થાય ત્યાં સુધી તમે કોઈ પણ નાગરિકને ગોળીથી વીંધી નાંખો યા લાંબા વખત સુધી અટકાયતમા રાખો તે રીતરસમની સત્યતા મારા ભેજામાં નથી ઊતરતી.

નીલા : એ બધું ખરું. પણ સરકાર જે કાંઈ હુકમો કે ફરમાનો કાઢે તેનો અમલ પ્રજાએ વફાદારીપૂર્વક કરવો જોઈએ. ગરીબ કે તવંગર બધાએ સરકાર પ્રત્યે વફાદાર તો રહેવું જ જોઈએ ને !

સુરેખ . ઉપરાંત, હવે તો સરકાર આપણી છે. પરદેશી સરકારની વાત જુદી હતી. તેની સામે સમસ્ત પ્રજાનો વિરોધ હતો. પરંતુ આજની સરકાર આપણી પોતાની છે— લોકોની છે. તેની સામેનો વિરોધ દેશદ્રોહ ગણાય.

ગમન : કોણ કહી શકે એમ છે કે આજની સરકાર લોકોની સરકાર છે ? આજની સરકાર એક પ્રકારની કામચલાઉ—provisional—સરકાર છે. બ્રિટિશરોએ પ્રજાના માથા ઉપર થોડા લાગવગિયા નેતાઓના જૂથને ઠોકી બેસાડયું છે. તેમાં પ્રજાના હિતને મુખ્ય સ્થાન નથી તેમા છે મૂડીદાર વર્ગનાં હિતોનું રક્ષણ કરતા નેતાઓ અને તકસાધુઓ

નીલા . ગમનભાઈ, તમારા સામ્યવાદી વિચારોની આ જ ગોટાળો છે. જે સરકારમાં જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, અને મૌલાના આઝાદ જેવા પાદવીર લોકપ્રિય નેતાઓ છે, તેને તમે આમ છેક ઉતારી પાડો તે ઠીક ના કહેવાય આથી મારા જેવાં ઘણાંની લાગણીને ક્ષોભ થાય, દુઃખ થાય.

સુરેખ ખરી વાત છે બિરાદર ગમનને તો સરકારી તંત્રમા લોકોએ પસંદ કરેલા સભ્યો ખપે - આપણે યાદ રાખવુ જોઈએ કે આજની સરકાર કોન્ગ્રેસી છે. તેમાં સ્વતંત્રતાની લડતમાં આત્મભોગ આપનાર અને સેવાભાવી નેતાઓ છે - કોન્ગ્રેસની આબરૂ તેમના કાર્યક્રમ અને રાજનીતિ ઉપર અવલંબે છે કોન્ગ્રેસની પ્રતિષ્ઠા સાચવવાની જવાબદારી તેઓ સારી રીતે સમજે છે. -

નવીન સાચી વાત તો એમ છે કે આ રાજનેતાઓની આબરૂ કોન્ગ્રેસે ભૂતકાળમાં મેળવેલી સિદ્ધિની મૂડી પર આધાર રાખે છે આજની સરકારની નીતિ ગાંધીવાદને

અને કોન્ગ્રેસે તેમના જાહેરનામામાં આપેલાં વચનોનો છડેચોક ભંગ કરી રહી છે. વળી સરકારની નીતિ નથી ગાંધીવાદી કે નથી સમાજવાદી કે નથી સામ્યવાદી કે નથી લોકવાદી તેની નીતિ એટલી બધી પતન પામી છે કે ટૂંક સમયમાં કોન્ગ્રેસી સરકારને મોંઘ ભારે પડશે આચાર્ય કૃપાલાની કહે છે:

"The Congress cannot be an instrument for the establishment of a new social order of Gandhiji's or any other conception. Missing its revolutionary role for which Gandhiji always wanted it to prepare, it will be as it is, the party in power in a democratic India But this democracy will be merely political and formal. It will have to function side by side with social inequality as typified by the aristocratic institution of caste, and economic inequality inherent in the capitalist order Like every other party in power, the Congress will in course of time be discredited, because of its failure to carry out the many and big promises that it made through its resolutions and election manifestoes"

[ *The Future of the Congress* ]

કોન્ગ્રેસી તેમજ સમાજવાદી નેતાઓ પહેલાં "ક્રાન્તિ" "ક્રાન્તિ"ના પોકારો કરતા હતા, હવે તે બંને બંધારણીય — *Constitutional* — રાજ્યસત્તાનો સ્વીકાર કરતા થયા છે. સમાજની મૂડીવાદી હાલત બંધારણીય ધોરણે સુધારાવધારા કરતા કાયદાથી ન પલટી શકાય. તે માટે કૃપાલાનીજી કહે છે તેમ, ક્રાન્તિકારી પગલાં જ સાર્થક નીવડી શકે

મનોહર : તમે ક્રાન્તિની વાત જવા દો સામાન્ય સુધારાવધારા ય સરકારી તંત્ર કરી શકતું નથી મથાઇ સાહેબનું અંદાજપત્ર કેવું અત્યાચારી છે તે સહુ કોઈ જાણે છે.

સુરેશ ધનિક વર્ગના કબજામાં પુષ્કળ મૂડી ફાજલ પડી રહી છે તેનું રોકાણ ઉદ્યોગીકરણમાં અથવા સરકારી લોનોમાં થઈ શકે તદર્થે તેમને આવકવેરામાં રાહત આપવામાં આવી છે. આ રાહત આપવામાં ન આવે તો ધનના ઢગલા અનુત્પાદક પ્રદેશમાં ખડકાયા કરે

ગમન : આ ધનના ઢગલા ધનિકો પાસે નકામા નથી પડી રહ્યા તેનો ઉપયોગ માલમતા ખરીદવામાં થાય છે, પરિણામે ચીજવસ્તુના ભાવો ઊંચા રહે છે આમ હોવા છતાં મૂડીદારોની આટલી બધી આળપંપાળ કરવાની સરકારની નીતિ શા માટે છે! ષણ્મુખમ્ ચેટી તેમના અંદાજપત્રમાં મૂડીપતિઓને લાભનો પહેલો હપ્તો આપીને ગયા હવે મથાઇ સાહેબે બીજો હપ્તો આપ્યો અને આ બધું કોના ભોગે? ગયે વર્ષે અનુક્રમે જતાં ઉદ્યોગપતિઓએ કરોડો રૂપિયાનો સીધો અને આડકતરો નફો ઉડાવ્યો. તે ઓછું હોય તેમ, મથાઈ સાહેબે ગરીબ આમજનતા ઉપર કર નાખી પાંચસાત કરોડ રૂપિયા મૂડીદારવર્ગને ઇનામમાં આપ્યા.

**નીલા :** હા વળી રાષ્ટ્રીયકરણની વાત તો વિસારે પડી છે જવાહરલાલજી અને સરદારશ્રીએ આ બાબતમાં ઉદ્યોગપતિઓને બાંહેધરી આપી છે કે દસ વર્ષ સુધી રાષ્ટ્રીયકરણના ભયથી તેમને ડરવાની જરૂર નથી. નફાખોરોનાં અભયદાન અપાયાં છે

**સુરેખ :** અભયદાન આપવાં જ જોઈએ રાષ્ટ્રીયકરણ અમલમાં મૂકવાનાં સાધનો સરકાર પાસે નથી. સરદારશ્રીએ ચોખ્ખા શબ્દોમાં કહ્યું છે કે, નથી તેમની સરકાર પાસે રાષ્ટ્રીયકરણ માટે નાણું, કે નથી માણસો.

**ગમન :** ખોટું. નાણાં ય છે ને માણસો ય છે પરંતુ મૂડીદારવર્ગ પાસે જે નાણાં છે તે છીનવી લેવાની હિંમત સરકારમાં નથી અને જે વર્ગમાં માણસો છે તે વર્ગનો ઉપયોગ કરતાં સરકારને ભય લાગે છે પરિણામે મૂડીદારવર્ગ સલામત અને શ્રમજીવી વર્ગ પીડિત રહેવા પામે છે. દેશની સ્થિતિ હતી તેની તે રહે છે. Status quo જળવાય છે

**નવીન .** વેપારી વર્ગ મૂડીવાદી સમાજની ગોતરસમોથી વાકેફ હોય છે. તેનો લાભ ઉઠાવવાની કુનેહ તેમનામાં પુષ્કળ હોય છે સામ, દામ વ૦ ઉપાયો અજમાવી તેમણે રાષ્ટ્રીયકરણનો ભય દૂર કરાવ્યો. મૂડીની હડતાલની ધમકી આપી કરોડો રૂપિયાની રાહત મેળવી લીધી. અને મને ખાત્રી છે કે આ પદ્ધતિ – આ ચાલબાજી – આગળ ધપાવી થોડા સમયમાં અંકુશો — controls — કઢાવી નાંખવા મૂડીદાર વર્ગ પોતાથી બનતું બધું કરશે. કોંગ્રેસી સરકાર ઉતરાશે કાકાસાહેબ કાલેલકરે ગાંધી-સાધનાના 'ખમીર'ની જે સમાલોચના કરી છે તે ખમીર કોંગ્રેસી સરકાર કે નેતાઓમાં નથી તેમજ લોકોની શક્તિમાં જે પ્રકારની શ્રદ્ધા કેળવવાની જરૂર છે તે કોંગ્રેસી કેળવી શકતા નથી લોકોની શક્તિ સંબંધે લેનીન કહે છે.

"It is not enough to preach democracy, it is not enough to proclaim and decree it, it is not enough to entrust its realisation to "representatives" of the people in representative institutions One must build democracy from the bottom, ***on the initiative of the masses themselves, with their participation in the whole life of the State*** without supervision from above, without officialdom.

[**Lenin :** *Collected Works*, Vol XX, Book I, p. 221]

આજની આપણી કોંગ્રેસી સરકારમાં કે કાર્યકરોમાં નથી આ લેનીનની લોકશાહી દૃષ્ટિ અને ધગશ, કે નથી ગાંધીસાધનાનો સ્વાદ સર્જવાની ભાવના કે દાનત આજની કાયદેસર સરકારના નાદ અને રંગ જોતાં ભવિષ્ય ઉજ્જ્વળ દેખાતું નથી. આમકલ્યાણની સિદ્ધિ આકાશપુષ્પવત્ લાગે છે હા, એક વાત છે આવી પુરાણી અને પ્રાગ્વૈજ્ઞાનિક ગોતરસમોથી કદાચ સમાજવાદ કે સામ્યવાદની કૂચ ઝડપી બનશે. તે માટે તેમણે કોંગ્રેસી સરકારનો આભાર માનવો ઘટે

૨૪-૩-૧૯૪૯

## પુંડરીકના છપ્પા

### [સેવાનું અંગ]

'પુંડરીક'

૧

સેવા સેવા કરતો ફરે,
શાનો બકવા લાગ્યો અરે!
રસ્તામાં કાઢે છે હડી?
તારી 'લ્યા કોને-છે પડી?
પુંડરીકને પૂછી લે :
અંતરમાં લાગી શી લે!

૨

સેવા કરવા લાગ્યો જ્યાંય
સામે લાલચ આવી ત્યાંય,
સેવાના મેવા ભોગવે,
લપલપ કરતો ચાટે હવે!
પુંડરીક ખોલી જો આંખ,
સેવાએ વાળ્યો છે આંક

૩

સેવા તું 'લ્યા કોની કરે?
પૂછી જો અંતરને ખરે!
અંતરમાં કીડા અદબદે
એ ચટપટીને સેવા વદે?
પુંડરીક શાનો આ દંભ!
કોરી ખાધેલો એ થંભ!

૪

પરથમ તારી સેવા કર,
સેવા કરતાં ચોતી મર;
પછી લાગશે મોટી આગ,
રહી જાશે ખાખીની ખાખ,
પુંડરીક ખાખીના ખેલ :
સેવા કરવા સેવા મેલ્ય!

૨૫-૩-૪૯

卐

# વિવેચન – સહૃદયતાની કેળવણી

પ્રાધ્યા૦ રામપ્રસાદ શુક્લ એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

વિવેચનના સામાન્ય તથા વિશિષ્ટ ધર્મો વિચાર્યા પછી સમકાલીન વિવેચનનાં કેટલાંક ભયસ્થાનોનો ઉલ્લેખ પણ અત્રે કરીએ.

(અ) સમકાલીન વિવેચનમાં અતિશયોક્તિના અંશો આવી જવાનો ભારે સંભવ છે. આપણી ભાષાના બે ઉત્કૃષ્ટ વિવેચકોનું જ ઉદાહરણ લઈએ. નવલરામ 'સુબોધચિંતામણિ'ના લેખકને જાહેર રીતે કવિપદ આપે છે, એમાં આપણને અતિશયોક્તિનો અંશ લાગે. વળી નર્મદની કવિતા વિશે સને ૧૮૬૭માં નવલરામે લખેલ અહોભાવ પ્રેરિત વિવેચનમાં 'પ્રેમાનંદ સુદ્ધાં સઘળા ગુજરાતી કવિઓ કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનું છે' એવો અભિપ્રાય તેઓ ઉચ્ચારે છે પણ નવલરામની સમતા એટલી કે વીસ વર્ષ પછી નર્મ-કવિતાની પ્રસ્તાવના લખતાં આ મત સુધારીને તેઓ નર્મદને સમયમૂર્તિ કહે છે, અને દલપતરામની કવિતા સાથે તેની કવિતાની તુલના કરે છે. રમણભાઈ 'કુસુમમાળા'ને ગુજરાતી કવિતામાં પ્રથમ પદવી આપે છે, અને સાથોસાથ કહી નાખે છે કે "નરસિંહ મહેતાની કલ્પના વિશાળ નથી, તેના ભાવ ગભીર નથી; સુંદરતાના સરોવરમાં તે માત્ર આચમન જ કરે છે." વળી પ્રેમાનંદ માટે કહે છે કે "તેનામાં સ્વાનુભવ રસિકત્વ નથી." અને રમણભાઈના મતે "સર્વથી ઉત્તમ કવિ તે સ્વાનુભવરસિક, પૂરેપૂરું શુદ્ધ કવિત્વ તે એનામાં જ." એટલે પછી બાદબાકીથી ઉત્તમ કવિ માત્ર નરસિંહરાવ જ ને! આને માત્ર સ્વાભાવિક (વિવેચક સતત જાગૃત ન હોય તો સહજ) અતિશયોક્તિ ભલે લેખીએ, પણ સમકાલીન વિવેચનનું એ ખરેખરું ભયસ્થાન છે. એ પ્રદેશ જ એવો છે કે ભલભલા ત્યાં બેચાર ઠોકરો ખાઈ ન બેસે તો જ નવાઈ; સામાન્ય વિવેચકને માટે તો ડગલે ને પગલે ઠોકરો ખાવા ઉપરાંત લથડિયાં ખાઈ જવાનો પૂરો સંભવ છે.

(બ) અતિશયોક્તિથી ઊલટી એવી, સમકાલીન અથવા નવીન સાહિત્યનું ગુણદર્શન કરી શકવાની અશક્તિ પણ કોઈ કોઈ વિવેચકોને નડે છે. જાણે કે નાવીન્યનું ગુણદર્શન કરવાની તેમની ઇન્દ્રિય જ બહેર મારી ગઈ હોય છે — સંગીતમાં જેને deaf ear — બધિર શ્રુતિ — કહે છે તેવી કોઈ સ્થિતિ. આવું વિવેચન ભૂતકાળનું જ ગૌરવ કરી શકે છે. નવીન સાહિત્ય તેને જાણે અધૂરું જ લાગ્યા કરે છે. મેથ્યુ આર્નોલ્ડ જેવો સમર્થ વિવેચક પણ ગ્રીકસાહિત્યસ્વામીઓની તુલનામાં શેક્સપીઅરને અકિંચિત્કર ગણે છે, ત્યાં પણ ભૂતકાળના ગૌરવનો ભાર જ એની છાતી પર વિમૂર છે. મિત્ર આર્નોલ્ડ પરના એક પત્રમાં તે લખે છે કે 'Homer leaves Shakespeare as far behind as perfection leaves imperfection." સદ્ગત સાક્ષર શ્રી મણિલાલની રસેન્દ્રિય સંસ્કૃત કાવ્ય સમજવામાં જેટલી સતેજ હતી એટલી યુરોપીય કાવ્ય સમજવામાં ન હતી, 'પાશ્ચાત્ય કાવ્યકુસુમો

પ્રાયશઃ રસરૂપસુગંધવર્જિત' છે એ એમની પ્રસિદ્ધ ઉક્તિ આનો નમૂનો છે. આના કારણરૂપે ક્વચિત્ સંરક્ષકવૃત્તિ હોય છે, તો ક્વચિત વિવેચકના રાજકીય વા સામાજિક વિચારો લેખકથી જુદા પ્રકારના હોય છે તેથી બંધાઈ ગયેલા પૂર્વગ્રહો પણ રસપ્રતીતિને બાધક નીવડે છે. અહીં મૅથ્યુ આર્નોલ્ડે ઉપદેશેલ 'disinterestedness' તાટસ્થ્ય એ વિવેચનને માટે મુક્તાવલિકા સમાન છે વળી કેટલીક વાર 'નાળિકેરપાક' જેવી કૃતિઓની કદર થતા પણ વાર લાગે છે, જેનો તાજો દાખલો આપણી ભાષામાં શ્રી બળવંતરાય ઠાકોરની કવિતાની લાંબા સમય સુધીની ઉપેક્ષાનો છે.

અહીં ઉપેક્ષિત કૃતિઓની વાત આવી એટલે વિવેચનમાત્રનું એક સામાન્ય ભય સ્થાન પણ વિચારીએ. કેટલીક કૃતિઓ અમુક સમયાવધિ પર્યંત ઉપેક્ષિત રહે છે એટલે પાછળથી એનું ગુણદર્શન પણ જોરશોરથી થવા લાગે છે. ન માણુસે ચાલતું જ ઉદાહરણ લઈએ શ્રી ઠાકોરની કવિતા ઠીક સમય સુધી ઉપેક્ષિત રહી એટલે પછી એમના પ્રત્યે ભાવ થયો ત્યારે એ ભાવમાં જબ્બર ભરતી આવી સર્વત્ર એમની જ કવિતાનું અનુકરણ થવા માંડ્યુ એક વિદ્વાને કહ્યું છે કે અનુકરણ એ સૌથી મોટુ માન છે ઉછરતા કવિઓના આખા વર્ગે આ મોટુ માન એમને આપ્યું. અને એ જુવાળના વેગમા નરસિંહરાવ જેવા પણ પૃથ્વીછંદ લખી બેઠા સમકાલીન સાહિત્યના નોંધપાત્ર કવિઓ શ્રી બળવંતરાયના અનુયાયીઓમાંના જ છે.

આથી ઊલટો ક્રમ તે અમુક જમાનામાં બહુ વખણાયેલા લેખકની એની પછીનો જમાનો કરે છે તેવી અકારણ વિસ્મૃતિ. સમકાલીનોમાં કવીશ્વર તરીકે પંકાયેલા દલપતરામમાં કવિત્વ જ નથી એવું એકાએક ભાન તેમની પછીના જમાનાને થયું આજે વળી વિવેચનનાં આ કહોળાં નીર ફરી ઓસરવાં લાગ્યાં છે. અને કવિ નહીં તો સમર્થ ઉપકવિ તરીકે — અને નર્મદ કરતાં ચડિયાતા ઉપકવિ તરીકે પણ — દલપતરામ સ્વીકારાવા લાગે તેવાં ચિન્હો છે. કવિ ટેનીસનનો કિસ્સો આથી પણ વધારે સચોટ છે. સમકાલીન વિવેચનમાં શેક્સપીઅર અને મિલ્ટન પછીના માનને લાયક ગણાતો આ રાજકવિ તેના પછીના જમાનાના હાથે કવિપદથી ભ્રષ્ટ થયો આજે ટેનીસન સારો કવિ હતો તેવો સળવળાટ ફરી થવા લાગ્યો છે (જુઓ નોબેલ ઇનામ વિજેતા ઇલિયટનાં લખાણો) આમ જો કે વિવેચનનો ઝોલો બને બાજુએ ઝોલાં ખાઈને બે વાર જમાને પાછો ફરીથી મધ્યબિન્દુ પર આવીને સમતા પ્રાપ્ત કરે છે, છતાં આ બધાં વિવેચનનાં ખરેખરાં ભય સ્થાનો છે એથી તો વિવેચનનો ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ અત્યંત આવશ્યક છે — વિવેચનનો ઇતિહાસ એ સાહિત્યના ઇતિહાસનું અનિવાર્ય રીતે પૂરક અંગ છે

અગાઉ વિવેચનનાં વિવરણ અને મૂલ્યાંકન એ બે અંગોની આપણે ઠીક વિસ્તારથી ચર્ચા કરી ચૂક્યા છીએ પણ એનો અર્થ એવો નથી કે વિવેચનના પ્રકારો મર્યાદિત છે નવમી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી ભાષણ આપનાં આચાર્ય ધ્રુવે વિવેચનના પાંચ પ્રકારો તો ગણાવ્યા છે અને 'ઇત્યાદિ અર્થાભિન' શબ્દો વડે બીજા પ્રકારોનો નિર્દેશ કરી એ બધા પ્રકારો આપણી ભાષામાં બેસાડવા જોઈએ તેવી અભિલાષા વ્યક્ત કરી છે ×

× જુઓ 'સાહિત્યવિચાર' પૃ. ૬૭

એક રીતે જોઈએ તો આત્મલક્ષી (subjective) વિવેચનના પ્રકારો આપણી ભાષામાં વધતા જાય છે, અને કાલાનુક્રમે હજી એમાં વધારો થવાનો સંભવ છે જ. આવા આત્મલક્ષી વિવેચનોમાં મૂલ્યાંકનનું પ્રમાણ સ્વાભાવિક રીતે જ બળવત્તર રહે છતાં વિવેચનમાં વિવરણ અથવા વિશેષ સ્પષ્ટીકરણનું સ્થાન અનન્ય છે. મણિલાલનું વચન 'મત એ તો ગૌણ વિષય છે, ને તે જ્યારે મુખ્ય વિષય એટલે પ્રકૃત વિષયનું સ્પષ્ટીકરણ તેના અંગે હોય ત્યારે જ આસ્વાદયુક્ત લાગે છે' વિસરાવું ન જોઈએ. વળી વિવેચનને મત કરતાં મતના કારણોને જ પ્રધાન ગણવાં જોઈએ. રસમીમાંસક ક્રોચે તો કહે છે કે "In reality true and complete criticism is the serene historical narration of what has happened" અર્થાત્ નિર્માણ પામેલી કૃતિનું ગંભીર ઐતિહાસિક નિરૂપણ તેમજ વિવરણ એ જ વિવેચન.

એમ છતાં મૂલ્યાંકનનો આત્યંતિક પરિહાર કરી શકાય એમ નથી, તે પણ અગાઉ આપણે જોયું. તો હવે કોઈ પણ સાહિત્યકૃતિનું મૂલ્યાંકન કરતી વેળા કયા કયા મુદ્દાઓ દૃષ્ટિપથમાં રાખવા ઈષ્ટ છે એની ચર્ચા પણ અત્રે આવશ્યક છે. કાલાઈલે જર્મન મહા કવિ ગટે ઉપરના પ્રબંધમાં મૂલ્યાંકન માટે બે મુદ્દાઓ અગ્રસ્થાને મૂકયા છે. આ બંને મુદ્દાઓ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના 'વિવેચનની પ્રતિષ્ઠા' નામના વ્યાખ્યાનની નીચેની કંડિકામાં સરસ રીતે રજૂ થયા છે. "સર્જકનું વાસ્તવિક અને પ્રામાણિક ધ્યેય શું હતું? અને પ્રાપ્ત સામગ્રી વડે તેણે તે કેટલું સાધ્યું? આ એક વાતનો વિવેચકે નિર્ણય કરવાનો છે. વળી તેણે વિચારવું રહ્યું કે સર્જકનું ધ્યેય મનુષ્યસ્વભાવ અને પ્રકૃતિમાંના સત્ય સાથે કેટલો સંવાદ રાખે છે? મનુષ્યહૃદયને કલ્પનામાં સાહિત્યસૌંદર્યના તત્ત્વોની જે ગૂઢ ભાવના છે તેને એ કૃતિ કેટલી સંતોષે? આ બંને પ્રશ્નોના ઉત્તરમાં જેટલો કોઈ કૃતિ અંગે વિસંવાદ, અમેળ સ્વીકારવો પડે તેટલો જ તેનો દોષ.

"આ સમન્વયના આશ્રયથી કૃતિનો કૃતિ લેખે અને ઉચ્ચ કૃતિઓની તુલનામાં કિંવા કાવ્યના સર્વમાન્ય સિદ્ધાંતોની કસોટીએ મૂલ્યાંકન થઈ શકે."

અહીં સ્વાભાવિક રીતે પ્રશ્નો થાય છેઃ સર્જકનું ધ્યેય એટલે શું? એ ધ્યેય નક્કી કરવા માટેનો માનદંડ કયો? સર્જક શબ્દો વડે એ ધ્યેય કહે ત્યારે એના ઉપર કેટલો આધાર રાખવો? કારણ કે કૃતિથી બહાર હોય એવા શબ્દો વડે એ ધ્યેયનું કથન થઈ શકે એમ ન હતું, એટલે તો કલાકૃતિનું નિર્માણ થયું–ધ્યેયનો આવિષ્કાર કલાકૃતિ રૂપે જ થયો. એટલે કલાકૃતિનું ધ્યેય કૃતિમાં જ શોધવાનું રહ્યું. આ ધ્યેય કૃતિના અખંડ વ્યક્તિત્વમાંથી ફલિત થાય છે. એબર ક્રોમ્બી કહે છે, "In that final unity of its total impression" આ ધ્યેય હાથ લાગે છે એટલે 'વિષયનું સામ સંગઠન' કરતી વખતે 'સમગ્ર ચિત્ર વિલોકવું' એ પણ કેટલું બધું જરૂરી છે એ યાદ રાખવા જેવું છે.

વળી સત્ય એટલે શું એ પણ વિચારણાનો વિષય છે. જગતનું સત્ય એ જ શું કવિજગતનું સત્ય? કે એથી વિરુદ્ધનું તે સત્ય? ક્રોચે Art is intution અર્થાત્ કલા

એટલે સહજ સંવેદન એવી કલાની વ્યાખ્યા બાંધતાં કહે છેઃ " Physical facts donot possess reality and that art to which so many devote their whole lives and which feels all with a divine joy, is supremely real" અર્થાત્ આનંદશંકરના શબ્દોમાં "કવિની સૃષ્ટિ એ જ ખરી સૃષ્ટિ આપણા ચર્મચક્ષુને ભાસતી એ મિથ્યા સૃષ્ટિ" પોતાના આ પ્રિય સિધ્ધાંતનું આનંદશંકરે વારવાર સમયોચિત કથન કર્યું છે. હવે આ પરિદૃશ્યમાન જગત જે રીતે ચર્મચક્ષુને પ્રતીત થાય છે એ પ્રતીતિ યથાર્થ નથી એ તો વિજ્ઞાન વડે પણ પુરવાર થઈ ચૂકેલ છે વસ્તુનું અંતસ્તમ હાર્દ ચર્મચક્ષુ ગ્રહે છે તેથી ઘણી વેળા વિપરીત જ હોય છે એ સત્યનો સ્વીકાર કરીને જ વિજ્ઞાને આટલો વિકાસ સાધ્યો છે એક જ ઉદાહરણ લઈએ સૂર્ય સૃષ્ટિની આસપાસ ફરે છે એ ચર્મચક્ષુની પ્રતીતિ; પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ યથાર્થ પ્રતીતિ વળી વિજ્ઞાનનાં દિક્કાળ પણ માનવબુધ્ધિને અવિજ્ઞેય છે, અને સાપેક્ષતાદિ સિધ્ધાંતો બહુધા અમૂર્તનાં જ આવિષ્કરણો છે. પદાર્થવાદીઓનો પદાર્થ અપાર્થિવ–અથવા ઊર્ધ્વપાર્થિવ પદાર્થ છે આમ છે તો પ્રકૃતિમાં પરિદૃશ્યમાન સત્યના માનદંડ વડે કવિસત્યને ન માપવું જોઈએ વૈજ્ઞાનિકને જે પ્રતીતિ વિજ્ઞાનના ઉપકરણો વડે થાય છે એવી મળતી જ પ્રતીતિ કવિને સહજ સંવેદનથી થાય છે કારણકે કલ્પનાના વ્યાપાર વડે વસ્તુ માત્રનું અંતસ્તમ હાર્દ કવિ સમક્ષ ખુલ્લું થઈ જાય છે. આમ કહેવાતો વાસ્તવવાદ (realism) યથાર્થ મૂલ્યાંકન માટે કેટલે અંશે ઉપપન્ન છે એ પણ વિચારણાનો વિષય છે.

પણ એનો અર્થ એમ નહીં કે કાવ્યમાં કલ્પના ગમે ત્યાં વિહરે કવિસૃષ્ટિનો नियतिकृतनियमरहिता તરીકે સ્વીકાર છે, ત્યાં પણ નિયતિકૃત એ શબ્દથી એની મર્યાદા આંકી છે. કવિસૃષ્ટિને પણ પોતાનો કોઈ નિયમ તો છે જ–એ પણ સનિયમ સૃષ્ટિ છે માત્ર આ નિયમ તે તે કવિસૃષ્ટિનો અંતર્ગત નિયમ છે. નિયતિકૃત નિયમથી એ નિયમનો પ્રકાર ભિન્ન છે એટલું જ સર્જન માત્ર સનિયમ છે અને એ નિયમ વડે તે તે સર્જનમાં વ્યક્તિત્વ સ્ફુરે છે અહીં ઔચિત્ય એ જ કવિસૃષ્ટિનું પ્રવર્તક તેમ જ નિયામક બળ છે, અને એ ઔચિત્યના માનદંડ વડે જ કવિસૃષ્ટિને માપવાની છે આનંદશંકર કહે છેઃ " કૃતિનું ઔચિત્ય પાત્ર, સ્થળ, પ્રસંગ ઉપર આધાર રાખે છે, તે ઉપરાંત નીતિ સાથે સંબંધ ધરાવે છે " આ ઔચિત્યના નિયમમાં જ કવિકલ્પિત ન્યાયનો ( poetic justice ) પણ ખુલાસો આવી જાય છે. કૃતિમાંથી જેટલા અંશે એ સ્વાભાવિક રીતે નિષ્પન્ન થતો હોય, તેટલી તે કૃતિની ઉત્કૃષ્ટતા જેટલી કૃત્રિમતા આવતી હોય તેટલો તેમાં દોષ

નિયતિકૃત સૃષ્ટિ અને કવિસૃષ્ટિ બંને ભિન્ન છે અને એ બંને વચ્ચે સંબંધ નથી એમ માનવું એ પણ અયુક્ત છે. રસનું ઉપાદાન લોકહૃદય છે, અને જીવન એ જ સાહિત્યનું પ્રવર્તક બળ છે પણ જીવન એટલે આ જગતનું જીવન નહીં કવિની કાંતદૃષ્ટિ સમક્ષ સૌન્દર્ય સ્વરૂપે સ્ફુરતા ભાવના જગતનો પણ આ જીવનશબ્દમાં સમાવેશ કરી લઈએ તો એ બે વચ્ચેના સંબંધનો ખુલાસો આપોઆપ થઈ જાય છે ભાવનાસૃષ્ટિ એ પણ બ્રહ્માની સૃષ્ટિની ભવ્ય મૂર્તિ છે. એના વિના કદાચ બ્રહ્માની સૃષ્ટિ અધૂરી જ રહેત આનંદશંકર ઠીક કહે છેઃ "જેટલે અંશે અક્ષર બ્રહ્મમાં રહેલું છે, તેટલે અંશે કવિને જગતના અનુભવની અને

અવલોકનની જરૂર છે. કવિઓ તો તે જ છે કે જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષરનું દર્શન કરાવે છે" વિવેચને પણ આ ક્ષરાક્ષરસૃષ્ટિમાં વિહરતી સર્જક પ્રતિભાની પાછળ વિચરવાનું છે. અને જ્યાં જેવું નિર્માણ ત્યાં તેવા ઔચિત્યના સિદ્ધાંતો નક્કી કરી મુલ્યાંકન કરવાનું છે.

આપણે જોયું કે કૃતિ માત્રના મૂલ્યાંકનના નિયમો તે તે કૃતિમાં અંતર્ગત છે. પ્રત્યેક કૃતિને પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે અને એક રીતે એ વ્યક્તિત્વની સિદ્ધિમાં જ કૃતિની કૃતાર્થતા છે, એમ છતાં ચૈતન્યની જેમ, સૌન્દર્યતત્ત્વના પણ કેટલાક સામાન્ય ધર્મો છે, જે વડે એક કૃતિ સાથે બીજી કૃતિની તુલના થઈ શકે. વળી એ સૌન્દર્યતત્ત્વના અધિક અથવા અલ્પસ્ફુરણ પ્રમાણે એક જ પ્રકારની ભિન્ન ભિન્ન કૃતિની તેમજ એક પ્રકારથી અન્ય પ્રકારની કૃતિની ચડઉતર કક્ષાઓ પણ નક્કી કરવી રહી. આ ધોરણે એમ કહી શકાય કે જે કૃતિમાં નિર્માતાના અખિલ આત્માનો આવિર્ભાવ હોય તે કૃતિનો રસાસ્વાદ ભાવકનો આત્મા પોતાની સર્વ શક્તિથી, સર્વ સંવિદથી કરી શકે. એટલે કે માત્ર હૃદય કે બુદ્ધિ એમાંથી એકને સ્પર્શ કરતી કૃતિ કરતાં સર્વ સંવિદથી સુભગ વેદન થઈ શકે એવું સ્વારસ્ય જેમાં હોય તે કૃતિ ચઢતી કક્ષાની વળી કેવળ આત્મલક્ષી કે સ્વાનુભવરસિક કૃતિ કરતાં સર્વાનુભવરસિક કૃતિની કક્ષા ઉચ્ચતર. કારણકે જનસામાન્યના કાર્ય લાગણી અને વિચારોનું તેમાં નિરૂપણ હોવાથી અખિલ આત્માના આવિર્ભાવ માટે આ પ્રકારમાં વધારે અવકાશ રહે છે અલબત્ત, સર્વત્ર તેમ અહીં પણ રસનિષ્પત્તિની મર્યાદા તો છે જ—પણકે આ રસનિષ્પતિ જ ઉત્કૃષ્ટ રીતે અને વિશાળ પાયા પર થવાથી એકની કક્ષા અન્યથી ચડિયાતી છે. ઉપરાંત સાહિત્યમાં ક્રિયાની અપેક્ષા રહે છે. કારણ ક્રિયાદ્વારા થતી રજુઆત નાટક નવલકથા મહાકાવ્ય કે આખ્યાન જેવી સર્વાનુભવરસિક કૃતિઓમાં રસનિષ્પત્તિનું પ્રમુખ અંગ છે 'ઉત્તર રામચરિત' કરતાં 'શાકુન્તલ'માં ક્રિયા વધારે છે એ કાલિદાસની તરફેણમાં છે એમ છતાં અહીં વસ્તુ, પાત્રાલેખન, સંકલના, ઔચિત્ય, જીવનદર્શન વગેરેનો પણ વિચાર કરવો રહ્યો. શ્રી મુનશીની નવલકથાઓમાં ક્રિયાનું પ્રમાણ મુકાબલે વધારે છે, તો પણ 'સરસ્વતીચંદ્ર' જ એનાં ગભીર જીવનદર્શન વડે તેમજ 'સંસારલીલાનું સદર્થે' ચિત્ર આપવું' એ કર્તાના ઉદ્દેશની ચરમસિદ્ધિ વડે ઉચ્ચતર સાહિત્યકૃતિ છે. વિવેચને આ સર્વ વાતનો–સર્વ કક્ષાઓ, સર્વ અંગો અને સર્વ વચ્ચેના સંવાદનો–વિચાર કરવો રહ્યો

વિવેચનનું કામ સર્જક અને ભાવક વચ્ચે તત્ત્વાનુસંધાન કરાવી આપવાનું છે—એ જ એની શક્તિ અને મર્યાદા છે તે આપણે આગળ વિચારી ગયા રસ પોતે તો સ્વસંવેદ્ય જ છે, પણ એ સહૃદયસંવેદ્ય હોઈ સહૃદયતા માટેની સર્વ સામગ્રી તૈયાર કરી આપવી અને એ રીતે સહૃદયતાના ઘડતરમાં ફાળો આપવો એ વિશિષ્ટ કાર્ય વિવેચનનું થઈ પડે છે પણ જે અન્યની સહૃદયતા ઘડી શકે તેની પોતાની સહૃદયતા તો ઉત્કૃષ્ટ કોટિની હોવી જોઈએ એ અપેક્ષિત જ છે. એથી વિવેચકમાં કયા કયા ગુણ ઈષ્ટ છે એની ચર્ચા વિવેચનના આદિકાળથી જમાને જમાને થયા જ કરે છે. અમુક ગુણો તો સર્વસ્વીકૃત છે, એમાં ઝાઝો મતભેદ નથી માત્ર પ્રાપ્ત પરિસ્થિતિમાં વિવેચકે કયા ગુણનો કયો અંશ વધારે કેળવવો જોઈએ એટલો જ મતભેદ સામાન્ય રીતે હોય છે. ગુણગણના પરત્વે તો ઘણુંખરું સહુ એક જ મત ઉપર આવીને ઠરે છે. આ આદર્શ શ્રી બળવંતરાય ઠાકોરનું નીચેનું અવતરણ સારી રીતે રજૂ કરે છે.

"પક્ષાપક્ષીથી અલગ બિનગત, નહિ માત્ર યશોગાન કે નહિ વિપરીત કારણ અને આધાર અને દાખલા આપી આપીને જ ડગલુ ભરે અને મત કરતા તેના કારણોને જ પ્રધાન ગણે. એવી શાસ્ત્રીય નિખાલસ સૌન્દર્યપ્રીત્યર્થ સેવાભાવી ટીકા અને તુલના . . પુખ્ત વિચારની સાથે સૂક્ષ્મ રૂચિતંત્ર, કવિતાપરંપરા છંદપરંપરા આદિનુ ઝીણુ અને સંગીન જ્ઞાન, બહોળો અનુભવ, વિવિધ શૈલીઓ અને કલાજાતિઓ પ્રત્યે સહાનુભૂતિ, પરિસ્થિતિમા તેમ કવિના ચિત્તતંત્રમાં પ્રવેશવાની કલ્પના અને બીજુ પણ ઘણુ શાસ્ત્રીય તુલનાત્મક ઐતિહાસિક ગવેષક વિવેચનાનુ ગભીર પથરંગી કર્તવ્ય માગી જ લે છે."

આદર્શ તો આ જ છે. જો કે જીવનના અન્યક્ષેત્રોમા તેમ અહીં પણ આદર્શ અને આદર્શની ક્રિયારૂપે સિદ્ધિ વચ્ચે કેટલુંક અંતર રહેવુ અનિવાર્ય છે અને તેથી જ કોઇએ કહ્યું છે કે સમય એ જ સૌથી મોટો અને સાચો વિવેચક છે બિચારા મહાભારતકારે હાથ ઊંચા કરીને પોકાર પાડયો છે કે ' ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ છે છતાં ધર્મ કોઇ સેવતુ નથી ' સમજવા છતાં આદર્શો પાળી શકાતા નથી એ જ માનવજીવનની કરુણતા છે. પણ વિવેચક જ્યારે આ આદર્શ ન પાળી શકે ત્યારે આ કરુણતા અનેકગણી વધી જાય છે. કારણ વિવેચક પણ સાંસ્કૃતિક નેતા છે સમાજની સહૃદયતા ઘડવાની અને સર્જકને પણ સુધારવાની જેણે ભારે જવાબદારી ઉઠાવી છે તેનામાં તો આ આદર્શની સિદ્ધિ વધારેમાં વધારે થયેલી હોવી જોઈએ. એથી વિવેચકે માનસિક શિસ્તનો ગુણ સૌથી વધારે કેળવવાનો રહે છે એ જે કાંઇ વાંચે વિચારે તે વિદ્વતા વધારવા માટે તો છે જ પણ સાથોસાથ માનસિક શિસ્ત મેળવવા માટે પણ છે એ દૃષ્ટિ એના અભ્યાસની યોજનામાં અંતર્ગત હોવી જોઇએ. આ શિસ્ત વડે જ એ અસત્યનો પરિહાર અને સત્યનો નિર્ભયપણે સ્વીકાર કરી શકશે; અને સૌથી વધારે તો ગીતા જેને યોગમાં ગણાવે છે એવુ સમત્વ પ્રાપ્ત કરશે આ માનસિક શિસ્ત મેળવવા માટે એણે માત્ર સાહિત્યનુ જ નહિ પણ સમસ્ત જીવનનુ તલાવગાહન કરવુ પડશે જીવન એ જ સાહિત્યનુ પ્રવર્તક બળ છે, એટલે જે જીવનના મૂલ સારવશે એજ સાહિત્યનાં મૂલ પણ સારવી શકશે. ક્રોચે કહે છે.

"For this reason, criticism of art, when trulyaesthetic or historical, becomes at the same time amplified into a criticism of life, since it is not possible to judge-that is to characterise-works of art without at the same time judging and characterising the works of the whole life"

એટલે કે કળાવિવેચન જ્યારે ખરેખર રસલક્ષી અથવા ઐતિહાસિક થાય છે ત્યારે તે જીવનમીમાંસા રૂપે વિસ્તાર પામે છે કારણકે સમસ્ત જીવનનું મૂલ્યાંકન કર્યા સિવાય કળાકૃતિઓનું મૂલ્યાંકન કરવાનું શક્ય નથી જીવનનું યથાર્થ રીતે તલાવગાહન કરવા માટે —જીવનમીમાંસા અર્થે–તત્ત્વચિંતન એજ વિવેચકનો સૌથી મોટો સાગી છે એથી જ મિલ્ટન મરે કહે છે કે ' It looks, as though, we might have to pronounce that the true literary critic is the philosophic critic.' તત્ત્વદર્શી વિવેચક એ જ સાચો સાહિત્યવિવેચક છે એમ સ્વીકાર્યા વિના જાણે કે આપણો છૂટકો જ નથી

સંપૂર્ણ]

☆

# પરિવર્તન

ડૉ. યશવંત ગુલાબભાઇ નાયક
પ્રોફે જયાનન્દ એલ. દવે

સવારના સાડા નવ થઇ ગયા હતા, છતાં પણ મકરંદની રૂમનું બારણું હજુ ખુલ્યું નહોતું. રોજ વહેલી પરોઢે ચાર વાગ્યે ઊઠીને નિયમિત વાંચનાર મકરંદના મિત્રોને આથી જરા નવાઈ લાગી.

"અલ્યા એ મકરંદ!" કાપડિયાએ બારણે ટકોરા કર્યા ને પછી ઉમેર્યું : "ઓપન પ્લિઝ!"

પણ કશો જ જવાબ ન મળ્યો.

"અરે એય ઊંઘણશી! કૉલેજમાં નથી જવું?" મણાત્રાએ બારણાંને અવાજ સાથે ધમધમાવતાં મોટેથી બૂમો પાડવા માંડી.

"અલ્યા, ફર્સ્ટ ક્લાસની ને 'ફેનો' થવાની વાતું કરતો'તો ને!" મોદીએ મકરંદની મહત્ત્વાકાંક્ષાની માર્મિક મશ્કરી કરી.

"એમ તો પાકો છે; રોજ તો ભાઈસા'બ પરોઢિયે ઊઠીને વાંચે છે. આજે કાં તો રાતે મોડો સૂતો હશે!" મણાત્રાને મકરંદના અભ્યાસપ્રેમમાં અચળ વિશ્વાસ હતો.

કાપડિયા આ નાનકડી 'ડિબેટ'માં પોતાનો અભિપ્રાય રજૂ કરવાની તૈયારીમાં હતો; પણ ત્યાં તો અંદરથી બારણું ખોલાતું હોય એવો અવાજ આવ્યો, એટલે તેણે હોઠ સુધી આવી ગયેલા પોતાના અભિપ્રાયને તેનાં નિવાસસ્થાન–મગજ–તરફ પાછો ધકેલી દીધો અને ઉપહાસભર્યા અવાજે માત્ર આટલુ જ બોલ્યો :

"ચાલો, બસ કરો હવે, દ્વાર ખૂલે છે : દર્શન માટે સાવધાન!"

ત્રણેય મિત્રોનું અટ્ટહાસ્ય અને બારણાંનું ઊઘડવું—એ બન્ને ક્રિયા સાથે થઈ, પણ ખડક સાથે અથડાતાં જેમ પાણીનાં મોજાંની ગતિનો એકાએક અંત આવે છે, તેમ લાલચોળ આંખોને ચોળતા મકરંદને જોઈને ત્રણેય મિત્રોનું અટ્ટહાસ્ય તરત જ અટકી ગયું.

મકરંદે એનું અતિપ્રિય ફ્લેનલનું પાટલૂન પહેર્યું હતું, તેને અનેક ઠેકાણે કરચલીઓ પડી ગઇ હતી ને ઇસ્ત્રી તો સાવ ભાંગી ગઈ હતી, રંગબેરંગી સુંદર ગરમ સ્વેટર પણ તદ્દન ચોળાઇ ગયું હતું, માથાના વાળનું કાંઇ ઠેકાણું નહોતું.

"અલ્યા મકરંદ! આમ કેમ? આ કપડાં પહેરીને સૂઇ ગયો હતો?" આખરે મોદીથી ન રહેવાયું

પણ જવાબ આપવા જેટલી સ્વસ્થતા ને સ્થિરતા હજુ મકરંદ પાસે નહોતી, ત્યાં તો કાપડિયાનું કલ્પનાતીર છૂટયું.

"ગેલા 'શો'માં મેટ્રોમાં 'રેઝર્સ એજ' : કેમ, મકરંદ! એમ જ ને!"

હવે મકરંદને ઉત્તર આપ્યા વિના ચાલે એમ જ નહોતું; ને હવે એની સુસ્તી પણ કાંઈક ઓછી થઈ હતી.

"ના રે, ભાઈ!" તેણે કહ્યું, "કાલે રાત્રે એલ્ફિન્સ્ટન કૉલેજનું 'ગેધરિંગ' હતું, ને … … …"

"હાં, બરાબર, બરાબર!" મકરંદ પૂરું કરી રહે તે પહેલાં અધવચથી જ તેને અટકાવીને ત્રણેય મિત્રો તાળીઓ પાડવા, મશ્કરીમાં હસવા અને આંખની ઇશારતો કરવા મંડી પડ્યા

"ત્યારે તો 'દુલ્હન'નું ખાસ આમંત્રણ હશે!" મોદી મોટેથી બોલી ઊઠ્યો

"'હશે' શું? હતું જ. એ તો 'કાકાની શશી'માં 'હીરોઇન' થવાની હતી, કેમ મકરંદ?" કાપડિયાએ સમર્થન કરતાં કહ્યું.

આ દરમ્યાન મકરંદની સુસ્તી ઊડી ગઈ હતી; ને જે થોડીક રહી ગઈ હતી, તેને હાંકી કાઢવા માટે વાતનો આ વિષય બસ હતો : વિષય શા માટે? 'દુલ્હન' શબ્દનું એક ઉચ્ચારણ જ બસ હતું

પછી તો વગર પૂછ્યે મોદીએ પ્રાયમસને પંપ મારવા માંડ્યો, મકરંદે ઉતાવળથી પથ કરી લીધુ ને ચા પીતાં પીતાં મકરંદે અઇ કાલની બધી વાત મિત્રોને કહી દીધી. એલ્ફિન્સ્ટન કૉલેજનાં ગેધરિંગ માટે 'દુલ્હને' મકરંદને ખાસ આમંત્રણપત્રિકા મોકલી હતી, 'કાકાની શશી'માં તેણે શશીની ભૂમિકા ભજવી હતી અને તેમાં સર્વોત્તમ અભિનય માટે તેને પહેલું ઇનામ મળ્યું હતું ગેધરિંગ પૂરું થઇ રહ્યા પછી, મકરંદ 'દુલ્હન' સાથે પાલવા બંદર પર ફરવા ગયો હતો, ને ત્યાંથી મોડો—ઠેઠ અઢીત્રણ વાગે—આવીને એમ ને એમ પહેર્યે કપડે સૂઈ ગયો હતો.

એ જ પ્રમાણે ક્યાંય સુધી મશ્કરી કર્યા પછી, બધા મિત્રો કલબ તરફ વળ્યા ને જમીને, કપડાં પહેરીને, કૉલેજ તરફ રવાના થયા.

સાચી વાત છે. 'દુલ્હન' મકરંદની પ્રેયસી હતી ગયે વર્ષે સમગ્ર મુંબઇની કૉલેજોની વક્તૃત્વકળાની હરીફાઇમાં મકરંદે ઝેવિયર્સ કૉલેજના પ્રતિનિધિ તરીકે પોતાનાં અનેરાં ભાષામાધુર્યથી, અસ્ખલિત વાણીપ્રવાહથી, આકર્ષક ઉચ્ચારણકલાથી ને અપૂર્વ વિચારોની વ્યવસ્થિત રજૂઆતથી જ્યારે સર્વ શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દઇને પહેલું ઇનામ મેળવ્યું હતું ત્યારથી જ 'દુલ્હન' તેના ઉપર આફ્રિન થઇ ગઇ હતી. આમ તો 'દુલ્હન'ને પણ ત્રીજું ઇનામ મળ્યું હતું, પણ મકરંદને બોલતો સાંભળ્યા પછી, એને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ હતી કે પોતે ત્રીજું તો શું, પણ ત્રીસમા ઇનામને માટે પણ લાયક નહોતી!

અને પછી તો, કૉલેજના પિરિયડો પૂરા થયા પછી 'દુલ્હન' ઝેવિયર્સ કૉલેજની હોસ્ટેલ તરફ જ વળી જતી. બપોરની ચા ત્યાં જ પીતી; ને ઠેઠ સાંજે સુધાર ચાલનાં નાકા સુધી મકરંદ તેને મૂકી જતો. આ એનો નિત્યનો કાર્યક્રમ થઇ ગયો હતો

એનું નામ તો એનાં અનુપમ દેહલાવણ્યને અનુરૂપ કશુંક મધુરું, મોહક હશે જ; પણ પ્રથમ પરિચય વખતે મકરંદે એને 'મેરી દુલ્હન!' કહીને સંબોધી હતી, ત્યારથી તે તેને હંમેશ 'દુલ્હન' નામથી જ બોલાવતો સાચું પૂછો તો, ખુદ મકરંદને પણ એનાં ખરા નામની ખબર નહોતી, તે તેને કદી એ વિષે પૂછતો નહિ ને એ જાણવાની દરકાર પણ કદી કરતો નહિ : 'દુલ્હન' એ શબ્દનાં ઉચ્ચારણ ને અર્થ એના મનને, હૃદયને, આત્માને એટલાં બધાં ભર્યાભર્યાં કરી દેવાને સમર્થ હતાં, કે પછી એનું ખરું નામ જાણવાની એને કશી જરૂર જ નહોતી જણાતી. એના મિત્રો આ વિષય વિષે ટકા-મશ્કરી કરતા ત્યારે પણ આ જ નામથી તેઓ એનો ઉલ્લેખ કરતા.

'દુલ્હન' ઊંચી અને પાતળી, છતાં સશક્ત અને સુંદર હતી એનાં વાણી, વર્તન અને વાર્તાલાપમાં એક પ્રકારની અનિર્વચનીય મોહકતા હતી, જે ધાર્યું કામ કરી શકતી, અને એ મોહકતાને સાચો ન્યાય આપવા માટે એમ કહેવું જોઈએ કે એણે જ મકરંદને વશ કરવામાં 'દુલ્હન'ને ખરેખરી સહાય કરી હતી. એલ્ફિન્સ્ટન કોલેજનાં 'ગુજરાતી સર્કલ'માં 'દુલ્હન' જ સર્વ આંખોનું આકર્ષણકેન્દ્ર હતી. એની પાસે થઈને પસાર થવામાં વિદ્યાર્થીઓ ગૌરવ અનુભવતા, એનું એક સ્મિત અનેકોનાં હૈયાને ચિરકાળ લગી આસ્વસ્થ કરી મૂકતું; ને એની સાથે કવચિત્ વાર્તાલાપનો લ્હાવો મ્હાણનાર યુવક તો જાણે પોતાની જાતને ધન્ય ધન્ય માની લેતો અને વસ્તુસ્થિતિ જ્યારે, ખરેખર, આવી હતી ત્યારે અન્ય—વિલ્સન—કોલેજનો કોઈ વિદ્યાર્થી 'દુલ્હન'નું પ્રીતિપાત્ર બને એ જાણીને એલ્ફિન્સ્ટન કોલેજના વિદ્યાર્થીઓનાં હૈયાં બાપડાં ઈર્ષ્યાની આગથી સળગી ઊઠે, એમાં શું આશ્ચર્ય !

પરંતુ આમ છતાં, 'દુલ્હન' અને મકરંદ બન્ને કોલેજના વિદ્યાર્થીઓની ઈર્ષ્યાનાં પાત્ર બની ગયાં હતાં છતાં, ઊલટું જે બન્યું એ તો વળી કંઈક ' इदं तृतीय ' જ નીકળ્યું !

'દુલ્હન'ના પિતાને કાને આ વાત ગઈ, ને 'દુલ્હન' યુનિવરનું આ વર્ષ પૂરું કરી રહે તે પહેલાં જ, તેનો અભ્યાસ એટલેથી જ અટકાવી દેવામાં આવ્યો. તેમની જ જ્ઞાતિના એક સુશિક્ષિત વકીલ સાથે 'દુલ્હન'નાં લગ્ન પણ થઈ ગયાં.

મકરંદનું કોલેજમાં તે છેલ્લું વર્ષ હતું ઇચ્છા અને આશા પ્રમાણે તે પ્રથમ વર્ગમાં તો પાસ ન થઈ શક્યો ને તેથી ' ફેલો ' પણ ન થઈ શક્યો; પણ ઊંચા માર્કસ મેળવીને તે બીજા વર્ગમાં પાસ થયો ને તરત જ કોઈ સારી બેંકમાં હાલ તુરત તો ગોઠવાઈ ગયો.

' દુલ્હન 'ને જીવનસહચરી તરીકે ગુમાવ્યાનો ઘા શરૂઆતમાં તો મકરંદને ખૂબ જ અસહ્ય લાગ્યો, પણ પછી એની અનિવાર્યતાને લક્ષમાં લેતા, સમયનાં વહન સાથે એ ઘા રૂઝાતો ગયો, ને તેમાંય વળી ' દુલ્હન 'ના પતિને સિંધસરકારની સેક્રેટરિયટમાં સારી નોકરી મળતાં તે કરાચી ગઈ, એટલે તો પછી, ' out of sight, out of mind '—એ ન્યાય અનુસાર, મકરંદના પેલા ઘાનાં દર્દની માત્રા ટૂંક સમયમાં શૂન્યવત્ થઈ ગઈ; *ઘા તદ્દન રૂઝાઈ ગયો, નવી ચામડી આવી ગઈ આસપાસની જૂની ચામડી સાથે તે ભળી* ગઈ : માત્ર, ધારી ધારીને જોતાં એમ લાગે કે ઘણા સમય પહેલાં અહીં કશુંક વાગ્યું હતું—એવી સ્થિતિ થઈ રહી.

પણ આમ છતાં, એ વાત બની ગયાને આજે બાર બારવર્ષ વીતી ગયાં છે છતાં, ને ખાસ તો મકરંદ એ બધું તદ્દન વિસરી ગયો છે છતાં, મકરંદ પોતાની જાતને જરાયે સુખી નથી માનતો. અગ્રેજી ભણેલી એની પત્ની ઊર્મિલા, ખરેખર, એનાં નામ પ્રમાણે ઊર્મિથી ભરીભરી હતી . ઊડીને આંખે વળગે એવું કે અસ્વસ્થ કરી મૂકે એવું દેદીપ્યમાન એનું દેહલાવણ્ય નહોતું, એ વાત સાચી, પણ છતાં ઊર્મિલાને કોઈ કદરૂપી કે બેડોળ ન જ કહી શકે એ પહેલેથી જ બહુ સારી હતી, ને તેથી ઘણી યુવતીઓ પોતાનામાં રહેલી સાચાં સૌન્દર્યની ખામીને જેમ રંગબેરંગી વસ્ત્રોના ઠાઠથી, પાવડર અને પોમેડના ઝમારાથી કે કૃત્રિમ વાળના લાંબા ચોટલાથી પૂરી દેવાના અફળ-નિષ્ફળ પ્રયત્નો કરે છે, તેમ

ઊર્મિલાએ કદી જ કર્યું નહોતું એ જ એની સાદી ડિઝાઈનવાળી હાથે ધોયેલી સાડી, મર્યાદાના સીમાડા સાચવતું લગભગ કોણી સુધી પહોંચી જતું એ જ એનું પોલકું ને એ જ એનો સ્વાભાવિકતાથી સોહતો સીધો સેંથો, ન તો એ કદી એના વાળને પ્રયત્નપૂર્વક કાન ઉપર પાથરતી કે ન એ નિતનવાં હેર-ઑઈલ વાપરતી, ને છતાં એનો ચોટલો બારસો એના નિતંબપ્રદેશની નીચે જઈને અટકતો

એની આ આત્યંતિક સાદાઈને લીધે હોય કે પછી પિતાશ્રીએ એને પૂછ્યા વિના નાનપણમાં જ એનું સગપણ કરી રાખેલું એને લીધે હોય—એ ગમે તે હોય. પણ મકરંદ ઊર્મિલામાં પોતાની જાતને ઘણા સભાન પ્રયત્નો છતાં, ન ભૂલી શક્યો તે ન જ ભૂલી શક્યો; એટલું જ નહિ, પણ એના પ્રત્યે એને કોઈ પણ પ્રકારનો સાચો હાર્દનો સ્વાભાવિક ઉમળકો જ ન થતો. તદ્દન નજીક નજીક હોવા છતાં, કદી પણ સંગમ ન પામતા રેલવેના પાટાની માફક એ બન્નેના જીવનપ્રવાહો, આજ આટલાં વર્ષો પછી પણ, અળગા જ વહેતા રહ્યા હતા.

ઊર્મિલા આ બધું સમજતી હતી, ને તેથી જ એનાં કોમળ હૃદયમાં એને ખૂબ જ દુઃખ થતું; પણ એ જેટલી સાદી હતી એટલી જ સયમી ને સમજુ પણ હતી. લગ્ન પછીનાં પહેલાં વર્ષમાં જ એ મકરંદનાં પોતાના પ્રત્યેના વર્તનને પામી ગઈ હતી; અને એટલે જ, ન તો એણે કદી આ વિષે આડાઅવળા પ્રશ્નો પૂછીને મકરંદને અકળાવી મૂક્યો કે ન કદી એણે પોતાની આ નિષ્કારણ ઉપેક્ષા બદલ મકરંદ સાથે ઝઘડો કર્યો. જાણે કશું જ ન બન્યું હોય એટલી શાંતિ ને સ્વસ્થતાથી તે પોતાનું જીવન જીવ્યે જતી : રોજ દૂધવાળો આવે ત્યારે સવારે સાડાપાંચ વાગ્યે ઊઠવું; નાહીધોઈ રસોઈ બનાવવી, મકરંદને સમયસર જમાડીને દસ વાગ્યા પહેલાં ઑફિસે મોકલવો, બપોરના નવરાશના સમયમાં વાચન અને ભરતગૂંથણ, સાંજના પાછી એટલી જ નિયમિતતાથી રાંધવાનું, જમાડવાનું ને સૂઈ જવાનું. આ આખાયે કાર્યક્રમમાં કદીક કશોક થોડોઝાઝો ફેરફાર કદાચ થઈ જતો, પણ એક બાબત તો સૂર્ય રોજ ઊગે છે ને આથમે છે એટલી ચોકકસતાપૂર્વક એ બજાવતી. સવારે જમીને મકરંદ ઑફિસે જવા નીકળે ત્યારે ઘરનાં બારણાથી તે શેરીના ઠેઠ વળાંક સુધી અનિમિષ આંખે ઝરૂખામાંથી એ એને જોયા કરતી ને સાંજે એને ઑફિસેથી ઘેર આવવાનો સમય થાય ત્યારે પાછી એની પ્રતીક્ષા કરવા એ જ ઝરૂખામાં એ બેસી જતી આમ મકરંદ ઊર્મિલાનો પથ્થરની પ્રતિમા સરખો દેવ હતો.

મકરંદને એના મળતાવડા અને આનંદી સ્વભાવને લીધે બહોળું એવું મિત્રમંડળ હતું, ને તેથી અવારનવાર તેને સીનેમા જોવા, નવરાત્રિના ઉત્સવોમાં, સ્નેહસમારંભોમાં અને અન્ય રસિક કાર્યક્રમોમાં જવાનું થતું; પણ કદીયે એ ઊર્મિલાને ત્યાં પોતાની સાથે લઈ જતો નહિ; એ એકલો જ બધે જતો એનાં મિત્રમંડળમાં ધીરે ધીરે બધાને આ વાતનાં રહસ્યની ગંધ આવવા માંડી હતી, ને તેથી જ જ્યારે કોઈ મિત્ર, 'કેમ, ઊર્મિલાબહેનને સાથે ન લાવ્યા ?' એવો પ્રશ્ન પૂછતો ત્યારે તે તરત જ કહી દેતો "હું તો એને ઘણોય આગ્રહ કરું છું, પણ એને પોતાને જ ક્યાંય બહાર જવાનું દિલ થતું નથી, પછી હું શું કરું ?" પણ એ વખતે એની તદ્દન નજીક બેઠેલો મિત્ર જો જરાક વધારે સાવધાન હોત તો

એ સ્પષ્ટ જોઈ શક્યો હોત કે એ વચનો પૂરાં થતાંની સાથે જ મકરંદના મુખમાંથી એક આછો નિઃશ્વાસ સરી ગયો હતો !

શરૂઆતમાં તો ઊર્મિલાને મનમાં એમ હતું કે પોતાને બેત્રણ બાળકો થશે ત્યારે કદાચ મકરંદનાં વર્તનમાં આપોઆપ ફેરફાર થઈ જશે; પરંતુ એ અટકળમાં પણ ઊર્મિલા તદ્દન નિષ્ફળ નીવડી : આજે પાંચ વર્ષનો શ્રીકાંત અને અઢી વર્ષની મુક્તિ—એમ બે બાળકો એને હતાં, છતાં મકરંદ તો મધદરિયાના કાળમીંઢ પથ્થરના ખડક માફક એનો જ નિશ્ચલ અને અડીખમ ઊભો હતો; ઊર્મિલાનાં હૃદયની કોમળ ઊર્મિઓ એ ખડકની સાથે અફળાઈને વેરણછેરણ થઈ જતી, પણ એ ખડકની સ્થિરતામાં કે કઠોરતામાં કશો જ ફરક પડતો નહિ. ન એણે એ બાળકોને કદી વહાલપૂર્વક બોલાવ્યાં કે વાત્સલ્યપૂર્વક રમાડ્યાં. અલબત્ત, કશા જ ઉમળકા વિના એ એમના ઉછેર માટે ખાવાપીવાનું, રમકડાં, મીઠાઈ વગેરે લાવી આપતો.

અને છતાં ઊર્મિલાને જોનાર કોઈ એમ કહી શકે નહિ કે એ ઉપેક્ષિતા કે ખંડિતા હશે. અલબત્ત, ઉપેક્ષાનો આ ઝેરી અને ભયંકર કીડો એનાં હૃદયનાં મર્મસ્થળોને કોરી ખાતો, છતાં એનાં મુખ પરનું પેલું સ્વાભાવિક સ્મિત કદી જ અસ્ત થતું નહિ. પોતાની આ વિષમ પરિસ્થિતિને ભૂલી જવા એણે પોતાનાં સમગ્ર ધ્યાન અને શક્તિને ઘરની સ્વચ્છતામાં, બાળકોની સંભાળમાં ને મકરંદની સગવડ સાચવવામાં કેન્દ્રિત કર્યાં હતાં, અને એ વાત પણ સાચી જ હતી કે એ આખાયે લતામાં ઊર્મિલાનું ઘર સ્વચ્છતાનું ઉપમાન થઈ ચૂક્યું હતું ને એની રસોઈ જાણે સંપૂર્ણતાનો નમૂનો લેખાતી. કદીક કોઈક પડોશણ કે બહેનપણી એને પૂછતી કે "તમે કેમ કદી મકરંદભાઈની સાથે બહાર ક્યાંય ફરવા નથી જતાં ?" તો તરત જ પ્રસન્નતાપૂર્વક, પેલા સ્મિત સાથે, જવાબ વાળતી "એ તો બિચારા મને જ્યારે ને ત્યારે એ વિષે આગ્રહ કરે છે, પણ બહેન ! હું જ આ ઘરકામ ને બાળકો-માંથી પરવારું, ત્યારે જઈ શકું ને ? ને સાચું કહું તો બહેન ! મને પોતાને જ ક્યાંય બહાર જવું પસંદ નથી." આ વચનો બોલતી વખતે એની પ્રસન્નતા અખંડિત રહેતી ને એનું પેલું સ્મિત અનસ્ત રહેતું.

આજે સાંજે સાડા છ વાગ્યે સુંદરાબાઈ હૉલમાં સંગીત, નૃત્ય અને નાટિકાનો એક સુંદર અને રસિક કાર્યક્રમ હોવાથી, મકરંદ બેંકમાંથી વહેલો—સાડા ત્રણે—નીકળીને ઘર તરફ આવ્યો. આટલાં વર્ષની એની એકનિષ્ઠ નોકરીને લીધે, ને ખાસ તો એની હોશિયારીને લીધે એ બેંકમાં આસિસ્ટન્ટ મૅનેજરની જગા સુધી પહોંચી ગયો હતો; એટલે રજા મેળવ-વાની એને કશી જ જરૂર નહોતી.

સાંજના પ્રોગ્રામ વિષે સવારે નીકળતી વેળાએ એણે ઊર્મિલાને કશી વાત નહોતી કરી. અત્યારે પણ સ્વસ્થ થઈ, કપડાં-બદલાવી, ચા પીધા પછી બહાર નીકળી જવાનો એનો વિચાર હતો. ધીરે ધીરે દાદર ચઢીને એ મેડીના પોતાના આગલા ખંડમાં આવ્યો ત્યારે તેને જણાયું કે બાજુની જ રૂમમાં ઊર્મિલા કોઈ બીજી સ્ત્રી—એની કોઈ બેનપણી કે પાડોશણ—સાથે કશીક વાતો કરી રહી છે. પાસેની એ રૂમ અને આ આગલી રૂમ વચ્ચે માત્ર લાકડાની જ દિવાલ હતી, એટલે એ બન્નેની વાતચીત મકરંદ અક્ષરશઃ સાંભળી શકે એમ હતું. પેલા પ્રોગ્રામને હજુ ઠીક ઠીક વાર હતી, અને તે પણ થાકી ગયો

હતો એટલે ચૂપકીદીથી કપડાં ઉતારીને-ધીમેથી એ એક આરામખુરશીમાં ગોઠવાઈ ગયો; અને કશાં પણ ખાસ કુતૂહલ વિના, ઊર્મિલા અને પેલી સ્ત્રી વચ્ચેનો વાર્તાલાપ તે સાંભળી રહ્યો.

"ઊર્મિલાબહેન, તમે ગમે તેમ કરો, પણ આજે તો તમારે અમારી સાથે સુંદરાબાઈ હોલમાં આવ્યા વિના છૂટકો જ નથી," પેલી સ્ત્રી આગ્રહ અને આર્જવ સાથે કહી રહી હતી.

"ના, મધુબહેન! માફ કરો હું નહિ આવી શકું. એમણે પણ સવારે ઑફિસે જતી વખતે મને તૈયાર થઈ રહેવા ખૂબ આગ્રહ કર્યો હતો; પણ મને જ ક્યાંય બહાર જવું ગમતું નથી. વળી, છોકરાંને પણ રમવા માટે નોકર બહાર લઈ ગયો છે, તેમને નવરાવવાં, તેમનાં કપડાં બદલવાં, રસોઈ કરવી, બધાંને જમાડવાં--વગેરે પછી કોણ કરે?" ઊર્મિલાએ સરળતાપૂર્વક ખુલાસો કર્યો

"ઊર્મિલાબહેન! તમે પણ હદ કરો છો હો! તમારી જેમ મારે આટલું બધું કામ કરવાનું હોય તો મારાથી તો તે ન જ બને, હું તો કંટાળી જ જાઉં બિચારો અરુણ બહુ ભલો છે: હું તો સૂતી હોઉં છું ને એ સવારે વહેલો ઊઠે, દૂધ લઈ લે, ચા મૂકે, ને મારાથી ઊઠવામાં એથીયે મોડું થઈ જાય તો દાળનું આધણ પણ મૂકી દે હું ઊઠીને, ચા પીધા પછી રસોઈ કરું એ દરમ્યાન એ છોકરાંને નવડાવે, કપડાં પહેરાવે ને પોતે નાહી લે સાંજે સેક્રેટરિયટમાંથી આવીને પણ એ જ બિચારો ચા બનાવે..."

"મધુબહેન! તમે કહો છો કે હું હદ કરું છું. પણ આ તમે તો હદ પણ ઓળંગી જાઓ છો. સાંજે પણ તમારાથી ચા ન બનાવાય?" ઊર્મિલા અધવચ્ચે જ બોલી ઊઠી

"તમારી વાત સાવ સાચી છે, બહેન! પણ કરાચીના સુખી જીવનનાં છેલ્લાં દસેક વર્ષને લીધે મારું શરીર અતિશય, હદ બહાર જાડું થઈ ગયું છે, ને એને લીધે મને વધારે ઊંઘની જરૂર પડે છે; બપોરે જમીને પણ મારે ત્રણેક કલાકની તો ઊંઘ જોઈએ જ. ઊર્મિલાબહેન! મને ઘણીવાર વિચાર આવે છે કે અરુણ જો આટલું ન કરતો હોત, તો મારું શું થાત? તમે આ બે મહિનામાં જ મને તમારા પ્રેમથી એવી વશ કરી લીધી છે કે મને તમારાથી કશુંય છુપાવવું ગમતું નથી, એટલે કહું છું કે મારી મરજી વિરુદ્ધ જ્યારે મારા પિતાશ્રીએ આ અરુણ સાથે મારાં લગ્ન કર્યાં, ત્યારે તો મને ખૂબ જ દુઃખ થયું હતું, પણ હવે આટલાં વર્ષનાં અનુભવ પછી મને એમ લાગે છે કે અરુણને ઠેકાણે કોઈ બીજો પુરુષ હોત તો એ મારાથી કંટાળી ગયો હોત, ને પરિણામે હું યે દુઃખી થઈ ગઈ હોત...",

"તે તમે કોની સાથે પરણવાનાં હતાં?" વચમાં જ ઊર્મિલાએ પ્રશ્ન કર્યો.

"બહેન! એ તો બધી ગઈ ગુજરી છે એને યાદ કર્યે હવે શો સાર? એ ને હું અહીં કૉલેજમાં ભણતાં; પણ એ વખતનું મારું શરીર પણ ઊર્મિલાબહેન! કેવું પાતળું ને પ્રમાણસર હતું! અત્યારે તો એ બિચારો કોણ જાણે ક્યાંય હશે, પણ મને ખાત્રી છે કે એ મને અત્યારે જુએ, તો મને ન જ ઓળખી શકે!"

મકરંદ આરામ-ખુરશીમાં પડ્યો પડ્યો બંધ આંખે ને ઉઘાડા કાને આ બધું સાંભળી રહ્યો હતો, તે જરાક સળવળ્યો, હૃદયનાં ઊંડાણમાં કશીક અકથ્ય મૂંઝારી અનુભવી રહ્યો; કૉલેજમાં ભણતી, મરજી વિરુદ્ધ લગ્ન, સપ્રમાણ શરીર. બાર બાર વર્ષનાં પડો જાણે કોઈ ઉખેળી રહ્યું હોય એમ થોડો અસ્વસ્થ પણ એ થઈ ગયો; પણ છૂટકતૂટક તાણાવાણામાંથી એનું મગજ કશીક સુરેખ, સાકાર વણાટ વણી શકે, તે પહેલાં પેલા વાર્તાલાપે તેનું ધ્યાન 'સર' કર્યું.

ઊર્મિલા કહી રહી હતી : "હા, પણ મધુબહેન! નિયમિત ઘરકામ કરીને તમારે તમારા શરીરને કળવવું ને કસવું જોઈએ. બિચ્ચારા અરુણભાઈને તમારે આ પીડામાંથી બચાવી લેવા જોઈએ."

"તમે સાવ સાચું કહો છો, ઊર્મિલાબહેન! અરુણ પણ મને કદાચ મશ્કરીમાં કહે છે કે 'તારું શરીર કદીક ચામડી ફાટીને બહાર વેરાઈ જશે!' ને મને પણ અરીસામાં જોતાં મારા પોતાના ઉપર સૂગ અને ચીતરી ચડે છે કરાંચીમાં શરૂઆતમાં તો અમે નિયમિત બહાર ફરવા, સિનેમા જોવા વગેરેમાં સાથે જતાં, પણ હવે આ શરીર આવું બેહદ જાડું થઈ જતાં, મને પોતાને જ ક્યાંય બહાર જતાં શરમ આવે છે. પણ આજે તો ઊર્મિલાબહેન! અરુણે કહ્યું કે પ્રોગ્રામ બહુ જ સારો છે, એટલે જવાનું નક્કી કર્યું છે; ને એટલે જ તમને પણ આગ્રહ કરું છું"

"ના, મધુબહેન! મને માફ કરો." ઊર્મિલા તો એક જ વાતને પકડી રહી હતી.

"હવે આમ શું કરો છો, ઊર્મિલાબહેન? તમે નહિ આવો તો પછી મને ત્યાં બધે ઓળખાણ કોણ કરાવશે?"

"એ તો પછી હું તમને મારી બેનપણીઓને ત્યાં વારાફરતી રોજ બપોરે લઈ જઈશ; પણ આજે તો નહિ જ આવી શકું"

છેલ્લી થોડીક ક્ષણોથી મકરંદનું કુતૂહલ જરા વધ્યું હતું. એને કશું સ્પષ્ટ સમજાતું નહોતું, એનાં હૃદયમાં અકથ્ય અકળામણ થતી હતી ને અસ્વસ્થતા પળે પળે વધતી જતી હતી, પણ એની એ મૂંઝવણનો એ કશોય ઉકેલ લાવી શકે, તે પહેલાં તેનાં - મકાન આગળ નીચે રસ્તા ઉપરથી બૂમ પડી

"અરે દુલ્હન, દુલ્હન!"

"મધુબહેન, આ વળી કોણ?" ઊર્મિલા આટલું પૂછે છે ત્યાં તો મધુ બહારની ઊભી થઈ ગઈ ને સ્મિત કરતાં બોલી: "એ તો બહેન! અરુણ મને બોલાવે છે!"

"તે તમારું નામ 'દુલ્હન' છે?" ઊર્મિલાએ ન સમજાયાથી પૂછ્યું.

"ના; પણ કૉલેજમાં હું ભણતી ત્યારે હું એ નામે ઓળખાતી; અરુણ પણ મને એ જ નામે હંમેશ બોલાવે છે!" મધુએ ઘટસ્ફોટ કર્યો.

"દુલ્હન!" એ શબ્દોચ્ચારે મકરંદનાં હૃદયસરોવરમાં એકદમ ઉથલપાથલ કરી મૂકી; એની અસ્વસ્થતા, અકળામણ, મૂંઝવણ આ શબ્દોચ્ચારથી વધી ગઈ કે શમી ગઈ, એ કહેવું મુશ્કેલ હતું. તે ખુરશીમાંથી સફાળો બેઠો થઈ ગયો.

"ઠીક ત્યો, બહેન! હવે હું જાઉં છું; તમે પ્રોગ્રામમાં આવ્યાં હોત તો બહુ સારું હતું," કહેતી કહેતી મધુ દાદરો ઊતરી ગઈ

અદમ્ય કુતૂહલથી મકરંદ ઝરૂખામાં ગયો ને નીચેનાં પોતાનાં બાગમાંથી બહાર નીકળતી વ્યક્તિને તેણે જોઈ, તો એક ઠીંગણી, અતિશય સ્થૂળકાય ને મહામહેનતે ચાલી શકતી કોઈ સ્ત્રી તેની નજરે પડી. ઘડીભર તેને થયું કે "આ તો કોઈ બીજું જ!" પણ બીજી જ ક્ષણે મધુએ અમસ્થું ઊંચું જોયું, ને વીજળીનો આંચકો લાગ્યો હોય એમ મકરંદ બે ડગલાં પાછો હઠી ગયો, છતાં એની દૃષ્ટિ તો ત્યાં જ જડાયેલી હતી એનું મન જાણે પોકારી ઊઠયું : "ઓ પ્રભુ! આ જ એ 'દુલ્હન', જેને મેળવવા માટે મેં મારી આટલી બધી જિંદગી બરબાદ કરી! આ એનું રૂપ, આ એની ગતિ, આ એનું શરીર અને હમણાં એણે વિસ્તારપૂર્વક વર્ણવી એ એની જીવનચર્યા ને જીવનફિલસૂફી! ક્યાં મારી સતત કાર્યરત અને ઘાટીલી ઊર્મિલા ને ક્યાં આ આળસુ ને સ્થૂળકાળ 'દુલ્હન'! ઓહ, વિધિ! આ 'દુલ્હન'ને માટે મેં પથ્થર બનીને આજ લગી મારી ગુણિયલ ઊર્મિલાને અધીર અન્યાય કર્યો!"

જીવનમાં પહેલી જ વાર આજે ઊર્મિલા માટે એનાં હૃદયમાં સાચા હૃદયના પ્રેમની સરવાણી ફૂટી તે ત્યાં ઝરૂખામાં ઊભો ઊભો જ જોરથી આવેશ સાથે બોલી ઊઠયો : "ઊર્મિલા, ઓ ઊર્મિલા! ચાલો, હું આવી ગયો છું; ચાલો, તૈયાર થઈ જાવ; સુંદરાબાઈ હૉલમાં આપણે બધાંએ સાથે જવાનું છે. ક્યાં ગયાં શ્રીકાન્ત ને મુક્તિ! ને હાં...જો! રાંધવાની કડાકૂટમાં પડશો નહિ; આપણે 'પુરોહિત'માં પતાવી લઈશું."

ઊર્મિલા તો બિચારી ડઘાઈ જ ગઈ. ક્ષણભર તો એને થયું કે પોતે સ્વપ્નસૃષ્ટિમાં વિહરી રહી છે; પણ વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ આવતાં તરત જ સ્વસ્થ થઈને તે બોલી : "હા, ભલે, હું ચા બનાવી લાવું; છોકરાંને પણ શોધી લાવું."

"ના, ના, તું ચા તૈયાર કર, ત્યાં હું છોકરાંને શોધી લાવું છું ને તેમને નવરાવી-ધોવરાવીને કપડાં પહેરાવી તૈયાર કરું છું."

મકરંદમાં એકાએક આટલો બધો ફેરફાર જોઈને ઊર્મિલાની આંખમાંથી બે અશ્રુબિન્દુ તેના ગાલ પર સરી પડ્યાં.

જીવનમાં પહેલી જ વાર હૃદયના ઉમળકા સાથે મકરંદે ઊર્મિલાને પોતાની પાસે ખેંચી ને તેના વાંસામાં અને માથા ઉપર હાથ ફેરવતા, બીજા હાથે તેણે તેનાં આંસુ લૂછી નાખ્યાં.

અને બરાબર સવા છ વાગ્યે સુન્દરાબાઈ હૉલના દરવાજા પાસે એક ટેક્સી આવીને ઊભી રહી : મકરંદ, ઊર્મિલા ને બે બાળકો તેમાંથી ઊતર્યાં.

મકરંદ અને ઊર્મિલા બંનેને તે દિવસે પોતપોતાની ખોવાયેલી અથવા ન જડતી વસ્તુઓ એકબીજામાંથી મળી ગઈ : માત્ર, મકરંદના આ સુખદ છતાં આકસ્મિક પરિવર્તનનું રહસ્ય બિચારી ઊર્મિલા હજુ આજ લગી પામી શકી નથી!

☆

# કલા

પ્રિયબાલા શાહ એમ. એ.

કલા એ જીવનની આવશ્યક વસ્તુ છે. જિંદગી તે પુષ્પ છે અને પુષ્પમાં રહેલી સુગંધ તે કલા આ રીતે કલા અને જીવન-પુષ્પ અને સુગંધનું સુંદર જોડાણ આપણી ભારતીય કલામાં નજરે પડે છે. મનુષ્યના જીવનની સાથે જ કલા ઓતપ્રોત થઈ ગયેલી છે બંનેનો સંબંધ અભેદ્ય છે. કલાને પોતાની જ ભાષા છે. શબ્દોમાં તે વર્ણવી ના શકાય કલાનું વાહન તેના રંગો, આકાર, વિવિધતા વગેરે છે કલામય વસ્તુને જોતાં જ તેનો અંદરનો ભાવાર્થ વગેરે સમજી શકાય. લખાણ તો ભણેલો માણસ સમજી શકે, વાંચી શકે કલાનો એકાદ ટુકડો—ચિત્ર, મૂર્તિ વગેરે અભણ માણસ જોતાંની સાથે તરતજ સમજી શકે તેનો આનંદ માણી શકે સુંદર નમુનાને સમજાવવાની તેને માટે જરૂર રહેતી નથી એક સમય એવો હતો કે કલા—ચિત્ર, સ્થાપત્ય વગેરે સમસ્ત જનતાની ભાષા હતી જ્યારે પુસ્તકો વગેરે તો જનસમાજના થોડા ભાગને માટે જ હતાં વસ્તુ પોતે જ પોતાની મૂક દશામાં ઘણું બધું કહી નાખે છે. મૂક છતાં પણ કહે કલા વસ્તુ એવી છે કે તે સદાકાળ ચાલ્યાં કરે. માણસો આવે અને જાય પણ કલામય ઇમારતો હમેશને માટે ઊંચું મોં કરીને ઉભેલી નજરે પડે જ. પુસ્તકો તો વાંચીએ ત્યારે જ સમજાય પરંતુ ખંડિયેરો, જૂના સિક્કા, સ્થાપત્યના નમૂના, ખોદકામમાંથી મળી આવેલાં ધાતુનાં માટીનાં વાસણો, ભિંત પરનાં ચિત્રો ( fresco paintings of Ajanta ) વગેરે સૈકાઓ જૂનો ઇતિહાસ દૃષ્ટિ આગળ ખડો કરી દે છે આ રીતે આખો ઇતિહાસ કલા અને શિલ્પદ્વારા જીવન આગળ ખડો થાય છે. કલા આપણને આનંદ આપે છે, કલા વગરનું જીવન, સંસ્કૃતમાં કહ્યું છે તેમ, साक्षात्पशुपुच्छविषाणहीन. જેવું થઈ જાય છે.

કલામાં તો ગંધવાની, લડવાની, વિચારવાની, લખવાની વગેરે કલાનો સમાવેશ થઈ શકે છે પરંતુ લલિતકલાના બે વિભાગ પાડવામાં આવ્યા છેઃ Static arts સ્થાપત્ય, શિલ્પ અને ચિત્ર; અને Dynamic arts સંગીત, નાટક અને નૃત્ય. આ લલિતકલાઓમાં ઉપર રહેલી સાધારણ કલાઓનો સમાવેશ થતો નથી

ભારતીય કલા ધર્મમાં જ રહેલી છે ધર્મને નામે જ દરેક કલા પોષાતી માણસ પોતાના શોખ કે આજીવિકા ખાતર કલાનો ઉપયોગ કરી ના શકે પણ પ્રભુને ખાતર કલાનો છૂટથી ઉપયોગ થઈ શકે

"પર્વતોમા મોટામાં મોટો પર્વત સુમેરુ, પક્ષીઓમાં મહાન ગરૂડ." તેવી રીતે બધી કલાઓમાં મુખ્ય ચિત્રકલા ચિત્રકલા આપણને મોક્ષ આપે છે. તે ખૂબ આહ્લાદનીય છે. ધર્મમાં પણ તેને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે

નૃત્ય પણ ધર્મનું જ એક અંગ ગણાતું દેવો પુષ્પ અને નૈવેદ્યથી ખુશ નહિ થાય પરંતુ નૃત્યથી જલદી રીઝે. નૃત્યથી ભગવાન રીઝે એટલે એક યજ્ઞ કર્યા જેટલું પુણ્ય થાય,

# સ્ટીમર પર

મળારામ

પૃથ્વીતણી સ્ટીમર વિશાળ અહો, વહે !
આસમાની આભ મૂંગું જોઈ રહે !
સ્ટીમર વહે એવી અહો, આ મૂક મૂક,
'વહેતી' એવું નહીં કોઈ કહે !
આગબોટ વિશાળ સો ક્ષિતિજે અડે
સિન્ધુનાં પાણી નહીં નજરે ચડે.
દેખાય ના જ કિનાર ક્યાં ધરતી તણા :
તારલા જોતાં દિશાઓ સાંપડે !
કપ્તાનની કેબીન કો જાણે નહીં
ખારવાઓ ક્યાંય દેખાયે નહીં.
વિશ્વાસ પણ એવો પડ્યો આ વ્હાણનો,
વ્હાણ બાબત કો પૂછેગાછે નહીં !
ક્યા બંદરથી સ્ટીમર આ ઊપડી ?
ક્યા બંદરમાં થવાની છે ખડી ?
પૂછું હું બહુને; નહીં કો જાણતું :
આશ્ચર્યથી જોઈ રહે સો આંખડી !
પોતપોતાને ઘરે સો હોય ના !
પ્હોંચવાનું ક્યાંય કો'ને હોય ના,
નિરાંતે એવા બધા ફરતા અહો,
મુસાફર જાણે અહીંયા કોઈ ના !
સ્ટીમરતણો છે કોઈ એવો નાખુદા,
યાદ આવી જાય છે ક્યારે ખુદા !
થાય ક્યારે જળથી સ્થળ, સ્થળમાંથી જળ !
આમ પણ અમને સદા શૂઝે ખુદા !
આભ હેરી જોઈને રાતે ગતિ,
લાગતું, બીજી સ્ટીમર માથે જતી !
મુસાફર તેજસ્વી ચમકે દૂરથી.
ખબર આપે કોઇ ના એની વતી !
પશ્ચિમ થકી વ્હે પૂર્વમાં નીચે તણી.
પૂર્વથી પશ્ચિમમહીં આ આભની !

હવાનો દરિયો મહા બેની વચે,
ઊંડાઈ એની કોઇએ ન હજી ગણી!
હું ગયો આવો સ્ટીમર પર ક્યાં થકી?
વિચારું બહુ, ના કરી શકતો નકી!
હોત દેખાતાં જળો ઉદધિતણાં,
યાત્રા થતે અધિકી સુ-રસ; ન બની શકી!
'આ અનંત મુસાફરી' કોઇ કહે.
ઠીક છે આકાશ કે આ છે સહે!
જોવા મહીં આકાશને કેં રાતદિન,
રાતદિન ચાલ્યા જતા મન ના લહે!

卐

## પુસ્તક – સ્વીકાર

**શ્રીમદ્‌ભાગવત**
[ગુજરાતી છાયાનુવાદ]
સંપાદક: ગોપાળદાસ પટેલ
પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ
બીજી આવૃત્તિ, કિં. રૂા. ૩-૮-૦

**સરિતાથી સાગર**
(હરિકૃષ્ણની નવલ)
લેખક: શિવશંકર શુક્લ
પ્રકાશક. ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
અમદાવાદ
કિં. રૂા. ૪-૦-૦

**ભગવાન મહાવીરના દશ ઉપાસકો**
અનુ. અ. બેચરદાસ દોશી
પ્રકાશક: ગૂર્જરાત વિદ્યાપીઠ
અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦

**સ્ફુલિંગ ભા ૧**
લેખક તથા પ્રકાશક
શાન્તિલાલ ઠાકર એમ એ.
કિં રૂા. ૧-૮-૦

**ગિલ્લીદંડા**. લેખક વાસુદેવ ભટ્ટ: પ્રકાશક:
અમદાવાદ વ્યાયામ મંડળ, અમદાવાદ. કિ. ૦-૮-૦

અનુસંધાન પૃ ૨૪૯
દરેક મૂર્તિ પણ નૃત્યમય જ નજરે પડે છે. નૃત્યના મહાન દેવ નટરાજ (શિવ) અને નૃત્તેશ્વર (વિષ્ણુ) છે.

આ રીતે મૂર્તિઓ અને નૃત્યનો સંબંધ જુદો ન પાડી શકાય એવો છે. વળી વધારામાં, સુંદર નૃત્ય માટે ગીત અને વાજિંત્રની જરૂર પડે આ બન્નેની મદદ હોય તો જ નૃત્ય તાલબદ્ધ થઇ શકે આ રીતે જોતાં માલમ પડશે કે એક પણ કલા સ્વતંત્ર નથી—એકને બીજાનો આધાર લેવો જ પડે છે.

# શ્રી. રમણલાલ દેસાઈની નવલકથાનાં
# સ્ત્રીપાત્રો

ઉષાકાન્ત શશીકાન્ત દેસાઈ

**આ**જથી પચાસ વર્ષના ગાળા પછી પણ શ્રી. રમણલાલની નવલકથાનાં સ્ત્રીપાત્રોના વર્ણન ઉપરથી વાચક સહજ કલ્પી શકશે કે તેઓ ગાંધીયુગના સાહિત્યકાર હતા. સાહિત્યકારની ખરી કસોટી એની કૃતિઓ પછી થોડાં વર્ષો વીત્યે જ થાય છે. ખરું સાહિત્યસર્જન સમાજનું પ્રતિબિંબ હોઈ તે વર્ષો પછી પણ પોતાના સમાજનો આબેહૂબ ચિતાર વાચકવર્ગ આગળ ખડો કરી દે છે. આ રીતે જોતાં શ્રી રમણલાલ સાહિત્યસર્જક તરીકે ઊંચું સ્થાન મેળવે છે.

અત્યારે આપણી પાસે એમની નવલકથાઓ પૂર્ણ રીતે ચર્ચવાનો વખત નથી. એ માટે તો કલાકો—દિવસો જોઈએ. તેમ કરવાની જરૂર પણ નથી, એમ આ વાર્તાલાપને અન્તે આપ જરૂર કહેશો. એમની નવલકથાઓનાં મુખ્ય સ્ત્રીપાત્રો જ એમના સ્થાનનો નિર્દેશ કરવા સમર્થ છે.

આધુનિક સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામાં એમણે આજના સ્ત્રીજીવનનો અને પુરાણકાળનાં સ્ત્રીજીવનનો સમન્વય સાધીને સ્ત્રીપાત્રો રજૂ કર્યાં છે. એમનાં સ્ત્રીપાત્રોમાંનાં સ્વતંત્ર રીતે વર્તતાં પાત્રોમાં હિન્દુસ્તાનને યોગ્ય એવી સંસ્કારિતા છે. 'गृहिणी गृहमुच्यते' એ સૂત્ર અનુસાર સ્ત્રીને ગૃહિણી તરીકે એમણે ઊંચું સ્થાન આપ્યું છે

આ રીતે જોતાં એમનાં ઘડેલાં મુખ્ય સ્ત્રીપાત્રો જાણે આપણાં જીવનની આજુબાજુમાં જ નહીં હોય એમ લાગ્યા કરે છે. છતાં પણ એમની લાક્ષણિકતા એવી સુંદર અને કલામય રીતે ગોઠવાઈ છે કે, લગભગ દરેક પાત્ર પોતાના વાતાવરણમાં આદર્શરૂપ બની જાય છે અને જે પોતાના જીવનમાં આવું સ્ત્રીપાત્ર પામે તે પોતાને ભાગ્યશાળી સમજે. અર્થાત્ એવાં સ્ત્રીપાત્રો જીવનમાં હોઈ શકે એવાં હોવા છતાં આપણા સંસારમાં ભાગ્યે જ દેખાય છે) એ આદર્શ આકાશકુસુમવત્ નથી તો પણ એ આદર્શને પહોંચનાર વ્યક્તિ મળવી મુશ્કેલ છે.

સૌદામિની અને વહાલસોઇ કોકીલાના જીવનની હળવાશ અને મધુરતા જોતાં તે સ્વાભાવિક લાગે છે છતાં કોણ કહી શકે કે તે આદર્શમૂર્તિ નથી? એના વિનાનો જગદીશ કલ્પી પણ શકાતો નથી આ જ રીતે જોતાં 'ગ્રામલક્ષ્મી'ની કુસુમને કેમ ભુલાય? એ પોતાના પતિના આદર્શને પોતાનો બનાવતી હોવા છતાં એ પોતે જ અશ્વિન માટે ગ્રામલક્ષ્મીની પ્રેરણારૂપ બને છે ને? મને ખાત્રી છે કે તમે પણ મારી જોડે સંમત થશો કે સ્ત્રીસ્વભાવનું અતિસૂક્ષ્મ છતાં અલૌકિક લક્ષણ એ છે કે સ્ત્રી પોતાના ધૂની પતિમાં પૂર્ણ વિશ્વાસ રાખી એના આદર્શોને પોતાનામાં સપ્રેમ અપનાવી એક એવી શક્તિ પેદા કરે છે કે પતિ આદર્શની અવધિએ પત્નીને જ નિહાળે છે

આ બે પાત્રોની ખૂબીઓમાં આપણે જ્યારે ગરકાવ થઈ જઈએ છીએ ત્યારે તેની સાથે જ સંકળાયેલી સેવાપરાયણ રાધા, કે ગ્રામલક્ષ્મીમાંની વિજળી અને વિધવા તારા આપણને માન ઉપજાવ્યા વિના રહેતાં નથી. વિધવા એ હિન્દુસમાજની, ખૂણેબેસતી, અપશુકનિયાળ ગણાતી વ્યક્તિ નથી પણ નવયુગના ઘડતરમાં ઓજસ અને નિઃસ્વાર્થભાવથી સુંદર ફાળો આપી શકે એવી વ્યક્તિ છે, એ જોયા વિના રહી શકાતું નથી. આવી વ્યક્તિઓને સમાજના અનેક આક્ષેપો સહન કરવા પડતા હોય છે પણ અન્તે એ જ એમની ઢાલ બની રહે છે.

'કોકીલા'ની બીજી ધ્યાન ખેંચે એવી વ્યક્તિ વિજયાલક્ષ્મી. એમને માટે માન અને દયા બંને ઉપજે છે. આપણા સમાજની કેટલીયે સ્ત્રીઓ જે સંજોગોમાં હોય એ સંજોગોમાં પોતાનો સંસાર ચલાવ્યે જાય છે છતાં દિલમાં કોઈક ખૂણે અસંતોષની છાયા જાણે જડાઈ ગઈ લાગે છે. અને સંજોગવશાત્ એનું દર્શન થઈ જતું હોય છે. તેઓ દુઃખી નથી — તેઓને સાંસારિક ઊણપ નથી છતાં તેઓ એક આછું દર્દ લઈ ફરતાં જણાય છે. આવાં જ પાત્રો, 'સ્નેહયજ્ઞ'ની મીનાક્ષી અને 'પત્રલાલસા'ની કુસુમાવલીમાં આપણને મળશે. બંને સાંસારિક રીતે સુખી હોવા છતાં, પોતાના પતિ કરતાં વધુ ઉચ્ચતર આદર્શ માનેલી તરફ ખેંચાતાં રહે છે. આમાં સ્ત્રીઓનો આદર્શ અને કલા પ્રત્યેનો પ્રેમ અને તેને નમવાની — પોતાના કરવાની સ્ત્રીસહજ સરળતાનો નિર્દેશ લેખક કરે છે.

ઉપર કહેલા અસંતોષનું સામ્ય હોવા છતાં વિજયાલક્ષ્મી, કુસુમાવલી અને મીનાક્ષીમાં ફેર છે. જ્યારે વિજયાલક્ષ્મીને અને કુસુમાવલીને પોતાના પતિના શુષ્ક વેપારી જીવનમાંથી મળેલા અસંતોષને કારણે, પોતાના પ્રસંગમાં આવતા જગદીશ અને સનાતન તરફ કંઈક અગમ્ય આકર્ષણ જન્મે છે અને એ રીતે તેમના સૂતેલા જીવનતાર ઝણઝણી ઊઠવાથી એમના તરફ ઢળે છે ત્યારે, મીનાક્ષી પહેલેથી કિરીટ તરફ આકર્ષાયેલી હોવા છતાં સગ સુરેન્દ્રને વિના સંકોચે સ્વીકારી લે છે; પરંતુ તેમ કરવા જતાં એની પ્રથમની અસુખ પ-ચેલી સ્નેહભૂખ કિરીટ મળતાં અસંતોષ અને દુઃખમાં પ્રગટ થાય છે

આ ઉપરથી પ્રગટ થાય છે કે માત્ર પૈસા જ જીવનની બધી ઊણપ પૂરવાને સમર્થ નથી. તે ઉપરાંત જુદી જુદી માનસિક ભૂમિકાવાળાં સ્ત્રીપુરુષોનાં લગ્ન, સંસારભગ્ન જ બની રહે છે: એમાં નથી માનસિક એકતા, નથી આદર–સ્નેહ, કે નથી એકબીજાને માટે તન્મયતા. આ યુગની સ્ત્રીઓને જાણે ધનવાન કરતાં ગરીબ, ભભકદાર કરતાં સાદી અને સ્વચ્છ, અને ખરેખરું શુષ્ક જીવન ગાળતી વ્યક્તિ કરતાં ધ્યેય પાછળ મરી પડનાર વ્યક્તિ વધુ આકર્ષે છે.

આ રીતે શ્રી રમણલાલનાં સ્ત્રીપાત્રો અર્થાત્ ગાંધીયુગનાં સ્ત્રીપાત્રો સમાજને વધુ ઉચ્ચ ભાવના તરફ દોરે છે. 'ગોભના'ની શોભના, સરકાગે અને આકર્ષક ભાસ્કરની નિકટ હોવા છતાં, પરાશરની ઉચ્ચતર ધ્યેયનીષ્ઠાને અવગણી શકતી નથી. એટલું જ નહિ [illegible] દૂર રાખ્યા છતાં એની પત્ની જ રહેવાનું પસંદ કરે છે. ધ્યેય માટે આશાની

વ્યક્તિની પત્ની થવા માટે ભોગ પણ આપવો પડે છે. અને તે એટલો મોટો કે માત્ર ખેદ જ રહી જાય છે અને વ્યક્તિને ખોઈ દેવી પડે છે આવું એક ઉજ્જવળ સ્ત્રીપાત્ર તમને યાદ આવે છે ખરું ? એ છે 'ભારેલા અગ્નિ'ની કલ્યાણી શોભના પણ એ જ કક્ષામાં આવે છે આવા પાત્રોમાં છીછરાપણાથી ઉત્પન્ન થતી નબળાઈ હોય જ નહિ — મક્કમતા જ હોય. ઉચ્ચ ભાવના તરફ આવાં મનુષ્યો નિર્બંધનાથી આકર્ષાં જાય છે અને માર્ગ-કંટકો ફક્ત એમનો પ્રભાવ વધારવાની સામગ્રી જ બને છે.

બીજી બાજુ ગાંધીજીના યુગે ઉત્પન્ન કરેલું સ્વતંત્ર, ચપળ, ગૌરવશીલ છતાં સાદું અને આદર્શજીવનથી ભરપૂર એવું વ્યક્તિત્વ મળશે. 'દિવ્યચક્ષુ'ની રંજનમાં અને 'શોભના'ની શોભનામાં. બંનેને પોતાના વ્યક્તિત્વનો ખ્યાલ છે એટલું જ નહિ પણ પોતે સ્ત્રીજાતિનું પ્રતિનિધિત્વ ધરાવે છે. સન્માન પાત્ર છે, અને પ્રોત્સાહન અને અનુકૂળતા મળતાં પુરુષના જેટલું જ ઉપયોગી કામ કરી શકે એમ લાગ્યા વગર રહેતું નથી એઓના સામાન્ય કર્તવ્ય ઉપરાંત તેઓમાં બીજી પણ શક્તિઓ છે અને તે સાધન મળતાં ખીલી ઊઠે છે રંજનનો વિચાર કરતાં શું તમને ૧૯૩૧-૩૨ ની પ્રભાતફેરીઓ, મજારોપણ કે પ્રતિજ્ઞાપાલનની યાદ નહિ આવે ? કેટલાયે નવયુવાનોને એ ચપળ રંજનોનો અનુભવ થયો હશે અને બીજાં કેટલાયે એવાં ચિત્રો ઘડી રાખ્યાં હશે છતાં આખરે કોણ એને પામ્યું તે તો અનુભવી, તે યુગનો અરુણ જ જાણે ! પુષ્પાના, પાત્રમાં પણ તે યુગની આધુનિક યુવતીના પાત્રનું વર્ણન હોવા છતાં રંજન કરતાં કંઈક નિરાળું છે. આવી કેટલીયે પુષ્પાઓ ઇચ્છા છતાં પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકતી નથી, એનાં કારણો કંઈક કચાશ, વધુપડતું શરમાળપણું, સ્નેહના પ્રબળ પ્રવાહમાં ઝંપલાવવાની અશક્તિ અને પોતાના વ્યક્તિત્વની ઊણપ

શ્રી. રમણલાલે વિવિધ સ્ત્રીપાત્રો સરજીને તેમની દરેક બાજુ બતાવતા એક એવી ભૂમિકા તૈયાર કરી છે, જે આપણને સ્ત્રી તરફ સન્માન ઉપજાવે છે. એટલું જ નહિ પણ આપણને એવો ખ્યાલ પણ રહી જાય છે કે, પ્રત્યક્ષ સ્ત્રીપાત્ર — જો નવલકથા આગળ ચાલી હોત તો — વધારે ને વધારે ઉજ્જવળ પાસા બતાવ્યે જાત આ આકર્ષક વ્યક્તિઓ જાણે કેટલુંયે કરી શકે એમ ભાસ થયા જ કરે છે. અને છતાં સર્જક જાણે નહી વર્ણવેલાં પ્રસંગોથી વાચકને કલ્પના કરતાં મૂકી આદર્શમૂર્તિ ખડી કરી દે છે આ છે એમની કલા. આ રીતે સાહિત્યદ્વારા એમણે સ્ત્રીઓને તેમનું યોગ્ય સ્થાન સહાને માટે સમાજમાં આપ્યું છે અને તેને માટે સ્ત્રી સમાજ એમનો હમેશાં ઋણી રહેશે

આ છતાં કેટલાંક સ્ત્રીપાત્રોનું જીવન — મારા મન પ્રમાણે — વધુ રસમય દોરાયું હોત જો કે તો તો જે રીતે લખાઈ છે તે રીતે એ નવલકથા લખી શકાઈ હોત કે કેમ તે હું નથી કહી શકતો દાખલા તરીકે, 'પત્રલાલસા'ની મંજરી તે સનાતન માટે ઝૂરતી હોય છે છતાં કેમ તે એને વિષે પૂરેપૂરી તપાસ નથી કરતી કે કરાવતી ! અને આખરે ગૌમેશચંદ્ર જેવા ઉમ્મરે પહોંચેલાની બીજવારની પત્ની થવાનું કેમ ઉચિત ધારે છે, તે સમજાતું નથી અને તેથી જ તો, મારે મન આ એક અકસનો પ્રશ્ન બની

જાય છે. અંગ્રેજી સાહિત્યના કવિ બ્રાઉનિંગે પોતાની 'સ્ટેચ્યુ એન્ડ ધી બસ્ટ' નામની કવિતામાં કંઇક અંશે આવી જાતનું પાત્ર વર્ણવ્યું છે—નિર્બળતાના સ્વરૂપ તરીકે જ્યાં નિસ્વાર્થ ભાવના—પ્રેમ છે ત્યાં વેગ ના હોય ! એને અન્તરાય શો ? પરંતુ આ પ્રશ્ન આપણા સમાજમાં ક્યાં નવો છે ? અનેક હિન્દુ બાળાઓ તથા સ્ત્રીઓ પોતાના ઉપર દુઃખ તથા જુલમો વહોરી લઇને પણ પોતાનાં મન વ્યક્ત કરીને તે પ્રમાણે વર્તી શકતી નથી એના પરિણામે તેઓનો પ્રેમ અસાધ્ય જ રહી જતાં એ લોકોનું જીવન રહેંસાઇ જાય છે. એમ પણ કેમ ન હોય કે કદાચ લેખકે સમાજના આ પાસાને ખુલ્લો પાડવા આ નવલકથા નહિ લખી હોય ? 'જયંત'માંનો જયંત જો જરાક અનિશ્ચિત હોત તો જ્યોત્સના એને ન પામી શકી હોત અને વધુ ઉગ્ર દશા એને જરૂર કાપી લેત, પરંતુ એ તો જયંતની નવલકથા હતી ને ? એનામાં એ નિર્બળતા ક્યાંથી હોય ?

'ભારેલા અગ્નિ'માંની કલ્યાણી ભારેલા અગ્નિની અખંડ જ્યોત પ્રગટાવતી, મૃદુ તેજરેખા સમી ભાસે છે. જાણે કે કલ્યાણની મૂર્તિ છે, સ્નેહનો અખૂટ ઝરો છે. વિરાટ રુદ્રદત્તની ભવ્યતાની પાછળ એ વિરાટ વૃક્ષરાજની આસપાસ લપેટાયેલી વેલી સમાન, એને પોષતી—પૂજતી રમ્યે જાય છે—જાણે ભરતજીનું હરણ ! એના સ્નેહની સીમા જ નથી. અને પૌત્રીનું સ્નેહબંધન એ જ રુદ્રદત્તના જીવનની દોરી છે. એ જ કલ્યાણી હજારો માઇલના અન્તરે, જન્મી ખડતલ ગૌતમને ફક્ત એના પ્યાસે જ નાના છોકરા જેવો રડતો કરી મૂકે છે. એ ક્ષણભર પોતાનો ઉપરનો ભય ભૂલી જાય છે અને કલ્યાણી પાસે દોડી જાય છે. ત્ર્યંબક જેવા અલ્લડ નવયુવાનને પોતાના અણુસ્પર્શ સ્નેહથી પોતાનો ભાઇ બનાવી સરમનો માનવી બનાવી મૂકે છે. પ્રેમની કોમળતા અને કુરબાની, તીવ્રતા અને લાગણી, તેજસ્વિતા અને અસ્પર્શપણુ—એ સર્વ આ એક જ પાત્રમાં કર્તાએ ખુબ જ સુંદર રીતે આલેખ્યાં છે. એટલું કહેવું અહીં અસ્થાને નહિ ગણાય કે ગુજરાતે આટલું હૃદયસ્પર્શી બીજું સ્ત્રીપાત્ર આજ સુધી સર્જ્યું નથી

સર્વથા જુદી તરી આવતી—વાર્તા અને વિષયમાં—એવી નવલકથા 'પૂર્ણિમા'નું પાત્ર રાજેશ્વરી પણ અલૌકિક છે દેહવિક્રયના બજારમાં બેસતી સર્વ સ્ત્રીઓ એક જ ભૂમિકાએ નથી હોતી એ ઘણું જ સ્પષ્ટ રીતે સમજાવાયેલું છે એમના દિલમાં પણ સ્ત્રીઓના સ્વાભાવિક અને અલૌકિક ગુણો ભરેલા હોય છે. સમાજ જો એમને અપનાવવા ઉદાર રહે તો નિર્દોષ હોવા છતાં સંજોગવશાત્ કલુષિત ધંધાને વળગી રહેતી અનેક રાજેશ્વરીઓ છૂટી થઇ આદર્શ ગૃહિણી બની જશે. આ એક ક્રાન્તિકારી નવલકથા કહી શકાય. એમાં પુરુષજાતિ તરફથી અક્ષમ્ય અન્યાયનો ભોગ થતી અનેક સ્ત્રીઓના દેહવિક્રયજીવનનો ચિતાર છે. છતાં એમાંથી રાજેશ્વરી જેવી નવોઢા જન્મી શકે છે. વધુ ઉદાર કોણ ? વધુ ભોગ કોનો ? સદીઓથી આવી સ્ત્રીઓ તરફ થતા અન્યાયનું પ્રાયશ્ચિત પુરુષ કેવી રીતે કરશે ? દેહવિક્રયનું જીવન જીવતી હજારો સ્ત્રીઓ વચ્ચે એકાદ અવિનાશને જન્માવી શ્રી રમણલાલે એક આશાનું કિરણ ફેંક્યું છે.

આ બધાં ઉપરાંત બીજાં અનેક નાનાં મોટાં સ્ત્રીપાત્રો એમણે સર્જ્યાં છે. 'ક્ષિતિજ'-માંની જુસ્સાદાર, હિમ્મતવાન, અને પ્રભાવશાળી ક્ષમા, જાણે રાજ્ય કરવા ન સર્જાઈ હોય એમ લાગે છે. તેની સાથેનું ઉલુપીનું પાત્ર વધુ આકર્ષક છે. શાન્તાગૌરીનું પાત્ર, 'કાકીશા'માં એક તેજસ્વી અને રહસ્યપૂર્ણ પાત્રના નમૂનારૂપે છે, અને આવાં પાત્રો કંઈક સમજફેરને અંગે બે પરમ મિત્રો વચ્ચે કેવાં વેરઝેર ઊભાં કરે છે તે સરસ રીતે આલેખાયેલું છે. શુદ્ધ જીવન જીવતી 'પત્રલાલસા'ની અન્ય ડુસકાંભર્યું રુદન ઉપજાવે એવું પાત્ર છે. આવાં અને રાજેશ્વરી જેવાં પાત્રો પોતાની કલા દ્વારા સમાજને પોકારી પોકારીને સમજાવે છે કે સંગીત અને નૃત્ય એ માત્ર પુરુષની લોલુપતા પોષવાનાં જ સાધનો નથી, તેમાં તો ભારોભાર કળા ભરેલી છે, જેનું પાન મનુષ્યના જીવનને ઉન્નતિને માર્ગે પહોંચાડવામાં મદદરૂપ થઈ પડે છે. આવી કલા અથાગ પરિશ્રમને અન્તે જ પ્રાપ્ત થાય છે. 'ગ્રામલક્ષ્મી'માં રાયરાય-કૃષ્ણરાયની વહુઓ અને માનાં પાત્રોમાં લેખકે નિન્દાખોર અને ઇર્ષાળુ સ્ત્રીસ્વભાવ પણ દેખાડી દીધો છે. 'સ્નેહયજ્ઞ'માં ભાગીદાર બનતી ચમેલી, શાન્ત અને નિર્દોષ છતાં કેટલો મોટો બોજો ઉપાડવાની શક્તિ બતાવે છે! આવી શક્તિ સ્ત્રીઓમાં જ હોઈ શકે છે. આ એમનો જાતીય અધિકાર છે કે મહત્તા, તે કોણ કહી શકે?

આ પ્રમાણે શ્રી રમણલાલે સ્ત્રીઓનાં અનેક સ્વરૂપોનું આબેહૂબ વર્ણન કર્યું છે એ એવી કલાથી કરવામાં આવ્યું છે કે સ્ત્રીઓ પ્રત્યે આપણને સ્વાભાવિક આદર અને સ્નેહ ઉપજે છે અને લાગે છે કે સ્ત્રીઓમાં અખૂટ ગુણો રહેલા છે જે વાતાવરણ અને યોગ્ય પાત્રો તથા સંજોગો મળતાં તરી આવે છે.

આ બધું કહ્યા પછી એક વિચારને ઉક્તિ આપવાનું મન થઈ આવે છે; શ્રી રમણલાલ માફી આપશે? એમણે એમની નવલકથાઓમાં કાકીશા અને કુસુમ સરખી પત્નીઓ સર્જી, કલ્યાણી અને શોભના સરખી સ્વાર્થને ઠોકરે મારતી ધ્યેયમૂર્તિઓ સર્જી, સુધા અને સુરભી જેવી બહેનો સર્જી, તારા સરખી વિધવા સર્જી, રંજન જેવી પ્રેમિકા સર્જી, અને રમા સરખી ભાભી સર્જી, તો માનું પાત્ર કેમ નહિ સર્જ્યું હોય! શું ગુજરાત માતાઓ વિનાનું હશે! કે પછી પરતંત્ર હિન્દના વાતાવરણમાં રચાયેલી નવલકથાઓનાં પાત્રોની માતા ભારતી જ કલ્પાઈ હશે? અને એવું હોય તો તે વખતના હિન્દીઓ એ માતા વિનાનાં નિરાધાર સંતાનો જ હશે ને! કે પછી શ્રી રમણલાલે માતાનું સ્નેહપૂર્ણ પાત્ર ઘડવાનો બધો ભાર બંગાળના સુપ્રસિદ્ધ નવલકથાકાર શરદબાબુ ઉપર જ છોડવાનું ઉચિત ધાર્યું હશે! | * जयहिन्द

* વડોદરા રેડિયો ઉપરથી તા. ૧૮-૧૨-૪૮ ના રોજ આપેલો વાર્તાલાપ.

## પાદપૂર્તિ

સરોજિની મહેતા

[ એલિસબ્રિજ મહિલા મંડળ, અમદાવાદ, તરફથી યોજાયેલી પાદપૂર્તિ હરીફાઇ માટે મોકલેલી પંક્તિઓ. દરેક ટુકમા છેલ્લી લીટી મંડળ તરફથી આપવામાં આવી હતી ]

૧

સેવી આશ અનેરી એક ઉરમાં સપ્તાહ વીતાવીયાં,
લંબાવ્યાં પગલાં સિને-ગૃહ ભણી, ઉભો રહ્યો લાઈનમાં,
કિંતુ વ્યર્થ ગયો બધો શ્રમ અને, "હાઉસ્ ફુલ" દેખાયું ત્યાં,
આશા સ્વપ્ન ગયું સરી ઉર થકી, ભ્રાંતિ ઠરી કલ્પના

૨

પુરુષ કમાઈ લાવે ધન,
સ્ત્રી ખરચે જ્યાં લાગ્યું મન;
હેકો તણા કાં કરતી શોર?
કોટવાળને દંડે ચોર!

૩

બંગીય વાતો સારી ખોટી ઝડપથી અનુવાદતા,
હોલિવુડનાં ચિત્રપટનું ચોરીને પ્રકટાવતા;
મૌલિક કશું મળશે નહિ સાહિત્યના ઉદ્યાનમાં,
કરતાં નજર ગુજરાતમાં ઓળા દિસે દુષ્કાળના

૪

જિહ્વાગ્રે વળી લેખિની મહિ વસ્યાં જેને શ્રી વાગીશ્વરી,
મેધાની પ્રતિભા થકી ખલકમાં દીપાવ્યું નારીત્વને;
કારાવાસ સહ્યો પ્રફુલ્લ વદને એ હિંદનાં બુલબુલે,
જેની જોડ જડે નહિ જગતમાં તે શું ફરી ના મળે?

# ગુજરાતના ઠાકરડા

ડૉ. સુમન્ત મહેતા

ગુજરાતના ઉત્તર વિભાગમાં એટલે લગભગ વાત્રક નદીની ઉત્તરથી તે સિદ્ધપુર તાલુકા સુધીના પ્રદેશમાં લગભગ પાંચ લાખ માણસો વસે છે કે જે આજે ઠાકરડાના નામથી ઓળખાય છે. આખા ગુજરાતના, અગર આખા હિંદુસ્તાનના બીજા કોઈ ભાગમાં આ લોકો વસ્યા નથી. મુંબઈ પ્રાંતમાં જે વસતીગણતરી થાય છે તેમાં આ લોકોને 'કોળી'ઓના મથાળા નીચે, પણ જુદી જુદી પેટા જાતિઓ તરીકે ગણ્યા છે, પણ વડોદરા રાજ્યના સેન્સસ રિપોર્ટમાં તેમને 'ઠાકરડા' કહ્યા છે. હું માનું છું કે ઠાકરડાઓને કોળી તરીકે સંબોધ્યા હોય તો ખોટું લાગે છે. ઠાકરડા શબ્દ ટૂંકો અને તોછડો હોવા છતાં એ શબ્દની પ્રતિષ્ઠા 'કોળી' કરતાં વધારે ગણાય છે.

આ પ્રજા ઉત્તર ગુજરાતમાં ક્યારે આવી, ક્યાંથી આવી તેની આજે ચર્ચા કરવાની જરૂર નથી. એટલું નક્કી છે કે અણહીલવાડ પાટણ અને ખેડાની વચ્ચેનો જે ભાગ છે તેમાં ગાઢાં જંગલો હતાં અને તેમાં આ લોકો રહેતા હતા. જ્યારે પાટણના રજપૂતોનું જોર નરમ પડ્યું અને મુસ્લિમોએ આક્રમણ કરવા માંડ્યાં ત્યારે આ લોકો કોઈ એક પક્ષમાં જોડાઈ જઈને, નાનીમોટી લડાઈઓમાં ભાગ લઈને, લૂંટફાટમાંથી કમાણી કરતા. રાજકારભાર નબળો થતો ગયો તેનો લાભ લઈને ઠાકરડાઓ વટેમાર્ગુઓને, સરકારી તિજોરીઓને, તથા લશ્કરોને પૂરા પાડવાના ખોરાક તથા બીજી સાધનસામગ્રીને લૂંટતા. પેશ્વા અને ગાયકવાડનાં લશ્કરો અગર ટુકડીઓ ગુજરાતમાં આક્રમણ કરતાં ત્યારે પણ ઠાકરડાઓ કોઈ પક્ષમાં ભળી જઈને લડતા અને ગામડાં લૂંટીને પોતાનો નિર્વાહ કરતા. આવી રીતે છેલ્લાં ૧૦૦ વર્ષો બાદ કરીએ તો તેની પહેલાંનાં ત્રણસો ચારસો કે વધારે વર્ષોથી આ પ્રજાએ ખેતીનો શાંત ધંધો કરવાને બદલે લડવાનો અને ચોરી લૂંટફાટ કરવાનો ધંધો જ પસંદ કર્યો હતો. મોટી વયના લોકો તથા સ્ત્રીઓ જુજ ખેતી કરીને પોતાના કુટુંબના પોષણને માટે અનાજ પેદા કરતાં, પણ પાટીદારોના જેવી રીતસરની ખેતી તરફ આ કોમનું લક્ષ નહોતું

જે ગામડાંઓમાં મોટે ભાગે અથવા બધી વસ્તી ઠાકરડાઓની હોય છે તે મેવાસી કહેવાય છે. આવાં ગામડાંઓમાં ઠાકરડાઓને જોયા હોય તો તેમના શરીરનો બાંધો મજબૂત અને ચપળ જણાય છે. એમના મોં પર નૂર હોય છે, મગજમાં ખુમારી હોય એવી રીતે ટટ્ટાર ચાલે છે. મૂછ ઊંચી રાખે છે અને જેવી રીતે દરેક શીખ સિપાહી હોઈને કિરપાણ રાખે છે તેવી રીતે દરેક ઠાકરડો લાંબો ચપ્પુ રાખે છે, અને તલવાર પણ રાખે છે. એમને ઘોડેસ્વારી આવડે છે, અને એમનામાંથી કેટલાક તો નેમાં ઘણા કાબેલ હોય છે. જ્યાં બંદૂક રાખવાની મનાઈ હોતી નથી ત્યાં જૂની દારૂ ઠાંસવાની બંદૂકો પણ રાખે છે અને દશેરાના દિવસે બંદૂકની નિશાનબાજીની હરીફાઈઓ ગામડે ગામડે થાય છે. સુરત જિલ્લાના આદિવાસીઓ જે લોકો રાનિપરજ કહેવાય છે તેમના કરતાં તદ્દન જુદી જાતની આ પ્રજા છે. રાનિપરજ ઘણું જ નરમ, શાંત અને બીકણ હોય છે અને ચોરી કરતા નથી. ત્યારે ઠાકરડા લડાયક એટલે militant જાત છે—રાનિપરજ ગાળ સહન કરી લે પણ

ઠાકરડામાં ખૂબ સ્વમાન હોય છે અને નિડર હોઈ તેમનું અપમાન કોઈ કરી શકતું નથી. આ કોમ ટેકીલી છે અને સપીલી પણ કે તેથી એ કોઈએ ચોરી કરી હોય તો તેને વિશે કોઈ ચાડીચુગલી કરતું નથી એમને દારૂ પીવાની ટેવ છે, અને પોતાને જોઈતો દારૂ ગાળી લે છે. આબકારીખાતાના માણસો એમનાથી ડરે છે, અને ઘણી વખતે એવું બનતું હશે કે એ લોકો થોડા પૈસા ખાઈને આંખઆડા કાન કરતા હશે.

પણ આ પ્રજાની આર્થિક સ્થિતિ ખરેખરી દયાજનક છે ઘણાં ઘણાં વર્ષો સુધી ચોરી લૂટફાટનો ધંધો કરેલો તેને માટે હવે નહીં જેવો અવકાશ રહ્યો છે. જેમ જેમ અમદાવાદ જિલ્લામાં અને વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંતમાં અરાજકતા ઓછી થતી ગઈ અને પોલીસ તથા લશ્કરની મારફતે પ્રજાનું રક્ષણ કરવા માટે સારી વ્યવસ્થા થઈ, જંગલો કપાયાં, મોટા રસ્તાઓ થયા અને છેવટે રેલવે આવી એટલે લૂટફાટનો ધંધો તો મોટે ભાગે છોડવો પડ્યો. ખેતીમાં જે સતત મહેનત મજૂરી કરવી પડે છે અને બુદ્ધિ વાપરવી પડે છે તે બન્નેની ટેવ ન હોવાને લીધે આ કોમ સારી ખેતી કરતી નથી એમને બીજા કોઈ પણ હુનર ઉદ્યોગો આવડતા નથી, એટલે આજના ગાંધીયુગમાં આ લોકોમાં ખાદીનું કામ પણ શીખવી શકતું નથી. એ લોકો માંસાહારી હોવા છતાં બકરાં કે મરઘાં પાળવાની પણ દરકાર કરતા નથી ગાય ભેંસ રાખીને દૂધ, છાશ કે ઘી ખાવા કે વેચવા તરફ દુર્લક્ષ હોય છે, એટલે પોતાનાં ખેતરમાં જેવી તેવી ખેતી કરવા ઉપરાંત એ લોકો બીજા ખેડૂતોને ત્યાં મજૂરનું કામ કરે છે. સ્ત્રીઓ પણ દાડીઆ મજૂરનું ઘાસ કાપવાનું, લાકડાંની ભારી વેચવાનું કે એવું કામ કરે છે. પાડોશીઓનાં ખેતરોમાં પાક થયો હોય તેની ચોરી પણ કરે હજી પણ લોકોનાં ઢોર ચોરી જઈને તેનાં વળતર માટે, એટલે પાછાં સોંપી દેવા માટે, થોડા રૂપિયા પડાવવાનો ધંધો પણ કરે. સેંકડો વર્ષોથી ચોરી તથા લૂંટફાટ કરનાર તરીકે જે પ્રતિષ્ઠા હતી તે હજી કાયમ રહી છે, તેથી તેમને ઘરમાં નોકર તરીકે કે પોલીસ કે લશ્કરમાં સ્થાન મળતું નથી ઘરની ચોકી કરવા માટે પગી તરીકે રોકવામાં આવે છે, પણ તેને માટે પણ હાલમાં તો ભૈયાઓ અને પઠાણો જેવા પરપ્રાંતના માણસોને વધારે પસંદગી મળે છે

ખેતી માટે બળદ જોઈએ, ખાતર જોઈએ, પાણી પૂરું પાડવા માટે કૂવા જોઈએ તેની જોગવાઈ કરી શકતા નથી અને ઘરમાં ખાનારાં તો હોય જ એટલે કમાણી કરતાં ખર્ચ વધારે કરે છે એમની શાખ પણ એવી થઈ ગઈ છે કે શાહુકારો ઘણું ભારે વ્યાજ લે છે અને તેનું પરિણામ એ આવે છે કે જે થોડી ઘણી જમીન એમની પાસે છે તેની માલિકી ધીમે ધીમે જતી રહે છે આવી રીતે અનેક કારણોને લઈને આ કોમનો ઘણો મોટો ભાગ ગરીબાઈ ભોગવે છે જ જે ઠાકરડાનાં ડાચાં બેસી ગયેલાં જણાય છે, એ લોકો પણા વહેલા ઘરડા થઈ જાય છે, અને ગરીબ લોકો તો જાણે મરવાના વાંકે જીવતા હોય તેવા જણાય છે. દરેક ઠાકરડાની સ્થિતિ કંગાલ છે એમ હું કહેતો નથી પણ બીજી કોમોમાં કોઈ કોઈ ભણેલા, કોઈ પૈસાદાર થયેલા હોય છે, સુરતના વધારેમાં વધારે પઠાન જે દુબળાઓ કહેવાય છે તેમાં પણ કોઈ માણસોએ વેપાર કે કોન્ટ્રેક્ટમાં પૈસા મેળવ્યા હોય છે તેવું ઠાકરડાઓમાં હોય એવું હું જાણતો નથી.

# ગુજરાતના ઠાકરડા

ડૉ. સુમન્ત મહેતા

ગુજરાતના ઉત્તર વિભાગમાં એટલે લગભગ વાત્રક નદીની ઉત્તરથી તે સિદ્ધપુર તાલુકા સુધીના પ્રદેશમાં લગભગ પાંચ લાખ માણસો વસે છે કે જે આજે ઠાકરડાના નામથી ઓળખાય છે. આખા ગુજરાતના, અગર આખા હિંદુસ્તાનના બીજા કોઈ ભાગમાં આ લોકો વસ્યા નથી. મુંબઈ ઇલાકામાં જે વસતીગણતરી થાય છે તેમાં આ લોકોને 'કોળી'ઓના મથાળા નીચે, પણ જુદી જુદી પેટા જાતિઓ તરીકે ગણ્યા છે, પણ વડોદરા રાજ્યના સેન્સસ રિપોર્ટમાં તેમને 'ઠાકરડા' કહ્યા છે. હું માનું છું કે ઠાકરડાઓને કોળી તરીકે સંબોધ્યા હોય તો ખોટું લાગે છે. ઠાકરડા શબ્દ ટૂંકો અને તોછડો હોવા છતાં એ શબ્દની પ્રતિષ્ઠા 'કોળી' કરતાં વધારે ગણાય છે.

આ પ્રજા ઉત્તર ગુજરાતમાં ક્યારે આવી, ક્યાંથી આવી તેની આજે ચર્ચા કરવાની જરૂર નથી. એટલું નક્કી છે કે અણહીલવાડ પાટણ અને ખેડાની વચ્ચેનો જે ભાગ છે તેમાં પાકા જંગલો હતાં અને તેમાં આ લોકો રહેતા હતા. જ્યારે પાટણના રજપૂતોનું જોર નરમ પડ્યું અને મુસ્લિમોએ આક્રમણ કરવા માંડ્યાં ત્યારે આ લોકો કોઈ એક પક્ષમાં જોડાઈ જઈને, નાનીમોટી લડાઈઓમાં ભાગ લઈને, લૂંટફાટમાંથી કમાણી કરતા રાજકારભાર નબળો થતો ગયો તેનો લાભ લઈને ઠાકરડાઓ વટેમાર્ગુઓને, સરકારી તિજોરીઓને, તથા લશ્કરોને પૂરા પાડવાના ખોરાક તથા બીજી સાધનસામગ્રીને લૂંટતા પેંધા અને ગાયકવાડનાં લશ્કરો અગર ટુકડીઓ ગુજરાતમાં આક્રમણ કરતાં ત્યારે પણ ઠાકરડાઓ કોઈ પક્ષમાં ભળી જઈને લડતા અને ગામડાં લૂંટીને પોતાનો નિર્વાહ કરતા. આવી રીતે છેલ્લાં ૧૦૦ વર્ષો બાદ કરીએ તો તેની પહેલાંનાં ત્રણસો ચારસો કે વધારે વર્ષોથી આ પ્રજાએ ખેતીનો શાંત ધંધો કરવાને બદલે લડવાનો અને ચોરી લૂંટફાટ કરવાનો ધંધો જ પસંદ કર્યો હતો. મોટી વયના લોકો તથા સ્ત્રીઓ જુજ ખેતી કરીને પોતાના કુટુંબના પોષણને માટે અનાજ પેદા કરતાં, પણ પાટીદારોના જેવી રીતસરની ખેતી તરફ આ કોમનું લક્ષ નહોતું

જે ગામડાંઓમાં મોટે ભાગે અથવા બધી વસ્તી ઠાકરડાઓની હોય છે તે મેવાસી કહેવાય છે. આવાં ગામડાંઓમાં ઠાકરડાઓને જોયા હોય તો તેમના શરીરનો બાંધો મજબૂત અને ચપળ જણાય છે એમના મોં પર નૂર હોય છે, મગજમાં ખુમારી હોય એવી રીતે ટટાર ચાલે છે. મૂછ ઊંચી રાખે છે અને જેવી રીતે દરેક શીખ સિપાહી હોઈને કિરપાણ રાખે છે તેવી રીતે દરેક ઠાકરડો લાંબો ચપ્પુ રાખે છે, અને તલવાર પણ રાખે છે. એમને ઘોડેસ્વારી આવડે છે, અને એમનામાંથી કેટલાક તો તેમાં ઘણા કાબેલ હોય છે જ્યાં બંદૂક રાખવાની મનાઈ હોતી નથી ત્યાં જૂની દારૂ ઠાંસવાની બંદૂકો પણ રાખે છે અને દશેરાના દિવસે બંદૂકની નિશાનબાજીની હરીફાઈઓ ગામડે ગામડે થાય છે સુરત જિલ્લાના આદિવાસીઓ જે લોકો રાનિપરજ કહેવાય છે તેમના કરતાં તદન જુદી જાતની આ પ્રજા છે. રાનિપરજ ઘણીજ નરમ, શાંત અને બીકણ હોય છે અને ચોરી કરતા નથી; ત્યારે ઠાકરડા લડાયક એટલે military જાત છે–રાનિપરજ ગાળ સંહન કરી લે પણ

ઠાકરડામાં ખૂબ સ્વમાન હોય છે અને નિડર હોઈ તેમનું અપમાન કોઈ કરી શકતું નથી. આ કોમ ટેકીલી છે અને સપીલી પણ છે તેથી જો કોઈએ ચોરી કરી હોય તો તેને વિશે કોઈ ચાડીચુગલી કરતું નથી. એમને દારૂ પીવાની ટેવ છે, અને પોતાને જોઈતો દારૂ ગાળી લે છે. આબકારીખાતાના માણસો એમનાથી ડરે છે, અને ઘણી વખતે એવું બનતું હશે કે એ લોકો થોડા પૈસા ખાઈને આંખઆડા કાન કરતા હશે.

પણ આ પ્રજાની આર્થિક સ્થિતિ ખરેખરી દયાજનક છે ઘણાં ઘણાં વર્ષો સુધી ચોરી લૂટફાટનો ધંધો કરેલો તેને માટે હવે નહીં જેવો અવકાશ રહ્યો છે. જેમ જેમ અમદાવાદ જિલ્લામાં અને વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંતમાં અરાજકતા ઓછી થતી ગઈ અને પોલીસ તથા લશ્કરની મારફતે પ્રજાનું રક્ષણ કરવા માટે સારી વ્યવસ્થા થઈ, જંગલો કપાયાં, મોટા રસ્તાઓ થયા અને છેવટે રેલવે આવી એટલે લૂટફાટનો ધંધો તો મોટે ભાગે છોડવો પડ્યો. ખેતીમાં જે સતત મહેનત મજૂરી કરવી પડે છે અને બુદ્ધિ વાપરવી પડે છે તે બન્નેની ટેવ ન હોવાને લીધે આ કોમ સારી ખેતી કરતી નથી એમને બીજા કોઈ પણ હુન્નર ઉદ્યોગો આવડતા નથી, એટલે આજના ગાંધીયુગમાં આ લોકોમાં ખાદીનું કામ પણ શીખવી શકતું નથી. એ લોકો માંસાહારી હોવા છતાં બકરાં કે મરઘાં પાળવાની પણ દરકાર કરતા નથી ગાય ભેંસ રાખીને દૂધ, છાશ કે ઘી ખાવાં કે વેચવા તરફ દુર્લક્ષ હોય છે, એટલે પોતાનાં ખેતરમાં જેવી તેવી ખેતી કરવા ઉપરાંત એ લોકો બીજા ખેડૂતોને ત્યાં મજૂરનું કામ કરે છે. સ્ત્રીઓ પણ દાડીઆ મજૂરનું ઘાસ કાપવાનું, લાકડાંની ભારી વેચવાનું કે એવું કામ કરે છે. પાડોશીઓનાં ખેતરોમાં પાક થયો હોય તેની ચોરી પણ કરે હજી પણ લોકોના ઢોર ચોરી જઈને તેનાં વળતર માટે, એટલે પાછાં સોંપી દેવા માટે, થોડા રૂપિયા પડાવવાનો ધંધો પણ કરે. સેંકડો વર્ષોથી ચોરી તથા લૂંટફાટ કરનાર તરીકે જે પ્રતિષ્ઠા હતી તે હજી કાયમ રહી છે, તેથી તેમને ઘરમાં નોકર તરીકે કે પોલીસ કે લશ્કરમાં સ્થાન મળતું નથી ઘરની ચોકી કરવા માટે પગી તરીકે રોકવામાં આવે છે, પણ તેને માટે પણ હાલમાં તો ભૈયાઓ અને પઠાણો જેવા પરપ્રાંતના માણસોને વધારે પસંદગી મળે છે.

ખેતી માટે બળદો જોઈએ, ખાતર જોઈએ, પાણી પૂરું પાડવા માટે કૂવા જોઈએ તેની જોગવાઈ કરી શકતા નથી અને ઘરમાં ખાનારા તો હોય જ એટલે કમાણી કરતાં ખર્ચ વધારે કરે છે. એમની શાખ પણ એવી થઈ ગઈ છે કે શાહુકારો ઘણાં ભારે વ્યાજ લે છે અને તેનું પરિણામ એ આવે છે કે જે થોડી ઘણી જમીન એમની પાસે છે તેની માલિકી ધીમે ધીમે જતી રહે છે. આવી રીતે અનેક કારણોને લઈને આ કોમનો ઘણો મોટો ભાગ ગરીબાઈ ભોગવે છે આજે ઠાકરડાનાં ડાચાં બેસી ગયેલાં જણાય છે, એ લોકો ઘણા વહેલા ઘરડા થઈ જાય છે, અને ગરીબ લોકો તો જાણે મરવાના આળસે જીવતા હોય તેવા જણાય છે. દરેક ઠાકરડાની સ્થિતિ કંગાલ છે એમ હું કહેતો નથી પણ બીજી કોમોમાં કોઈ કોઈ ભણેલા, કોઈ પૈસાદાર થયેલા હોય છે, સુરતના વધારેમાં વધારે પછાત જે દૂબળાઓ કહેવાય છે તેમાં પણ કોઈ માણસોએ વેપાર કે કોન્ટ્રેક્ટમાં પૈસા મેળવ્યા હોય છે તેવું ઠાકરડાઓમાં હોય એવું હું જાણતો નથી.

આપણા ગુજરાતમાં અનેક પછાત પ્રદેશોમાં જાગૃતિ આવી છે તે આશ્રમોને લીધે આવી હતી મોટે ભાગે આ રાજકીય આશ્રમો ખાદીનું કામ કરતા હતા અને તેની સાથે સાથે રોજબરોજની સમસ્યાઓની બાબતમાં યોગ્ય સલાહ આપતા. આવી રીતે પ્રજામાં એક નવા પ્રકારનુ વાતાવરણ ઊભું થતું અને પ્રજામાં નિડરતા તથા આત્મવિશ્વાસનો સંચાર થતો. પોતાની મેળે પોતાની મુશ્કેલીઓ દૂર કરવાનુ બળ પેદા થતું. આવી રીતે પછાત પ્રજામાં પોતાની જ કોમના થોડા આગેવાનો પેદા થયા, અને આશ્રમોમાં રહેતા કાર્યકરોની દોરવણી નીચે આ આગેવાનોએ પછાત પ્રજાને જાગતી કરી દીધી જ્યારે જ્યારે આપણા દેશમાં જાગૃતિનો મોટો જુવાળ આવ્યો છે ત્યારે સ્વાર્થરહિત સાધુઓએ તેમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આજના યુગમાં આ સાધુઓ ભગવા-રંગના કપડાંવાળા નહોતા પણ ધોળા રંગની ખાદીવાળા હતા, અને આ યુગમાં દેશને મુક્ત કરવો એ નવા ધર્મનું મહત્ત્વનુ લક્ષણ હતુ.

આપણા દેશને રાજકીય મુક્તિ તો મળી છે પણ સામાજિક અને આર્થિક સ્વરાજ્ય મેળવતાં લાખો હિંદીઓને ઘણાં વર્ષો સુધી તનતોડ મહેનત કરવાની છે તેથી જો પચાસેક યુવાનો પોતાના કામને માટે યોગ્ય એવી તાલીમ લઈને ઉત્તર ગુજરાતનાં ગામડાંઓમાં કામ કરવા માંડે તો દશપંદર વર્ષમાં ઠાકરડાઓની સ્થિતિ બદલાઈ જાય મોટામાં મોટો અને મુખ્ય પ્રશ્ન આર્થિક છે ઠાકરડાઓની આર્થિક કનડગતો દૂર કરવી, તેમનામા સ્વમાનની લાગણી જગાડવી પોતાના પગ પર ઊભા રહીને પોતાનાં હિતોનું રક્ષણ કરવાની શક્તિ કેળવવા માટે તેમનુ સંગઠન કરવુ એ આ યુવાનોનુ કામ હોય કોઈ બહારનાનુ મંડળ એમનું કામ કરી આપે તેનુ પરિણામ સારુ ન આવે આવુ કરવાથી તો એ કામમાં બળ આવવાને બદલે નબળાઈ વધી જાય તેથી કામ કરવા માટે જો મંડળ ઊભું કરવામાં આવે તો તેમાં મુખ્ય ભાગ તો ઠાકરડાઓએ જ ભજવવાનો હોય અને કાર્યકરો તો માર્ગદર્શક રહે

ગુજરાતના યુવાનો પોંડિચેરી જઈને યોગની સાધના કરે છે, બીજા યુવાનો શાન્તિનિકેતન જઈને કળા અને સાહિત્યની સાધના કરે છે, ગુજરાતી યુવાન વેપારીઓ આખા હિંદદેશમાં અને પરદેશોમાં નાનામોટા વેપારો ખેડે છે. ગુજરાતીઓ સાહસિક છે તેમનામાં નવા ચેતનનો ઉત્સાહ અને જુસ્સો આવ્યા છે પાંચ કે આઠ હજાર માઈલ દૂરથી યુરોપનાં અને અમેરિકાનાં ૧૦૦૦ સ્ત્રીપુરુષ મીશનરીઓ આપણા દેશમાં આવીને શહેરોમાં, ગામ ગામડાંઓમાં મીશનો કાઢીને ગોઠવાઈ ગયાં છે, તેમણે હજારો પ્રચારકો પેદા કર્યા છે, હજારો છોકરાઓ તથા છોકરીઓને કેળવણી આપે છે, કેળવણીના નવાનવા અખતરાઓ કરે છે, મોટાં મોટા દવાખાનાં, સુવાવડખાના, નર્સોને તાલીમ આપવાની સંસ્થાઓ કાઢે છે ઑક્સફર્ડના ગ્રેજ્યુએટ રેલવેથી દૂર આવેલા ગાઢ જંગલમાં વસતી પ્રજામાં જઈને વસે છે.—ત્યારે આપણા ગુજરાતમાંથી પચાસેક એવા ભણેલા અને સેવાભાવવાળા સરકારી ભાઈ-બ્હેનો ન નીકળે કે જે, જંગલમાં તો નહી પણ. ગામડાંમાં જઈને વસે ?

પણ પહેલો પ્રશ્ન એ ઊભો થશે કે એમના ખર્ચની જોગવાઈ કોણ કરશે ? જ્યારે કોઈ સાધુ કે સંન્યાસી ગામડે જઈને ધૂણી સળગાવીને બેસે છે ત્યારે તેના રોટલા માટે તે ચિંતા કરતો નથી. તે સંન્યાસી એકબે વર્ષમાં મોટું મંદિર અને ધર્મશાળા બાંધે છે.

હું કોઇને શાખ ચોળીને સન્યાસી બનવાની સલાહ આપતો નથી. જે માણસને પોતાના કામમાં, પોતાના મીશનમાં શ્રદ્ધા છે તે પોતાનું કામ શરૂ કરે છે અને નાણું મળી રહે છે. ગાંધીજીએ સત્યાગ્રહ આશ્રમ શરૂ કર્યો ત્યારે તેની શરૂઆતના દિવસોમાં નાણાંની જોગવાઇ નહોતી અને આશ્રમવાસીઓને કેવી રીતે ખવડાવવું એ પ્રશ્ન ઊભો થયો હતો, અને છતાં નાણાં મળ્યાં અને આશ્રમ એવી સ્થિતિએ પહોંચ્યો કે તેના રસોડામાં દરરોજ મોટી સંખ્યામાં આશ્રમવાસીઓ તથા મહેમાનો જમતા હતા. દરેક યુવકમાં ગાંધીજી જેટલી આત્મશ્રદ્ધા ન હોઇ શકે પણ પોતાના કામ માટે અનુકૂળ વાતાવરણ તો જરૂર પેદા કરી શકે જો અભણ સાધુઓ તેમ કરી શકે તો ભણેલા યુવાનો શા માટે ન કરે?

પણ તે છતાં હું માનું છું કે આવા કામની રીતસરની વ્યવસ્થા કરવા માટે શહેરમાં સહાયકો ઊભા કરવાની આવશ્યકતા છે. ગામડે જનારા લોકોને છ મહિનાને આંતરે શહેરમાં આવીને પોતાનું જ્ઞાન વધારવાની, નવા વિચારો જાણી લેવાની તક મળવી જોઇએ. માંદા પડે તેમની માવજત થાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ આ બધું થઇ શકે એવું છે આપણી ઠાકરડા કોમમાં કેળવણીનો સારો પ્રચાર થાય, કન્યાઓ સારી સંખ્યામાં ભણે, છોકરા-છોકરીઓને ઔદ્યોગિક અને ધંધાને લગતું શિક્ષણ મળે, પ્રૌઢ શિક્ષણનો ફેલાવો થાય, દારૂનિષેધ માટે પ્રચારકામ થાય, તેમનાં છોકરાંઓના શિક્ષણને માટે થોડાં વસતીગૃહો નીકળે—આ બધું કરવા માટે આખા ગુજરાતની પ્રજામાં જાગૃતિ આણવાની જરૂર છે. હિંદદેશમાં કરોડ સવાકરોડ ગુજરાતીઓ વસે છે એ વાત ખરી, પણ એ ગુજરાતીઓમાં પાંચ લાખ ઠાકરડા છે. આ લોકો નબળા રહેશે તો ગુજરાત નબળું રહેશે. ગુજરાત પ્રાંત નબળો હશે તો હિંદ નબળું રહેવાનું છે આપણા ગુજરાતમાં દર પચ માણસે એક આદિવાસી અગર પછાત કોમનો માણસ છે. તેમની વસતી નાની સૂની નથી ગુજરાતની સાંકળમાં એક અંકોડો કટાઇ ગયેલો હશે તો તે સાંકળ નકામા જેવી છે पग स्वराज्यनी दृष्टिथी जोईशु तो ए कहेवानी भाग्ये ज जरूर होय के दरेक हिंदीने हवे केळवणी, आरोग्य तथा जीवननी जरुरियातो मेळववानो हक छे भणेली प्रजा आगळ वधे तेना करतां आ प्रजा आपणी हरोळमा आवीने खडी रहे ए वधारे महत्त्वनो प्रश्न छे तेथी જ આ પ્રશ્ન ગુજરાતના જુવાનો સમક્ષ રજુ કરવામાં આવે છે

○




૧૯૪૯ જાન્યુઆરીથી

# કિશોર

ચૌદમા વર્ષમાં પ્રવેશ કરે છે.

આપનું નામ ગ્રાહક તરીકે નોંધાવો

: લવાજમ :

હિંદમાં રૂા ૫-૪-૦ પરદેશના રૂા. ૭ ૮-૦

કિશોર કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર : અમદાવાદ



પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ નવપ્રભાત પ્રિ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા ૨૮-૩-૪૯

# 卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૮ વૈશાખ : ૨૦૦૫ અંક ૧


## અમીરી

પૂજાલાલ

ક્ષુદ્રે શું મીટ માંડી? મન મહદ વિના ના મહંતોનું માને:
સ્વલ્પે સંતોષ શાનો? વિપુલ વણ કદી વાંછના વીરની ના:
ઝંપે ના જોખમો તું? સરલ અનુસરે માર્ગ શું ભીતિ-ભાને?
ભીડે ના ભવ્ય બાથે? અધમ અવદશા શું ગમે દીનહીના?

જાયે રેલે છલાઈ લવ જલ લભતાં સ્વલ્પ સ્રોતસ્વિની તો;
પામી એકાદ છોટો કણ મણ હરખે ઉંદરો ખેતરોના:
શોચે સંસિદ્ધ થાતાં સમરથ જનનાં સાહસો; જુદ્ધ-જીતો
કંપંતા કાયરો હા! વણ શરમ તજી પાય પૂજે પરોના!

ખંખેરી નાખ ખાસી, — વર વપુ વળગી ક્ષુદ્રતાની રજોટી;
ગર્વે માથું ઉછાળી ગગન ગજવતી પાડ તું વીરહાક,
ઉજ્જ્વા સ્નેહી જનોની હર સમર વિષે શત્રુસેના પલોટી,
વેગે ને તેજી તેગે ચકિતચખ કરી નાખ સૌને અવાક.
ઝેરી ફુત્કારવંતી પકડ રિપુતણી દાઢ ને નાખ ચીરી,
આવે તો આવતું છો મરણ, અમર છે આત્મકેરી અમીરી

૧૭-૧૧-૪૬

[ગયા માસના નોંધપાત્ર બનાવો: સરદાર વલ્લભભાઇને જયપુર જતાં નડેલો હવાઇ અકસ્માત, ડાંગ જિલ્લાના જંગલોમાં આગ, કાપડના ભાવમાં સરકારે કરેલો વધારો, શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની મોસ્કોના એલચીપદેથી યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાના એલચીપદે થયેલી બદલી, રશિયામાં સામાન્ય વપરાશની વસ્તુઓના ભાવોમાં ૨૫ ટકા ઘટાડો, UNESCO સાથે સહકાર સાધવા હિંદી સરકારે હિંદી નેશનલ કમિશન સ્થાપ્યું; ઉત્તર આટલાંટિક કરાર પર બાર દેશોએ કરેલી સહી, ન્યુયોર્કમાં વિશ્વશાન્તિ પરિષદ; પેરિસમાં વિશ્વશાન્તિચાહકોની બીજી પરિષદ, લંડનમાં કોમનવેલ્થ પંત પ્રધાનોની પરિષદ ચાલુ, અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાની શતાબ્દી, ચીનમાં સામ્યવાદી પક્ષની આગેકૂચ; બર્મામાં કારેન તથા સામ્યવાદીઓનું રાષ્ટ્રીય સરકાર સામે બંડ, લખનૌમાં ૨૦,૦૦૦ કિસાનોએ સરકારી કચેરી પર કરેલી કૂચ, મહારાજસ્થાનની સ્થાપના]

૪

## મૂલ્યાંકનભંગનો ભય

"એવા જૂના થયેલા રીઢા સૈનિકોએ હવે રાજકારણની પ્રવૃત્તિમાંથી અળગા થઈ નવા નમૂનાના રાજદ્વારી કાર્યકરો માટે રસ્તો મોકળો કરવો જોઈએ, આગળથી પોતાનું ગાડું દોડાવતા આવેલા હોઇ જેમને વેગ મળી ગયો હોય એવા રીઢા હાંકણિયા જ્યાં સુધી રસ્તો કે ગાડું છોડતા નથી અને પોતાનું ગાડું વગર વિચાર્યે ફાવે તેમ હાંક્યે રાખે છે ત્યાં સુધી નવા લોકોને ગાડાનો હવાલો લેવાને બોલાવવાનો કશો અર્થ નથી."

[જે સી કુમારપ્પા: 'હરિજનબંધુ,' તા. ૩ જી એપ્રિલ ૧૯૪૯]



"The issue between productive forces and productive relations thus turns on *property* For, *in the last analysis, ownership gives* men a reason for resisting change It gives them power, privilege, and the opportunity of exploiting their fellow-men; more significantly, it schools them in the belief that the defence of the existing social and economic system is a question not only of self-preservation but of duty. Their ideals, values, religions, even their conceptions of what Aldous Huxley calls the 'meaning of life' are intimately bound up with it In very truth, they stand or fall with the thing they own"

[Dr. K. S Shelvankar : *Ends are Means*, p 99]



**નીલા:** અમદાવાદમાં રેડિયો સ્ટેશન હમણાં ખોલવામાં આવ્યું તેના ઉદ્‌ઘાટન કાર્યક્રમની સમાપ્તિ "કવિસંમેલન"થી કરવામાં આવી. આ સંમેલનમાં થોડાક અગ્રગણ્ય સાક્ષરકવિઓએ આત્મરચિત કાવ્યોનું પઠન કર્યું. તે સાંભળતી વેળાએ મારાથી હસ્યા વિના ન રહેવાયું તે તો ઠીક, પણ મને એક ભયંકર આઘાત લાગ્યો કે આવું બેહૂદું ગાનાર કવિઓ કાવ્યો કેવી રીતે રચી શકતા હશે! તેમના પઠનમાં સંગીત એટલું બધું બેસૂરું, બેતાલ અને કર્કશ લાગ્યું કે કવિતા પ્રત્યેનું મારું આકર્ષણ કંઈક હણાયું.

**નવીન:** તમે લાગણીપ્રધાન રહ્યાં તેથી તમે કાવ્યના બાહ્ય રૂપથી ડઘાઈ ગયાં. પરંતુ કાવ્યમાં જેટલી મહત્તા રૂપની છે તેટલી જ તેના અંતર્ગત સત્ત્વની છે. મેં એ કાવ્યો સાંભળ્યાં તેમાંથી સંગીત વિભાગનો છેદ કરીએ તો બાકીનામાં ગાંધીયુગ અને ગાંધીવાદના મહિમાનો, અરે, નિચોડ રજૂ થયો છે. મારું ધ્યાન શ્રી ઉમાશંકરની એક લીટી તરફ સારું ખેંચાયું. તેમણે કહ્યું: "ગાંધીયુગ આવ્યો અને ગયો એમ તમે ભલે કહો, પણ હું કહું છું કે ગાંધીયુગ આવશે."

**નરીમાન:** ઉમાશંકરના કથન પ્રમાણે શું ગાંધીયુગ આવ્યો જ નથી?

**નીલા:** તો પછી છેલ્લા ત્રીશ વર્ષોનો ગાળો ગાંધીવાદરહિત હતો એમ કહેવાય?

**સુરેખ:** એ અર્થ ભૂલભરેલો છે. ગયાં ત્રીશ વર્ષોમાં ગાંધીવાદે જે કાર્ય કરી બતાવ્યું અને આપણને સ્વરાજ્ય અપાવ્યું તેવી સિદ્ધિ કોઈપણ દેશે કરી બતાવી નથી.

**ગમન:** તમે ઇતિહાસના પ્રસંગોની સરખામણી પણ કરી શકતા નથી. ગાંધીજી અને લેનિન સમવયસ્ક હતા—બલ્કે લેનિન એક વર્ષે નાનો હતો છતાં લેનિને ૧૯૧૭ના ઓક્ટોબરમાં મહાન ક્રાન્તિ વડે સમાજવાદી લોકશાહી રાજતંત્રની સ્થાપના કરી ત્યારે રાજકીય સ્વતંત્રતા મેળવતાં આપણને બીજાં ત્રીશ વર્ષ લાગ્યાં અને ખરું પૂછો તો, આ રાજકીય સ્વરાજ બીજા વિશ્વયુદ્ધથી નબળી પડેલી બ્રિટનની પરિસ્થિતિથી મળ્યું. આ હિસાબે સમાજવાદી રાજતંત્ર—સાચી લોકશાહી—પ્રાપ્ત કરતાં આપણને બીજાં કેટલાંય વર્ષો જોઈશે! કદાચ, ત્રીજા વિશ્વયુદ્ધ વિના આપણે 'સમાજવાદ' સિદ્ધ પણ ન કરી શકીએ!

**સુરેખ:** ભલે આપણને રાજકીય સ્વરાજ મેળવતાં વધુ સમય લાગ્યો, પરંતુ આ સ્વરાજ મેળવવામાં ગાંધીજીએ જે સાધનો—સત્ય અને અહિંસા—નો ઉપયોગ કર્યો તેની મહત્તા આજે આપણને દેખાતી નથી, સમય જતાં આ સાત્ત્વિક સાધનોનું સિદ્ધિગૌરવ આપણને દેખાશે અને તેનાં મીઠાં ફળ પણ મળશે. આ અર્થમાં જ ઉમાશંકરે કહ્યું લાગે છે કે 'ગાંધીયુગ હવે આવશે.'

**નવીન:** ગાંધીજી અને લેનિનની સરખામણીથી પણ જાણવાનું મળે તેમ છે પરંતુ તેમાં એકથી બીજો ચઢિયાતો છે યા તો એકની પ્રશંસા અને બીજાની નિંદા કરવી—આ રીતથી આપણે મૂઢ બની જઈએ. વ્યક્તિપૂજાની અંધશ્રદ્ધાથી આપણું માનસ અલિપ્ત રહેવું જોઈએ. કોઈપણ પક્ષ કે સંસ્થા કે આશ્રમના સભ્ય હોવાથી ઉપસ્થિત થતા ગ્રહોથી આપણે મુક્ત રહેવું જોઈએ. આ બે મહાન નેતાઓની વિચાર-

સરણી અને કાર્યક્રમની—સાધ્ય અને સાધન સંબંધે તેમના નિર્ણયોની—સરખામણી આપણે ધીરજથી કરીએ તો સત્ય વસ્તુ સમજાય

મનોહર આજથી દસ વર્ષ પૂર્વે ગાંધીજીએ કહેલું કે તે પોતે એક સમાજવાદી છે–સામ્યવાદી છે પરંતુ તેની અંદર રહેલી હિંસા તેમને માન્ય નહોતી. સાધ્ય કરતાં સાધન ઉપર તેમનો આગ્રહ વિશેષ હતો. સામ્યવાદનું સાધ્ય ગાંધીજીના સર્વોદયના સાધ્યથી અલગ નથી.

નવીન : મનોહરની સમાલોચના ભૂલભરેલી છે ગાંધીવાદ અને સામ્યવાદનાં સાધ્ય તેમ જ સાધન બનેમાં ઘણો મોટો દૃષ્ટિભેદ છે ગાંધીજીના સર્વોદયનો પાયો ધર્મ અને નીતિની ભૂમિકા ઉપર છે ત્યારે સામ્યવાદમાં આખુ ધર્મ અને નીતિનાં ધોરણોને ફગાવી દેવામાં આવ્યા છે ગાંધીજી ધર્મને જીવનના એક મૌલિક તત્ત્વ તરીકે સ્વીકારે છે, ત્યારે સામ્યવાદ ધર્મને લોકોના ઘેન–opium of the people–તરીકે માને છે ગાંધીજીના નીતિ વિષેના ખ્યાલો સબંધાતીત–absolute–નીતિમાં નિષ્ઠા ધરાવે છે, ત્યારે સામ્યવાદ નીતિને સંબંધમસ્ત–relative–માને છે, અને એમ ઘટાવે છે કે નીતિનાં ધોરણો સમાજસંસ્કૃતિના યુગે યુગે બદલાતા રહે છે તે જ પ્રમાણે સાધન સબંધે ગાંધીજી શુદ્ધ–absolute–અહિંસામાં શ્રદ્ધા ધરાવે છે ગમે તેવા સંજોગોમાં અહિંસાને વળગી રહેવાનો તે આગ્રહ રાખે છે! ત્યારે સામ્યવાદનું વિધાન એવુ છે કે હિંસા–અહિંસાનો પ્રશ્ન સંજોગો ઉપર આધાર રાખે છે તેને આધ્યાત્મિક સ્વરૂપ આપવાની જરૂર નથી. હાલની સંસ્કૃતિમાં અહિંસા સિદ્ધ કરવા અર્થે આસુરી બળોનો પરાજય કરવા હિંસાનુ હથિયાર વાપર્યા વિના છૂટકો નથી સામ્યવાદસિદ્ધ સમાજમાં કે સર્વોદયસિદ્ધ સમાજમાં હિંસાને સ્થાન જ નહિ હોય.

સુરેખ ગાંધીજીની અહિંસા કાયરની નહિ, બળવાનની છે શક્તિ હોવા છતાં ભૌતિક હિંસા ન કરવી તેમાં મહાન આત્મબળની, આત્મસંયમની જરૂર છે.

નરીમાન : આવી બળવાનની અહિંસા મારા દેખવામાં તો નથી આવતી. દુનિયાની બસો કરોડ માણસોની વસતીમાંથી બસો માણસ પણ બળવાનની અહિંસા ધરાવતા નહિ હોય

નવીન : આ કારણને લીધે જ તેમની રાષ્ટ્રીય લડતો ગાંધીજીએ અનેક વાર પાછી ખેંચી લીધેલી મને લાગે છે કે ગાંધીજીએ અહિંસક સત્યાગ્રહી લડતો કરેલી તે એમ માનીને નહિ કે લોકો અહિંસક વર્તન રાખશે, પરતુ લોકોને અહિંસાના પ્રયોગની તાલીમ આપવાની ગણતરીથી. આ જ પ્રમાણે સામ્યવાદીઓ ઘણી વખત હડતાલનો આશરો લે છે તે પણ તાલીમ આપવાની દૃષ્ટિથી.

સુરેખ અહિંસાને સિદ્ધાન્ત કહો, વાદ કહો, નીતિ કહો, તાલીમ કહો—ગમે તે કહો, પરંતુ ગાંધીજીએ એના પ્રયોગો હિન્દમાં કરી બતાવ્યા તેના પડઘા આખા વિશ્વમાં સંભળાવા લાગ્યા છે. દુનિયાના મહાન નેતાઓ, વિચારકો અને રાજપુરુષો અહિંસાના સૂર કાઢતા થયા છે આ સિદ્ધિ નાનીસૂની નથી ત્રીજું વિશ્વયુદ્ધ અટકાવવામાં તેનો ફાળો નાનો નહિ હોય.

નીલા : હા. પેરિસમાં સાઠેક દેશોના સાહિત્યકારોની પરિષદ હમણાં ભરાય

ગમન : આશ્ચર્યની વાત છે કે આ પરિષદમાં હાજરી આપવા ઇચ્છતા ડૉ. મુલ્કરાજ આનંદ જેવા આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતા લેખકને પેરિસ જવાનો પાસપોર્ટ આપવા હિન્દી સરકાર તૈયાર નથી.

નરીમાન : પાસપોર્ટ આપતાં સરકાર શા માટે ગભરાય છે?

નીલા : સરકારની આવી નીતિ તો સ્વતંત્રતાના સિદ્ધાન્તને ઠોકરે ચઢાવતી લેખાય

સુરેખ : ડૉ. મુલ્કરાજ સામ્યવાદી વિચારો ધરાવતા હશે

ગમન : પંડિત જવાહરલાલ ઠમલે ને પગલે કહે છે કે તેઓ સામ્યવાદની સામે નથી, સામ્યવાદના પ્રચારની વિરુદ્ધ નથી, પરંતુ ત્રાસવાદી અને ભાંગફોડિયા પ્રવૃત્તિની વિરુદ્ધ છે. મુલ્કરાજને કોણ ત્રાસવાદી કે ભાંગફોડિયા કહેશે?

નરીમાન : Logically આનો અર્થ એમ થયો કે આપણી સરકારની નજરે સામ્યવાદી એટલે ત્રાસવાદી. અને ત્રાસવાદીને દબાવી દેવા જોઈએ એટલે સામ્યવાદીને દબાવી દેવા.

નીલા : પરન્તુ દબાવી દેતા પહેલાં કહેવાતા ગુનેગારની હિલચાલ કે કાવતરું કે કાર્યોની સાબિતી કોર્ટમાં રજૂ થવી જોઈએ કે નહિ?

સુરેખ : જાહેર સલામતી ધારા મુજબ આવી સાબિતીની જરૂર નથી.

નીલા : આ તો લોકશાહીનું ખૂન કહેવાય. ત્રાસવાદીના ત્રાસ કરતાં સરકારનો ત્રાસ અનેક ગણો ભયંકર ગણાય.

સુરેખ : બીજો રસ્તો નથી. આ સલામતી ધારાના કડક અમલ વિના શાંતિ ન જળવાય, અને કાયદેસર સ્થપાયેલી સરકારને ઉથલી પાડવાનો વખત આવે. સહુ કોઈ જાણે છે કે કાંગ પ્રદેશના જંગલોને આગ લગાડવામાં સામ્યવાદીઓનો હાથ હતો. વળી હમણાં જ સમાચાર મળે છે કે દિલ્હીમાં પ્રધાનોની ઑફિસમાંથી કાગળો ગૂમ થાય છે તેમાં પણ સામ્યવાદી કાવતરું છે. આખું રાષ્ટ્રીય સરકારને ઉથલાવી પાડવાની સામ્યવાદીઓની નેમ છે

ગમન : સુરેખભાઈ, તમે અત્યંત શ્રદ્ધાળુ — credulous — છો. જરાક critical બનતા જાઓ. કાંગનાં જંગલોની આગ સબંધે તમે જે કહ્યું તે ખોટું છે તે તમને ખબર નથી? મુંબઈના પ્રધાન શ્રી પાટિલે હમણાં જ એક નિવેદનમાં કહ્યું કે કાંગના જંગલની આગ કોઈ વ્યક્તિના કરતૂતથી નહોતી લાગી, પરંતુ કુદરતી હતી અને ફક્ત સૂકાં ઘાસ અને લાકડાં જ બળી જવા પામ્યાં છે અત્યારે એવી એક પ્રથા પડી ગઈ છે કે ગમે ત્યારે ગમે ત્યાં કાંઈપણ ગરબડ થાય કે તેની પાછળ સામ્યવાદી પ્રવૃત્તિ હોવી જ જોઈએ એમ માની લેવું

નવીન : આ પ્રથા નવી નથી એક સો વર્ષ પહેલાં—૧૮૪૮માં—માર્ક્સે લખ્યું હતું કે

"Where is the party in opposition that has not been decried as communistic by its opponents in power? Where is the opposition that has not hurled back the branding reproach of Communism, against the more advanced opposition parties, as well as against its reactionary adversaries?"

[ Marx : *Communist Manifesto* ]

**સુરેખ** ગમે તેમ હોય પણ સામ્યવાદમાં ત્રાસવાદ આવી જાય છે, તેને ડામી દેવો જ જોઈએ

**નવીન** મિ સુરેખ, કોન્ગ્રેસ પ્રત્યેની તમારી અસૂયાને લીધે તમે કેટલીક અગત્યની વાસ્તવિક ચીજો ધ્યાનમાં લઈ શકતા નથી કોન્ગ્રેસી નેતા જવાહરલાલે હમણાં ક્રેરામાં જણાવ્યું કે સામ્યવાદી પ્રવૃત્તિનાં બે અંગો છે. (૧) સામ્યવાદી પક્ષ, (૨) ભૂખ અને ગરીબીમાં ડૂબેલા લોકોની પ્રવૃત્તિ તેમના કહેવા મુજબ સામ્યવાદી પક્ષની પ્રવૃત્તિ હિન્દમાં નહિ જેવી છે. પરંતુ બીજી પ્રવૃત્તિ–લોકોની–પ્રવૃત્તિ–ગંભીર નિર્ભર છે. ડૉ. રાધાકૃષ્ણને પણ સાવચેતીના સૂર કાઢયા છે કે સામ્યવાદની સામે જેહાદ ન પોકારતા આમજનતાની ભૂખ અને ગરીબી દૂર કરવા પ્રયાસ થવા જોઈએ

**ગગન** આવા ચેતવણીના સૂર ચારે દિશામાંથી નીકળી રહ્યા છે, છતાં આપણી સરકાર સામ્યવાદીઓની સામે મોરચા મંડયે જ જાય છે તેમની નીતિ ચીનના પ્રમુખ ચાંગ-કાઈ-શેક (Chiang ki-Shaik)ની નીતિ જેવી છે તેથી કેટલાક કહે છે કે India is going the China way

**નીલા** : આપણા સમાજવાદી બિરાદર મનોહર આજે કેમ મૌન સેવી રહ્યા છે !

**મનોહર** અમારા પક્ષના વિચારો વર્તમાનપત્રોમાં આવે છે

**નવીન** વર્તમાનપત્રોના સમાચાર વાંચીએ છીએ પણ તેમાં તથ્ય અતથ્ય કેટલું તે તારવવાની આપણી કોશિશ છે Commonwealth અને North Atlantic Pact સંબંધે તમારું શું માનવું છે ?

**મનોહર** : અમારા પક્ષે સ્પષ્ટ જણાવી દીધું છે કે હિન્દે બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં ન રહેવું જોઈએ અને આ સમૂહમાં ન જોડાઈએ તો આપણને ઉત્તર આટલાંટિક કરાર સાથે કાંઈ લેવાદેવા નથી

**નરીમાન** પંડિત જવાહરલાલે કામનવેલ્થમાં રહેવાનો નિર્ણય કરી નાખ્યો લાગે છે

**સુરેખ** કામનવેલ્થમાં બિનશરતે રહેવાનું નથી હિંદ સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક તરીકે રહેશે, છતાં કામનવેલ્થ સાથે સંબંધ રાખશે

**નરીમાન** · વાહ ! India will be in the Commonwealth and also out of the Commonwealth શેક્સપીયરના હેમ્લેટનો "To be or not to be" વાળો પ્રશ્ન આપણા નેતાઓને ઝડપી રહ્યો લાગે છે

**નવીન** . આ માનસનું મૂળ ૧૯૩૨ની સાલમાંથી જડી આવે તેમ છે. મેકડોનેલ્ડે જ્યારે કોમી award આપ્યું ત્યારે ગાંધીજીની સલાહ મુજબ કોંગ્રેસે તેનો સ્વીકાર પણ ન કર્યો અને અસ્વીકાર પણ ન કર્યો—We neither accept it nor reject it આ પૂર્વભૂમિકાનું જતન આપણી સરકાર બરાબર કરી રહી છે મૂડીવાદ નષ્ટ કરવો છે, પરંતુ મૂડીદારોને તકલીફ આપવી નથી !

**મનોહર** . સરકારની નીતિ ઢીલી છે અઢાર વર્ષથી ચાલતા ખાંડના કારખાનાદારોને સરકારે રક્ષણ આપવાનું ચાલુ રાખ્યું છે, જ્યારે લોકોને ખાંડ બમણા ભાવે ખરીદવી પડે છે. આ બાબતમાં પાકિસ્તાન સરકારની નીતિ બહેતર છે કેમકે ત્યાંથી ખાંડની આયાત કરી લોકોને સસ્તી ખાંડ આપી શકે છે.

**ગમન** : ગયે વર્ષે કાપડનિયમન રદ કરવામાં આવ્યું ત્યારપછીના ટૂંકા ગાળામાં મીલમાલિકોએ એકથી દોઢ અબજ રૂપિયાનો નફો કરી લીધો. કાપડના ભાવ નહિ વધારવાનાં વચન આપી હથેળીમાં ચાંદ બતાવ્યો અને અંકુશો નીકળી જતાં વેત ભાવોમાં ૫૦ થી ૩૦૦ ટકા વધારો કરી મૂક્યો. આ તો વચનભંગની પરાકાષ્ઠા કહેવાય.

**નરીમાન** : વેપારી વર્ગનો ધર્મ છે કે કોઈ પણ રીતે નફો કરવો By hook or by crook. આ નફાખોરીમાં નવાઈ જેવું કાંઈ જ નથી.

**ગમન** : નફાખોરીમાં નવાઈ નથી, તે તો મૂડીવાદી સમાજને સહજ છે પરંતુ નવાઈની વાત એ છે કે સરકારે બીડું ઝડપેલું કે બધો વધારાનો નફો છીનવી લઈશું ક્યાં છે આ વાયદાનો અમલ? ૧૯૪૭ની સાલ કરતાં ૧૯૪૮ની સાલમાં મીલોએ ચાર ગણા નફા કર્યાના આંકડા તેમના official સરવૈયામાંથી દેખાઈ આવે છે. વીસ લાખ રૂપિયા કમાતી મીલોએ પચાસ લાખથી માંડી એક કરોડ રૂપિયા સુધીના નફા કર્યા છે. દશ લાખ કમાતી મીલોએ ત્રીશથી પચાસ લાખ સુધી કમાણી કરી છે. કેમ કોઈ પણ પ્રકારનો કાયદો કે ઓર્ડિનન્સ કે ઓર્ડર આ કમાણી સામે ધરવામાં આવતો નથી? આજની આપણી સરકાર એટલે મૂડીદારોના જંગી નફા, રાજાઓનાં મોટાં સાલિયાણાં, અમલદારોના મોટા પગારો, ગંજખાતાંઓના બેહદ ખરચા. લંડનના આપણા એલચીખાતાનું ખર્ચ ચીરતાલીશ લાખ રૂપિયા, વોશિંગ્ટનના એલચીખાતાનું ખર્ચ ત્રેવીશ લાખ રૂપિયા, મોસ્કોનું આઠ લાખ અને બીજી બધી દરેક ઓફિસનું સરેરાશ વાર્ષિક ખર્ચ ૭ લાખ રૂપિયા. દિલ્હીનાં સરકારી પ્રકાશન ખાતાંઓના ખર્ચના આંકડા ખૂબ વધવા પામ્યા છે એવા પણ સમાચાર મળ્યા છે. દરેક પ્રધાન પોતાના માટે અલગ પ્રચારખાતું ધરાવવાની માગણી કરે છે.

**નીલા** : મીલો સંબંધે સરકારે એમ કરવું જોઈએ કે લડાઈ પહેલાનાં દશ વર્ષોનો જે સરેરાશ વાર્ષિક નફો હોય તેથી વધુ નફો લડાઈ પછીનાં વર્ષોમાં લેવાની મનાઈ કરવી જોઈએ. બધો વધારાનો નફો સરકારે જપ્ત કરવો જોઈએ.

**સુરેખ** : વાહ, નીલાબહેન, તમે તો હવે ચમકવા લાગ્યાં છો. તમારી સૂચનામાં બે ભૂલો છે. પ્રથમ, જીવનનિર્વાહ અને ભાવોનો આંક લડાઈ પૂર્વે હતો તે કરતાં આજે ત્રણ ગણો છે. તેથી મીલોને નફાની બાંધણી કરવી હોય તો પણ ત્રણ ગણી નક્કી કરવી જોઈએ. બીજું મિલકત અને તેના વહીવટી હકની પવિત્રતા ઉપર તમે તરાપ મારવાનું સૂચન કરી રહ્યાં છો તેનો તમને ખ્યાલ નથી. તમારા સૂચન મુજબની નીતિ અખત્યાર કરવામાં આવે તો વ્યક્તિગત સ્વતંત્રતા અને સાહસની વૃત્તિનો ધ્વંસ થાય.

**નરીમાન** : મિલકત અને મિલકતના વહીવટને પવિત્ર ગણવાથી માલિકોને ગંજાવર નફો થાય તેમાં શંકા નથી. મને લાગે છે આ નફાની રકમો પૂરી પાડવા માટે જ નાશિકમાં નોટો છપાતી હશે!

**નવીન** : સુરેખનાં સામાજિક મૂલ્યાંકનો અત્યંત પુરાણાં છે. મિલકતને અને તેના વહીવટના

હકને તે 'પવિત્ર' શબ્દથી બિરદાવે છે. વૈયક્તિક સ્વતંત્રતા અને વૈયક્તિક સાહસવૃત્તિને ( private enterprise ) જન્મસિદ્ધ હક માને છે. આવી માન્યતા આજની સંસ્કૃતિના તબક્કે અસંગત છે અંગત મિલકતની સંસ્થા સામાજિક વિકાસની અમુક કક્ષાએ અસ્તિત્વમાં આવી. સમાજમાં ઉત્પાદક બળોનો વિકાસ થતો ગયો તેમ મિલકતી સંબંધો ઘડાતા ગયા અને વર્ગ–વર્ગ વચ્ચેના સબંધો પણ બદલાતા ગયા. આજની મિલકતી રચના નાબૂદ કર્યા વિના સમાજનું કલ્યાણ સિદ્ધ ન થઈ શકે

" Periodically, the discrepancy between productive forces and the economic structure announces itself as a contradiction in the relations between men. In class societies, the contradiction takes the form of an irreconcilable antagonism between classes, and there is no way of rising above the antagonism or reconstructing society save by an act of destruction ; the destruction of the property system, which impedes the further development of the productive forces. " [ *Ends are Means*, p 102 ]

નીલા : આ વિચારસરણી અત્યંત ક્રાન્તિકારી ગણાય તેનો અમલ થતાં સમાજમાં ઉથલપાથલ થઈ જાય

નવીન : હા, થાય આ વિચારસરણીનું સત્ય સ્વીકારવા માટે હજારો વર્ષોથી ચાલી આવતી આપણી પ્રણાલિકાને અને જીવનમૂલ્યોને મોટા પ્રમાણમાં તિલાંજલિ આપવી પડશે આ તિલાંજલિથી આપણી પ્રતિષ્ઠા હણાશે એવો ભય પણ આપણને લાગશે. આ ભયમાંથી આપણે મુક્તિ મેળવવી પડશે જૂની સામાજિક પ્રણાલિકા ચાલુ રાખવાથી સાધનોની માલિકી ધરાવતા વર્ગને અત્યંત લાભ છે માલિકવર્ગ હંમેશાં સરકારને અને નેતાઓને પોતાના હાથમાં રાખવા દરેક ઉપાય અજમાવે છે. તેથી સરકારની પુરાણી નીતિનો સામનો કરવા લોકોએ કમર કસી પોતાની શક્તિ ખીલવવી પડશે મિલકત અને તેના વહીવટ સબંધે આપણા વિચારમાં અને મૂલ્યાંકનમાં પલટો કરવો પડશે આ પલટો જેટલી ત્વરાથી અને બુધ્ધિપૂર્વક આપણે સાધીશું તેટલા પ્રમાણમાં સમાજમાં પરિવર્તન આવશે અને સમય જતાં એવી સમાજરચના ઊભી થવા પામશે કે જેમાં " સમાજ વ્યક્તિ માટે અને વ્યક્તિ સમાજ માટે " એ મુદ્રાલેખ અગ્રસ્થાને આવશે

૨૧–૪–૧૯૫૯

# ઉચ્ચ શિક્ષણ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અથવા વિદ્યાસભાએ એક શતાબ્દી પૂરી કરી એ ગુજરાત માટે ગૌરવની બાબત છે. કદાચ આ પ્રકારની ગુજરાતમાં આ પહેલી જ જૂનામાં જૂની સંસ્થા છે. વિદ્યાસભાના પરિચયમાં હું અંગત રીતે ઘણો આવ્યો છું એમ ન કહેવાય. પણ ગુજરાતના જે મહાન સાક્ષરોએ એનાં મૂળ નાખ્યાં અને એનું સિંચન કરી એને ખંતપૂર્વક પોષી, તેમની દૂર સુધી પહોંચેલી જીવનસુવાસ, તેમનાં પ્રેરણાદાયી સાહિત્ય અને તેમની નિષ્ઠાભરી સાહિત્યસેવાએ મારા પર અનેક શુભ સંસ્કારો નાખ્યા છે, મારો સાહિત્યરસ વધાર્યો છે, અને જે જમાનામાં માતૃભાષાનું જ્ઞાન હાઈસ્કૂલો અને કૉલેજોમાં તો મળી જ શકતું નહીં, જેને રસ પડે તેણે ખાનગી વાચન અને અભ્યાસથી જ વધારવું પડતું તે જમાનામાં અને—નળ ગુજરાતની બહાર જીવન ગાળનારને—ગુજરાતી વાંચતો અને એ શુદ્ધ જ લખાવું જોઈએ એવો આગ્રહ રાખતો કરવામાં, આ વિદ્યાસભા સાથે જોડાયેલા અનેક વિદ્વાનોનો ઘણો મોટો ફાળો છે. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, કે શ્રી મહિપતરામ નીલકંઠ, શ્રી નવલરામ પંડિત, શ્રી રમણભાઈ, કે શ્રી વિદ્યાબહેનના યે અંગત સમાગમમાં આવવાનું મને ભાગ્ય સાંપડ્યું છે એમ ન કહેવાય. શ્રી રમણભાઈને મેં જોયા છે, સાંભળ્યા છે, એકાદ વાર એમની નજર તળે આવ્યો છું. શ્રી વિદ્યાબહેનને જોયાં છે એટલું જ. પણ એમના સૌના સાહિત્ય દ્વારા મારું ગુજરાત અને અર્વાચીન ગુજરાતી ભાષાનું જ્ઞાન અને ગુજરાતી તરીકે ઘડતર થયું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ જે સાહિત્ય પ્રગટ કર્યું છે, અને તેને પ્રગટ કરવા માટે જે પ્રકારની સુવ્યવસ્થા રચી રાખી છે, અને તેને સો વર્ષ સુધી સતત ચલાવી છે, તે વ્યવહારકુશળ અને ડાહ્યા ગણાતા ગુજરાત માટે યે એક સાધારણ વસ્તુ નથી. રાજકીય અને ધાર્મિક આગેવાનો કરતા સાહિત્યના આગેવાનોમાં અહમહમિકા અને સંસ્થાતોડુ સ્વભાવ ઓછો નથી હોતો. ગુજરાત વિદ્યાસભાને આ સ્વભાવે કદી કનડ્યા છે કે કેમ તે હું જાણતો નથી. પરંતુ, તે પોતાની શતાબ્દી ઊજવવા ભાગ્યશાળી થઈ છે, એ એટલું તો અચૂક દેખાડે છે કે વિઘ્નો ઓળંગીને જીવનનું ધારણ અને પોષણ કરવાની એની શક્તિ જોરદાર છે. એનું શ્રેય એના મૂળ સ્થાપકો અને દાતાઓનાં શુદ્ધ સંકલ્પ, શુદ્ધ ચારિત્ર્ય અને શુદ્ધ જીવનને જ આપવું જોઈએ. કવિ દલપતરામથી માંડીને શ્રી વિદ્યાબહેન સુધી સ્થિર ધર્મભાવના અને નીરોગી દીર્ઘાયુષ સાથે જીવનને સ-રસ રાખનારી તેમની સરળતા, ગંભીરતા તેમજ શુદ્ધ વિનોદી વૃત્તિએ વર્નાક્યુલર સોસાયટીને આવી કારકિર્દી આપવામાં અવશ્ય મોટો ભાગ ભજવ્યો હશે.

આ બધા માટે હું ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ભાવપૂર્વક મારી મુબારકબાદી આપું છું, અને આશા રાખું છું કે ભાવી પ્રજા ગુજરાતની આ સુંદર સંસ્થાને અખંડ, શુદ્ધ માર્ગે પ્રગતિશીલ અને પ્રાણવાન રાખશે, અને એની કીર્તિ વધારશે. મારો સંદેશ

પ્રત્યેનો આદર વ્યક્ત કરવા માટે મને જે આ તક આપી છે, તે માટે હું શ્રી વિદ્યાબહેનનો અંતઃકરણપૂર્વક આભાર માનું છુ

આ પ્રસંગ પર મને એક ભાષણ લખી મોકલવા શ્રી વિદ્યાબહેને ઇચ્છા દર્શાવી એમની ઇચ્છાને આજ્ઞારૂપ ન સમજવી એ મારે માટે કઠણુ થઇ પડ્યું પણુ મારે શું કહેવુ એ હુ ઠરાવી ન શકયો. 'હરિજન' પત્રોમાં મારે શુ કહેવુ એ જ મારો હાલમાં વિચારનો મુખ્ય વિષય હોવાથી, બીજે મારે લખવા–બોલવાનો પ્રસંગ આવે ત્યારે હુ મૂઝાઇ જાઉ છુ મે શ્રી વિદ્યાબહેનને જ વિનંતિ કરી કે એમની આજ્ઞાને એમણે પૂરી કરી વિષય પણ સૂચવવો એમણે બે વિષય સૂચવ્યા. યુનિવર્સિટીરચના અથવા યુનિવર્સિટી શિક્ષણનુ માધ્યમ મે એ આજ્ઞા માથે ચઢાવી, બન્નેને ભેગાં કરી 'ઉચ્ચ શિક્ષણ' વિષે કહેવાનુ વિચાર્યું છે

સભવ છે કે હુ જે કહીશ તેમાંનું ઘણુ કયાંક અને કયારેક આગળ કહી ગયો છું નવુ ભાગ્યે જ કાંઇ હોય અહી એને કાંઇક વ્યવસ્થિત કરીને મૂકી દઇશ એટલુ જ.

ઉચ્ચ શિક્ષણની બાબતમા મારા વિચારો આજે જે દિશામાં પ્રવાહો જાય છે તેથી જુદી દિશામાં વહે છે, એ મારે શરૂઆતમાં જ કહેવુ યોગ્ય થશે આ સદીના આરંભમાં શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલેએ દિલ્હીની ધારાસભામા ફરજિયાત પ્રાથમિક શિક્ષણનુ બિલ દાખલ કર્યું, ત્યારે હુ મેટ્રિક્યુલેશનમાં કે કોલેજમાં હતો તે વખતે પ્રાથમિક શિક્ષણને અંગે મારા વાંચવામા તે વખતના વિચારકો અને લેખકોનુ કેટલુક સાહિત્ય આવ્યું. અને ત્યારથી મારો રસ ઉચ્ચ શિક્ષણ કરતાં પ્રાથમિક શિક્ષણમાં વધતો ગયો હિંદુસ્તાનનો ઉકેલવા યોગ્ય કોયડો અને સારી રીતે ખીલવવા યોગ્ય પ્રવૃત્તિ પ્રાથમિક કેળવણી છે, ઉચ્ચ શિક્ષણ નથી એવી મારી શ્રદ્ધા અથવા વિચારસરણી લગભગ ૧૯૦૭ થી જ બંધાઈ હતી. ચાળીસ વર્ષ પછીયે મારી શ્રદ્ધા વિચારસરણી તત્ત્વત બદલાઈ નથી અલબત, એના વિશિષ્ટ સ્વરૂપ વિષેના ખ્યાલોમાં ઘણો સુધારોવધારો થયો છે

તે કાળે ગુજરાત જાણે છે તેમ હુ સ્વામિનારાયણુ સંપ્રદાયનો ચુસ્ત અનુયાયી હતો એ સંપ્રદાયની વિપુલ સાધનસંપત્તિ હુ જાણતો હતો. મારા મનની મહત્ત્વાકાંક્ષા હતી કે એ સંપ્રદાય મારફતે એક વિશાળ શિક્ષણસસ્થા સ્થપાય અને મારી કલ્પના મુજબની પ્રાથમિકથી માંડી ક્રમશઃ ઊચે ઊચે વધતી શિક્ષણની પ્રવૃત્તિ સર્વત્ર યોજાય એવુ થાય તો મારું જીવન હુ એવી સસ્થાને અર્પણ કરી દઉં

સ્વામિનારાયણુ સપ્રદાય પ્રત્યે મારી નિષ્ઠામાં—મારા પોતાના શ્રેયની ઇચ્છા ઉપરાંત આ આકાંક્ષાનો યે ભાગ હશે ગુજરાતી ભાષાનો તેમજ કેટલેક અંશે સસ્કૃતનો રસ લાગવામાં કોલેજના વિષયોમાં વિજ્ઞાન તેમજ અર્થશાસ્ત્ર પસદ કરવામાં પણ કારણભૂત હશે પણ તત્કાળ તો સંજોગો મને વકીલાતના ધધામાં ખેંચી ગયા, અને એ ઇચ્છા ગાંધીજીની રાષ્ટ્રીય ગુજરાતી શાળા વિષે સાંભળ્યુ ત્યાર સુધી મનમાં જ મનોરથો ઘડતી રહી.

વિચારો હતા, અનુભવ તો હતો નહી, કોઇને કદી ખાનગી ટ્યૂશન પણ આપ્યુ નહોતુ, એટલે માર્ગદર્શકની જરૂર હતી જ આથી, જ્યારે એક બાજૂથી સાર્વજનિક જીવ-

નમાં જોડાવાની મને કૌટુંબિક અનુકૂળતા ઉત્પન્ન થઈ અને બીજી બાજુથી ગાંધીજીએ રાષ્ટ્રીય ગુજરાતી શાળામાં જોડાવા સૂચના કરી, ત્યારે તેનો નિર્ણય કરતાં મને બહુ વખત લાગ્યો નહીં.

ગાંધીજીનો યે બધો ઝોક પ્રાથમિક કેળવણી પર જ હતો; અને એ બાબતમાં મેં જે ઝાંખા વિચારો ઘડી ગમ્યા હતા, તેની તેમની પાસે સુધારેલી, મૂર્તિમાન યોજના હતી એમાં સ્વામિનારાયણ સંપ્રદાય નહોતો, તે સિવાય મેં વિચારેલું તેથી ઘણું વધારે અને મને ગમે એવું બધું હતું

એ શાળાનું કામ કરતાં કરતાં ગુજરાત વિદ્યાપીઠનો જન્મ થયો. એનું ક્ષેત્ર ઉચ્ચ કેળવણીની મર્યાદામાં જ નહોતું પ્રાથમિકથી માંડી ઉચ્ચ કેળવણી સુધીના સર્વ શિક્ષણ-ક્ષેત્રની એણે કલ્પના ગણેલી હતી અને સંયોગવશાત્, એનો જન્મ અસહકારની રાજકીય ચળવળના એક અંગરૂપે થયો આથી પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ ત્રણે ક્ષેત્રો અને ત્રણે પ્રકારની સંસ્થાઓ તેની પાસે શરૂઆતથી જ આવી પડી પણ રાજકીય સંજોગોએ જે ભાગ એમાં ભજવ્યો, તેને પરિણામે તેના સંચાલનમાં મહાવિદ્યાલય અને વિનયમંદિરોનું મહત્ત્વ પ્રાથમિક શાળાઓ કરતાં વધી ગયું આ અનિવાર્ય હતું; પણ તેથી વિદ્યાપીઠ-પ્રવૃત્તિમાંથી મારો રસ મંદ પડી ગયો, અને રસ વિના મહામાત્રનું કામ ચલાવવા જતાં હું ઊલટો બીજા કાર્યકર્તાઓને અડચણરૂપ પણ બન્યો. ગુજરાતની સેવા કરવાની ઇચ્છાથી આવેલો પરદેશી જેવો હું, ગુજરાતના માર્ગમાં અડચણો ઊભી કરનારો થાઉં એ મને ખૂચ્યું, અને હું અંતર્મુખ થયો ખાનગીપણે મારો જીવનનો રસ પણ તે વખતે વધારે ને વધારે આધ્યાત્મિક ચિંતન તરફ વધતો હતો, તેથી થોડા મહિનામાં જ હું ગાંધીજીની પરવાનગી લઈ વિદ્યાપીઠમાંથી ખસી ગયો, અને દોઢ-બે વર્ષ નિવૃત્ત રહ્યો પછી સરદારની ઇચ્છાને માન આપી પાછું મારે મહામાત્ર-પદ સ્વીકારવું પડ્યું ખરું, અને ૨-૩ વર્ષ મેં તે નિભાવ્યું, પણ તે વખતે હું ઘણી રીતે બદલાયેલો માલૂમ હતો. અને વાતાવરણ તથા પરિસ્થિતિ પણ બદલાયેલાં હતાં. તે વખતે શિક્ષણ સંબંધી મારા વિચારો વધારે પાકા થયેલા હોવા છતાં મારા દુરાગ્રહો જેવા લાગતા આગ્રહો મટી ગયા હતા, અને હું લડકણો અને હઠીલો મનાતો મટી સાથીઓને ગમી શકું એવો બની શક્યો હતો.

પણ દિવસે દિવસે રાજકીય વાતાવરણ બદલાતું જતું હતું, અસહયોગનો જુવાળ ઓસરતો જતો હતો, અને ઉચ્ચ શિક્ષણ તથા વિનય મંદિરો પાછળ ખૂબ શ્રમ અને ધન ખરચ્યાં છતાં એ સંસ્થાઓ સંકેલાતી કે છૂટી થતી જતી હતી. એ કોઈ રીતે અટકાવી શકાય એમ નહોતું જ ઊલટું, રાજકીય દૃષ્ટિએ દાખલ થયેલા આચાર્યો અને અધ્યાપકો રાજકીય આંદોલનોનું સ્વરૂપ બદલાતાં જાણે જ તેમાં ખેંચાઈ ગયા, અને વિદ્યાપીઠ ક્ષીણ-પ્રાય થયું મુંબઈ યુનિવર્સિટીના અને હાઈસ્કૂલોના હરીફ રૂપે ઉત્પન્ન થયેલાં મહાવિદ્યાલય અને વિનય મંદિરો સંકેલાઈ ગયાં, અને તેટલા જ ક્ષેત્રને રાષ્ટ્રીય શિક્ષણ સમજનારું રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય બંધ પડ્યું.

મારુ પ્રથમથી જ માનવુ હતુ કે મુબઈ યુનિવર્સિટીની કે હાઇસ્કૂલોની બિન–સરકારી હરીફ સસ્થાઓ ચલાવવી એ રાષ્ટ્રીય શિક્ષણનું ખરુ કામ કે ક્ષેત્ર નથી જ. મારી કલ્પનાની ગુજરાત વિદ્યાપીઠે કાંઇ કરવા જેવુ હોય તો તે નવી જ ઢબે સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રમાં હતું અને છે

છતાં, જેટલો કાળ ગૂજરાત વિદ્યાપીઠે વિનય મદિર અને મહાવિદ્યાલયના ક્ષેત્રમાં કામ કર્યું, તેટલા વખતમાં તેણે શિક્ષણના તે ક્ષેત્રમાં યે કેળવણીની દૃષ્ટિએ ઘણો સારો ફાળો આપ્યો, અને કેટલાક સિદ્ધાન્તોને સર્વમાન્ય કરાવવામા સફળ થયું. દા ત,—

(૧) અમે તેનુ ઉચ્ચ શિક્ષણ ગુજરાતી દ્વારા આપવામાં કોઇ ભારે મુશ્કેલીઓ નથી, એ એણે જેટલા વિષયોમાં માથુ માર્યું તેમાં દેખાડયુ અલબત, સર્વે વિષયોમાં તે એમ ન કરી શકયુ, કારણ કે કેટલાક વિષયોના અધ્યાપકો જ ગુજરાતી ન હોવાથી તેમને માટે એ અશકય હતુ પણ ગુજરાતી અધ્યાપકોએ તો ગુજરાતીમાં ઉચ્ચ શિક્ષણ કેમ આપી શકાય એ ભય છોડયો તેમને પાઠયપુસ્તકોની કે પરિભાષાની ઊણપ લાગી, પણ તેને અભાવે ગાડું અટકી પડે એમ ન અનુભવ્યું. શીખવતાં શીખવતાં તેમણે કેટલાક પુસ્તકો લખ્યા અને પરિભાષા પણ રચી. શીખવવાના અનુભવ સાથે થયેલા હોવાથી, એ પુસ્તકો કોઈ એકાદ અગ્રેજી પાઠયપુસ્તકના તરજૂમા ન થયા, પણ તેમનો આધાર હોય છતાં સ્વતંત્ર રચનાઓ થઇ પરિભાષા પણ કલ્પિત ન થઇ, પણ વિદ્યાર્થીઓની જીભ પર ચઢી જાય એવી અને ગુજરાતી ભાષાને બધબેસતી અને ઉપયોગ કરતાં કરતા પેદા થઇ

વિદ્યાપીઠની પ્રવૃત્તિ બહુ મદ પડી ગયેલી હોવા છતાં, તેણે પ્રચલિત કરેલા ઘણા શબ્દો સમગ્ર ગુજરાતે અપનાવ્યા છે અને જીવતા રાખ્યા છે. પહેલાં પાઠયપુસ્તકો રચાય, પારિભાષિક શબ્દો નક્કી થાય, પછી સ્વભાષા દ્વારા શિક્ષણ આપી શકાય એ માન્યતા મને મદ પુરુષાર્થ, આળસ કે વહેમની નિશાની લાગે છે જે શિક્ષક ઘેરથી પાઠય–પુસ્તકમાંથી પાઠ ગોખી લાવી, વર્ગમાં તે ઓકી કાઢતા હોય, તેને જ સ્વભાષાનાં પાઠયપુસ્તક અને તૈયાર પરિભાષાનો અભાવ અડચણરૂપ લાગે અગ્રેજી આવડતું હોય, તે ભાષાનાં પાઠય–પુસ્તક પોતા પાસે હોય, વિષયનું જ્ઞાન હોય, તેને જો તુરત પરિભાષા ન સૂઝે તો પરિભાષા પૂરતો અગ્રેજી શબ્દનો ઉપયોગ કરી લે, પણ પોતાની ભાષામાં વિષય સમજાવવાનો આત્મવિશ્વાસ તો તેનામાં હોવો જોઈએ, અને જરા અજમાવી જુએ તો તે બેચાર પ્રયત્નમાં આવી જાય એથી પોતાની શીખવવાની અને વિદ્યાર્થીઓની ઝીલવાની શક્તિ પણ વધેલી જુએ. પરિભાષાની રચનામાં તો વિદ્યાર્થીઓ પણ મદદ કરી શકે બીજા અધ્યાપકો તો હોય જ. એક જ વિષય શીખવનાર જુદાં જુદા મહાવિદ્યાલયોમાં કોઇકવાર જુદા જુદા પારિભાષિક શબ્દો રચાય એવુ બને તો પરસ્પર પત્રવ્યવહાર કે તે અગે ચાલતાં માસિક દ્વારા સુધરી શકે. વિદ્યાપીઠ એ બધા ભેગાં કરવાનું અને પસદગીનુ કામ પણ કરી શકે. ટૂકામાં, પાઠયપુસ્તક તથા પરિભાષાની યોજના પહેલી અને શિક્ષણનુ વાહન બદલવાનો વિચાર તે પછી, એને ઊલટો ક્રમ ન કહો તો યે તે અનાવશ્યક શરત છે.

(૨) ગુજરાત વિદ્યાપીઠની પ્રવૃત્તિએ ગુજરાતની બીજી સેવા કરી હોય તો તે ગુજરાતી ભાષાનું ગૌરવ વધારવાની કરી છે. અગ્રેજના જેવુ જ અગ્રેજી બોલતાં ને લખતાં આવડે એ આપણા ભણેલાઓનો મોહ અને સારુ આવડતુ હોય તેને તેનું ગુમાન, પણ જેને તેને ચાર વાકયો પણ શુદ્ધ ગુજરાતીમાં લખતાં ન આવડે તેનું ભાન પણ નહીં, શરમ પણ નહીં,

એ આપણી સ્થિતિ હતી. Seen નો ઉચ્ચાર કે જેકણી sin જેવો કરે, law નો ઉચ્ચાર lo જેવો કરે, અથવા I had went બોલી દેવાય તો ભોંયમાં પેસી જવું પડે એટલી એની હાંસી કરનારા, 'શિક્ષા' ને 'શીક્ષા' નો, કે 'સીમંત' ને 'શ્રીમંત' નો ભેદ ન સમજે, 'સ્થિત' (અટકાવેલું) ને બદલે 'સ્થગિત' (છુપાવી રાખેલું) નો ઉપયોગ કરે તેનો તેમને ખ્યાલ પણ ન હોય, શરમ પણ ન હોય આ સ્થિતિમાં ફેરફાર પાડવામાં ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકોની વધારે શુદ્ધ ભાષાએ, હું માનું છું કે, સારો ફાળો આપ્યો છે. તેને લીધે પોતાની માતૃભાષા શુદ્ધ નથી એ પોતાની ઊણપ છે એ ભાન પેદા થયું.

યુનિવર્સિટીની પરીક્ષાઓ વગેરેની રીતો બાબતમાં યે ગુજરાત વિદ્યાપીઠના દાખલાથી કેટલાક સુધારા થયા.

છતાં મુંબઇ યુનિવર્સિટીની હરીફાઈની એક બીજી બિન-સરકારી યુનિવર્સિટી યોજવી એ રાષ્ટ્રીય શિક્ષણનું મુખ્ય કામ છે એવું મારે મન હજી ઠસી શક્યું નથી. મુંબઇ યુનિવર્સિટી એ આમજનતાને ઉપયોગી શિક્ષણસંસ્થા નથી. એ થોડા ખાસ પ્રકૃતિ આવડન વગેરેના માણસો માટે અને થોડાંક ચૂંટેલાં ક્ષેત્રોમાં ઉપયોગી થવા માટેનું શિક્ષણ આપે છે. આમજનતાને ઉપયોગી થાય એવું બાળવર્ગથી માંડીને ઉચ્ચ કક્ષા સુધીનું શિક્ષણ આપનારી કોઇ સંસ્થા ન હોવાને લીધે, અને યુનિવર્સિટી શિક્ષણની બહુ પ્રતિષ્ઠા અને એક કાળે મોટી કિંમત હોવાને લીધે એ તરફ જરૂર કરતાં વધારે તરુણો તણાયા અને હજુ યે તણાતા જાય છે. પરિણામે, એક બાજૂથી સ્કૂલો અને કૉલેજો વધતી જાય છે, છતાં જેટલા વિદ્યાર્થીઓ તેનો લાભ લેવા મથે છે અને પરીક્ષાઓના પરિણામ અનુસાર લાયક ઠરાવવામાં આવે છે તેમને માટે તે પૂરી પડતી નથી અને બીજી બાજૂથી, સ્કૂલો અને કૉલેજોનું શિક્ષણ સંતોષકારક નથી અને તે બેકારોની જ સંખ્યા વધારે છે, એવી બૂમો સતત ચાલ્યા જ કરે છે. એક બીજી પણ નવાઇ જેવી વાત એ છે કે જેટલા વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસે છે તેમાંથી કોઇ પરીક્ષામાં ૧૮–૨૦ ટકા જેટલા જ પાસ થાય છે, કોઇમાં ૩૦–૩૫ ટકા, અને કોઇમાં ૫૦ થી ૬૦ ટકા. ૫૦ થી ૬૦ ટકા પરિણામ આવે ત્યારે તે સંતોષકારક પરિણામ છે એમ આપણે માનીએ છીએ; ૩૦ થી ૩૫ ટકા હોય તો જરા અસંતોષ બતાવીએ છીએ, એથી ઓછું આવે ત્યારે ફરિયાદ કરીએ છીએ. ૫૦ થી ૬૦ ટકા પરિણામથી સંતોષ થાય છે એ બતાવે છે કે આપણે પણ એમજ અપેક્ષા રાખીએ છીએ કે વિદ્યાર્થીઓનો અર્ધાથી વધારે ભાગ કાં તો યુનિવર્સિટી-શિક્ષણ માટે લાયક નથી અથવા એ શિક્ષણ એ વિદ્યાર્થીઓ માટે યોગ્ય નથી. એટલે અર્ધા કે તેથી મોટા ભાગના વિદ્યાર્થીઓ કે તેમને માટે ખર્ચાતાં ધન, શ્રમ અને સમયનો દુરુપયોગ થાય છે. આટલો બધો અપવ્યય થવા છતાં આપણે એ પરિણામને સંતોષકારક માનીએ છીએ, તે આપણું સંતોષ પકડવાનું ધોરણ કેટલું અલ્પ છે તે બતાવે છે. ખરું જોતાં જો વિદ્યાર્થીઓને યોગ્ય પ્રકારનું શિક્ષણ મળતું હોય, અને પોતાને માટે જે યોગ્ય હોય તે જ પ્રકારનું તે શિક્ષણ લેતા હોય તો લગભગ સો એ સો ટકા નહીં તોયે ૯૦–૯૫ ટકા વિદ્યાર્થીઓ કેમ પાસ ન થવા જોઇએ ! ૫–૧૦ માટે એમ માની લેવાય કે કોઇક સંજોગવશાત્ તેઓ કોઇક પરીક્ષામાં નિષ્ફળ નીવડે. કોઇ સ્વિમિંગ બાથમાં સો માણસો તરવા શીખવા માટે દાખલ થાય, તેમને દાખલ કરવામાં આવે, જેટલો અભ્યાસક્રમ હોય

તેટલો બધો કરાવવામાં આવે, અને પછી પરીક્ષા લો ત્યારે ૪૦ ટકાને તરતાં આવડ્યું નથી એમ જે પરિણામ આવે તો તેનો અર્થ શો ? કાં તો ૪૦ ટકા દાખલ થવા છતાં તરવા જતા નહોતા, અથવા તેમને કોઇએ તરતાં શીખવ્યું નહીં, એવો અર્થ થાય એમ હુ માનું છુ એમને પરીક્ષામાં બેસવા દીધા તે પરથી એ તરતાં શીખવા જતા નહોતા એમ ન કહેવાય. બરાબર હાજરી આપી ન હોત તો બેસવાની મંજૂરી જ ન મળત. ત્યારે બીજો જ અર્થ કરવો પડે કે ત્યાં જેટલા વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે તેટલા બધાને શીખવવાની બરાબર વ્યવસ્થા નથી તેમ જે સંસ્થાઓમાંથી ૪૦–૫૦ ટકા વિદ્યાર્થીઓ દર વર્ષે નાપાસ ખાતે જ નીકળતા હોય, તે સંસ્થાઓમાં શીખવવાની વ્યવસ્થા બરાબર નથી એ સિવાય બીજું શું કહેવાય ?

આનું કારણ પણ છે. આપણી શિક્ષણની પદ્ધતિ જ યાંત્રિક છે. "પ્રાજ્ઞ અને જડને સરખી રીતે ગુરુ વિદ્યા આપે છે" એ પ્રાચીન પ્રણાલિકાને આપણી શિક્ષણ–સંસ્થાઓ અનુસરે છે. એટલે કે ગુરુ ગ્રામોફોનની રેકર્ડ થઇને બેસે છે, અને વિદ્યાર્થીઓ તે રેકર્ડ સાંભળીને પોતાને ઘટે તેવો અને તેટલો બોધ લે છે અથવા નથીયે લેતા રેકર્ડ વાગે છે ત્યારે સાંભળનારા તેને સાંભળે કે નહીં, અથવા કેટલી સાંભળે છે તે જાણવાની ગ્રામોફોનને કલ્પના નથી હોતી એ તો ચાવી ગઇ માટે વાગ્યે જાય છે કૉલેજના અધ્યાપકનું પણ શું એમ જ છે ? સાવ એમ તો નહીં છતાં એટલું તો નક્કી કે શિક્ષણસંસ્થાઓમાં ઘણા ઓછા અધ્યાપકોનું ગુરુપણું હોય છે, તેમની અને વિદ્યાર્થીઓ વચ્ચે ગુરુશિષ્યભાવ જ નથી બંધાતો જે એકાદ લાયક અધ્યાપક સાથે બેચાર વિદ્યાર્થીઓને દર વર્ષે બંધાય છે, તેટલા જ સાચો લાભ ઉઠાવે છે બાકી એ પોતાને ગ્રામોફોનની જેમ વગાડી જાય. તેમાંથી પોતાને રુચે તેટલું લઇને અધ્યાપક પોતાને માર્ગે અને વિદ્યાર્થીઓ પોતાના શોખોને માર્ગે જાય છે !

વિદ્યાર્થીઓના સાચા ગુરુઓ કોણ હોય છે, તે બાલમંદિરથી માંડીને યુનિવર્સિટી સુધીની સંસ્થાઓના વિદ્યાર્થીઓના જલસાઓમાં બરાબર દેખાઇ આવે છે, તથા રોજના તેમના હરવાફરવા, શરીરશણગારવા વગેરેમાં દેખાઇ આવે છે સિનેમાની નટનટીઓ, નૃત્યકારો, ગાયકો, વાર્તાલેખકો એ વિદ્યાર્થી–સમાજના હૃદયમાં ઊતરેલા ગુરુઓ છે. એમની સાચી યુનિવર્સિટીઓ થિયેટરોમાં છે તેને જોઇ તેઓ પોતાની અભિલાષાઓ ઘડે છે, શોખો ઘડે છે, એટલે કે ચારિત્ર્ય ઘડે છે સ્કૂલો કે કૉલેજો તેમને કેવળ 'ક્લાસીસ' કે વર્ગો છે, એટલે કે જેમ કેટલાક નામાના ક્લાસમાં જાય છે, કેટલાક શૉર્ટહેન્ડ ક્લાસમાં જાય છે, કોઇ શીવણકામના ક્લાસમાં જાય છે, તેમ વિદ્યાર્થીઓનો એક મોટો સમૂહ સ્કૂલો અને કૉલેજના ક્લાસમાં જાય છે ઉદ્દેશ એટલો જ કે કમાણીનું કાંઇક સાધન પ્રાપ્ત કરવું પણ નામાના શૉર્ટહેન્ડના કે દરજીના ક્લાસમાં ગયો હોય, ત્યાંનું પ્રમાણપત્ર મેળવ્યું હોય, પણ જો તે હિસાબ લખી ન બતાવી શકે, શૉર્ટહેન્ડમાં કાગળ લખી ન શકે, કે ડગલો શીવી ન આપી શકે તો તેના પ્રમાણપત્રની કાંઇ કિંમત નહીં રહે, કામ જોઇને જ તેની કિંમત થાય પણ સ્કૂલો અને કૉલેજોના પ્રમાણપત્રને આપણે પહેલાંથી પ્રતિષ્ઠા માની રાખી છે. આથી ભ્રમ વધે છે, અને ત્યાંથી કશું પૂરું શીખ્યા વિના યે એનું પ્રમાણપત્ર મેળવવા માટે વિદ્યાર્થીઓ તલપાપડ થાય છે.

અને પછી શિક્ષણની એક ઊલટી વ્યવસ્થા નિર્માણ થઇ છે ઉચ્ચ શિક્ષણ યોજતી વખતે વિદ્વાન અધ્યાપકોનો આદર્શ જવાહરલાલ નહેરુ, રાધાકૃષ્ણન્, ચન્દ્રશેખર વ્યંકટ રામન્ હોય છે કુશાગ્ર બુદ્ધિના વિદ્યાર્થી ૨૦ કે ૨૨ વર્ષની વયમાં જેટલું શીખી શકે તેટલું બધા જ શીખી શકે એમ માનીને વીસમે વર્ષે તો બી એ સુધીમાં તેમણે જેટલા વિષયો સારી રીતે ગ્રહણ કરી લીધા તેટલા બધા વિષયો બધાને શીખવવા અને આવડવા જ જોઇએ એમ માની બી. એ નું ધોરણ બાંધવામાં આવે છે. પછી એટલું ચાર વર્ષમાં શીખવવું જોઇએ. તે પરથી ચાર વર્ષમાં શીખવા માટે એણે કેટલા તૈયાર થઇને આવવું જોઇએ તે ઠરાવવામાં આવે છે. તે મૅટ્રિકનો અભ્યાસક્રમ બને છે અને તે ૧૬ વર્ષમાં પૂરો થવો જોઇએ એમ માનીને ૬થી ૧૬ વર્ષ સુધીમાં તેની કેળવણી થાય છે આમ ઊંચામાં ઊંચું ધોરણ અને હોશિયાર વિદ્યાર્થીની ઉંમર ઠરાવી, તેના નીચેના ભાગ પાડીએ છીએ અને પરિણામે શિક્ષણનો વિકાસ વૃક્ષની જેમ બીજમાંથી ઊંચો નથી થતો પણ વિદ્યાઓ જેમજેમ ઉપર વધતી જાય છે અને વિકસતી જાય છે તેમ તેમ તેની નીચે વહેંચણી કરવાની યોજના બદલાતી જાય છે અને તે પ્રાથમિક માધ્યમિક વગેરે કેળવણી બને છે. એ ઉપયોગી થાય છે મુઠ્ઠીભર માણસોને, એનો સદુપયોગ તેથી યે ઓછા કરે છે, પણ તે જાણે બધા માટે જ હોય તેમ તેની વહેંચણી કરવાનો પ્રયત્ન થાય છે!

રાષ્ટ્રીય શિક્ષણના નામથી શિક્ષણનું જે સ્વરૂપ આશ્રમમાં ગાંધીજી તથા તેમના સાથીઓ યોજવા મથ્યા, તે આથી જુદા પ્રકારનું છે એનું ધ્યેય એ-નથી કે સોમાંથી બેચાર ઘણા કુશળ વિદ્યાર્થીઓને શોધી કાઢવા અને તેમને પારંગત કે 'રેકર્ડ બ્રેકર્સ' બનાવવા, પણ જેમાંથી કોઇને બાતલ રાખી ન શકાય અને જે સૌને જરૂરી લાયકાત આવે જ આપે એવી કેળવણી છે એક બીજા દૃષ્ટાંતથી આ સમજાવું વ્યાયામ-શાળાના બે પ્રકારનાં ધ્યેય હોઇ શકે: એકનું એ હોઇ શકે કે ઘણા વિદ્યાર્થીઓમાંથી એકાદ બે નામના કાઢે એવા બેચાર પહેલવાન નિર્માણ કરવા, જે તરવામાં કે દોડવામાં કે કૂદવામાં કે કોઇક બીજી શારીરિક શક્તિમાં દુનિયાના પહેલા ૨-૪માં આવે: અને ચાંદો તથા ઇનામો મેળવી શકે એવા વિદ્યાર્થીની દૃષ્ટિએ તે બધા વિદ્યાર્થીઓ માટે કસરતોના ક્રમ યોજે. એવા વિદ્યાર્થીઓ તો ક્વચિત જ થાય પણ તેમની પાછળ બધી મહેનત ખર્ચે બીજાઓ એને પહોંચી વળી શકે નહીં, અને કેટલા હેરાન પણ થાય, કે તેમની બેપરવાઇ થાય યુનિવર્સિટી-કેળવણીની આ સ્થિતિ થઇ છે બીજી વ્યાયામ-શાળા 'રેકર્ડ બ્રેકર્સ' નિર્માણ કરવાનું ધ્યેય જ ન ગણે એવા વિદ્યાર્થીઓ પોતાનું સ્થાન શોધી લેશે એકાદ જન્માંતર અનુકૂળતા ન મળવાથી દટાયેલું રહ્યું તો યે તેને પોતાની ખાસ ચિંતાનો વિષય ન ગણે એનું ધ્યેય હોય કે કોઇ પણ સાંગોપાંગ અવયવોવાળો માણસ શરીરની અમુક લાયકાતથી ઓછો ન જ ગણે અમુક વજન કામ કરવાની, અમુક માઇલ અમુક ઝડપે ચાલવાની, દોડવાની, ભાર ઊંચકવાની શક્તિ દરેકમાં હોય જ, અમુક હદ સુધીનું ખડતલપણું બધામાં આવે જ, સ્નાયુઓનો અમુક રીતે વિકાસ થયો હોવો જ જોઇએ જેને મથાળે પહોંચવું જ જોઇએ એવાં ધોરણો ઠરાવી, તે રીતે તેઓ પોતાની વ્યાયામ-શાળા યોજે એમાં જે શિક્ષણ લેવાને યોગ્ય હોય તે નાપાસ તો થવો જ ન જોઇએ, તેને વટાવીને જનાર ભલે કેટલાક હોય.

આ રીતે દુનિયાના મોટા ભાગના માણસોને શરીરશ્રમ અને મહેનત મજૂરી તથા ઉત્પાદક ધંધાઓ જ કરવાના રહેશે કારકુનો, શિક્ષકો, વકીલો, દાક્તરો, ઇજનેરો, મુત્સદ્દીઓ, મોટા અમલદારો, મંત્રીઓ, નેતાઓ વગેરેની સંખ્યા તો બધાએ મળીને હજાર બે ત્રણની થાય આપણા દેશમાં તો બહુ મોટા ભાગને ખેતી તથા ગ્રામજીવન અને તેની મહેનત મજૂરી સુઘડ રીતે કે અણઘડ રીતે કરવાની રહેશે એ છતાં જાણે બધાને જ નેતા થવાનું હોય, બધાને જ ધારાસભામાં જવાનું હોય, બધા જ જગદીશચંદ્ર અને રવીન્દ્રનાથ બનવાના હોય એ રીતે આપણે શિક્ષણનો વિચાર કરીએ છીએ, એવો આદર્શ રજૂ કરીએ છીએ, અને એની પાછળ બધાને ગાંડા કરવાનો પ્રયત્ન કરીએ છીએ. શિક્ષણનો આ મનોરથ બહુજનસમાજ માટે નિરુપયોગી છે અને ઘાતક છે શિક્ષણની યોજના એવી રીતે જ વિચારવી જોઈએ કે પહેલાં તો સમગ્ર સમાજને જે પ્રવૃત્તિઓ જીવનભર કરવાની છે તેને સારામાં સારી રીતે, શાસ્ત્રીય ઢબે, કરવાની તાલીમ આપે, એનાં શરીર, મન, બુદ્ધિ, ચારિત્ર્ય વગેરે તેને માટે અનુકૂળ કરે, તેમાં તેના આનંદો નિર્માણ કરે, અને તેની કુશળતા નિર્માણ કરે એને સારી રીતે ગ્રામવાસી, નગરવાસી, કુટુંબી, અને સમાજની વ્યક્તિ તરીકે જીવતાં આવડે એનામાં સ્વાવલંબન અને આત્મવિશ્વાસ પેદા થાય એ નેતા ન બને પણ સ્વાભિમાની તો બને જ; એ ધનપતિ ન બને, પણ સ્વાશ્રયી બનવાની તો હિંમત રાખે જ એ રામમૂર્તિ ન બને પણ હાથપગે પાંગળો તો ન જ રહે બધાને માટે આ યોજના બાદ અને એને સોળેક વર્ષ સુધીની ઉંમરમાં સ્વાશ્રયી થઈ શકે એટલી લાયકાત આપ્યા બાદ, જેને હોંશ છે, સગવડ છે, બુદ્ધિ છે, તેને આગળ વધવાની યોજના કરે તેને તેણે પસંદ કરેલા ઉદ્યોગનું, ઔદ્યોગિક વિજ્ઞાનનું કે બૌદ્ધિક શિક્ષણ આપે. તેવી સંસ્થાઓનો લાભ લેવા માટે જે પ્રારંભિક જ્ઞાન જોઈએ, તેને માટેની તે મુજબ તૈયારી અને પછી તેનું સંપૂર્ણ શિક્ષણ એણે કેટલા સમયમાં પૂરું કરવું જોઈએ તેનો પ્રશ્ન જ ન હોય એ ત્રીસ વર્ષ સુધીમાં નિષ્ણાત થાય તોયે ફરક ન હોય, વચ્ચેની કોઈ અમુક હદે બસ કરવું હોય તોયે કરી શકે, કારણકે તે પછીના શિક્ષણ દરમ્યાન એ સ્વાશ્રયી તો થયો હોય જ.

'પાયાની કેળવણી' કે 'વર્ધા યોજના'ને નામે પ્રખ્યાત થયેલા શિક્ષણનું આ ધ્યેય છે 'પાયાની કેળવણી'ની યોજનામાં જેટલા સ્પષ્ટ રીતે તેના મુદ્દાઓ દર્શાવ્યા છે, તેટલા સ્પષ્ટ રૂપમાં સાબરમતીની રાષ્ટ્રીય શાળા ચલાવતી વખતે કદાચ અમને તે નહીં દેખાયા હોય, પણ બીજરૂપે અમારા મનમાં આવા જ મનોરથો હતા એમાં મુંબઈ યુનિવર્સિટી જેવી સંસ્થાના શિક્ષણનો નિષેધ નથી, પણ તેના મૂલ્યને મર્યાદિત કરે છે એનો ઉપયોગ અલ્પ સંખ્યા માટે છે, બહુજન માટે નથી. પણ એને જે રીતે પ્રતિષ્ઠા મળી છે, તેથી એ જેને માટે તે યોગ્ય નથી તેમને યે પહોંચવા અને પામવા જેવી વસ્તુ લાગે છે, અને તેથી વિદ્યાર્થીઓના બહુ મોટા ભાગના શક્તિ, સમય અને પૈસાનો અપવ્યય થાય છે જગ્યા કરતાં સોગણા ઉમેદવારો થાય છે, અને અસંતોષ વધે છે છતાં ઘણું જાણવા જેવું સામાન્ય જ્ઞાન પણ તેમને મળતું નથી જે મળે છે તેમાંનું ઘણું ક્યારેય કામ આવતું નથી, કેટલુંયે પરીક્ષાને બીજે જ દિવસે તે ભૂલી જાય છે, અને મોટો ભાગ ભણીને પરવારી જ જાય છે, યાવજ્જીવન વિદ્યાર્થી રહેવાની હોંશ જ ધરાવતો નથી! જેની પાછળ ખૂબ જ સમય ગાળવામાં આવે છે, એ અંગ્રેજી જ્ઞાન પણ તેનું બેઆની જ રહેતું હોય છે, અને

સ્વભાષાનું જ્ઞાન જેણે તે વિષય જ ખાસ પસંદ કર્યો ન હોય તે સિવાય બીજાને નહીં જેવું જ મળે છે

છતાં, યુનિવર્સિટી–શિક્ષણની તેના મર્યાદિત ક્ષેત્રમાં ઉપયોગિતા છે. અને, તેથી, તેને અંગે ચર્ચાતા પ્રશ્નો પર બેચાર વિચારો રજૂ કરું છું.

આજના શિક્ષણકારો ઉચ્ચ શિક્ષણ વિષે ત્રણ જુદા આદર્શોની કલ્પના કરતા જોવામાં આવે છે. એકનો આદર્શ છે 'ઑક્સફર્ડ, કેમ્બ્રિજ' જેવાં અથવા 'નાલંદા, તક્ષશિલા' જેવાં છાત્રાલય–વિદ્યાપીઠનો ઑક્સફર્ડ–કેમ્બ્રિજ તથા નાલંદ–તક્ષશિલાના આદર્શોમાં પ્રાચીન-અર્વાચીનપણાનો ભેદ હશે ખરો, પણ બન્નેનું સ્વરૂપ છાત્રાલય–વિદ્યાપીઠનું છે. એ આદર્શ માનનારાનો આગ્રહ છે કે હવે જે કોઈ નવી યુનિવર્સિટી સ્થાપવામાં આવે તે છાત્રાલય–વિદ્યાપીઠ જ હોવું જોઈએ. આગળ ઉપર હું આવી યુનિવર્સિટી માટે 'વિશ્વવિદ્યાલય' શબ્દ વાપરીશ.

બીજો આદર્શ પ્રાન્તવ્યાપી સંસ્થાઓને માન્યતા આપી તથા પરીક્ષાઓ લઈ પ્રમાણ-પત્ર આપનારાં હિંદુસ્તાનની આધુનિક યુનિવર્સિટીઓ જેવા મંડળનો છે. એમાં છાત્રા-લયને મહત્ત્વ નથી, તેમજ કોઈ એક સ્થાન માટે નથી એ વ્યાપક વિદ્યાપીઠ છે; તેને માટે મેં આગળ પર 'જ્ઞાનપીઠ' શબ્દ સૂચવ્યો છે

ત્રીજો આદર્શ ગુરુકુળ વિદ્યાપીઠનો છે એ નાલંદા–તક્ષશિલા કરતાં કાંઈક જુદી કલ્પના છે. સાંદીપનિ પાસે કૃષ્ણ–બળદેવના જીવનનું જે વર્ણન આવે છે, 'અભિજ્ઞાન શાકુંતલ'માં કણ્વના આશ્રમ પરથી જે કલ્પના થાય છે, છાંદોગ્યોપનિષદમાં ઉદ્દાલક વગેરેનાં ગુરુગૃહોની જે કલ્પના થાય છે, તેના પર રચાયેલો એ આદર્શ છે એનો વિશાળ સ્વરૂપમાં અનેક વિદ્વાનોનું મંડળ જેની આસપાસ છે તેના રવીન્દ્રનાથ ટાગોર જેવા કોઈક પ્રતાપી કુળપતિ પાસે વિદ્યાર્થી બાળકાળથી ૨૦–૨૫ વર્ષનો થાય ત્યાંસુધી રહે, આશ્રમના સંચાલન અંગેનાં બધાં જ નાનાં–મોટાં કામો કરે, ગુરુજનોની અંગત પરિચર્યા કરે, અને વિદ્વાનોમાંથી કોઈ એકને વિશેષ વળગીને રહે; તે અધ્યાપક જે શીખવે તે શીખે, વિદ્યાના સંશોધનને લગતું તે જે કાંઈ કામ કરતો હોય તેમાં તેને મદદ કરે. તેમાંથી જ તેનું પોતાનું પણ શિક્ષણ થતું જાય, અને જ્યારે તે અધ્યાપકને લાગે કે એની બુદ્ધિ વગેરેના પ્રમાણમાં એ વિદ્યાર્થી જેટલું શીખી શકે તેટલું એણે શીખી લીધું છે, એટલે તે એને પ્રમાણપત્ર આપે અને તે સ્નાતક થયો ગણાય રવીન્દ્રનાથ ટાગોર જેવા મોટા મંડળવર્તી કુલપતિ ન હોય, પણ એકાદ સ્વતંત્ર વિદ્વાન હોય, તેનો અન્તેવાસી પણ આ રીતે સ્નાતક થાય. દા. ત. કાકા-સાહેબ, કે પં. સુખલાલજી, કે ધર્માનંદજી કોસંબી જેવાના હાથ નીચે રહી તેમનાં કામોમાં મદદ કરી અને તેમાંથી પોતે પણ શીખી તૈયાર થયેલા વિદ્વાનો આવા પ્રકારના સ્નાતકો કહી શકાય. એ સ્નાતકો અમુક વિદ્યાલયના સ્નાતક તરીકે ન ઓળખાય, પણ અમુક ગુરુના સ્નાતક તરીકે ઓળખાય.

હિંદુ ત્રિવર્ણોમાં ગોત્ર–શાખા–પ્રવર વગેરેનાં જે નામો ચાલી આવે છે, તે કદાચ આવી ગુરુપરંપરાનાં સૂચક છે. એક ગોત્રના માણસો કોઈ એક પૂર્વજના વંશજો જ હોય એવું ખાતરીથી ન કહેવાય દા. ત કૌશિક ગોત્રવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય સમય

હિંદુસ્તાનમાં છે તે સર્વનો કોઈ એક જ પૂર્વજ હશે એમ કહેવુ મુશ્કેલ છે પણ તે સૌના કોઈ ને કોઈ પૂર્વજો કોઈક કૌશિક ઋષિના ગુરુકુળના શિષ્યો–પ્રશિષ્યો થયા હશે, અને તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા હશે એ સંભવ છે. એમનુ ગોત્ર એમના ગુરુકુળનું ઓળખાણ

આવાં વિદ્યાપીઠોને કોઈ સરકારી સિક્કો મળેલો જ હોય એમ ન કહેવાય; મળે તો યે તે એના સ્નાતકોનો અનુભવ થયા પછી મળે સરકારનુ તામ્રપત્ર–ચાર્ટર મેળવીને એની સ્થાપના ન થાય એના પર સરકારનો કોઈ રીતે અંકુશ ન ચાલી શકે એને માન્ય ગણવામાં અને મદદ કરવામાં સરકારને પોતાની યે પ્રતિષ્ઠા વધતી લાગે જેમ સરકારને અમુક પ્રકારનાં કામો કરવા માટે માણસો જોઈએ છે, ત્યારે તે ચરખા સંઘ, તાલીમી સઘ, ગ્રામોદ્યોગ સઘ વગેરે પાસેથી માગણી કરે છે; સરકારને પાલિના અધ્યાપક જોઈએ તો તે કોસંબીજીને પૂછતા, પ્રાકૃતના જોઈએ તો મુનિ જિનવિજયજી, પ. સુખલાલજી કે પ બેચરદાસજીને પૂછશે, તેવા પ્રકારની એવા ગુરુકુળ કે ગુરુના સ્નાતકોની સરકાર કે પ્રજામાં પ્રતિષ્ઠા હોય એની પદવીની એ જ માન્યતા

આવાં વિદ્યાપીઠોનુ ક્ષેત્ર સદા યે ખુલ્લું જ રહેવાનુ. એ તંત્ર સ્થાપિત વિશ્વવિદ્યાલયોનું સ્થાન નથી લઈ શકતાં, તેમ તેમને લીધે એ વિદ્યાપીઠો 'બરખાસ્ત' પણ થઈ જવાને કારણ નથી એ તો સ્પષ્ટ છે કે વિદ્યાર્થી–જગતનો મોટો ભાગ તંત્ર સ્થાપિત વિશ્વવિદ્યાલયોમાં જ જવાનો

આ લખુ છુ ત્યાં મને વિશ્વવિદ્યાલય તથા વિદ્યાપીઠ એ શબ્દોમાંથી કયો પસંદ કરવો તેને લાગતી ચર્ચા વિષે સૂચના કરવાની ઇચ્છા થાય છે. આમ તો 'વિશ્વવિદ્યાલય' યુનિવર્સિટી–શબ્દનો શબ્દાનુવાદ છે, તે ઉપરાંત તેમાં મને કાંઈ સાર્થકતા લાગતી નથી છતાં એ પણ હવે રૂઢ થયેલો છે તો તે ભલે રહેતો મને લાગે છે કે એફિલિયેટિંગ યુનિવર્સિટી, રેસિડેન્શિયલ યુનિવર્સિટી અને ઉપર કહી તેવી વિશિષ્ટ ગુરુઓ કે ગુરુકુળોની સંસ્થાઓને ત્રણ જુદા શબ્દોથી સૂચવીએ તો સારુ મારી નમ્ર સૂચના છે કે સરકારના ચાર્ટરથી સ્થપાયેલી રેસિડેન્શિયલ યુનિવર્સિટી માટે 'વિશ્વવિદ્યાલય' શબ્દ મર્યાદિત કરવો ઠીક થશે. ખાસ ગુરુકુળો કે ગુરુઓ કોઈ વિષયના શરૂઆતથી માંડી ઉચ્ચતમ શિક્ષણ સુધી વિદ્યાર્થીઓને પહોંચાડતા હોય અને ખેડતાં હોય, તે સરકારે માન્યતા મેળવેલાં હોય કે ન હોય, 'વિદ્યાપીઠ' કહેવાં. અને એફિલિયેટિંગ યુનિવર્સિટી માટે 'જ્ઞાનપીઠ' કે એવો કોઈ બીજો શબ્દ યોજીએ

હવે ગુજરાત માટે વિચારાયેલી નવી યુનિવર્સિટીનુ સ્વરૂપ 'વિશ્વવિદ્યાલય' રેસિડેન્શિયલ–ના પ્રકારનું હોવુ ઠીક છે કે જ્ઞાનપીઠના પ્રકારનુ ઠીક એ વિષે .

મને લાગે છે કે આજે તો એ જ્ઞાનપીઠના પ્રકારની જ થઈ શકે, અથવા થવી ઘટે છે. સાથે તેમાં કોઈક વિશ્વવિદ્યાલય પણ હોઈ શકે અમદાવાદ, વડોદરા કે સુરત જેવાં સ્થળે ઘણાં પ્રકારનાં મહાવિદ્યાલયો ચાલતાં હોય, તે સૌનુ એક જુદું પરું–અથવા પ્રચલિત થયેલી પરિભાષા પ્રમાણે 'નગર' વસે, તે સૌને ભેગાં કામ કરવા અને જોડવા માટે એક ખાસ નિયમાવલિ પણ હોઈ શકે. આગળ જતાં ભલે એ દરેક જુદાં જ સ્વતંત્ર વિશ્વવિદ્યાલયો બને અને પોતાની જ પરીક્ષાઓ લે અને પદવીઓ આપે પણ આજે તો સમગ્ર

ગુજરાતનું એક જ જ્ઞાનપીઠ હોય એ મને ઇષ્ટ લાગે છે. યાદ રાખવું કે ગુજરાત શબ્દ હું વાપરું છું ત્યારે મારી ભાષામાં કાઠિયાવાડ–કચ્છ વગેરે પ્રદેશોનો પણ સમાવેશ હોય છે. આવા સમગ્ર ગુજરાતમાં ભવિષ્યમાં ૨૦–૨૫ સ્વતંત્ર વિશ્વવિદ્યાલયો પણ બને

રાજકીય અથવા કારોબારી રીતે ભાષાવાર પ્રાન્તરચના થયા બાદ જ ભાષાવાર પ્રાન્તીય વિશ્વવિદ્યાલય કે જ્ઞાનપીઠ સ્થપાવાં જોઈએ એમ મને લાગતું નથી. રાજકીય અથવા કારોબારી વિભાગો બનાવવામાં અનેક બાજુઓ તપાસવાની હોય છે. એમાં ક્ષેત્રફળ, જનસંખ્યા, ઊપજ, ખર્ચ, રક્ષણની તથા અવરજવરના માર્ગો વગેરેની સગવડ, સ્વાભાવિક નદી–નાળાં ડુંગરા આદિની સીમાઓ વગેરે તપાસવાનાં હોય છે. પણ એકેક ભાષાનું જૂથ હંમેશાં એ બધો વિચાર કરીને બંધાયેલું નથી હોતું એના પ્રદેશો લોકોએ બનાવેલી વસતીઓ પરથી બંધાયેલા હોય છે એમાં બહુ ચોક્કસ સીમાદોરીઓ ખેંચી શકાતી નથી. આથી જ્ઞાનપીઠોનું અધિકારક્ષેત્ર સ્થૂળ સીમા કરતાં બહાર પણ જાય—એટલે extra-territorial હોય—તેમાં મને દોષ લાગતો નથી બીજી રીતે સગવડભર્યું હોય તો 'ગુજરાત જ્ઞાનપીઠ' માન્ય રાખેલું મહાવિદ્યાલય નાગપુર કે કલકત્તામાં યે હોઈ શકે, અને મહારાષ્ટ્ર જ્ઞાનપીઠનું વડોદરામાં તથા તે બન્નેનું અને ઉપરાંત પ્રયાગ કે કાશીનું મુંબઈમાં યે.

તો પછી પ્રાન્તીય જ્ઞાનપીઠની વિશિષ્ટતા શી એ પ્રશ્ન ઊઠે છે.

મારી દૃષ્ટિએ પ્રાન્તીય ભાષાને ઊંચામાં ઊંચા પ્રકારના જ્ઞાનનું વાહન બનાવવું, તે ભાષામાં કોઈ પણ પ્રકારની વિદ્યાનું જ્ઞાન મળી શકે, તથા તેને ખેડી શકાય એવી સગવડ પેદા કરવી, અને એ ભાષાને વિકસાવવી એ એની મુખ્ય વિશિષ્ટતા અને ક્ષેત્ર છે. એમાં રાજકીય પ્રાન્ત દ્વિભાષી કે ત્રિભાષી હોય તો તે આડે આવે છે એમ મને મુદ્દલ લાગતું નથી. એમાં જુદી જુદી યુનિવર્સિટીઓના ક્ષેત્રો એક બીજા પર આવે તેમાં યે મને અડચણ જેવું લાગતું નથી. ગુજરાતી, મહારાષ્ટ્રી, બંગાળી, હિંદી વગેરે જે જે સાહિત્યક ભાષાઓ છે, અને જેને બોલનારા પ્રજાના વિશાળ સમૂહો છે, તે ભાષાઓ દ્વારા જ તે ભાષા બોલનારને શિક્ષણનો પૂરેપૂરો લાભ મળી શકે એ જોવાનું સરકારોનું, વિદ્વાનોનું, સાધનસંપન્ન લોકોનું અને પ્રજાના સેવકોનું કર્તવ્ય છે, અને જનતાને તેવી અપેક્ષા રાખવાનો અધિકાર છે આ રીતે ગુજરાતનાં જ્ઞાનપીઠો, વિશ્વવિદ્યાલયો કે વિદ્યાપીઠોની વિશિષ્ટતા એના શિક્ષણના વાહનમાં હોય.

એવી દરેક સંસ્થાની પાછી જુદી જુદી વિશિષ્ટતાઓ હોય એ વળી જુદી વાત થઈ. એ સમગ્ર પ્રાન્તની ખાસિયત, સ્થાનિક ખાસિયત તેમજ સંસ્થાના કાર્યપ્રદેશ અને ઉદ્દેશની ખાસિયત પ્રમાણે જુદી જુદી હોય. અમદાવાદ જેવા વેપારપ્રધાન ક્ષેત્રમાં એક અંગ વધારે કેળવાયેલું હોય તો સુરત પાસેના ક્ષેત્રમાં બીજું હોય. આણંદ જેવાં સ્થાનનું ત્રીજું હોય એમ બને.

રાષ્ટ્રભાષા અને પ્રાન્તીય ભાષા વચ્ચે એમાં હું વિરોધ ઉત્પન્ન થવાની જરૂર જોતો નથી જ્યાં ખોટા અભિમાનો પોષાય છે ત્યાં વિરોધો ઊભા થાય છે. દરેક પોતાની મર્યાદા સમજે તો વ્યવસ્થા થઈ શકે છે.

જો રાષ્ટ્રભાષાને કોઈ એક ખાસ દિશામાં જ ખેંચી જવાનો પ્રયત્ન થાય—જેમકે સંસ્કૃતપ્રચુર કે અરબી–ફારસીપ્રચુર, કે કૃત્રિમ શબ્દોથી ભરેલી હિંદી—તો મુશ્કેલીઓ ઊભી થવાનો સંભવ છે. સિવાય કે બધા જ પ્રાન્તો એ વસ્તુને પોતાની પ્રાન્તીય ભાષામાં પણ દાખલ કરે પણ જો આપણે એ યાદ રાખીએ કે હિંદુસ્તાનની બધી પ્રચલિત પ્રાન્તીય ભાષાઓ સંસ્કૃતને જેટલી નિકટ છે તેના કરતાં યે એમની રચનામાં તેઓ એક બીજાને જ વધારે નિકટ છે, સંસ્કૃતથી જેટલી ભિન્ન છે, તથા સર્વેના વિકાસમાં લગભગ સરખાં બળોએ કામ કરેલું છે, તો એ બધી ભાષાઓનું સામ્ય વધારે ધ્યાનમાં આવે એવું છે. જો લિપિઓની વિવિધતા ન હોત તો કદાચ હજુ એ વધારે નિકટ રહી હોત અરબી–ફારસી–અંગ્રેજી વગેરે વિદેશી ભાષાઓની અસર, તે ભાષાઓના શબ્દો, બધા પ્રાન્તોમાં લગભગ સરખી રીતે જ ભળ્યાં છે, કેટલીક વાર સંસ્કૃત કરતાં યે વધારે સરખી રીતે શુદ્ધ સંસ્કૃત સાહિત્યમાંથી લેવાયેલા શબ્દો બધે સરખા છે ખરા, પણ સંસ્કૃત સાહિત્યમાં ન વપરાયા હોય, પણ પ્રાન્તીય ભાષાઓના અને આધુનિક જીવનના વિકાસ દરમ્યાન વિદ્વાનોએ ઉત્પન્ન કરેલા નવા સંસ્કૃત શબ્દો પ્રાન્ત–પ્રાન્તમાં જુદા બનેલા જોવામાં આવશે

એટલે જેને માટે જૂના સંસ્કૃત સાહિત્યમાં શબ્દ ન હોય, કે તળપદી પ્રાન્તીય ભાષામાં ન હોય, પણ નવા બનાવવાના હોય, અને તે કોઈ પરદેશી ભાષામાં હોય પણ તેને વાપરી ન શકાતા હોય તો તેવા શબ્દોની રચના વિષે એક નિશ્ચિત ધોરણ યોજી શકાય તો પ્રાન્તીય અને રાષ્ટ્રીય ભાષા વચ્ચે બહુ અંતર પડી જવાની મને ધાસ્તી લાગતી નથી

આ કહેવાનું પ્રયોજન એ કે મારી કલ્પનામાં પ્રાન્તીય ભાષાઓનાં જ્ઞાનપીઠો હોવા છતાં દરેક પ્રાન્તમાં કોઈક એવાં વિદ્યાલયો હોવાનો સંભવ છે જ કે જે આખા હિંદુસ્તાનને કે હિંદુસ્તાનના ઘણા પ્રાંતો માટે યોજાયાં હોય તેમાં પ્રાન્ત બહારના વિદ્યાર્થીઓ, અધ્યાપકો વગેરે પણ આવતા હોય વળી પ્રાન્તીય જ્ઞાનપીઠોમાં યે વારવાર પર પ્રાન્તના અધ્યાપકો હોવાની હું પૂરેપૂરી શક્યતા કલ્પું છું જો ગુજરાતનાં વિશ્વવિદ્યાલયોમાં પર પ્રાન્તના કોઈ અધ્યાપકો કે વિદ્યાર્થીઓ માટે સ્થાન જ ન હોય એવી નીતિ ચાલતી હોય તો તેમાં મને વિચાર અને દૃષ્ટિની ખામી લાગે છે. એ જ પ્રમાણે આપણા વિશાળ દેશમાં એવું વારવાર બનવાનું કે કોઈ ખાસ વિષય પર પોતાની પ્રાન્તભાષામાં ઉત્તમ પુસ્તક ન હોય, અને બીજી કોઈ ભાષામાં હોય એનો સૌથી પહેલો અનુવાદ રાષ્ટ્રીય ભાષામાં જ થવાનો સંભવ તેમાંયે ન હોય એમ બને. એવા પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે યોજાય જ નહી એવી સંકીર્ણ દૃષ્ટિ કામ ન લાગે

એટલે મારી કલ્પનાનો ઉચ્ચ વિદ્યાનો દરેક અધ્યાપક અને વિદ્યાર્થી ઓછામાં ઓછી બે ભાષાઓનો પૂરેપૂરો જાણકાર હોવો જ જોઈએ પ્રાન્તીય ભાષાનો અને રાષ્ટ્રભાષાનો. બન્ને ભાષામાં એને શુદ્ધ લખતાં, બોલતાં આવડવું જોઈએ. રાષ્ટ્રભાષામાં અપાતાં વ્યાખ્યાનો સમજવામાં અને તે ભાષાનાં પુસ્તકો વાંચવામાં આજે તેની અંગ્રેજીમાં જેટલી પ્રવીણતા છે તે કરતાં વધારે હોવી જોઈએ

આ જો સ્વીકારીએ તો રાષ્ટ્રભાષા અને પ્રાન્તીય ભાષાઓ એકબીજાનો હાથ ઝાલીને જ આગળ વધતી રહેશે, એક કરતાં બીજી બહુ આગળ વધી જાય કે પાછળ પડી જાય

એવુ નહી બને; એક પ્રાન્તના માણસોને બીજા પ્રાન્તની સંસ્થામાં અધ્યયન, અધ્યાપન, સરકારી ખાતાંઓમાં નોકરી વગેરે કરવામાં પણ અગવડો ઊભી થાય છે એમ લાગવાનું કારણ નહીં રહે.

પરિભાષા–રચનામાં કયા શબ્દો પરભાષાના જ રાખવા અને કયા બદલવા, તથા કઈ ભાષાનો આધાર લઈ નવા યોજવા એનો વાદવિવાદ થોડે અંશે સ્વાભાવિક છે ખરો, પણ જો મોટા સિદ્ધાન્તો નક્કી હોય તો મોટેભાગે બિનજરૂરી છે, અને પ્રત્યક્ષપણે શીખવવાનો આરંભ કર્યા વિના ઘેર બેઠા પાઠ્ય–પુસ્તકો લખવા કે શબ્દકોષ રચવાના પ્રયત્નમાંથી થાય છે

મોટા સિદ્ધાન્તો મારી દૃષ્ટિએ આ છે :

(૧) આંતરરાષ્ટ્રીય પારિભાષિક શબ્દોને બદલવાનો મોહ ન રાખવો જોઈએ આવા શબ્દોનું મુખ્યક્ષેત્ર કેવળ પ્રાકૃતિક વિજ્ઞાનની શાખાઓ છે. આંતરરાષ્ટ્રીય પરિભાષામાં યે કેટલીકવાર બેવડી શબ્દમાળાઓ હોય છે રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય : જેમકે કેટલાક રસાયનિક પદાર્થો, તત્ત્વો, પ્રાણીઓ ઈ.ના નામ એવાં કેટલાંકને માટે પોતપોતાની ભાષાનો શબ્દ પહેલેથી પ્રચલિત હોવાથી તે પણ ચાલે છે, અને તેની પારિભાષિક સંજ્ઞા પણ અપાય છે. જેમકે, તાંબાને આપણે 'તાંબુ' કહેતા અને પરિભાષા તરીકે પણ તેની યોજના કરતાં અટક્યા વિના, તેની પારિભાષિક સંજ્ઞા ( Cuprum Cu ) વાપરીશું; પણ એલ્યુમિનિયમ શબ્દ માટે કોઈ નવો દેશી શબ્દ યોજાયો નથી, એ પ્રચલિત થઈ ગયો છે તે બદલવાનો પ્રયત્ન અયોગ્ય માનવો જોઇએ એ જ રીતે સોડિયમ અને સોડા શબ્દ અંગ્રેજી હોવા છતાં આપણા દેશમાં પ્રચલિત થયેલો છે, તે ગુજરાતી સમજીને જ વાપરવા જોઇએ, જો કે તેની વળી આંતરરાષ્ટ્રીય સંજ્ઞા Natrum–Na પણ રહે એ જ રીતે વિજ્ઞાનની બીજી શાખાઓમાં

(૨) ઉપરના દાખલાઓ પરથી જ એ પણ નીકળે છે કે જે વિદેશી શબ્દો આપણને પચી જ ગયા છે, જે જે માણસો એ વસ્તુઓને વાપરે છે કે જુએ છે તે એ જ શબ્દથી તેને ઓળખે છે, તેનો હવે જુદો શબ્દ ઘડવા અને પ્રચલિત કરવાનો મિથ્યા મોહ છોડવો જોઇએ આ કેવળ પ્રાકૃતિક વિજ્ઞાનની શાખાઓને લાગુ પડતુ નથી, પણ જીવનના સર્વ વ્યવહારોમાં વપરાતા શબ્દોને લાગુ પડે છે જેમકે, બિલ, રસીદ (રિસીટ), વાઉચર ( કે ઑપ્યરિયુ ), કંપની, શૅર, ડિવિડન્ડ, થરમામિટર, ઑપરેશન વગેરે આવા સેંકડો શબ્દો છે. એમાંથી કેટલાકના દેશી પર્યાયો પણ સાથે સાથે પ્રચલિત છે તે અને વિદેશી બન્ને વિકલ્પે પણ વાપરી શકાય, અથવા બેના સ્વરૂપમાં કાંઇ ભેદ હોય તો એકને માટે એક, અને બીજાને માટે બીજો પણ કરી શકે જેમકે, 'આંકડો' શબ્દ, બિલ, ઇન્વૉઇસ, વાઉચર ત્રણે માટે વપરાય છે. પણ ઇન્વૉઇસ માટે 'ભરતિયુ' શબ્દ વધારે ચોક્કસ છે ત્યારે આવા પ્રકારના આધારો માટે સામાન્ય શબ્દ આંકડો રાખીને, તેના ભેદોમાં બિલ, ઇન્વૉઇસ અથવા ભરતિયુ, વાઉચર અથવા ઑપ્યરિયું વાપરી શકાય. પણ એ બધાને બદલે કે એમાંના કોઈ એકને માટે 'આધારપત્ર' શબ્દની યોજના કરવી એ ખોટો મોહ છે.

(૩) અમુક શબ્દ ફારસી, અરબી કે અંગ્રેજીનો છે, તેટલા જ માટે તે બદલવો જોઈએ એ મનોવૃત્તિ બરાબર નથી. જે શબ્દો હજમ થઈ ગયેલા છે, અથવા જે વસ્તુઓ જ

કે ભાવ જ એવા વિશિષ્ટ અને નવા છે કે આપણે જે શબ્દ બનાવીશુ તે કૃત્રિમ અને પેલા વિદેશી શબ્દની જેમ જ નવો થવાનો, ત્યાં એ વિદેશી શબ્દને જ અપનાવવામાં ભાષાસેવા છે જેમકે, પાવર, ફોર્સ, એનર્જી જ્યાં એ શબ્દો પદાર્થ-વિજ્ઞાનની પરિભાષા રૂપે નહી, પણ સામાન્ય સાહિત્યમા વપરાયા હોય, ત્યાં તે એક બીજાના પર્યાય જેવા પણ થાય છે, અને તેના અર્થ આપણી ભાષાના જોર, દમ, બળ, તાકાત, શક્તિ, ઉત્સાહ, વીર્ય વગેરે શબ્દોથી બંધબેસતી રીતે દર્શાવી શકાય પણ આ છ દેશી શબ્દોમાંથી કયા ધોરણે આપણે તેમાંથી એક કે બે પાવર માટે, બીજા એક-બે ફોર્સ માટે, અને ત્રીજા એનર્જી માટે ઠરાવીએ? અને તેવુ કાંઈ પણ કરવા જતાં ગોટાળો થાય માટે શુ સાવ નવા જ, જેમકે પ્રબળ કે સુબળ, પ્રશક્તિ, પ્રોત્સાહ, પ્રવીર્ય એવા શબ્દો બનાવવા? તે કરતાં વધારે ઇષ્ટ એ કે પાવર, ફોર્સ, એનર્જીને જ પરિભાષામાં ચાલુ રાખવા, અને નકામી શબ્દવૃદ્ધિની મહેનતમાથી ઊગરવુ

(૪) નવા શબ્દોની રચના માટે આપણે માટે સસ્કૃતનો આશ્રય જ વધારે અનુકૂળ છે એ ખરુ છે પણ તેથી જે ફારસી, અરબી કે અંગ્રેજી શબ્દો પ્રચલિત થઇ ગયા છે તેને વિશેષ કારણ વિના બદલવામાં કોઇ લાભ જોતો નથી અને સસ્કૃતનો આશ્રય લેવો એટલે સસ્કૃતના વ્યાકરણનો અને ક્લિષ્ટતાનો પણ આશ્રય લેવો કે પોતાની મેળે ન સમજી શકાય એવા શબ્દોની યોજના કરવી, એમ ન થવુ જોઈએ ઊલટુ, એવો નવો શબ્દ બનાવવા કરતાં કોઈક ભાષાનો પ્રચલિત શબ્દ દાખલ કરવો વધુ સારુ ગણાય

પ્રાન્તની વરિષ્ઠ કોર્ટોની અને દફતરની ભાષા કઇ હોય તે વિષે મુશ્કેલી બતાવવામાં આવે છે. મારા મન પ્રમાણે તે સાધારણપણે તો પ્રાન્તની જ ભાષામાં હોય વરિષ્ઠ કોર્ટનુ બધુ કામ પ્રાન્તીય ભાષામા જ ચાલે, નિકાન સુદ્ધાં બધા નિકાલો પર કાંઇ ફેડરલ કોર્ટમાં અપીલ થતી નથી, તેમ બધાને 'લૉ રિપોર્ટ્સ'માં છાપવા પડતા નથી જે એવા મહત્ત્વના હોય તેનાં રાષ્ટ્રભાષામા ભાષાંતર આપી શકાય આજે પણ અનેક દસ્તાવેજો, નીચલી કોર્ટના નિકાલો વગેરેના અંગ્રેજી ભાષાંતરો દ્વારા જ વરિષ્ઠ કોર્ટોમા કામ ચાલે છે. તેમ રાષ્ટ્રભાષામાં થઈ શકે ન્યાયાધીશોને એવી પણ મુનસફી આપી શકાય કે એમને લાગે કે અમુક નિકાલ રાષ્ટ્રભાષામા આપવો યોગ્ય ગણે, તો તેમ પણ કરી શકાય. પર પ્રાન્તથી નીમેલા ન્યાયાધીશોને તેમ કરવાની છૂટ આપી જ શકાય એ પ્રાન્તની ભાષા સમજી શકે એટલુ બસ હોય.

એ જ પ્રમાણે પ્રાન્તીય દફતરોની પણ વ્યવસ્થા થાય અંગ્રેજી સલ્તનતમાં અંગ્રેજી અને પ્રાન્તીય એમ ભાષા ચાલી શકતી, તે કરતાં તો પ્રાન્તીય અને રાષ્ટ્રીય ભાષાની જોડી વધારે સારુ જ કામ આપી શકે.

જે મોટી અતરાયરૂપ વસ્તુ છે તે પ્રાન્તીય ભાષા નથી પણ પ્રાન્તીયતા છે, પોતાના પ્રાન્તની મિથ્યાભિમાની અસ્મિતા છે એમાં જે લોકો વેપાર ધંધા નોકરી વગેરેને અર્થે ઘણા પ્રાન્તોમાં ફરે છે તેમની પાસેથી સ્થિરપણે રહેતા પ્રાન્તમાં જ વસનારા લોકોએ દૃષ્ટિની વિશાળતા મેળવવી જોઈએ પ્રાન્તીય સંકુચિતતાથી કદાગ્રહને બધા

પ્રાન્તીય ભાષાઓ કાઢી સૌને એક રાષ્ટ્રભાષા એ જ માતૃભાષા બનાવવા સુધીની હિમાયત કરનારા મારી પાસે કેટલાક કાગળો આવે છે મારા જોવામાં આવ્યું છે કે તે કાગળોનો મોટો ભાગ ગાંધીવાદી, સમાજવાદી કે સામ્યવાદીનો નથી હોતો. પણ ગુજરાત-કાઠિયાવાડના જુદા જુદા પ્રાન્તોમાં વેપારધંધો કરનારાનો કે દક્ષિણ ભારતના જુદા જુદા પ્રાન્તોમાં નોકરીધંધો કરનારાનો હોય છે. જેને જંગમ જીવન ગાળવાનું છે તે એક જ સ્થાનનું બહુ ભારે અભિમાન રાખતો અટકી જાય છે

જે આજે ગુજરાતી બોલે છે તેના પૂર્વજો સદાયે ગુજરાતી જ બોલતા હતા એમ ન કહેવાય ગુજરાતના જ રાજવી તરીકે જે નામોને આપણે અભિમાનપૂર્વક બોલીએ છીએ તે ચાવડા અને સોલંકી રાજપુતોની કઈ ભાષા હશે તે ભગવાન જાણે ! ધીમે ધીમે તે ગુજરાતી થઈ ગઈ. એમ કહી શકે એમ હોય કે તેમના પૂર્વજો, ઓછામાં ઓછા પાંચ હજાર વર્ષથી ગુજરાતમાં જ છે, તે પૂર્વજો જે ભાષા બોલતા તેના કેટલા શબ્દો તેના આજના વંશજો સમજી શકશે તે શંકા છે! એવી બેમાલૂમ રીતે ભાષાઓનાં સ્વરૂપો બદલાતાં જ રહે છે બસ્સો-પાંચસો વર્ષ પછી જૂની ભાષા મરી ગઈ અને નવી આવી એવું લાગે એટલો ફેરફાર થઈ જાય છે તો આપણા વંશજો પર પ્રાન્તમાં ઘર કરીને રહે, ત્યાં આ પ્રાન્તની ભાષાને ન છોડે એવો મિથ્યામદ ન હોવો જોઈએ એમ મારો નમ્ર મત છે મારા મત પ્રમાણે શ્રી માવલંકર ગુજરાતી છે. હું ગુજરાતી છું, પણ મારી ભત્રીજી કુમારી તારા મહારાષ્ટ્રી છે, અને મધ્યપ્રાન્તના નાણાંમંત્રી શ્રી દુર્ગાશંકર મહેતા ખેડાવળ બ્રાહ્મણ કહેવાય છે છતાં મહાકોશલના હિંદી જ છે કાકાસાહેબ બહુભાષી છે ગુજરાત, મહારાષ્ટ્ર કે હિંદી પ્રાન્તો તેમને પોતાના નથી એમ કહે તો તે એમની સંકુચિતતા કહેવાય

વિશાળ દૃષ્ટિ ધરાવીને આપણે ગુજરાતની સેવા કરીએ, અને તેનાં ફળો સમગ્ર હિંદને અને બને તો સમગ્ર માનવજાતને ચરણે અર્પણ કરીએ. એવા ગુજરાતીને માટે એમ પણ કહી શકાય કે "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદા વસે ગુજરાત," અને એમ પણ કહી શકાય કે એ ગુજરાતી સર્વ જગતનો દેશજન છે એ જે વખતે જ્યાં વસે છે તે વખતે ત્યાંની પ્રજાનો પૂરેપૂરો સેવક અને હિતચિંતક છે ગાંધીજીને ઉપજાવી એવા ગુજરાતી ગુજરાતે નિપજાવી જાણ્યા છે ગુજરાત એવા ગુજરાતી સદા નિપજાવતું રહો.

છેવટે, આપના આમંત્રણને માટે સૌનો આભાર માનું છું. આ લાંબો લેખ કંટાળારૂપ થયો હોય તો માફ કરશો. ગુજરાત વિદ્યાસભાનું ભાવિ ઉજ્જવળ ઇચ્છું છું.*

મુંબઈ તા. ૨૦-૧૧-૪૮

卐

* ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના શતાબ્દી મહોત્સવ વ્યાખ્યાનમાળા અંગે તા. ૨૨-૪-૪૯ ના રોજ વંચાયેલો લેખ.

## પુંડરીકના છપ્પા

'પુંડરીક'

૧

જનમ જનમની એક જ વાત :
અનુભવની કંઈ ખાધી લાત !
તોય ન અંતરની ભૂખ ટળી !
જ્યાં ત્યાં ભીખતો શે। લળી લળી !
પુંડરીક તું મૂળથી ગયો :
ભીખનો ભૂખ્યો નિત્યે રહ્યો !

૨

જો ને કરતો શોરબકોર
વહ્યો જાય વાણીનો દોર;
કૈં કૈં બબડે અર્થઅથા,
કૈં કૈં બબડે જૂજવા મતા :
પુંડરીક તો ફાવી ગયો
વાણી બાંધી મૂંગો થયો !

૩

તાણી તાણી બેસી ગયો
ઘાંટો,—શી આ લપમાં પડ્યો ?
કોણ સૂણે છે તારાં ગાન ?
એ તો તારા મનનાં તાન
પુંડરીકનું ગાણું એક :
અંતરમાં શ્રીહરિનો ટેક.

૪

જાણ્યું તો તારું શું વળ્યું ?
કોણે તારું દળણું દળ્યું ?
જાણ્યું એ ના જાણ્યું, અલ્યા;
ભૂલા પડતા કૈં ભલભલા !
પુંડરીક કંઈ જાણે નહિ;
'જાણે નહિ' એ જાણે સહી !

☆

# કોમ્રેડ સરોજ

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઇ

## પાત્રો

રમેશ : એક પૈસાદાર યુવક
ગિરિજાશંકર : રમેશનો પિતા
સરોજ : સામ્યવાદી યુવતી
નર્મદાશંકર : સરોજનો પિતા

## પ્રવેશ ૧ લો

[ સ્થળ : સામ્યવાદી કામદાર સંઘની ઓફિસ ]

રમેશ. (સ્વગત) રોજનો વખત થઇ ગયો છે ને સરોજ હજી કેમ નથી આવી! અમારા સવાલનું શું નિરાકરણ આવશે તે કહી શકાતું નથી. હું કૉલેજમાં ફેલો હતો ત્યારે સરોજ કૉલેજમાં તરતની દાખલ થઇ હતી. ત્યારથી હું એના પ્રત્યે આકર્ષાયો હતો. તે વખતે એને તો મારા અસ્તિત્વનું ભાન પણ ન હતું એનું કુટુંબ મારા કુટુંબ જેટલું જ પૈસાદાર છે સરોજમાં રૂપ, ગુણ, સંસ્કાર, વિદ્યા, લક્ષ્મી બધું છે— હા, બધુંય છે, પણ—હા, એ "પણ"ને લીધે જ આ બધી મુશ્કેલી આવી છે ને! સરોજમાં આવા વિચારો કેમ જન્મ્યા હશે! હા, મને કંઇક સમજણ પડવા માંડી છે. તેણે બી. એ.માં અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો ત્યારે તેણે સમાજવાદ ને સામ્યવાદ પર ખૂબ પુસ્તકો વાંચ્યાં હતાં. ત્યારથી એના મગજમાં આ ભૂત ભરાયું છે : બી એ પાસ થયા પછી તરત જ તેણે આ સામ્યવાદી કામદાર સંઘની કચેરીનું કામ હાથમાં લીધું છે હું કોંગ્રેસ પક્ષનો છું ને એ સામ્યવાદી છે તેમાં તો મને કંઇ વાંધો નથી પણ એણે કરેલા નિશ્ચયને લીધે આ બધી ગૂંચવણ ઊભી થઇ છે તેને બધા મૂડીદારો પ્રત્યે એટલો તિરસ્કાર છે કે તેણે નિશ્ચય કર્યો છે કે પરણવું તો કોઇ ગરીબને જ—એ ઓરડીમાં રહેનારને જ—પૈસાદારને કદી નહિ આમ મારો પૈસો મને જ અંતરાયરૂપ થાય છે—પેલા સાબરનાં શીંગડાંની જેમ. અત્યારે તો મારી યુક્તિ ઠીક કામ લાગી ગઇ છે હું બનાવટી મૂછ પહેરીને વેશપલટો કરીને અહીં કામદાર સંઘની ઓફિસમાં આવું છું ને મારું નામ 'રમેશ' છે ને બદલીને 'મોતીચંદ' નામ ધારણ કરું છું સરોજ એમ જ માને છે કે હું પોદ્દાર મિલમાં કામ કરતો એક ગરીબ કારકુન છું ને બે નાનીસરખી ઓરડીમાં રહું છું અત્યાર સુધી તો હું એને ઠીક આકર્ષી શક્યો છું. 'મોતીચંદ' કહી બોલાવે છે ત્યારે, જવાબ આપવાનું યાદ રાખવાનું પણ ઠીક અઘરું પડે છે! વળી, હું પૈસાદાર છું એ હકીકત પકડાઇ જશે તો એ મને કદી નહિ પરણે. એણે લગ્નનો ઉલ્લેખ બેત્રણ વાર કર્યો છે ને આજે કંઇક અગત્યની વાત કરવાની છે એમ કહેતી હતી એટલે, શરીર જિજ્ઞાસા થાય છે (પગલાં સંભળાય છે) ઓ, આ આવી સરોજ.

[ સરોજ પ્રવેશ કરે છે. ]

સરોજ : મેં તને બહુ રાહ જોવડાવી, ખરું ?

રમેશ : હા, પણ તેમાં કશો વાંધો નહિ આજે કંઈક અગત્યની વાત કરવાની હતી તે શું ?

સરોજ : મોતીચંદ, સીધેસીધી મુદ્દાસર વાત કરી દઉં છું. મને મૂડીવાદીઓ પર કેટલો તિરસ્કાર છે તે તો તું જાણે છે એમણે જ આ હિંદુસ્તાનનું સત્યાનાશ વાળ્યું છે તને ખબર છે કે મારા બાપુએ મને કેટલાય પૈસાદાર યુવાનો બતાવ્યા છે ને એમની સાથે મને પરણવાનું કહ્યું છે પણ મેં સાફ ના પાડી છે.

રમેશ : (દોમ દરનો) હેં ? સાચે જ ?

સરોજ : હા માત્ર બે ઓરડીમાં રહેતા હોય એવાની જ સાથે પરણવાનો મેં નિશ્ચય કર્યો છે મને તારી બુદ્ધિ ને સંસ્કાર માટે બહુ માન છે.

રમેશ : મારે માટે તારો આવો અભિપ્રાય છે તે માટે મને ઘણો આનંદ થાય છે. પણ, પણ,—તારી સાથે લગ્ન માટે હું કંઈ લાયક ગણાઉં ?

સરોજ : જરૂર, કેમ નહિ ? તારામાં હિંમત હોય તો આપણે અહીંથી નાસી જઈને લગ્ન કરી નાખીએ મેં હમેશા ગરીબાઈનો આદર્શ સેવ્યો છે મોતીચંદ, તારી રહેવાની એ જ ઓરડી હશે તો તેમાં શું થઈ ગયું ? પહેરવાને ફાટેલાં લૂગડાં મળશે તો શું થઈ ગયું ? સૂકો રોટલો ખાઈશું ને ગરીબોની સેવા કરીશું તારો પણ એ જ આદર્શ છે ને ?

રમેશ : જરૂર, જો કે હું છું કોંગ્રેસપક્ષનો; ને તું છે સામ્યવાદી તેં એ મુશ્કેલીનો વિચાર કર્યો છે ?

સરોજ : એમાં મુશ્કેલી ક્યાં આવી !

રમેશ : તું સામ્યવાદી છે. જેમ વાણિયા—બ્રાહ્મણની નાત હોય છે તેમ સામ્યવાદીઓની પણ નાત છે ને મારી સાથે લગ્ન કરશે એટલે ને તને નાતબહાર મૂકવામાં આવશે.

સરોજ : જો એવું થશે તો હું સામ્યવાદનો ને એના બધા સિદ્ધાંતોનો ત્યાગ કરીશ પણ નાસી જવાની હિંમત ન હોવાને લીધે તો તું આ બહાનું કાઢતો નથી ને ?

રમેશ : નહિ જ. હું આર્યસમાજ મંદિરમાં આપણાં છૂપાં લગ્નની ગોઠવણ કરું છું. આજથી સાતમે દિવસે આપણે ' પ્રભુતામાં પગલાં ' માંડીશું આજે હું મને કેટલો ભાગ્યશાળી માનું છું ! આજે હું મારું તન, મન, અને—અરે, ભૂલ્યો, આત્મા તને અર્પણ કરું છું હવે હું જઈશ આજે મને બાપુએ વહેલા ઘેર આવવા સંદેશો મોકલ્યો હતો એટલે જલદી જાઉં છું.

## પ્રવેશ ૨ જો

[ સ્થળ રમેશનો બંગલો ]

રમેશ : બાપુ, તમે મને વહેલો બોલાવ્યો હતો તે આ હું પહોંચ્યો છું કંઈ ખાસ કામ હતું ?

ગિરિજાશંકર : હા, રમેશ આજે તારી સાથે મારે એક અગત્યની વાત કરવાની છે.

રમેશ : શી બાપુ ?

ગિરિજાશંકર : જો, તું હવે મોટો થયો તારે હવે પરણવાનો વિચાર કરવો જોઈએ.

રમેશ (ઉડાવતા) : હા, ત્યારે એ વિષે વિચાર કરીને તમને જણાવીશ.

ગિરિજા૦ : ના, એમ નહિ. મેં તારે માટે નક્કી કરી દીધું છે

રમેશ. પણ, આ વીસમી સદીમાં મા-બાપ નક્કી કરે તે છોકરાઓ માન્ય રાખે ખરા કે? આવી અંગત બાબતમાં તો મારે જ વિચાર કરવો જોઈએ.

ગિરિજા૦ : મેં તને આટલાં વર્ષો વિચાર કરવાની તક આપી; પણ તેમાં તું નિષ્ફળ નીવડ્યો છે લગ્નની વાત તેં હંમેશાં ઉડાવ્યા કરી છે. જો તારાથી નિશ્ચય ન થાય તો મારે જ વિચાર કરવો રહ્યો ને?

રમેશ : પણ, બાપુ..

ગિરિજા૦ : એ કશું હું સાંભળવાનો નથી હવે અત્યારે ને અત્યારે જ બધું નક્કી કરી દેવાનું છે. આજે સવારે ક્લબમાં હું મારા એક જૂના મિત્ર નર્મદાશંકરને મળ્યો હતો એ બહુ પૈસાદાર છે ને એને એક પરણવા લાયક છોકરી છે. અત્યારે સાંજે ચાર વાગે એ બન્નેને આ પીવા બોલાવ્યા છે. એટલે તું છોકરીને જોઈ શકશે.

રમેશ : આ તો તમે અંધકારમાં ભૂસકો મારવાનું મને કહો છો.

ગિરિજા૦ : લે, ત્યારે હું વધારે પ્રકાશ પાડું. એ છોકરી સામ્યવાદી છે, એક કામદાર સંઘમાં મંત્રી તરીકે કામ કરે છે, ને એનું નામ છે સરોજ. (રમેશને ચમકતો જોઈને) એ નામ સાંભળીને તું ચમકે છે કેમ?

રમેશ : ખાસ કંઈ નહિ હું કૉલેજમાં હતો ત્યારે એ કૉલેજમાં દાખલ થઈ હતી. પણ મેં સાંભળ્યું છે કે એને મૂડીવાદીઓ પર એટલો તિરસ્કાર છે કે કોઈ પણ પૈસાદાર વ્યક્તિને નહિ પરણવાનો તેણે નિશ્ચય કર્યો છે

ગિરિજા૦. એનો કશો વાંધો નહિ. એના બાપને હું ઓળખું છું ને? એ કહેશે તેને એ નહિ પરણે તો એ છોકરીને ઘરમાં નહિ રહેવા દે—ઘરમાં માટે તે માટે નચિંત રહેજે. આ વાતનો હવે નિશ્ચય કરી દેજે. સમજ્યો?

રમેશ. એમાં મારે નિશ્ચય કરવા જેવું રહ્યું છે જ ક્યાં? પણ આ આનો પ્રોગ્રામ આઠ-દસ દિવસ પછી ન રખાય?

ગિરિજા૦ : ના, બિલકુલ નહિ પણ, તું એમાં આટલો બધો ગભરાય છે શેનો? મર્દ બન મર્દ! ચાલ, એ લોકો આવે તે પહેલાં કપડાં બદલી લઉં. (જાય છે)

રમેશ (સ્વગત) બાપુએ મારી બધી યુક્તિ પર પાણી ફેરવી નાખ્યું છે મેં નક્કી કરી રાખ્યું હતું કે એક વાર લગ્ન થઈ જાય પછી હું બધી સાચી હકીકત સરોજને જણાવીશ. પણ, આ તો અત્યારે જ શું થશે તેની હું કલ્પના કરી શકતો નથી. જો અત્યારે જ આ વાત એની પાસે જાહેર થશે તો એનું શું થશે,—એ ઘરમાંથી નીકળી જશે કે આપઘાત કરશે કે શું કરશે તે હું કહી શકતો નથી સંઘની ઑફિસમાં તો હું મૂછ પહેરીને વેશપલટો કરીને મોતીચંદને નામે જાઉં છું એટલે એ મને અહીં ઓળખે એવો જરાએ સંભવ નથી. માત્ર, મારે ખૂબ ઓછું બોલવું પડશે અને મારો પાઠ કોઈ પણ રીતે ભજવવો પડશે. આવા એ અનાજિવા થવા માટે હવે જલદી તૈયારી કરવા મંડી જવું જોઈએ (બારણું ઠોકાય છે.) આ સરોજના પિતા નર્મદાશંકર આવ્યા હોય એમ લાગે છે. અને સામેથી બાપુ પણ આવતા જણાય

છે. ચાલો, હુ જલદી બીજા ઓરડામા જઈને પાટો બદલવાનો પ્રયત્ન કરુ : બાપુ, આ નર્મદાશંકર આવ્યા જણાય છે તમે બેસો છો ને ? હું હમણાં આવ્યો (જાય છે.)

[ ગિરિજાશંકર બારણુ ઉઘાડે છે ને નર્મદાશંકર પ્રવેશ કરે છે ]

ગિરિજા૦ : કેમ, નર્મદાશંકર, તમે એકલા આવ્યા ? સરોજ ક્યાં છે ?

નર્મદાશંકર : ગિરિજાશંકર, હું સમય કરતાં જાણી જોઈને વહેલો આવ્યો છું સરોજ કામદાર સઘની કચેરીમાંથી બહારોબહાર આવશે. આજે સવારે તમે તમારા છોકરા વિષે વાત કરી તે મને તો બહુ પસંદ છે, પણ સરોજ તે વિષે કશું સાંભળવાને તૈયાર નથી. એટલે, આજે તો મેં એને એટલું જ કહ્યું છે કે આપણે એક શ્રીમંતને ત્યાં જઈએ છીએ અને તારા સઘ માટે આર્થિક મદદ કરવાનું તુ એમને કહેજે

ગિરિજા૦ : વાહ ! કાલે તો તમે મોટી મોટી વાતો કરતા હતા ! કહેતા હતા કે તમારું કહ્યું નહિ કરે તો એને ઘરમાં નહિ રહેવા દો ! એ બધું ક્યાં ગયું ?

નર્મદા૦ : સરોજને આ છેલ્લી તક આપવા માગુ છુ. પછી જો મારા કહ્યા પ્રમાણે નહિ કરે તો અંતિમ પગલું લેવાનો મેં નિશ્ચય કર્યો છે

[બારણું ઠોકાય છે સરોજ પ્રવેશ કરે છે.]

ગિરિજા૦ (મીઠાશથી) . આવ, સરોજ

નર્મદા૦ . ગિરિજાશંકર, કેમ રમેશ ઘેર નથી કે ?

ગિરિજા૦ . છે ને. રમેશ ! ઓ રમેશ !

રમેશ : (અંદરથી બોલતો) જી, આવ્યો (રમેશ પ્રવેશ કરે છે)

ગિરિજા૦ . (નર્મદાશંકરને) નર્મદાશંકર, આ મારો પુત્ર રમેશ (રમેશને) રમેશ, આ અમારા મિત્ર નર્મદાશંકર ને એમની પુત્રી સરોજ.

રમેશ . (પાટો બેઠો હોય તેમ) (હાથ જોડીને) જે જે

ગિરિજા૦ કેમ, આટલી વારમાં આટલો બધો ઘાંટો બેસી ગયો ? તને કંઈ થયું છે ?

રમેશ . કંઈ નહિ, કંઈ નહિ એ તો ગળા પર કંઈક દબાણ આવી ગયું હશે

નર્મદા૦ . સરોજ, આ રમેશભાઈ બહુ હોશિયાર છે. કોલેજમાં એ ફેલો હતા.

સરોજ . પૈસાદાર ફેલો થાય તેમાં નવાઈ શી ? મૂડીદારો સિવાય બીજા કોઈ ફેલો થાય છે જ ક્યાં ! (ગંભીર થઈને વિચાર કરતાં) જ્યારે કોઈ ગરીબ વ્યક્તિમાં હું બુદ્ધિ ને સરકાર જોઉં છું ત્યારે તેના પ્રત્યે મને ખરેખર માન ઉપજે છે.

નર્મદા૦ : રમેશભાઈએ કોંગ્રેસમાં સારું કામ કર્યું છે ને ગરીબોની સેવા પણ સારી કરી છે

સરોજ કોંગ્રેસનું કામ સારું હોઈ શકે જ કેમ ! કોંગ્રેસીઓ ગરીબોની સેવા કરીને તેમને સંતુષ્ટ રાખીને ક્રાંતિ કરતા રોકે છે જ્યાં સુધી કૂતરાને રોટલાના ટુકડા નાખ્યા હોય ત્યાં સુધી એ કરડવા ન જ ધાય ને ? આવી એમની નીતિ છે અમે સામ્યવાદીઓ ઇચ્છીએ છીએ કે જગતભરમાં અસંતોષ પ્રસરો અને ગરીબોના દુઃખ એટલાં વધો કે ગરીબો ક્રાંતિ કરે અને કામદારોનું એકહથ્થુ રાજ–Dictatorship of the Proletariat સ્થપાય. પણ, આ તો મોટી વાતો થઈ (રમેશના પિતાને) ગિરિજાશંકરભાઈ, તમે અમારા કામદારસઘને આર્થિક મદદ કરશો ?

ગિરિજા૦ : હુ કોંગ્રેસમાં હોઈને એને કેવી રીતે મદદ કરી શકું !

સરોજ : બસ, ત્યારે, હવે મારે અહીંઆ વધારે રોકાવાનું કારણ નથી. હું રજા લઉં છુ. (જાય છે)

નર્મદા૦ : માફ કરજો આ સરોજના વર્તન સારુ પણ હું મારું વચન પાળીશ. હું એની સામે અંતિમ પગલું લઇશ.

રમેશ . ના રે, કશું પગલું લેવાની જરૂર નથી.

નર્મદા૦ : રમેશભાઈ, તમે આમ કહો છો તે તમારું સૌજન્ય છે. પણ મારાથી આ વર્તન સહન થઇ શકતું નથી. જાઉં છું. (જાય છે)

## પ્રવેશ ૩ જો

સમય : સોળ કલાક પછી

સ્થળ : કામદાર સંઘની કચેરી

[સરોજનો સામાન ખૂણામા પડયો છે સરોજ ટેબલ પર કામ કરે છે રમેશ પ્રવેશ કરે છે.]

સરોજ : મોતીચંદ, આજ તુ રોજ કરતાં ઘણો વહેલો આવ્યો, ખરું ?

રમેશ હા, એવુ લાગે છે ખરું. તું આજે બહુ અસ્વસ્થ લાગે છે

સરોજ : અસ્વસ્થ ન હોઉં ત્યારે શુ હોઉં ? મારા પર ચારે બાજુથી વાદળ તૂટી પડયાં છે.

રમેશ પણ શું થયું ? કહે તો ખરી

સરોજ : કાલે મારા બાપુ મને એક શ્રીમંતને ત્યાં લઇ ગયા ઘેર આવીને મને એમના છોકરાને પરણવા માટે કહ્યુ મેં સાફ ના કહી. તેથી મને ઘરમાંથી ચાલી જવાનું કહ્યું (ખૂણા તરફ આંગળી કરતાં પોતાનો સામાન બતાવીને) પેલા ખૂણામાં પડેલો જોયો સામાન ? એ મારો છે. ઘર છોડીને હું ચાલી આવી છુ

રમેશ : કંઇ નહિ હવે ગરીબોની સેવા વધારે સારી રીતે થઇ શકશે "ભલું થયું ભાગી જંજાળ, સુખે સેવશું શ્રી ગોપાળ"

સરોજ : અરે, હવે તો એ સેવા પણ કેવી રીતે થઇ શકશે તે સમજાતું નથી મારા પર એક બીજી વિપત્તિ આવી પડી છે કોઇક રીતે સામ્યવાદી પક્ષના High Command ને ખબર પડી ગઇ છે કે તુ મને મળવા આવે છે અને તુ કોંગ્રેસ પક્ષનો છે, એટલે તેઓ મારા પર શંકાની દૃષ્ટિથી જુએ છે અને મને સામ્યવાદી પક્ષમાંથી કાઢી મૂકવામાં આવી છે. આજે સાંજે મારે ચાર્જ સોંપી દેવાનો છે

રમેશ · અરરરર ! હવે શું કરીશ ?

સરોજ : એ જ મુશ્કેલી છે ને હવે ઘર નથી, પૈસા નથી, પાર્ટી નથી. પૂરેપૂરી નિરાધાર થઇ ગઇ છુ. હવે હું માત્ર તારા પર આધાર રાખીને બેઠી છુ

રમેશ · ખરેખર !

સરોજ : કેમ, તું પણ મને મદદ નહિ કરે ? ભલે એ જ ઓરડીનું તારુ ઘર હોય તોપણ હું અત્યારે ને અત્યારે તારી સાથે જ આવવા ને રહેવા માગું છુ

રમેશ . પણ, એ બને જ કેમ !

સરોજ : એટલે હવે તું પણ મને છોડી દે છે ? તું માત્ર મારા પૈસાને જ ચાહતો હતો ! મેં મારા સામ્યવાદી પક્ષની આટલી સેવા કરી ત્યારે તે પક્ષે દ્રોહ દીધો ! તારે માટે ફકીરી લેવા તૈયાર થઇ ત્યારે તુ પણ હવે છોડી જાય છે ! અરેરે ! હું કેટલી મૂર્ખી ઠરી છું ! આના કરતા તો ગઇ કાલે મને જે યુવાનને ત્યાં લઇ ગયા હતા તેને માટે હા પાડી હોત તો કેટલું સારું હતુ ? એનો દેખાવ ખરેખર આકર્ષક હતો ! અને એને મોઢે અમારા પક્ષની નીતિ અનુસાર હું કોંગ્રેસ વિરુદ્ધ બોલી પણ મને હંમેશા કોંગ્રેસને માટે માન રહ્યું છે ને રહેશે. કેમ, તુ તો કંઇ બોલતો જ નથી ?

રમેશ. હું તો એટલું જ કહેવા માગતો હતો કે મારી બે ઓરડીમાં રહેવાને બદલે-હું તારે રહેવાની બીજી વ્યવસ્થા કરીશ ચાલ, અત્યારે જ ગાડી કરીને મારા એક શ્રીમંત મિત્ર રમેશને ત્યાં જઈએ અને બધું નક્કી કરી લઈએ (બન્ને જાય છે.)

( ગાડી રમેશના ઘર પાસે અટકે છે.)

સરોજ અરે, આ તો હું કાલે આવી હતી એ જ આ ઘર!

રમેશ: તું હમણાં અહીં જરા બેસ હું આગળ જઈને થોડી વ્યવસ્થા કરું છું.

સરોજ: શું કરવા ન ઊતરું? આ ઘર તો મારું જાણીતું છે.

રમેશ: પણ ......

સરોજ: એ પણ બણ કંઈ નહિ. હું તો આ આવી તારી સાથે

[ બારણું ઠોકાય છે. ગિરિજાશંકર બારણું ઉઘાડે છે. ]

ગિરિજા૦. કેમ, સરોજ, કંઈ ખાસ કામ છે કે? આ સાથે કોણ છે?

સરોજ. એનું નામ છે મોતીચંદ પોદાર મિલમાં કારકુન તરીકે કામ કરે છે ગિરિજાશંકરભાઈ, રમેશ ક્યાં છે?

ગિરિજા૦: રમેશ બહાર ગયો હતો તે હજી પાછો નથી આવ્યો.

રમેશ રમેશ બહાર ગયો હતો તે વાત સાચી પણ તે પાછો આવી ગયો છે—હું જ રમેશ છું! જુઓ બાપુ, હવે આ મૂછ વિનાનો તમારો રમેશ ખરો કે નહિ?

સરોજ. મોતીચંદ!

ગિરિજા૦. રમેશ! આ તો કંઈ નાટક ભજવાય છે કે શું?

રમેશ હું બધી વાતનો સ્ફોટ પાડી શકું એમ છું જ્યારે મેં જાણ્યું કે સરોજે નિશ્ચય કર્યો છે કે કોઈ ગરીબ માણસને જ પરણવું ત્યારે એ ખુશ થાય એટલા માટે આ મોતીચંદના વેશમાં હું એને મળવા જતો હતો.

ગિરિજા૦ હવે મને બધી સમજણ પડી તે દિવસે સરોજનું નામ સાંભળીને તું કેમ ચમક્યો તે હવે સમજાયું વળી આ પીની વખતે તારો ઘાંટો બેસી ગયો હતો એમ તે કહ્યું હતું તે ખરું જોતાં કૃત્રિમ ઘાંટો જ હતો! મને તે વખતે પણ બહુ નવાઈ લાગી હતી. મને ઘણો આનંદ થાય છે કે, રમેશ, હું ધારતો હતો તેવો અરસિક અને લગ્નની બાબતમાં ઉદાસીન તું નથી એને માટે તો તેં ઠીક યુક્તિ કરી છે ને વિચારપૂર્વકની યોજના ઘડી છે ચાલો, પણ હવે તમારે અંદર અંદર કંઈ નક્કી કરી લેવાનું હશે તેમાં હું અસ્થાને છું એટલે જાઉં છું. (જાય છે)

રમેશ કેમ, સરોજ, કંઈ બહુ ઊંડા વિચારમાં પડી ગઈ છે?

સરોજ. કોઈ વ્યક્તિ સખત છેતરાઈ હોય ત્યારે પોતાને મન મૂરખ તો લાગે ને!

રમેશ ના રે! એમાં એવું લાગવા જેવું કશું નથી. તું તો પ્રામાણિકપણે વર્તી છે ને મારો હેતુ તો શુદ્ધ જ હતો તું 'મોતીચંદ'ને તો પરણવાનું વચન આપી ચૂકી છે. હવે 'રમેશ' માટે તારો શો વિચાર છે?

સરોજ. મને મૂરખી બનાવ્યા પછી ને મારી પાસે 'હા' પડાવ્યા પછી આ પ્રશ્નનો અર્થ શો છે!

રમેશ: વિચાર બદલવો હોય તો બદલી શકાય છે!

સરોજ: વિચાર બદલવો અશક્ય છે. વળી પ્રેમ મેળવવા છેતરપિંડી કરી હોય તે તો ક્ષમ્ય જ છે! હવે આપણે બન્ને મળીને દેશસેવા કરીશું.×

× સૂચિત

## મંથરાને—

જયાનન્દ દવે

[ મન્દાક્રાન્તા ]

કૈકેયીની વિમળ મતિ કેરાં ફળદ્રૂપ ક્ષેત્રે
ઈર્ષ્યા કેરૂં લઘુક બીજ યુક્તિ-પ્રયુક્તિથી વાવી,
આંટીઘૂંટી, કપટરીતિ, કૌટિલ્ય ને વક્રતાની,
વૃષ્ટિ સીંચી ત્યહિં, વિકસતું ન્યાળી એ બીજ ઝેરી
હૈયું હર્ષે ધનગની ઊઠ્યું, તો ય તું સ્વસ્થ શી ત્યાં
આઘે ઊભી નિરખતી રહી વૃક્ષ કેરો વિકાસ :
મૂર્છા-મૃત્યુ દશરથ તણાં, રામને રાજ્યગાદી
સાટે સીતા-અનુજ-સહ કાંતારમાં દીર્ઘ વાસ.

કિંતુ હું તો શુભ જ ગહું છું : ક્રોચ્રન્દ્વન્દ્વેદેથી એક
વ્યાધે વીંધ્યું, તહિં ખળભળ્યું ચિત્ત શ્રીવાલ્મીકિનું,
સંક્ષોભાયું ઉર, રણઝણી સર્વ સંવેદનાઓ,
ને ઓચિંતો મુખ થકી સર્યો શોક ત્યાં શ્લોક રૂપે;
બ્રહ્માજ્ઞાને[1] વશ વરતીને આર્ત એ આર્ષ વાણી
રેલે રામાયણ,—રસવિદો સૌ વદે : કિંતુ એને
તારા જેવી નવ હત મળી વસ્તુવૈચિત્ર્યદાત્રી,
તો એ દષ્ટા કયમ રચી શકયા હોત વિશ્વે કદિયે
આવું મોંઘું, રસસભર, સર્વાંગસંપૂર્ણ કાવ્ય ?

卐

## તું ચેતજે,—

( વસન્તતિલકા )

સંસારમાં સતત હ્યાં સળગી રહેલા
સ્વાર્થાદિના અગનમાહિ બળ્યાં-ઝળ્યા ને
દાઝયાં-દુઃખ્યાં જન ન-માગી સલાહ દે છે:
"તું ચેતજે જગતના સહુ માનવોથી,
ને એમનાં હૃદય કેરી નૃશંસતાથી;
હેયે દગો જરૂર એ, ઠગશે નિઃશંક."

હું તો પરંતુ ઉરને દહું કે અનોખું :
"તું ચેતજે,—ન જગથી, નવ માનવોથી,
ના એમનાં દિલતણી નવ દુષ્ટતાથી;
કિંતુ ઠગાઈ સહુ અન્ય થકી સવાઈ,
હાલાહલે ભરી કૃતાન્તની દાઢ જેવી,—
તું ચેતજે અચૂક,—આત્મપ્રતારણાથી !"

જયાનન્દ દવે

✿

---

1 બ્રહ્માની આજ્ઞાને

# આપણી કેળવણીનું ખર્ચ

ન. મૂ. શા

કેળવણીમાં રસ લેતા વાચકોને ઉપયોગી આંકડા નીચે આપ્યા છે. મુંબઈ સરકાર કેળવણી માટે કેટલું ખર્ચ કરે છે તેનો તેના ઉપરથી ખ્યાલ આવી રહેશે.

પ્રથમ ઉચ્ચ કેળવણી લઈએ. તેમાં યુનિવર્સિટીઓ, કૉલેજોનો સમાવેશ થાય. સરકાર તેમની પાછળ કેટલું ખર્ચ કરે છે તે નીચેના આંકડા બતાવે છે

સરકાર તરફથી યુનિવર્સિટીને મળતી ગ્રાન્ટ

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૧,૫૦,૪૩૬ |
| ૧૯૪૭–૪૮ | ૩,૦૫,૦૪૩ |
| ૧૯૪૮–૪૯ | ૧૫,૫૬,૦૦૦ |
| ૧૯૪૯–૫૦ (બજેટમાં) | ૧૯,૬૬,૦૦૦ |

(આ ઉપરાંત ૪૦,૦૦૦ રૂપિયા મોંઘવારી ભથ્થાના આપશે)

આર્ટ્સ અને સાયન્સ કૉલેજો (સરકાર હસ્તકની)

આ સંસ્થાઓ માટે સરકાર નીચે પ્રમાણે ખર્ચ કરે છે:

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૯,૬૬,૬૮૧ |
| ૧૯૪૭–૪૮ | ૧૪,૭૮,૯૭૭ |
| ૧૯૪૮–૪૯ | ૧૯,૨૪,૦૦૦ |
| ૧૯૪૯–૫૦ (બજેટમાં) | ૧૧,૯૯,૦૦૦ |

ધંધાદારી કૉલેજો

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૪,૩૧,૦૬૭ |
| ૧૯૪૬–૪૭ | ૯,૭૦,૮૪૭ |
| ૧૯૪૭–૪૮ | ૧૫,૦૯,૪૮૯ |
| ૧૯૪૮–૪૯ | ૨૮,૫૬,૦૦૦ |
| ૧૯૪૯–૫૦ (બજેટમાં) | ૩૧,૦૮,૯૦૦ |

### ખાનગી કૉલેજોને સરકારી ગ્રાન્ટ

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૧,૪૦,૦૫૦ |
| ૧૯૪૭–૪૮ | ૩,૭૩,૯૬૧ |
| ૧૯૪૮–૪૯ | ૫,૪૧,૦૦૦ |
| ૧૯૪૯–૫૦ ( બજેટમા ) | ૬,૩૬,૦૦૦ |

( આ ઉપરાંત ૧,૫૨,૦૦૦ રૂપિયા સરકાર મોંઘવારી ભથ્થાના આપશે.)

### માધ્યમિક કેળવણીનું ખર્ચ

(૧) સરકારી નિશાળો

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૮,૨૮,૦૬૫ |
| ૧૯૪૭–૪૮ | ૧૦,૯૪,૫૦૬ |
| ૧૯૪૮–૪૯ | ૧૨,૬૨,૪૦૦ |
| ૧૯૪૯–૫૦ ( બજેટમાં ) | ૧૩,૩૮,૦૦૦ |

(૨) ખાનગી માધ્યમિક નિશાળો

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૨૫,૮૩,૮૯૨ |
| ૧૯૪૭–૪૮ | ૬૭,૨૯ ૯૫૧ |
| ૧૯૪૮–૪૯ | ૭૯,૭૭૩૦૦૦ |
| ૧૯૪૯–૫૦ ( બજેટમાં ) | ૯૯,૯૨,૦૦૦ |

### પ્રાથમિક કેળવણીનું ખર્ચ

| વર્ષ | રૂપિયા |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૧,૨૬,૪૧,૭૬૩ |
| ૧૯૪૭–૪૮ | ૪,૨૭,૭૫,૧૩૪ |
| ૧૯૪૮–૪૯ | ૫,૫૬,૨૫,૦૦૦ |
| ૧૯૪૯–૫૦ ( બજેટમાં ) | ૫,૯૦,૬૭,૦૦૦ |

સરકારી ટ્રેઇનિંગ કૉલેજો માટે સરકારે આ વર્ષના બજેટમાં રૂા. ૧૮,૪૮,૭૦૦ કાઢ્યા છે

શારીરિક કેળવણી માટે રૂા ૧,૮૩,૦૦૦ નું ખર્ચ આ વર્ષ માટે મંજૂર થયું છે. શિષ્યવૃત્તિઓ માટે રૂપિયા ૧૨,૨૪,૦૦૦ કાઢવામાં આવ્યા છે. ખેતીવાડીના શિક્ષણ માટે રૂપિયા ૨૭૦૮,૨૦૦ ગણવામાં આવ્યા છે.

# ઇન્ટરનેશનલ હાઉસ

## [ આંતરરાષ્ટ્રીય ઘર ]

પ્રોફે. દેવવ્રત ન્હાનુભાઇ પાઠક

અમેરિકાની કેળવણી વિષયક સંસ્થાઓમાં ઇન્ટરનેશનલ હાઉસ અગત્યનો ભાગ ભજવે છે. અમેરિકાની અંદર એવાં કુલ ત્રણ હાઉસો છે. એક તો ન્યુયોર્કમાં રીવર સાઇડ ઉપર, બીજુ શિકાગોમાં ( મીશીગન લેક પાસે ) અને ત્રીજુ બર્કલે (કેલિફોર્નિયા) માં. તદુપરાંત પેરિસમાં પણ સીતે યુનિવર્સિટીની જગાએ આવું ઇન્ટરનેશનલ હાઉસ છે, અને તે પણ અમેરિકાના હાઉસની જ ઢબે ચાલી રહ્યુ છે.

પરદેશથી આવતા વિદ્યાર્થીઓ જ્યારે અમેરિકાની ધરતી ઉપર પગ મૂકે છે ત્યારે ઇન્ટરનેશનલ હાઉસ તેમને આવકાર આપવા હમેશાં તૈયાર હોય છે. ઘણાખરા વિદ્યાર્થીઓ કાં તો કેલિફોર્નિયા બાજુ સાન્ફ્રાન્સિસ્કો અગર તો ન્યુયોર્ક ઊતરે છે. તે બન્ને શહેરો અમેરિકામાં પેસવાના દરવાજા છે એમ કહુ તો ખોટુ નહિ. ઘણીવાર તો હાઉસમાં રહેતા હિન્દી વિદ્યાર્થીઓએ જ તમારા આગમનની ખબર મળતાં તમારી મહેમાનગતી કરવાની સગવડ કરી રાખી હોય છે. પણ એમ ન બને તો પણ ઇન્ટરનેશનલ હાઉસના દ્વાર પરદેશના વિદ્યાર્થીઓ માટે હમેશાં ખુલ્લા રહે છે.

ઇન્ટરનેશનલ હાઉસની મુખ્ય ખાસિયત તો વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચેનો સધાતો સંપર્ક છે. દુનિયાના લગભગ દરેક દેશના વિદ્યાર્થીઓ તમને ત્યાં મળે છે. તમારા રૂમની સામે જ કોઇ યુરોપનો વિદ્યાર્થી વસતો હોય, તેની પાસેની જ રૂમમાં કોઇ ચીની વિદ્યાર્થી હોય અને તેની નજીકમાં કોઇ આરબ વિદ્યાર્થી હોય. દરેક વિદ્યાર્થી પોતાની રૂમના બારણા ઉપર પોતાનુ નામ અને પોતાનો દેશ લખે છે. અમેરિકનો મળતાવડા લોકો છે. તેમનામાં અંગ્રેજોની તોછડાઇ કે બીજા લોકો માટેનો તિરસ્કાર નથી. એક બીજાની ઓળખાણ થયા પછી જ વાત થઇ શકે એ રીત અમેરિકામાં નથી ત્યાં તો—અને ખાસ કરીને ઇ. હા. માં—દરેક માણસ પોતે પોતાની મેળે જ પોતાનું ઓળખાણ આપે છે અને બીજા વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ સાથે હળે મળે છે. અમેરિકન લોકોની આ ખાસિયત ઇ. હા. માં મૂર્તિમંત થયેલી છે. અમેરિકાનાં બીજાં મકાનો માફક ઇ. હા. નાં મકાનો પણ સાત-આઠ માળનાં હોય છે અને શહેરમાં સારી જગાએ આવેલાં હોય છે. ન્યુયોર્કનું હાઉસ ત્યાં રીવરસાઇડ ઉપર આવેલુ છે. દસ મિનિટને રસ્તે જ કોલમ્બીયા યુનિવર્સિટી આવેલી છે. બીજી બાજુ નદી છે. શિકાગોનું હાઉસ ત્યાંની યુનિવર્સિટીની નજીક જ મીડવે ઉપર આવેલુ છે. મીડવે એક ખુલ્લી જગા છે જ્યાં વર્ષો પહેલાં શિકાગોનો World Fair ભરાયેલો. એક બાજુ યુનિવર્સિટી છે તો બીજી બાજુએ જેક્સન પાર્ક છે. તેની પાર મીશીગન સરોવર છે. ઉનાળાના તાપમાં નહાવા માટે સરોવર એક આદર્શ જગા છે. મીશીગન સરોવરને કાંઠે કાંઠે મુંબઇના મરીન ડ્રાઇવ જેવો લેકશોર ડ્રાઇવ છે. શિકાગો અને ન્યુયોર્કના હાઉસની પાસે જ ત્યાંની લોકલટ્રેન દોડે છે કે જેથી શહેરમાં કે બીજે જવાની સારી સગવડ છે. બર્કલે એક યુનિવર્સિટી ટાઉન છે અને સાન્ફ્રાન્સિસ્કોથી બસ દ્વારા ગોલ્ડનગેટ બ્રીજ ઉપરથી જઇ શકાય છે.

સાન્ફ્રાન્સિસ્કો, ટેકરીઓ ઉપર વસ્યું છે અને રળિયામણું છે. બર્કલેનું હાઉસ કેલિફોર્નિયા યુનિવર્સિટી પાસે જ છે (અમેરિકાની લગભગ બધી જ યુનિ૰ના કેમ્પસ મનોરમ્ય હોય છે. તમે ઉત્તરમાં વીસકોન્સીન યુનિ૰ જુઓ કે હાર્વર્ડ જુઓ પશ્ચિમમાં કેલિફોર્નિયા યુનિ૰ જુઓ કે પૂર્વમાં કોર્નેલ યુનિ૰ જુઓ: બધે જ અભ્યાસને યોગ્ય વાતાવરણ છે )

ન્યુયોર્કનું હાઉસ સૌથી જૂનુ છે. ફરનીચર વગેરે પણ જૂના જ લાગે છે. જ્યારે ત્યાં વિદ્યાર્થી પ્રવૃતિ સૌથી વધારે છે બર્કલે હાઉસ એ પછી બંધાયેલુ હોય એમ લાગે છે જ્યારે શિકાગોનું હાઉસ સૌથી છેલ્લું બંધાયેલું છે બધાં જ હાઉસમા રૂમની અંદર એક પલંગ, ટેબલ ખુરશી, ચોપડીઓ માટે નાની એવી આલમારી, અરીસો અને કપડાંલત્તાં મૂકવા માટે કબાટ હોય છે. કોટ વગેરે ટાંગવા માટે એક નાની એવી ઓરડી પણ હોય છે. અઠવાડિયે એકવાર બિછાનાં વગેરે બદલાય છે અને અઠવાડિયામાં બે વાર નવા ટુવાલ અને નેપકીન ઇ હા. તરફથી જ પૂરા પાડવામાં આવે છે. બીજી સવલતોમાં તો દરેક મજલા ઉપર વધુ પ્રમાણમા માણસો ઉપયોગ કરી શકે તેવા મોટા બાથરૂમ હોય છે અમેરિકાના ઘણાખરા ભાગમાં શિયાળામાં સખત ઠંડી પડે છે પણ અમેરિકનોએ એનો સફળતાથી સામનો કર્યો છે દરેક રૂમમા હીટર હોય છે આવી central heating systemથી કેટલીકવાર ભરશિયાળે રૂમની બારી ઉઘાડવાની ફરજ પડે તેટલા પ્રમાણમા રૂમ ગરમ થઇ જાય છે. બાથરૂમમાં શાવર્સની વ્યવસ્થા હોય છે, જેમાંથી પડતું પાણી જોઇએ તેટલું ગરમ ઠંડુ કરી શકાય છે લગભગ બધાં જ ઇ હા. માં નીચેના મજલે Cafetaria ની વ્યવસ્થા રાખવામા આવી છે ત્યાં ઓછી કિંમતે સાદો અને પૌષ્ટિક ખોરાક પૂરો પાડવામાં આવે છે અમારા શિકાગોની કાફેટેરિયામાં અમે અમારી જાતે જ બધુ પીરસી લેતા અને જમી રહ્યા પછી અમારી થાળી વગેરે એક જગાએ મૂકી આવતા આ કામમા મદદ કરવા વિદ્યાર્થીઓ જ કામ કરતા પણ એની ત્યાં શરમ નનાતી નથી અમેરિકન વિદ્યાર્થી આપકમાઇથી જ પોતાનો અભ્યાસ કરે છે અને કોઇ કામની એને ખોટી શરમ નથી.

ન્યુયોર્કના ઇન્ટરનેશનલ હાઉસના લિફ્ટ ત્યાંના આપણા હિન્દી વિદ્યાર્થીઓ પોતાના નવરાશના વખતમાં ચલાવે છે અને એ રીતે ખીસાખરચી મેળવી લે છે. શિકાગોમાં તો અમારા લિફ્ટ ઓટોમેટિક હતા એટલે એ કામ કરવાની જરૂર નહોતી. ઉપરાન્ત એક નાનુ એવુ વાચનાલય પણ હોય છે જ્યાં મુખ્ય મુખ્ય સામયિકો તથા છાપાં આવતાં હોય છે સ્ટેશનરી વગેરે પણ નીચે વેચાય છે. ધોબીની દુકાન પણ નીચે જ હોય છે કેટલાંક હાઉસમાં નીચે કપડાં ધોવાના મશીન મૂકવામાં આવ્યાં છે નજીવા ખર્ચે તમે તમારાં કપડાં અરધાએક કલાકમાં ધોઇ શકો છો. કેટલીકવાર તો બેત્રણ વિદ્યાર્થીઓ પોતાનાં કપડાં ભેગાં કરીને જ મશીનમાં નાખે છે એટલે તો ખર્ચ તદ્દન ઓછું આવે છે.

વિદ્યાર્થીઓ પોતાની ટપાલ મેળવી શકે તેને માટે વ્યવસ્થા રાખવામાં આવે છે. દરેક વિદ્યાર્થીના રૂમ નંબર પ્રમાણે તેને નીચે ખાનાની સાથે દિવાલમા ખાનાં આપવામા આવે છે આ ખાનાં ઉપર એક બે ત્રણ એમ નવ સુધી ઘડિયાળની માફક નંબર લખેલા હોય છે અને વચ્ચે એક કાંટો હોય છે. આ કાંટો અમુક રીતે નંબરો ઉપર ફેરવવાથી ખાનું ઉઘડે

છે દરેક રૂમ માટે આ રીતે નંબરોની મેળવણી (combination) જુદી હોય છે અને તે એ વિદ્યાર્થી જ જાણતો હોવાથી બીજા કોઈ તે ઉઘાડી શકતા નથી

પણ આ સુખસગવડ ન હોય તો પણ ઈ હા. વિદ્યાર્થીને રહેવાને માટે–ખાસ કરીને પરદેશી વિદ્યાર્થી માટે એક આદર્શ સ્થળ છે. ઈ હા. અને ત્યાં સુધી તો પરદેશી વિદ્યાર્થીને જ પસંદગી આપે છે કારણ કે તે એમની સગવડ સાચવવા જ બંધાયેલું છે. તે છતાં લગભગ અડધા ઉપરાન્ત વિદ્યાર્થીઓ અમેરિકન હોય છે વિદ્યાર્થી ન હોય તેવાને ઈ. હા.માં સ્થાન નથી વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓને રહેવા માટે અલાયદી સગવડ છે જો કે તેઓ છૂટથી હળે મળે છે. અમેરિકન યુનિ૦ સાધારણ રીતે તો વિદ્યાર્થીને સારી પેઠે અભ્યાસરત રાખે છે અને નવરાશને વખતે ઈ. હા. જેવી સંસ્થાઓ એની અનેકવિધ પ્રવૃત્તિઓથી જીવન સભર બનાવે છે. દરરોજ કાંઈ ને કાંઈ કાર્યક્રમ હોય છે કોઈવાર કોઈનું ભાષણ હોય તો વળી કોઈ વિદ્યાર્થી પોતાના દેશ વિશે બોલવાનો હોય તો વળી કોઈ એક દેશના વિદ્યાર્થીઓ એમના કોઈ રાષ્ટ્રીય તહેવાર ઊજવવાના હોય ઈ હા. પાસે પૂરતાં રૂમ તેમજ એક મોટો હૉલ છે એટલે કોઈવાર એકબે કાર્યક્રમ ભેગા પણ થઈ જાય ત્યારે ક્યાં જવું એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડે. કોઈ કોઈ વાર ઈ હા. તરફથી પરદેશની અગર અમેરિકન ફિલ્મ બતાવવાનો કાર્યક્રમ ગોઠવવામાં આવતો. અઠવાડિયામાં ત્રણ દિવસ–મંગળ શુક્ર અને શનિ–સાંજના બૉલરૂમ dance થતો અમેરિકામાં ખાસ કરીને દક્ષિણનાં સ્ટેટમાં–રંગભેદ અને રંગદ્વેષ છે પણ ઈ. હા.માં એનું નામનિશાન નથી હબસી છોકરા છોકરીઓ સૌની સાથે છૂટથી હળતાં મળતાં, સાથે બેસી જમતાં, અને નૃત્ય પણ કરતાં અઠવાડિયાના બે દિવસ સાંજે "રેકર્ડ કોન્સર્ટ"નો કાર્યક્રમ રખાતો જ્યાં પશ્ચિમના સંગીતની રેકર્ડ્સ વગાડાતી. એ રૂમમાં અપૂર્વ શાન્તિ જળવાતી અને વિદ્યાર્થીઓ વાંચતાં વાંચતાં જ સંગીતનો આસ્વાદ લેતા. આ રીતે બીજા દેશોનાં સંગીત પણ સાંભળવા મળતાં આપણા હિન્દી સંગીતનો અમે હિન્દુસ્તાન સ્ટુડન્ટ્સ એસોસિએશન તરફથી આવો કાર્યક્રમ રાખેલો અને આપણા સંગીતની થોડી ચર્ચા પણ કરેલી. કોઈવાર ઈ હા. તરફથી જ મનોરંજન કાર્યક્રમ રખાતો જેમાં લગભગ દરેક દેશના વિદ્યાર્થીઓ પોતાનું સંગીત રજૂ કરતા અને નૃત્યની મુદ્રાઓ અને અભિનયો કરી બતાવતા બીજા દેશોનું સંગીત શરૂઆતમાં તો બહુ ગમતું નથી પણ જરા ધીરજ રાખીએ અને ખોટા પૂર્વગ્રહોને બાજુમાં રાખીએ તો તેમાં પણ રસ કેળવી શકાય છે. મેં જોયું કે ચીન, જાપાન, કોરિયા, સિયામ–વગેરે દેશોનું સંગીત આપણા સંગીતને મળતું છે તે જ પ્રમાણે મધ્યપૂર્વના આરબ–તુર્ક દેશોનું સંગીત પણ આપણાથી બહુ જુદું પડતું નથી. પશ્ચિમના સંગીતમાં રશિયન સંગીત આપણા સંગીતની સૌથી વધુ નજીક છે. દક્ષિણ અમેરિકન સંગીત મૂળ તો સ્પેનિશ છે તેનો તાલ આપણને સહેજે ગમી જાય એવો છે નૃત્યમાં પણ દક્ષિણ અમેરિકનો એક્કા હોય છે.

દર સોમવારે સાંજે કોઈ રાજકીય વિષય ઉપર ચર્ચા કરવામાં આવતી. વિદ્યાર્થીઓ જ તેની વ્યવસ્થા કરતા અને ચર્ચામાં રસથી ભાગ લેતા શનિવારની સાંજે ભાગ્યે જ કાર્યક્રમ રખાતો. તેનું કારણ એ કે અમેરિકન વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ શનિવારે સાંજે બહાર જતાં. આ રીતે યુવાન છોકરો અને છોકરી સાંજના ભેગાં બહાર જાય તેને

તે લોકો "dating" કહે છે. આ રિવાજ અમેરિકામાં સારી પેઠે પ્રચલિત છે. આ રીતે છૂટથી હળવા મળવાથી મૈત્રી બંધાય છે જે પાછળથી મોટે ભાગે લગ્નમાં પરિણમે છે

દરેક સત્રની શરૂઆતમાં ઇ. હા. તરફથી એક મેળાવડો યોજાતો જેમાં નવા આવતા વિદ્યાર્થીઓ અને જૂના વિદ્યાર્થીઓ વચ્ચે ઓળખાણો થતી. આવા મેળાવડામાં વિદ્યાર્થી પોતાનું અને પોતાના દેશનું નામ લખેલાં પતાકાં છાતી કે ખભા ઉપર લગાવતાં. નવાં નવા નામો યાદ રાખવાનું અને તેની જોડણી પૂછવાની ભાંજગડ અને સંકોચ આને લીધે ઓછાં થઈ જતાં. ઇ. હા ના દરેક મજલાનું એક મંડળ રહેતું તેમાં એક અમેરિકાનો અને બીજો કોઈ બીજા દેશનો પ્રતિનિધિ ચૂંટાતો આ જ પ્રમાણે છોકરીઓના મજલાઓ ઉપર પણ બનતું આવા પ્રતિનિધિઓ અવારનવાર ઇ. હા.ના ડિરેક્ટરને મળતા અને મજલાનો મત કે કોઈ પણ ફરિયાદ રજૂ કરતા. છોકરીઓ અને છોકરાઓના આઠ આઠ મજલાના કુલ ૧૬ પ્રતિનિધિઓ બીજી વિદ્યાર્થી પ્રવૃત્તિઓમાં પણ આગળ પડતો ભાગ લેતા કોઈ કોઈ વાર આખો એક માળ જ પોતાનો જુદો કાર્યક્રમ રજૂ કરતો

નીચે કાફેટેરિયામાં જમવું એ પણ જીવનનો એક લ્હાવો હતો વિદ્યાર્થીને પરવડે એવા મોંઘો સાદો ખોરાક અપાતો. સવારના નાસ્તા વખતે, બપોરે લંચ વેળાએ અને સાંજે વાળુ ટાણે તમને નવા નવા વિદ્યાર્થી ટેબલ ઉપર મળતા કંઈ કંઈ દેશના વિદ્યાર્થીઓ એક જ ટેબલ ઉપર બેસા થઈ જાય અને અમેરિકન રિવાજ પ્રમાણે સૌ સૌનાં ઓળખાણ આપી દે અને વાતો શરૂ થાય. દરરોજ કાફેટેરિયામાં જુદા જુદા દેશના વિદ્યાર્થીઓ પોતાના ટેબલ રાખતા તેને 'Language Tables' કહેતા એ ટેબલ ઉપર એ વખત પૂરતી એ દેશની જ ભાષા બોલાતી અલબત્ત, ગમે તે વિદ્યાર્થી તે ટેબલ ઉપર જઈ શકતો. પોતાને નવી ભાષા શીખવી હોય અગર શીખેલી તાજી કરવી હોય તો તેમ કરવું આ રીતે સુગમ બનતું. રશિયન, ફ્રેન્ચ, જર્મન, સ્પેનિશ, આરબ, હિન્દી વગેરેનાં ટેબલો અવારનવાર રાખવામાં આવતાં.

આગળ કહ્યું તેમ, અમેરિકાના ઘણાખરા ભાગમાં લગભગ ૮ થી ૧૦ મહિના શિયાળો રહે છે આને લીધે ટૂંકા ઉનાળામાં બને એટલો આનંદ કરવા અમેરિકનો તત્પર રહે છે પર્યટનો, ઘોડેસ્વારી, વોલીબોલ, બેઝબોલ અને ફૂટબોલ જેવી રમતો, તરવું વગેરે આ દિવસોમાં જ પૂર ઝાપે ચાલે છે ન્યુયોર્ક, શિકાગોનો ઉનાળો આપણા મુંબઈના સાધારણ દિવસો જેવો હોય છે. અલબત્ત, શિયાળામાં સ્કેટીંગ વગેરે પ્રચલિત છે જ અમેરિકનો જે કોઈ કામ હાથમાં લે છે તે વ્યવસ્થિત રીતે કરે છે પર્યટનની તૈયારી અઠવાડિયા-દસ દિવસ આગળથી થાય છે અને કામની સારી વહેંચણીને લીધે બહુ જ સહેલાઈથી ઉકલી જાય છે ઇ હા પણ કોઈ વાર મોટા પાયા ઉપર પર્યટનો ગોઠવે છે. ઉનાળા દરમિયાન ઇ હા ના ટેનિસ કોર્ટ ઉપર નૃત્યનો કાર્યક્રમ દર વર્ષે રાખવામાં આવે છે. ઉપરાન્ત શહેરમાં ઉનાળામાં open air concert ગોઠવાય છે. ત્યાં પણ વિદ્યાર્થીઓ જઈ શકે છે

અમેરિકાનાં ત્રણેય હાઉસ એક બીજાં સાથે સંબંધ રાખે છે ઇ. હા ના વિદ્યાર્થીને બીજા હાઉસમાં રહેવાની પહેલી પસંદગી મળે છે. આવો સંબંધ પારિસના હાઉસ સાથે પણ જળવાય છે. લડાઈ પછીના વર્ષોમાં પારિસમાં હાઉસ પાસે નાણાં ખૂટી પડેલાં પારિસના વિદ્યાર્થીઓ ભારી હાડમારીમાંથી પસાર થઈ રહ્યા હતા. તે વખતે અમેરિકાના

卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક ૪૮ શ્રાવણ : ૨૦૦૫ અંક ૪

# તો આવ—

પ્રજાલાલ

અગમ્ય નિજ ધામમાં અકલ એક તું રાજતો ?
નિરંજન, અરૂપ, મુક્ત અવિકારી આનંદમાં,
અલિપ્ત સુખદુઃખથી રમત આત્મસ્વચ્છંદમાં
અબદ્ધ વિધિથી, ન કાળતણી ઝાળથી દાઝતો ?

ન આર્ત્તજનપ્રાર્થનાથી યદિ મૌન તારું તૂટે,
વિલાપ વિપદોતણા ન તવ નેત્ર ભીનું કરે,
ન ઊર્મિ તવ અંતરે કરુણ સ્નેહપૂર્ણ ઊઠે,
ભલે હૃદય તો તને હૃદયહીનને વીસરે.

પરંતુ યદિ માનવીહૃદયસાથ તાદાત્મ્યતા
તુંથી અનુભવાય, દુઃખસુખ વિશ્વનાં નીરખી
તનેય સુખદુઃખના હૃદયમંથ મારા થતા,
અને મનુજ મર્ત્યની સ્ખલનશીલ માટી થકી
લવ પ્રણયને ઘૃણા ન યદિ થાય તો આવ તું
લઇ સુગમ રૂપ માનવસ્વભાવને ભાવતું

# શ્રીકૃષ્ણને ખુલ્લો પત્ર

[ હળવી નિબધિકા પત્રસ્વરૂપે ]

જયાનન્દ દવે એમ. એ.

પરમ પ્રિય કનૈયા !

કેટલાક માણસો એવા હોય છે કે જેને મળ્યા પછી એમને ફરી ફરીને મળ્યા કરવાની કોઇ અદમ્ય ઝંખના જાણે આપણાં દિલમાં જાગ્યા કરે છે. અહીં "આપણાં" એ શબ્દનો પ્રયોગ ધ્યાન બહાર રહી ગયેલી કોઇ ભૂલથી કે તને પણ અમ માનવોમાંનો એક ગણવાના કોઇ હીન ઈરાદાથી નથી કર્યો · રાધા સાથેના તારા અસંખ્ય પ્રણયપ્રસંગોમા તને પણ ઉપર્યુક્ત સત્યનો સપૂર્ણ સાક્ષાત્કાર થયો હશે, એટલે એ એક બાબત પૂરતો તો તુ પણ અમારો સમાનધર્મા જ ને ? અને એટલે જ, તારા પણ એ સ્વાનુભવ હશે કે, એ ઝંખનાની પરિતૃપ્તિ જ્યાં સુધી ન સાપડે, ત્યાસુધી આસપાસનુ જીવન જાણે અધૂરુ–અધૂરું અને ખાલી–ખાલી લાગ્યા કરે છે તારી પણ હે રાધાવલ્લભ ! હું પેલા "કેટલાક માણસો" માં ગણના કરુ છુ, કારણ કે જ્યારથી હું તારા સંસર્ગમા આવ્યો છું ત્યારથી ફરીફરીને બસ તારા નસર્ગમા આવવા સિવાય બીજી કશી ઇચ્છા થતી નથી, થાય છે તો જણાતી નથી અને જણાય છે તો તરત જ તેને દાબી દઉં છું.

અહીં કોઇ તર્કપ્રેમીની તર્કશક્તિ આળસ મરડીને ઊભી થશે ને સીધો જ પ્રશ્ન કરશે "ભલા માણસ! તમે વળી કૃષ્ણ ભગવાનના સસર્ગમાં શી રીતે આવી શક્યા ?" એ તર્કપ્રેમી બિરાદરને પ્રત્યુત્તર આપવાને હુ જરા જેટલોય બધાયેલો નથી, છતાં પણ વ્યક્તિસ્વાતન્ત્ર્ય અને પ્રજાશાસનના આ યુગમાં હુ એના પ્રશ્નની અવગણના કરું તો સમયપ્રવાહની સાથે ન રહ્યાનો ભયકર આરોપ મારા ઉપર આવી પડે એમ છે, ત્યારે આ રહ્યો એના પ્રશ્નનો જવાબ : સસર્ગો બે પ્રકારના હોય છે કેટલાક સસર્ગો પ્રામાણિક અને નીતિપરસ્ત સજ્જનોનાં વર્તનની માફક સૌ કોઇ જોઈ શકે એવા હોય છે, ત્યારે બીજા કેટલાક સસર્ગો કાળાબજારિયાની કાળી વૃત્તિની માફક અગમ્ય, અદૃશ્ય અને સૂક્ષ્મ હોય છે આપણા બેમાંથી એકેયમાં પેલા કાળાબજારિયાના દિલની કાળાશ ન હોવા છતા પણ મારો તારી સાથેનો સસર્ગ બીજા પ્રકારનો છે, ને નરસિહ, મીરા આદિ ભક્તોનો તારી સાથેનો સસર્ગ પણ, હે ગોપાલનન્દન ! ઉપર કહ્યો તેવો–સૂક્ષ્મ પ્રકારનો જ હતો ને,—હશે ને !

પ્રથમ જ્યારે મહાભારત, ભાગવત, હરિવંશ, ગીતા વગેરે ગ્રંથોના વાચન દરમ્યાન તારા સંપર્કમા આવ્યો, ત્યારનો હુ ખૂબ પરેશાન છુ. એ પરેશાનીને હદપાર કે હૃદયપાર કરવા માટે જેમ જેમ એ ગ્રંથોના પુનરાવર્તનથી હું તારા વધુ નિકટના સબધમાં આવતો ગયો, તેમ તેમ પેલી પરેશાની, ધાર્યા પ્રમાણે ઓછી થતી જવાને બદલે, પ્રતિસંસર્ગ પ્રફુલ્લતી ને પાંગરતી ગઈ હું ખૂબ મૂઝાયો · પેલા ગ્રંથોનાં વાચનથી જો હું તારુ સૂક્ષ્મ મિલન નથી અનુભવતો, તો બેજાર અને બેચેન બની જાઉં છુ,. ને બીજી બાજુ, મારી એ વૃત્તિને

સંતોષું છું, તો એ સંતોષમાંથી જ, પેલું ફીનીક્ષ ( Phoenix ) પંખી જેમ પોતાની ભસ્મમાંથી જ પુનરુજીવિત થાય છે તેમ, મારા અસંતોષનો જન્મ થાય છે. ઘણાં મંથને, તેપન અને ગડમથલને અંતે મને ભાન થયું કે તારો સંસર્ગ પામવાની રીતને, નવીનતા-પૂજક આ જમાનાને અનુસરીને, મારે બદલાવવી જોઈએ.

ત્યારે, એ નવી રીત કઈ?

તારે ત્યાંની રૂઢિરસમોની મને ખબર નથી, પણ અહીં અમારે ત્યાં તો મિત્રો અને સ્વજનોના પત્રોમાં અમે ઘણી વાર વાંચીએ છીએ કે "તમારા પત્રથી અમને મળ્યા તુલ્ય આનંદ થયો છે." અમે સૌ-એટલે કે, પત્રલેખકો અને પત્રવાચકો-જાણીએ જ છીએ કે આમાં ચોખ્ખેચોખ્ખી આત્મપ્રતારણા છે, અને છતાં અમે અમારા સ્વજનની એ ખુશામતથી ખુશ થઈએ છીએ અને અમારી એવી જ ખુશામતથી એમને અમે ખુશ કરીએ છીએ, એ નક્કર હકીકત છે, તે તો પછી એવો "મળ્યા તુલ્ય આનંદ" તને પત્ર લખીને હું શા માટે ન મેળવું? એ વાત તો સાચી જ છે કે મારા આ પત્રથી મને-પત્ર-લેખકને-કંઈ "મળ્યા તુલ્ય આનંદ" થવાનો નથી પણ મારા દિલની વાતો તારા દિલ અથવા મગજ, અથવા છેવટ તારા કાન સુધી પહોંચશે, એ પણ મારા જેવા અતિસામાન્ય માણસ માટે, ઓછા અહોભાગ્યની વાત કહેવાય?

"ખુશામત તો ખુદાને પણ વહાલી છે" એવી એક લોકોક્તિ અમારામાં પ્રચલિત છે મને ઘણા સમયથી એમ લાગ્યા કર્યું છે કે આ લોકોક્તિ કો'ક ખુશામતપ્રેમી ઇન-સાનનું માનસિક ફરજંદ છે. પોતાની ખુશામતપ્રેમી હીન વૃત્તિના સંતોષ કાજે એણે, બડી સિફતથી અને અનોખી આસાનીથી, તને પણ એ વૃત્તિનો ભોગ બનાવ્યો; ને પછી તો એણે ગીતાભાષ્યાં પેલા તારાં જ વચનો "यद् यद् आचरति श्रेष्ठ तद् तद् एव इतरो जन." અનુસાર ખુશામતને ઇહલોકમાં પણ ચલણી નાણું જેવું બનાવી દીધું. રંગીન ચશ્માંમાંથી જોનાર માણસને જેમ જગત આખુંય રંગીન દેખાય છે, તેમ એ ખુશામત-પ્રેમીને પણ, ભક્તોએ તારે ચરણે ધરેલી હૃદયપૂર્વકની નિઃસ્વાર્થ ભક્તિ પણ ખુશામતને સ્વરૂપે જણાઈ, પણ એમાં દોષ પેલા રંગીન કાચનો છે, તારો નહિ, —એ વાત લક્ષ્યમાં લઈને હું પણ, તારા અસંખ્ય ભક્તોમાંના એકની માફક, મારી તારા પ્રત્યેની ભક્તિનો, "पत्र पुष्प फल तोय" સમો, આ જેવો સૂઝ્યો છે તેવો, અર્ઘ્ય તારે ચરણે ધરું છું.

તને આ ખુલ્લો પત્ર લખવાની મને ઇચ્છા થઈ કે તરત જ એક મૂંઝવણ ઊભી થઈ: તને પત્ર લખું તો ખરો, પણ તને સંબોધવો કઈ રીતે? "प्रथमग्रासे मक्षिका"ના ન્યાય પ્રમાણે આ મૂંઝવણમક્ષિકાએ પણ મને ઠીક ઠીક પજવ્યો, પરંતુ તરત જ મને સમજાઈ ગયું કે કોઈ મઢેલા ફોટાની બાબતમાં જેમ મુખ્ય વસ્તુ ફોટો છે, ફ્રેમ નહિ, તેમ જ હરકોઈ પત્રમાં મુખ્ય-વસ્તુ એ પત્રનું લખાણ છે, સંબોધન નહિ; ને તેથી જ જે સંબોધન સૌથી પહેલાં મારાં હૈયે-હોઠે-કલમે ચડી આવ્યું તે જ મેં કશા પણ ફેરફાર કે વિચાર વગર, મૂકી દીધું

"પ્રિયાને ગમ્યું છે ગીત : ગમશે ગુજરાતને તો
જાણીશ કે જીવતો છે ગુર્જરીનો પ્રાણ!" *

* શ્રી. કરસનદાસ માણેક . 'મહોબતને માંડવે'માંથી

એ ગીતપંક્તિમાં જેમ કવિ ગુજરાતની કાવ્યો કસવાની રીતનાં મંડાણ ક્રિયાનાં ગમા–અણગમા ઉપર કરે છે તેમ, મારા હૈયાનું અણમૂલ સર્ટિફિકેટ જે સંબોધનને પામ્યું છે, તે સંબોધન તને પસંદ પડશે તો જ હું માનીશ કે તું ખરેખરો ભક્તવત્સલ છે।

અને મે પત્ર શરૂ કર્યો. પણ ત્યાં તો પાછી બીજી એક મુશ્કેલી, દાંતિયા કરતી ને મુચ્છાઇ ભર્યું ખંધું હાસ્ય કરતી, મારી સામે આવી ઊભી: ભગવાનને 'તમે' તરીકે સંબોધાય કે 'તું' તરીકે? 'તું' અને 'તમે'નાં તમારે ત્યાંનાં–સ્વર્ગનાં–ધોરણોની મને કશી ખબર નથી, એ ખબર તો જ્યારે હું સ્વર્ગવાસી થાઉં, ત્યારે પડે; ને સ્વર્ગના સુખી જીવનની અનેક કથાઓ વાંચી–સાંભળી હોવા છતાં, અત્યારે તો સ્વર્ગવાસી થવાની મને જરાય ઇચ્છા નથી, એટલે અમારાં અહીંનાં ધોરણોની જ મારે તને વાત કરવી પડશે અમારામાં માતાને 'તું' કહીને બોલાવે છે, ને બાપને 'તમે' કહે છે, પતિ પત્નીને બહુધા 'તું' કહીને બોલાવે છે, પત્ની પતિને 'તમે' કહે છે, નજીકના મિત્રો એક બીજા માટે 'તું' વાપરે છે, પ્રથમ મળનાર કે અલ્પપરિચિત માણસો પરસ્પર 'તમે'નો પ્રયોગ કરે છે ત્યારે, તારો ને મારો સંબંધ આ બધામાંથી કઇ જાતનો? માતા–બાળકનો, પિતા–બાળકનો, પતિ–પત્નીનો, મિત્ર–મિત્રનો કે અલ્પ પરિચિતોનો? આપણો સંબંધ ઘણો જ ઘનિષ્ટ હોવા છતાં પણ આપણે મિત્રો છીએ એમ કહેવાની—મારા ને તારાં શીલ અને વ્યસનો સમાન છે એમ કહેવાની—ધૃષ્ટતા તો મારાથી ન જ થઇ શકે. આપણો પરિચય અલ્પ છે એમ કહું, તેમાં તને તો જાણે કશું જ નુકસાન નથી, પણ મારા પોતાના માટે હું પોતે જ ઊઠીને એવું આત્મઘાતક પગલું શા માટે ભરું, ભલા? આપણો સંબંધ દેહ કે આત્મા—એકે ય દૃષ્ટિએ પતિ–પત્નીનો નથી, જો કે તારા ભક્તો તને ગોપીભાવે—પ્રિયતમાભાવે—ભજે છે, ને તેથી તું પ્રિયતમ ને અમે—તારા ભક્તો—તારી પ્રિયતમાઓ. એ તારી પ્રેમલક્ષણા ભક્તિનું સુલક્ષણ કે અપલક્ષણ જાણીતું છે, છતાં ગોપીભાવે ભજતા અમને (પત્નીને) તને (પતિને) તું તરીકે સંબોધવાનો કશો જ અધિકાર નથી, સિવાય કે તું સ્ત્રીવાદને અનુસરીને ઉદારતાપૂર્વક પ્રિયતમા બની જાય અને અમને—તારા ભક્તોને—તારા પ્રિયતમ બનવાની અમૂલ્ય તક આપે! લેકિન વો દિન કહાં હૈ . . ? વળી, બ્રહ્માના સ્વરૂપે તું જગતને જન્મ આપનાર હોવા છતાં પણ અમારા શાસ્ત્રકારો અને ધર્મવિદો તને જગજ્જનની નથી કહેતા, એટલે આપણો સંબંધ પિતા–બાળકનો પણ નથી. ત્યારે, reductio ad absurdumવાળા ભૂમિતિના પેલા પ્રખ્યાત સૂત્ર અનુસાર, આપણે માટે એક માત્ર સ્વાભાવિક સંબંધ રહ્યો, ને તે છે પિતા પુત્રનો. સમગ્ર જગતનો તાત એવો તું, મારો પણ તાત છે, એ વિચારે હું ખરેખર ગૌરવ ગદ્ગદ બની જાઉં છું. ખેડૂત જે દૃષ્ટિએ 'જગતનો તાત' છે, એ જ દૃષ્ટિ, વ્યાપક અને વિરાટ સ્વરૂપે, તને પણ 'જગતનો તાત' બનાવે છે. ખેડૂત ધાન્ય પકાવીને 'તાત' બને છે, તો તું વરસાદ, પ્રકાશ, તાપ વગેરે એના આવશ્યક ઉપકરણો ગોઠવે. તને ખેડૂતની સમાન પરિપાટી ઉપર મૂકો, તેથી માઠું તો નહિ લગાડેને? એની પાછળની મારી પવિત્ર ભાવના તું લક્ષમાં લઇશ એમ હું આશા રાખું છું. પણ તને—જગતના ને તેથી મારા—'તાત'ને હું–પુત્ર–'તું'થી કેમ સંબોધી શકું? ઉપર લખ્યા જુદા જુદા સંબંધોની બાબતમાં તે જોયું હશે કે 'તું' એ સંબોધનનું ધોરણ છે પ્રેમની ઉત્કટતા, તીવ્રતા ને ઘનિષ્ટતા. તું જગતનો પિતા ભલે રહ્યો, એની ના નથી, જ્યાં 'તમે' તરીકે

સંબોધીને હું મારાં આ ઉત્કટ પ્રેમ અને અનર્ગળ ભક્તિને શા માટે વ્યર્થ કરી નાખું ? તને મારાં આ પ્રેમ અને ભક્તિ માન્ય છે કે નહિ, એવાં કશા તારા તરફના પ્રમાણપત્રની રાહ જોયા વિના, હું તો ' in anticipation ' એ વણદીધો અધિકાર ભોગવવા મંડી પડુ છુ ઊર્મિનો આવેગ, લાગણીઓનો થનગનાટ, ભોગવવા મંડી પડું છુ ઊર્મિનો આવેગ, લાગણીઓનો થનગનાટ, પ્રેમની પ્રબળતા ને ભક્તિના ભાર પામે મારા સમગ્ર વિચારશક્તિ, વિવેકબુદ્ધિ ને તર્કજ્ઞાન વગેરે બાપડા ચોથવાઈ ગયાં છે, કર્તવ્યમૂઢ બની ગયાં છે, ને પરિણામે, આ 'તુ'નુ સંબોધન !

આટલી પ્રસ્તાવના પછી હવે હુ વાતના મૂળ મુદ્દા પર આવુ. તને થશે કે, જેની પ્રસ્તાવના આટલી બધી લાંબી છે, તેની મૂળ વાત તો વળી કેટલીય લાંબી હશે; પણ તારે એમ ગભરાવાની જરાય જરૂર નથી; આ બાબતમા હું અર્વાચીન વૃદ્ધ અંગ્રેજ નાટકકાર બર્નાર્ડ શોનો અનુયાયી છુ. એના મૂળ નાટકો કરતા એની પ્રસ્તાવના ઘણુ ઘણી લાંબી હોય છે, ને ખરું જોતા એ જ સાચી દૃષ્ટિ છે આપણા કાલિદાસાદિ નાટકકારો સાત, ને કદીક તો દસ, અંકના લાંબા નાટકોની શરૂઆતમા માત્ર બેત્રણ પાનાની ટૂંકી પ્રસ્તાવના જ લખે છે, તેમા તો એ નાટક અને પ્રસ્તાવના બન્નેનુ અપમાન છે ભરતમુનિએ નાટ્યશાસ્ત્રમાં આ પ્રસ્તાવનાનુ લક્ષણ આપ્યુ, તે એમના જમાનામાં સાચુ હશે, પણ આ આપણા જમાનાનું જો કોઈ બંધબેસ્તુ નામ હોય તો તે છે 'પ્રસ્તાવનાપ્રેમી'! અમારે ત્યાં કોઈ સમારંભોમા પ્રવચનો, વ્યાખ્યાનો ને ભાષણો યોજાય છે ત્યારે તેમા પણ વક્તાઓ મૂળ કથનના કેન્દ્ર ( centre ) થી ઘણે દૂર પરિધ ( circumference )મા જ વિહરતા હોય છે, ને એવા ચિરવિહાર પછી, કદિક કેન્દ્ર તરફ થોડી વાર આવીને ને કદિક તો તેમ કર્યા વગર જ, પોતાનુ વકતવ્ય પૂરું કરે છે. આમ, પ્રસ્તાવનાપ્રેમ એ અર્વાચીન યુગનુ પ્રધાન લક્ષણ બની રહ્યુ છે, ત્યા હુ પણ એથી કેમ મુકત રહી શકું ?

મારે તને શુ કહેવાનું છે, એની મને જ પૂરતી ખબર નથી, કારણ કે મારે તો આ પત્રના વાહન દ્વારા કોઈ પણ રીતે તારો સંપર્ક સાધવો હતો, એ જ મુખ્ય હેતુ હતો; છતાં ફરિયાદ લેખે તો ફરિયાદ, ઠપકો સમજે તો ઠપકો ને પ્રશસ્તિ માને તો પ્રશસ્તિ, —એ બધાના રાસાયણિક મિશ્રણ જેવુ અહી કશુક તને મળશે

બાળપણમાં ગોવાળને વેશે જશોદા માતાને ત્યાં રહેતો હતો ત્યારે માખણ ચોરી લીધાની ફરિયાદ તારી વિરુદ્ધ થતી હતી, સમોવડિયા મિત્રોને રમતગમતમાં હેરાન કર્યાની ને સતાવ્યાની ફરિયાદ કિશોરાવસ્થામા તારી વિરુદ્ધ થતી હતી, ને યૌવનમા તો રાધાનુ ચિત્તડું ચોર્યાની, સોળ હજાર રાજકન્યાઓને અંતઃપુરમા સ્થાપ્યાની ને સ્વર્ગમાંથી સચોડું પારિજાતક વૃક્ષ ઉપાડી લાવ્યાની—એમ અનેકવિધ ફરિયાદ તારી વિરુદ્ધ થઈ હતી. ટૂંકમા, તારુ વર્તન જ એવુ ઉછાછળું, થનગનતું ને કદિક તો ઉચ્છૃખલ રહ્યુ છે કે તારા જીવનપટના તાણાવાણા જાણે ફરિયાદના જ બનેલા હોય એમ લાગ્યા કરે છે! પણ એ ફરિયાદોના જળનું જ જાણે તું માછલું હો, એમ તને એ ફરિયાદો સદી ગઇ છે, ને તેથી નિતનવી ફરિયાદો ઊભી થાય એવા જ તારાં સઘળા કાર્યો રહ્યા છે. તારા વિરુદ્ધની મારી ફરિયાદોની તો એક નહિ, પણ અનેક ફાઇલો ભરી પડી છે, પણ અહીં તો એ સિંધુનાં એકાદ—બે બિંદુથી જ આપણે ચલાવી લઇશું.

તું નામ અને રૂપને ક્ષણિક, ક્ષુદ્ર અને અજ્ઞાનજન્ય કહીને ગીતામાં નિંદે છે, પણ

'માધવ', 'કૃષ્ણ', 'હૃષીકેશ', 'ગોવિંદ', 'મધુસૂદન', 'જનાર્દન' વગેરે અસંખ્ય નામો તું ધારણ કરે છે, અને મહાભારતમાં માનવ અથવા અર્ધદેવ (Demi-God) તરીકે, ભાગવતમાં ગોપીજનવલ્લભ તરીકે, ગીતામાં અર્જુનના સારથિ તરીકે, ને છેવટ વિશ્વરૂપદર્શનમાંના વિરાટ પુરુષ તરીકે—એમ અસંખ્ય સ્વરૂપે તું અમને દેખા દે છે, તેનું શું? એ તો 'परोपदेशे पाण्डित्यम्' ને 'પોથીમાંના રિંગણાં' જેવી જ વાત થઇ!

પ્રજાના પાલક અને સંરક્ષક હોવાનો દાવો કરતો હોવા છતાં, બાપડા અર્જુન પાસે, આગળ રહીને, તું તેના પોતાના જ કુળના નાશનું અઘોર પાપ કરાવે છે! ને અર્જુન બિચારો મૂંઝવણમાં શું કરવું એની સમજ ન પડવાથી, તને 'शिष्यस्तेऽहम्' કહીને 'निश्चितं ब्रूहि तन्मे' એવું બોલ્યો, ત્યારે નિશ્ચિંત (ટુંકાણમાં, નિશ્ચિત સ્વરૂપે, સમજાય તેવી રીતે) બોલવાને બદલે, એક એકથી ચઢે તેવા અઢાર અધ્યાયો અને સાતસો શ્લોકો, એકસામટા ને એકશ્વાસે, કોઇ ગોખણિયા વિદ્યાર્થીની માફક, તું ઉચ્ચારી ગયો, ને તેમાંય પાછી કશી સમજાય તેવી, સાદી, સીધી, સરળ ને સબદ્ધ વાતો થોડી જ છે? ત્યાં તો તું જ્ઞાન અને કર્મ, કર્મપરાયણતા અને કર્મસંન્યાસ, સાંખ્ય અને યોગ સમી વિરોધી વાતોનું બિહડ વન સર્જે છે, જેમાં માર્ગભૂલ્યો અર્જુન વિશેષ અટવાઇ જાય છે. એ તો અમારો અર્જુન એટલો ભલો માણસ કે એના ઉપર તે આટઆટલો જુલમ કર્યો તે છતાં તને ગાળો ભાંડવાને બદલે, 'नष्टो मोहः स्मृतिर्लब्धा' જેવાં સૌજન્ય ભર્યાં વચનો ઉચ્ચારે છે, અને છેવટે, 'करिष्ये वचनं तव' કહીને તો તે તિતિક્ષાની પરાકાષ્ઠાએ જ પહોંચી જાય છે!

જગતના સામાજિક રથને કશો અકસ્માત ન નડે એ માટે અમારાં ધર્મશાસ્ત્રોએ લગ્નની નિયમબદ્ધ વ્યવસ્થા કરી, એક પત્નીવ્રતની પવિત્ર ભાવનાને પુરસ્કારી અને રામચંદ્ર જેવા એકપત્નીવ્રતધારી મહાત્માનું ઊજળું ઉદાહરણ આપ્યું, તો તેં જ ઊઠીને એ લગ્નપ્રથાનો જડમૂળથી ઉચ્છેદ કર્યો ને રૂક્મિણીનું હરણ કર્યું, સત્રાજિતની ઇચ્છા વિરુદ્ધ એની પુત્રી સત્યભામાને તું ખાનગીમાં પરણી ગયો, એ બન્નેની, સમ્મતિ તો જાણે ઠીક પણ, જાણ પણ વિના સોળ હજાર કન્યાઓને શોધેશોધી સ્વર્ગમાંથી તેં જનાનાખાના ભેગી કરી દીધી! અને આ બધું જાણે હજુ ઓછું હોય તેમ, છૂપી રીતે હૃદયના કોઇ આળા—સુંવાળા ખૂણામાં સંઘરી રાખેલી પેલી રાધિકાની મૂર્તિને પણ તે પ્રતિપળ પંપાળ્યા કરી! અને આમ છતાં, આખની અફેરે કો'ક સુંદરી ચડી એટલી જ વાર! "લગને લગને કુંવારો" એ અમારા લૌકિક કથનનું આદિ પ્રેરણાસ્થાન જાણે તું જ! એ તો ઠીક છે, અમે "દેખે એવું શીખે" એ પ્રમાણે તારું અનુકરણ નથી કરતા, નહિતર સમાજમાં કેટલી બધી અંધાધૂંધી ને અવ્યવસ્થા થઇ જાય, એ અમારી કલ્પનામાં પણ નથી આવતું

દેહની ક્ષણભંગુરતાની ને આત્માના અમરત્વની, ડાહ્યો થઇને, લાંબીચોડી વાતો કરનારો તું જ એશઆરામ, શારીરિક સુખ, ઇન્દ્રિયતૃપ્તિ અને વાસનાવિકારોથી ભર્યો પડ્યો છે, તેનું શું? ને આ બધી બાબતો વિશે મારે તને ઠપકો શી રીતે આપવો? ઘડીકમાં તું કો' દિવ્યાંગન દોસ્ત તરીકે, તો ઘડીકમાં સાવ અજાણ્યા તરીકે, ઘડીકમાં યોગી તરીકે, તો ઘડીકમાં સંસારી તરીકે, ઘડીકમાં સામાન્ય માનવ તરીકે, તો ઘડીકમાં નિર્ગુણ નિરાકાર પરમબ્રહ્મ તરીકે,—એમ અનેકવિધ વિરોધી સ્વરૂપે તું અમને દેખાય છે, એટલે અમારે

તારું સ્થાયી સ્વરૂપ આ બધાંમાંથી કયાંને ગણવું, એ અમને સમજાતું નથી. તારો પરમ મિત્ર હોવાનો દાવો કરતા પેલા અર્જુનને પણ, તેં એને દિવ્ય ચક્ષુ આપીને તારાં વિરાટ સ્વરૂપનું દર્શન કરાવ્યું ત્યારે જ, ખબર પડી કે તું તો પરમેશ્વર છે, તો પછી મારા જેવાની તો વાત જ શી?

પરંતુ સારાં યે વિશ્વમાં વ્યાપી વળેલાં તારાં અદ્ભુત–વિરાટ વ્યક્તિત્વની આ કથા, તારાં ગુણદર્શન વિના, અધૂરી કહેવાય, ને સાચું કહું તો, મારે તો આ પત્રમાં એ ગુણ-પૂજા જ કરવી હતી, પણ એમ કરવા જતાં, તને કદાચ એમાં ખુશામતની દુર્ગંધ આવશે, એવો મને ભય હતો અને એ તો તુ પણ સમજે જ છે ને કે તારા ગુણો તારા દોષના અલંકાર છે ને તારા દોષો તારા ગુણના અલંકાર છે!

અનેક રાણી–પટરાણીઓથી સતત વિંટળાયેલો હોવા છતાં, અને દ્વારિકાની સુવર્ણ-નગરીની સુંવાળી રાજગાદીમા આળોટતો હોવા છતાં, ગરૂડ કુંવરબાઈનાં મામેરાં ટાણે ભક્ત નરસૈંયો ભીડમાં આવી પડયાનુ જાણવામાં આવતાં "ગરૂડ કયાં?" કરતું તારું ભક્તવાત્સલ્ય-સળવળી ઊઠે છે, એ જ સમૃદ્ધિની શય્યામાં સૂતાં છતાં, ગરીબ સુદામો બારણે આવ્યાનુ સાંભળતા જ તારો મિત્રપ્રેમ વિહ્વળ થઈ જાય છે, હસ્તિનાપુરથી સુદૂર હોવા છતા, ભર-સભામા લૂંટાતી દ્રૌપદીની લાજને તું બચાવે છે, ને એ રીતે સમગ્ર નારીજાતિનાં શીલસંરક્ષણનો મહત્ત્વનો આદર્શ તુ અમારી સમક્ષ રજૂ કરે છે, મીરાંએ પ્રાર્થના પણ નહોતી કરી, છતાં રાણાએ મોકલેલા વિષના પ્યાલાને તેં અમૃતનો બનાવી દીધો હતો, બંસરીના મધુર નાદથી ગોકુળ આખાને ગાંડુતૂર કરી મૂકીને તેં ભાગવતધર્મનો મર્મ સુગમ કર્યો છે; ને છેવટે, મહાભારતમાં આદિથી તે અંત સુધી પાંડવોને પડખે રહીને તેમને અંતે વિજય અપાવ્યો એ વાત, તારી સત્યપ્રિયતાની સબળ સાક્ષી પૂરે છે.

હાશ! મારુ હૈયુ હવે કેવુ હળવું–ફૂલ બની ગયુ! જાણે શરદનું નિર્મળ વાદળું જ જોઇ લ્યો! નથી હવે ત્યાં મૂંઝવણો, મથામણો કે મંથનો; નથી ત્યા અસ્વસ્થતા, અસ્થિરતા કે અસંતોષ, પરમ પ્રભુને પણ, ઇચ્છા પ્રમાણે પત્રો લખી શકાય છે ને એ રીતે એનો પુણ્યસંપર્ક સાધી શકાય છે, એ વિચારમાત્રથી જ હું હવે તો કૃતાર્થતા અનુભવું છુ; ને તેથી જ તો, મારુ આ હળવુ–ફૂલ હૈયુ પણ, વિશ્વરૂપદર્શનને અંતે અર્જુનનાં હૈયાની માફક, પોતાની મેળે અહોભાવપૂર્વક ઉચ્ચારી ઊઠે છે કે,

नमो नमस्ते ऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ।

નરસિંહ, મીરાં, સુદામા કે અર્જુન–આમાના તારા એકેય ભક્તનાં પેંગડામાં પગ ઘાલવાની મારી કશીય ગુંજાશ નથી, છતા सर्वदेवनमस्कार केशव प्रति गच्छति એ વાક્યમાંની નમસ્કાર ઝીલવાની તારી અદ્ભુત ગુંજાશને લક્ષમા લઇને, એ નમસ્કારનિધિમાં આ રીતે આ એકનો ઉમેરો કરુ છુ.

ઠીક, ચાલો ત્યારે, गम्यतां पुनर्दर्शनाय, બીજું શુ?

એજ.

લિ૦ તારો, ને સદાયનો
તારો જ માત્ર . . . .



# પ્રેમાનંદનાં આખ્યાનો*

પ્રા. પ્રેમશંકર હ. ભટ્ટ એમ. એ.

જમાનો ઝડપથી બદલાય છે. વ્યાખ્યાનગૃહમાં રંગીન રોશનીની પૂર ભભક વચ્ચે, ફરફર થતા પંખાની નીચે આરામથી ખુરશી પર બેસીને, ઊંચા 'પ્લેટફોર્મ' પરથી ધ્વનિવર્ધક યંત્ર મારફત 'ફી' આપીને વ્યાખ્યાન સાંભળવા ટેવાયેલા આજના શ્રોતાને, બસો-અઢીસો વર્ષ ઉપરના ગુજરાતના ગામડાગામની ધૂળિયા શેરીમાં, ખોળામાં મોટી હડીબા જેવી માણ રાખી, હાથની દરેક આંગળીમાં વીંટીઓ પહેરી, ફગફગ થતાં કોડિયા કે મશાલને અજવાળે, 'ફી' તરીકે કંકુના ચાંદલાવાળી સોપારી કે ચપટી ચોખા સ્વીકારી, મધુર સ્વરે, સાભિનય, ઘડીમાં રણઝૂઝતા યોદ્ધાની જેમ હુંકારે ગાજતો, ને ઘડીમાં કરુણ રસથી નીગળતી વિરહી પત્નીની ભાવિમાં બનનારી અમાંગલિક ઘટનાઓની સૂચક ને હૃદયવિદારક વ્યથાને મેવાડાની પ્રલંબિત પંક્તિમાં ઘૂંટી ઘૂંટીને વર્ણવતો; ઘડીકમાં સમગ્ર શ્રોતાસમૂહને ખડખડ હસાવતો તો ઘડીકમાં હસતા ટીખળીને ય ગંભીર બનાવતો, વિવિધ રસમાં તરબોળ કરતો, આ દુનિયા ભૂલાવી પૌરાણિક પાત્રોની બનેલી છતાં લૌકિક લાગે એવી સૃષ્ટિમાં વિહાર કરાવતો, કોઈ વ્યાખ્યાતા કે કથાકાર કલ્પવો પણ મુશ્કેલ પડે એમ છે.

સત્તરમા સૈકામાં તો આવા કથાકારો ઠેર ઠેર મળતા, મળતા નહિ; રઝળતા. માત્ર સત્તરમા સૈકાના સાહિત્યમાં જ નહિ, સમગ્ર ગુજરાતી સાહિત્યમાં અગ્રસ્થાને શોભે એવો પ્રેમાનંદ—જેણે ગુજરાતી સાહિત્યમાં આખ્યાનોનું તો પૂર જ વહાવ્યું છે એમ કહી શકાય—પણ આવો કથાકાર–ગાગરિયો ભટ્ટ જ હતો. એ ગાગરિયા ભટ્ટોમાં ચપટી તાંદુલ માટે પણ પાછી અંદરોઅંદર હરીફાઈ અને અન્યોન્યની ઈર્ષ્યા થતી. અઢીસો વર્ષ પરેલાનો માનવસમાજ જુદો હતો, જનસ્વભાવ તો આજનો ને એ જમાનાનો એકનો એક જ રહ્યો છે. 'માર્કંડેય પુરાણ'માં પ્રેમાનંદ પુરાણીઓથી કેવી ધાક૧ ખાતો એનો ઉલ્લેખ મળે છે.

> દ્વિજ જનથી ડરતો હું ભાખું, નવ ડરે હરિહર બ્રહ્મ રે,
> ભટ્ટ પ્રેમાનંદ નામ મિથ્યા, જાણ્યાં કવિતા સવિતા શર્મ રે ૧
>
> કડવું ૭૬.

> કથા કથી અહીં યથામતિએ, હું પુરાણી કેરો દાસ રે
> સંસ્કૃત પ્રાકૃત કાંઈ ન જાણું, એક કવિતા વશી ઉર વાસ રે.
>
> કડવું ૧૩, પૃ ૯૫

ને ક્યારેક એ કારણે જ એ પુરાણીઓ પ્રત્યેનો પોતાનો તિરસ્કાર પણ ઉઘાડી રીતે જ વ્યક્ત કરે છે. થાય ત્યાં આગડે એવો દાંત ભીંસીને પ્રહાર પણ કરી લે છે.

---

* જૂનાગઢ ખાતે ભરાયેલા સત્તરમા સાહિત્ય પરિષદ સંમેલનમાં વંચાયેલો નિબંધ.

૧ 'બૃહત્ કાવ્યદોહન' ભા. ૭, પૃ ૭૭.

## આખ્યાનોનું વસ્તુ

પ્રેમાનંદે અનેક આખ્યાનો લખ્યા છે, ને એમાંના કેટલાક હજુ અપ્રસિદ્ધ છે.[૪] આ આખ્યાનોનું વસ્તુ પ્રેમાનંદે બહુધા અન્ય સ્થળેથી લીધેલુ છે, ને કેટલીક વાર એ જે સ્થળેથી વસ્તુ લીધુ હોય એનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, તો કેટલીક વાર કશો જ ઉલ્લેખ કરતો નથી કોઈ કોઈ આખ્યાનોનો અમુક ભાગ—લગભગ આખા આખ્યાનનુ કથાખોખું—એણે વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની કે નાકર જેવા કવિઓમાથી ઉડાવ્યું છે, ને એ વિશે એણે અક્ષર સરખો નોંધ્યો નથી. કદાચ આ કારણે જ શ્રી મુનશી જેવા વિવેચકો એ કવિશ્રેષ્ઠને ચોરશ્રેષ્ઠ એવુ બિરુદ આપે છે[૫] મહાભારત, રામાયણ, ભાગવત પુરાણ ને માર્કંડેય પુરાણમાથી એ વધુ ખરુ પોતાનું આખ્યાનવસ્તુ પસંદ કરે છે. 'ચંદ્રહાસાખ્યાન', 'નળાખ્યાન', 'માધાતાખ્યાન', 'સુભદ્રાહરણ', 'અષ્ટાવક્રાખ્યાન' વગેરેનુ વસ્તુ મહાભારતમાથી લીધાનુ એણે જ એના આખ્યાનોમા સ્વીકાર્યું છે. 'રણયજ્ઞ' જેવી કૃતિનુ વસ્તુ રામાયણમાથી લીધુ છે 'ઓખાહરણ', 'સુદામાચરિત્ર', 'દાણલીલા', 'ધ્રુવાખ્યાન' વગેરેનુ વસ્તુ ભાગવત પુરાણમાથી ને 'મદાલસા આખ્યાન', 'હરિશ્ચંદ્રાખ્યાન' જેવી કૃતિઓના મૂળ માર્કંડેય પુરાણમા રહેલા છે 'મામેરુ', 'હૂંડી', 'હારમાળા', ને 'નરસિંહ મહેતાના પિતાનુ શ્રાદ્ધ' એ આખ્યાનોનુ વસ્તુ ચરિત્ર વિષયક છે, ને એમા પ્રેમાનંદે ચરિત્રાત્મક સામગ્રી ને એની અગાઉના કવિનું કાવ્ય બન્નેનો ઉપયોગ કર્યો છે

ને આમ હોવા છતા પ્રેમાનંદ પોતાનાં આખ્યાનોમા ગુજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ ઠરે એવી સર્ગશક્તિ ને પ્રતિભા દાખવે છે. આખ્યાનની વસ્તુ-સંકલના, રસનિરૂપણ, પાત્રાલેખન ને પાત્રવૈવિધ્ય, શબ્દાલંકાર ને અર્થાલંકાર, આખ્યાનોમાથી છતો થતો લોક-

---

૪ (૧) આ કાવ્યમાળાની જ સંખ્યા બત્રીસની થાય છે ને કેટલાક આ યાદીમા નીચેના પણ ઉમેરે છે' કહીને દી બ કૃ. મો. ઝવેરીએ બીજા ૨૧ પુસ્તકોની યાદી 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો'મા (પૃ. ૬૨) આપી છે

(૨) શ્રી અંબાલાલ બુ. જાનીએ સંપાદિત કરેલ 'સુભદ્રાહરણ'મા (પૃ ૧૧૦) પ્રેમાનંદના પ્રસિદ્ધ થયેલા આખ્યાનોની સંખ્યા ૩૫ હોવાનુ એમણે જણાવ્યુ છે, ને અપ્રસિદ્ધ કાવ્યો—નાટકોની મોટી યાદી પણ એમણે આપી છે. અપ્રસિદ્ધ ગ્રંથોની સંખ્યા, શ્રી અં. બુ. જાનીના નોંધવા પ્રમાણે, પાંત્રીસેકની છે

(૩) 'Premanand composed with incredible facility As many as fifty-seven works are attributed to him, several of them being of considerable length.

— K M Munshi

*Gujarata and Its Literature*, p 187

૫ આ સંબંધે શ્રી ક. મા. મુનશીનો અભિપ્રાય જુઓ

'A prince of plagiarists, Premanand allowed no law, either of morals or art, to prevent him from appropriating another man's work'

*Gujarata and Its Literature*, p. 188

માનસનો ગાઢ ને સૂક્ષ્મ અભ્યાસ, વર્ણનશક્તિ, કલ્પકપ્રતિભા, ચિત્રાત્મકતા, ભાષા, રસાનુકૂળ ભાવ સભર અભિવ્યક્તિ, પ્રાસાદિકતા—કોઈ પણ દૃષ્ટિએ પ્રેમાનંદનાં આખ્યાનો જુઓ. આ બધાંમાં દોષ મુદ્દલે નથી, બધી કૃતિઓ અણિશુદ્ધ કલાપૂર્ણ છે એમ કહેવાનો આશય નથી, દોષો ને ક્ષતિઓ છે, પરંતુ ગુણરાશિ પાસે અત્યંત અલ્પ—અલ્પાલ્પ કહીએ એટલા પ્રમાણમાં.

## વિવિધ રસોની ફૂલગૂંથણી

પ્રેમાનંદે વિવિધ રસોના આખ્યાનો લખ્યાં છે. અર્થાત્ કોઈ પણ એક આખ્યાનમાં અમુક એક રસને એ મુખ્ય સ્થાને રાખે છે. શૃંગાર માટે 'ઓખાહરણ,' કરુણ માટે 'નળાખ્યાન', વીર માટે 'રણયજ્ઞ' ને 'અભિમન્યુ આખ્યાન', હાસ્ય માટે 'મામેરુ' કે 'સુદામાચરિત્ર' જાણીતી કૃતિઓ છે. એક રસને મુખ્ય રાખી, કોઈ ઉસ્તાદ ગવૈયો જેમ એક મુખ્ય રાગ કે રાગણીમા અન્ય આનુષંગિક રાગરાગણીનો સંવાદ સાધે એમ પ્રેમાનંદ પણ આખ્યાનોમાં રસની મિલાવટજમાવટ કરે છે. આ કલામા એ એક્કો છે, ને એટલે જ નવલરામ પંડ્યા જેવા વિવેચક 'રસની બાબતમા કોઈ પણ ગૂજરાતી કવિ એના પેગડામા પગ ઘાલે એવો નથી, તાકવું તીર મારનારો તો પ્રેમાનંદ જ. એ ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમા આપણને લઈ જઈને બેસાડે છે. એની વધારે મોટી ખૂબી એ છે કે એને એક રસમાથી બીજા રસમા છટકી જતા વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશમાત્ર રસભંગ થતો નથી"[6] એવું વિધાન કરે છે. આખ્યાનકવિતાની ને કવિશક્તિની આ કાંઈ જેવી તેવી સિદ્ધિ ના ગણાય. 'નળાખ્યાન' કરુણરસપ્રધાન કૃતિ હોવા છતા એમા કવિએ શૃંગાર અને હાસ્ય બન્નેના તાર વણ્યા છે. આખ્યાનનો પ્રારંભ જ કવિએ આવા રસમિશ્રણથી કર્યો છે. ધર્મરાય યુધિષ્ઠિર શોકપૂર્ણ હૃદયે બૃહદશ્વ ઋષિને પોતાના દુઃખની કરુણ સ્વરે, 'નેત્રે ભરે જળધારા,[7] એ રીતે વાત કરે છે, ને એમની વાત સાંભળીને હરકોઈ વાચક હસ્યા વિના રહી જ ના શકે:

> ધર્મ કહે સાંભળોજી સ્વામી, હઠી ગયો અર્જુન,
> આવળાસવળી સાલે લખસાલી, માટે કરું છું રુદન.
> ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી,
> ભડભડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોહોટું તાણી.
> પ્રતંસામગ્રી નકુળ પાસે, કદાપિ જો મેં માગી,
> એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી.
> સહદેવને જો કામ દેઉં, આણું મન ન આણે રોષ,
> પણ મધ્યાહ્ને ઘરમાથી નીસરે જોતો જોતો જોષ.

---

[6] 'નવલગ્રંથાવલિ' ભા. ૨, પૃ. ૩૧૩.

[7] ધર્મરાયને ઋષિ પૂછે, જળે ભીના પગ માહરા;
સો દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.

બૃ. કા. દો. ભા. ૧, નળાખ્યાન, પૃ. ૧૧૪

દક્ષિણ દિશાએ જોઈશું જો, જાય તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરું તો, ચંદ્રનું ઘર છે સામું ૮

છેલ્લી પંક્તિમાં હાસ્ય સાથે વ્યવહારશૂન્ય વિદ્યાસંપન્ન નરના વેદિયાવેડા પ્રત્યે પણ કટાક્ષ વરતાઈ આવે છે. નળને 'અનંગ અનળ' પ્રગટ્યો હતો એનું વર્ણન કરતાં પ્રેમાનંદ શૃંગારનું નિરૂપણ કરે છે, ને તુરત જ કુશળ ગવૈયો અન્ય રાગનો તાનપલટો મારે તેમ, હંસને જોઈને મન લોભાવાથી નળે તેને ઝાલ્યો ત્યારના હંસના વિલાપમાં કરુણનું આલેખન કર્યું છે:

હંસે માંડ્યો રે વિલાપ, પાપી માણસા રે
શું પ્રગટ્યું મારું પાપ, ,,
એ કાળા માથાના ધણી, ,,
જેને નિર્દયતા હોયે ઘણી, ,, ૯

ને આમ રસવૈવિધ્ય સાધતાં સાધતાં પ્રેમાનંદ સદ્બોધ આપવાની તક જતી નથી કરતો. આ હંસના વિલાપની જ એક પંક્તિ જુઓ:

જે પાએ પાનભ્રષ્ટ હંસી માસળો રે
તે પામે માહરી પેર કષ્ટ આહીંથી પાછા વળો રે

પ્રેમાનંદ ક્યારેક તો મનુષ્યસ્વભાવમાં રહેલી કામલોલુપતા, નીતિભ્રષ્ટતા, વિવશતા વગેરે દુર્ગુણોને હાસ્યાસ્પદ બનાવી, કટાક્ષની સોયે ટીપી, જનસમૂહને શિક્ષણ આપે છે. 'નળાખ્યાન'માં જ ઈંદ્ર, અગ્નિ, વરુણ ને જમ નળની પાસે, નળને 'વેવીશાળિયા'[10] બનવાનું કહેવા જાય છે ત્યાંથી માંડીને તે દમયંતીના સ્વયંવર સુધીના પ્રસંગોમાં પ્રેમાનંદે શ્રોતાઓને ખડખડાટ હસાવી કામલોલુપતાને લીધે શું મનુષ્ય કે શું દેવ કેવા હાસ્યાસ્પદ બને છે, ને એની કેવી અવનતિ થાય છે એનું આલેખન કર્યું છે. એમ કરતાં પ્રેમાનંદ કુશળ કળાકારને છાજે એવો વાક્સંયમ પણ સાધે છે:

રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જતાં કાલ;
આખી રાત થયા સાતરા, ઊઠી ઢળી પડે છે ઉજાગરા.

* *

સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણી માત્ર વર નહિ કો જાન
પર થઈ બેઠા પ્રાણી માત્ર, સમા કર્યાં છે વરવા ગાત્ર
શરીર સુદ્ર કાષ્ઠના ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ.

* *

પરણ્યા થયા નાના વર, વરા કરાવતા વાળ્યા ઘર,
તનમન કન્યાને અર્પણ, આજથી નહિ રાખે દર્પણ.

---

૮ 'બૃ. કા. દો.' ભા ૧, નળાખ્યાન, કડવું ૧

૯ 'બૃ. કા. દો.' ભા ૧, નળાખ્યાન, કડવું ૭

૧૦ દેવ કહે હો રાજ મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર,
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીશાળિયા અમારા થાઓ
'નળાખ્યાન' કડવું ૧૯

આ તો મનુષ્યની વાત થઈ, દેવો તો એથી પણ વિશેષ પામર લાગે છે, અત્યંત હાસ્યાસ્પદ કોટિમાં ઊતરી પડે છે–ક્ષુદ્ર દેખાય છે.

> દમયંતી જેમ વરવાને જાયે, ખસી ઉઠ નળ આગળ થાયે,
> એક એકને અળગા કરે, હેવા હાર કંઠ આગળ ધરે

ને આ દેવો પોતા સિવાય અન્ય દેવો કુરૂપ લાગે, ને દમયંતી આગળ પોતે જ સ્વરૂપવાન દેખાય એ કારણે અંદરોઅંદર એક બીજાને મનમાં શાપ આપે છે, ને પરિણામે સહુ દેવો કુરૂપ બને છે, માટે દેવોના મુખ જોઈને દમયંતી હસે છે. લોકો પણ હસે છે.

> ઈંદ્રે મનમા શાપ્યો હુતાશન, વાદરના જેવુ થયુ વદન,
> અગ્નિએ જાણ્યુ એ ઈંદ્રનુ કાજ, રીંછમુખો થયો મહારાજ
> વરુણે શાપ મનમાંહે દીધો, જમને માંજરમુખ કીધો;
> ધર્મે અંતર ઈચ્છ્યુ એવુ, વરુણનુ મુખ થાજો શ્વાનના જેવુ.
> રીંછ, વાનર, શ્વાન, માંજર, કન્યા કહે વર રૂડા ચાર[11]

એ જ 'નળાખ્યાન'મા ઋતુપર્ણ રાજા દમયંતીને વરવા માટે જલદી રથ જોડવાની બાહુકને વિનવણી કરે છે એમાં પણ પ્રેમાનંદ પોતાના શ્રોતાઓને હસાવી હસાવી, મનુષ્યહૃદયમા રહેલી કામલોલુપતાને જ હાસ્ય અને કટાક્ષનું ભાજન બનાવે છે. બાહુકને જોઈને આખી સભા હસે છે :

> સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ.

ને આપણે ઋતુપર્ણની કામવિહ્વળતાને હસીએ છીએ!

પણ આ તો આડ વાત થઈ. હું અહીં પ્રેમાનંદ પોતાનાં આખ્યાનોમાં કેવી રીતે રસસંક્રાન્તિ કરે છે એ મુદ્દો ચર્ચું છું. 'મામેરું' આખ્યાનમા નરસિંહ મહેતા જે વેલ લઈને મોસાળું કરવા જાય છે એ વેલનું વર્ણન હાસ્યથી ભરપૂર છે 'મોસાળાની સામગ્રીમા, તિલક ને તુળસી માળા' સિવાય બીજું કશુ નથી એ વેલનુ વર્ણન કરતી "વીશ લીટીઓ આપણી ગુજરાતી ભાષામા બહાર પડતા નિર્મળ હાસ્યરસનો એક નમૂનો છે,"[12] ને એ હાસ્ય પછી તરત જ કવિ, શ્રી રામનારાયણ પાઠક જેને 'મર્મવેધી કરુણ'[13] કહે છે એની મિલાવટ કરે છે પિતાપુત્રીનાં–કુંવરબાઈ અને નરસિંહ મહેતાના–મિલનનુ ચિત્ર કરુણથી નીગળે છે પાત્રાલેખનની દૃષ્ટિએ નવલરામભાઈ આમા–કુંવરબાઈની ઉક્તિમાં–દોષ જુએ છે પરંતુ મા વિનાની, સાસરિયામાં મેણાંટુંણાં વેઠતી, પોતાનાં સીમંતપ્રસંગે નિર્ધન બાપની મોસાળુ કરવાની અશક્તિને લીધે બાપને ઉપહાસપાત્ર બનતો જોતી પુત્રી, પોતાનો બધો અંતસ્તાપ, બધો ઉકળાટ, બધું મનદુઃખ બાપની પાસે ઠાલવે, મરેલી

---

11 'નળાખ્યાન' કડવુ ૮

12 નવલરામ ના ગ્રંથો

13 'કાવ્યની શક્તિ, પૃ. ૧૦૧

માને સંભારી સંભારી વધારે ઉગ્ર રીતે ને કડવી વાણીમાં; એમાં કશું અસ્વાભાવિક મને નથી જણાતું. કુંવરબાઈની એ ઉક્તિઓ મર્મવેધી કરુણનું અત્યંત સરળ, ઘરગથ્થુ બાનીમાં, સુબોધ ને ઉચિત અલંકારો વડે, કેવું હૃદયસ્પર્શી ને ચિત્તહારી આલેખન થઈ શકે એનું આપણી ભાષાનું સર્વોત્તમ દૃષ્ટાંત બની રહે છે. પિતાપુત્રીનું એ ચિત્ર જુઓ :

> મહેતે મસ્તક મૂક્યો હાથ, પાસે બેસાડી પૂછી વાત
> કુંવરબા: બોલી વીનતિ, મોસાળુ કંઈ લાગ્ય નથી
>
> * *
>
> માતા વિના સૂનો સંસાર માતા વિના તે શો અવતાર !
> જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઉતરી,
> જેવું રવિનું આથમતા તેજ, મા વિના એવું બાપનું હેત
> સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણ જેવું તલફે મચ્છ,
> ટોળાવછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી,
> લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન,
> કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન
> પરો ઠરે રખે દીકરી, મા વિના એવી દીકરી,
>
> * *
>
> ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર[૧૪]

ગુજરાતના મધ્યમ વર્ગના સંયુક્ત કુટુંબમાં, સાસરે રહેતી નમાઈ દીકરીના કરુણ મનોભાવોનું આ આલેખન, મને તો કુંવરબાઈના પાત્ર સાથે તદ્દન સુસંગત લાગવા ઉપરાંત, પ્રેમાનંદના લોકમાનસના ગાઢ સંપર્કના, ને ઘન કરુણને પણ નિર્મળ ઝરણાંની જેમ વહેતો કરવાની કળાના નમૂના લેખે પણ, ઉત્તમ લાગે છે કપરાં સાસરવાસો વેઠતી, ઓશિયાળી ને માવિહોણી દીકરીની હૃદય છબી, ઝગઝગાટ વિનાના અલંકારો વાપરીને આલંકારિક બનાવેલી સુબોધ ને હૃદયંગમ ભાષામાં કવિએ દોરી દીધી છે. કુંવરબાઈને ઉદ્દેશીને કહેવાયેલી દાઝભરી સાસુ, જમાનાની ખાધેલી ખંધી વડસાસુ, ને અવળ નણંદની ઉક્તિમાં હાસ્ય ને કરુણ, બન્નેનો ધાગો છે એ, તો સ્પષ્ટ સમજાય તેવું છે, ને એમાં પણ પ્રેમાનંદની રસાલેખનની કળાવિશિષ્ટતા જ છતી થાય છે.

---

૧૪ 'ગુ. કા દો.' મા પૃ ૨૨૩, ૨૨૪ 'મામેરુ,' કડવુ ૫ અપૂર્ણ ]

# 'હૂ...રે હૂ...ર આરા...

રમેશ વહોરા .

ડૉક્ટર શિરીષના આશ્ચર્યનો કોઈ પાર નહતો. સ્ત્રીઓમા શું એટલો બધો પ્રેમ હોય શકે ? શિરીષ સમજી શકયો નહિ તેની નજર સમક્ષ એક પછી એક જુદી જુદી જાતની સ્ત્રીઓ ખરી થઇ. અને તેના મુખમાંથી એક નિઃશ્વાસ સરી પડયો ! "અ ..રે ! અત્યાર સુધી હુ મૂર્ખ જ રહ્યો ..."

હમેશા તે અમુક ચોક્કસ પગલે દવાખાને આવતો અને દવાખાનેથી સીધો ઘેર જતો. બીજી બાબતોમાં તે માથું મારતો જ નહિ તેને બસ દવા અને દર્દી સાથે જ કામ હતુ. સવારમાં સાત વાગે ઊઠી, નહાઇ ધોઇ સાડાઆઠ–નવ વાગે તે તૈયાર થઈ જતો અને હાથમા વર્તમાનપત્ર લઇ દવાખાને ઊપડી જતો પણ દવાખાને પહોંચે કે તરત જ દર્દીઓનો જાણે મેળો જામટે. તે ઠેઠ બાર વાગ્યા સુધી ચાલે. બાર–સાડાબાર વાગે દવાખાનેથી સીધો લોજમાં જઇ, જમી, પાછો દવાખાને આવી જતો. અને પછી તો રાતના દસ–સાડાદસે જ ઘેર જતો.

આમ દિવસનો મોટો ભાગ માનવીઓ વચ્ચે રહેવા છતાં, જાણે તે માનવીઓથી વિખૂટો પડી ગયો હોય તેમ તેને લાગ્યા કરતું હતું. બચપણથી જ તે સગાંવહાલાં વગરનો હતો. યુવાન થયો તો પણ શરમાળ પ્રકૃતિને લીધે તે અતડો જ રહેતો. અને કોલેજ–જીવનમાં તેને પુરુષ મિત્રો હતા ખરા, પણ ... સ્ત્રીઓ તરફ તો તેને પહેલેથી જ ધૃણા હતી. અને પુરુષના સર્વનાશ માટે સ્ત્રીઓ જ જવાબદાર છે એમ તેને લાગતું હતું .. એટલે તે સ્ત્રીઓ સાથે બિલકુલ બોલતો નહિ એટલું જ નહિ તેની સામુ જોતો સુદ્ધાં નહિ અને તેથી જ તેણે ઘરમા સ્ત્રી–નોકર રાખી નહતી.

આ પ્રમાણે શિરીષનુ જીવન પસાર થતુ હતું એક દિવસ સવારે તે દવાખાને પહોચ્યો કે તુરત જ એક મજૂર જેવો લાગતો યુવક ઉતાવળે ઉતાવળે તેની પાસે આવ્યો. અને બોલવા લાગ્યો

'દાક્તર સા'બ ! જલદી ચાલો ને ..." તે પૂરુ બોલી પણ શકતો નહતો. તેના મુખ ઉપર ભયની રેખાઓ સ્પષ્ટ દેખાતી હતી

"પણ શું છે ? કયા જવુ છે ?" શિરીષે પૂછયુ

"અહીં જ ... બહુ આઘું નથી .. ' યુવકે દૂર હાથ લંબાવી રહે'વાનુ સૂચવ્યુ. "..સા'બ ..ગાડી .."

"નહિ.. જરૂર નથી.. " તેણે કહ્યુ અને યુવકને લઇ ઝડપથી ચાલવા લાગ્યો. મૌન ઘણી વખત ભયંકર બને છે શિરીષે પૂછયુ .

"કોણ માંદું છે ?"

"એ તો ઘરવાળાં ..ઘણા વખતથી માંદાં છે.. દવાનુ હમેશ કહુ"... પણ

તે વખતે એક જ દર્દી હતો એટલે ઝડપથી તેને પતાવી તે યુવતી સાથે ચાલી નીકળ્યો. તેને ઘેર જઈ વૃદ્ધ પિતાને તપાસી તે દવાખાને પાછો ફર્યો દવા લેવા પેલી યુવતી તેની સાથે આવી હતી.

"ડૉક્ટર ? કેમ લાગે છે ?"

"શું ? શેનું ?" શિરીષ સમજી શક્યો નહિ

"એ તો બાપુજીની વાત કરું છું" પેલી યુવતી હસી. તેના હૃદયમાં નાના બાળકની નિર્દોષતા હતી.

"અરે કંઈ જ નથી ફક્ત મેલેરીઆ."

શિરીષ દવા તૈયાર કરવા લાગ્યો દવા બનાવતા વિલંબ થાય તો તેટલો વખત યુવતી સાથે વધુ રહેવાય, ખરું ? શિરીષ હસ્યો

"કેમ હસો છો ?"

"ના .ના એ તો અમસ્તું જ . ." શિરીષ એકદમ બોલી ઊઠ્યો. પેલી યુવતી ખડખડ હસી પડી. અને શિરીષે ઝડપથી દવા બનાવી આપી દવા લઈ તે પાછી ફરી.

શિરીષ તેને જતી જોઇ રહ્યા તેના અંધકારમય જીવનમાં એક તારક જાણે ચમકી ગયો ફરી શું તે નહિ ચમકે ?

પણ શિરીષને નિરાશ થવાનો વખત આવ્યો નહિ પેલી યુવતી હમેશા દવા લેવા આવતી, વાતો કરતી અને દવા લઇ ચાલી જતી. કોઇ કોઇ વખત દવા અને ડૉક્ટર વિષે ગરમાગરમ ચર્ચા થતી; તો કોઇ વાર સ્ત્રીઓના હક, સમાજવાદ કે ગાંધીવાદ ઉપર વાક્યુદ્ધ ચાલતું પણ આ બધાનું પરિણામ માત્ર એક જ આવ્યું–તે એ કે પેલી યુવતી–ઉમા–અને શિરીષ એક બીજાની નજીક આવતા ગયાં અને તે એટલે સુધી કે બન્નેને સાંજના ફરવા ગયા વિના ચેન જ પડતું નહિ !

સ્ત્રી–પુરુષની મૈત્રીનું પરિણામ હમેશા પ્રેમમાં જ પરિણમતું હશે ? ઉમા અને શિરીષ પણ એક બીજાને ચાહવા લાગ્યા સમાજમાં એક આદર્શ દંપતી તરીકે નવું અજવાળું બતાવવાના કોડ તેમને જાગ્યા. શિરીષ તેને કહેતો

"ઉમા . . . ! હવે ક્યારે વિચાર છે ?"

"શેનો ?" જાણતી છતાં તે પૂછતી

"મેરેજ-લગ્નનો .   "

"હા . . . પણ . . . મારે આ બી એનું છેલ્લું વર્ષ છે. પરીક્ષા પછી જ રાખીએ તો !"

અને ઉતરતી નાડી પણ એમ જ થયું. હમેશા યંત્ર માફક કામ કરતો શિરીષ હવે જરા અનિયમિત બનવા લાગ્યો હમેશા ગંભીર રહેતો શિરીષ હવે હાસ્ય રમજથી દવાખાનું ગજવી મૂકતો. અને ધીમે ધીમે લોકહૃદયમાં તેનું સ્થાન દૃઢ થતું ગયું

×

એક દિવસ વર્તમાનપત્ર વાંચતા તે ચોંકી ઊઠ્યો. દૂર નદીતટમાં મરકી ફાટી નીકળી હતી. એટલું જ નહિ ત્યાં ડૉક્ટર પણ પોતાનો પડ્યો ફેરવ્યો હતો દુકાળ અને રોગ–બે

વસ્તુ એકઠી થાય ત્યારે ? મનુષ્ય અને પ્રાણીનો ઇશ્વરધાણુ જ વળે ને ? તેની નજર સમક્ષ એક પછી એક રોતા રખડતા નિશ્વાસ મૂકતાં માનવીઓ અને તરફડતાં પ્રાણીઓ ખડાં થયા.

તેણે આગળ વાંચ્યુ. અને તેના મુખ ઉપર ઉત્સાહ પ્રગટ્યો, તેના હૃદયમાં અકથ્ય ઊર્મિઓની છોળ ઊડી મદદ કરવા માટે ડૉક્ટરોનુ એક નાનું મંડળ ત્યા જવાનું હતુ . . તેણે ખાસ વધુ વિચાર કર્યા સિવાય પોતાનું નામ પણ નોંધાવ્યું.

અને જવાનો દિવસ આવી પહોંચ્યો. ઉમાને તેણે આશ્વાસન આપ્યુ. અને સહજ રમૂજ પણ કરી

"પાછો આવુ એટલી વારમાં તો તુ બી. એ થઇ ગઇ હશે, ખરૂ ? અને પછી "

પણ ઉમા આનદ બતાવી શકી નહિ છતાં દઢ હૈયે તેણે શિરીષને વિદાય આપી શિરીષ ગયો

પછી તો દિવસો અને મહિના પસાર થવા લાગ્યા શિરીષ ઉમા ઉપર પત્રો લખતો ત્યાંની મુશ્કેલી, અને વ્યવસાયી જીવન વિષે તે લાંબુ લાંબુ લખી મોકલતો, અને ઉમાના વિયોગથી પોતાને થયેલ દુ:ખ તે છૂપુ રાખી શકતો નહિ માત્ર ઉમાના પત્રો જ તેને અજાણ્યા મુલકમા આશ્વાસન આપતા. આમ આઠ માસ ચાલ્યા ગયા.

હમણા હમણાં શિરીષ જરા અસ્વસ્થ બની ગયો હતો. ઉમાના પત્રો બહુ જ અનિયમિત થવા લાગ્યા હતા. અને છેવટ બે માસથી તેનો એક પણ પત્ર ન હતો. ઉમાને શુ થયું હશે ? તબિયત સારી નહિ હોય ? બહારગામ ગઇ હશે ?...શિરીષ સમજી શક્યો નહિ. અચાનક તેના મનમા મૂંઝવનારો પ્રશ્ન ખડો થયો મને ભૂલી તો નહિ ગઈ હોય ? પરણી ગઇ હશે . . . ?

તેને એકએ વખત પત્ર લખવાની ઇચ્છા થઈ પણ તે તેણે દબાવી દીધી.

. . . અચાનક એક દિવસ તેને એક ભરાવદાર કવર મળ્યું. અને ઉપર ઉમાના હસ્તાક્ષર દેખાયા તેનુ હૃદય નાચી ઊઠ્યુ. ઝડપથી કવર ફોડી પત્ર કાઢી વાચવા લાગ્યો:

". . તમને જાણીને ઘણુ જ આશ્ચર્ય અને અત્યંત દુ:ખ થશે કે મારી ઘણી અનિચ્છા હોવા છતા વડીલોના હઠાગ્રહથી મારે લગ્ન કરવુ પડ્યું છે. તેનું કારણ પણ એટલુ જ વિચિત્ર છે. અમારી કૉલેજમા ગેધરીંગ હતું. મે પણ તેમા ભાગ લીધો હતો. કંઇ પણ જાણ્યા વગર વિદ્યાર્થીઓએ તેમજ બીજા પ્રેક્ષકોએ આ પ્રસંગનો ઊંધો અર્થ લીધો અને નાટકમાના મારા પતિ તરીકે પાત્ર લેનાર શિરીષ માટે મને પ્રેમ છે એવી વાતો ઊડી. એ પછી તો કૉલેજના કાર્ય માટે અમને બન્નેને સાથે જોતાં વડીલો ખૂબ નારાજ થયા.. મને કૉલેજ છોડાવી મારાં તાબડતોબ લગ્ન લેવરાવ્યા, અને તેને તો, ત્રણ માસ પણ થવા આવ્યા. પણ કોણ જાણે લગ્ન પછી મારૂ શરીર દિનપ્રતિદિન ઘસાતુ ગયુ. આજ સાસરીયાંને ચિંતા થવા લાગી છે અને ડૉક્ટરને બતાવતા 'ક્ષય' હોવાનુ જણાવે છે. ક્ષયના ભોગ થએલ માનવીના પરિણામની મને ખબર છે–મૃત્યુ તરફ જ હુ પગલા ભરી રહી છુ. જીવન શુષ્ક અને વેરાન બનતું જાય છે. અને તમારા સ્મરણે તો હૃદય કાબુમાં રહેતું નથી. એક વખત નહિ આવી જાવ ? આવજો જ. જરૂર હોં ....."

શિરીષ સ્તબ્ધ થઇ ગયો. શું બની ગયું તેનું તેને ભાન રહ્યું નહિ. ઉમાનું લગ્ન! નહિ ..નહિ . ઉમા કદી બીજાની હોઇ શકે જ નહિ અને તેણે ઉમા પાસે જલદી પહોંચી જવાનો નિશ્ચય કર્યો પણ માનવીની ધારણા ક્યારે સફળ થાય છે? શિરીષ અચાનક તાવથી પટકાઈ પડ્યો અને ત્યાંના ભયંકર છવાયેલું તાવનો ભોગ થઇ પડ્યો.

આમ ને આમ બે માસ ચાલ્યા ગયા. ડોકટરોની ખરી મહેનતથી શિરીષ બચવા તો પામ્યો પણ ત્યાં ફાટી નીકળેલ રોગ તેના દેહ ઉપર ચિરસ્થાયી બન્યો. અશક્તિ ખૂબ જ હતી ઉમાને મળવા માટે તે અધીરો થઇ ગયો હતો. પણ એક માસના આરામ સિવાય તે જઈ શકે તેમ હતું જ નહિ

લાબી ઝંખના પછી એક માસ પૂરો થયો પણ શક્તિ તો આવી નહિ પંદર દિવસ વધારે કાઢયા પણ કંઇ ફેર માલમ પડ્યો નહિ અને પછી તો તેણે જવાનો નિશ્ચય કરી જ નાખ્યો. ડોકટરોએ આવી મૂર્ખાઇ ન કરવા ઘણું સમજાવ્યો પણ તેણે ગણકાર્યું નહિ અને તે આવવા ચાલી નીકળ્યો

મુસાફરીની હાલાકીને લીધે અને અશક્તિ વધારે હોવાથી તેને અત્યંત પરિશ્રમ પડ્યો મહામહેનતે તે ઘેર પહોચ્યો. આખો દિવસ અને રાત્રિ તેણે આરામ લીધો

ત્રીજે દિવસે સવારમાં હજુ સૂર્ય ક્ષિતિજ ઉપર પ્રગટ્યો ન હતો તે પહેલા તો તેના ખંડના દ્વાર પર કોઇના ટકોરા પડ્યા અને પછી તરત જ કોઈ એક છટાદાર યુવક ખંડમાં દાખલ થયો

"ડોકટર .! જરા આવી જશો?"

"ચા લો " શિરીષ ધીમેથી બોલ્યો. ઝડપથી બોલી નાખવાની હવે તો શક્તિ જ ચાલી ગઇ હતી. ધીમેથી તે યુવક સાથે સરક્યો બન્ને મોટરમા બેઠા.

"કોણ માંદુ છે?" શિરીષે પૂછ્યું

યુવકના મુખ ઉપર જરા ગ્લાનિ છવાઈ

".. ઉમા . મારી " યુવક વધારે બોલી શક્યો નહિ.

"ઉમા !" જાણતો હતો છતા શિરીષ ચમકી ઊઠ્યો

"કેમ .આપ ..?" યુવકથી શિરીષનો ચમકાર અજાણ્યો રહ્યો નહિ.

"ના . ના .." શિરીષનો ધીમો અવાજ બહાર આવ્યો.

વિશાળ બંગલા નજીક મોટર અટકી બન્ને નીચે ઊતર્યા અને ઉમાના ખંડમાં આવ્યા. એક સ્વચ્છ અને સુંદર પલંગ ઉપર ઉમા છેલ્લા શ્વાસો લેતી સૂતી હતી. .જાણે જીવંત પ્રેત !

શિરીષ ધ્રુજી ઊઠ્યો. તે પલંગ નજીક ગયો ઉમાને નિહાળવાનો હવે તેને હક છે ? શું ! નાડ તપાસવા તેણે ઉમાના હાથને સ્પર્શ કર્યો તે કંપી ઊઠ્યો.

ઉમા સહજ હલી. તેની ઝીણી આંખો સહજ ઊંચકાઈ અને શિરીષને જોતાં તે અવાક્ જ થઇ ગઇ. તેની આંખોના ખૂણા ચમકવા લાગ્યા

"કેમ છો ..?" શિરીષનો થોથવાતો અવાજ બહાર નીકળ્યો આખું વાતાવરણ તેને ગૂંગળાવી રહ્યું હતું.

ઉમાએ પોતાનો હાથ શિરીષના હાથમાં જ રહેવા દીધો...નાડ તપાસી લીધી ધીમેથી તેનો હાથ છૂટ્યો. .શિરીષ કશું બોલી શક્યો નહિ.

" શિરીષકુમાર. . ." પેલો યુવક પૂછતો હતો.

" Sorry . " ધ્રૂજતો ગભરાએલો અવાજ શિરીષના મુખમાંથી બહાર નીકળ્યો

ઉમા તો તેને જ નિહાળી રહી હતી. તેની આંખોમાં આંસુ આવ્યાં અને તે ગાલ ઉપર થઈ ટપકવા લાગ્યાં તરત જ તેની આંખો ફરતી લાગી. શિરીષ જોઇ રહ્યો. ઉમા બસ બધાંને ત્યજીને ચાલી જશે?

ઉમા જરા અસ્વસ્થ બની. તેને ગભરામણુ થતી હોય તેમ લાગ્યુ અને ક્ષણમાં તો તેની આંખો ફરી ગઇ, ફાટી ગઇ! તેનો દેહ સ્થિર, કોઈ શાંત યોગિનીની માફક, શોભી રહ્યો. પેલા યુવકના મુખમાંથી ધ્રૂસકું નીકળ્યું

શિરીષે ઝડપથી ખંડ છોડ્યો તે બહાર નીકળ્યો. આખું બ્રહ્માંડ તેને ડોલતું ભાસ્યું તેને અંધારા આવવા લાગ્યા. તે નીચે જ ફૂટપાથ ઉપર બેસી ગયો બાજુમાંથી કોઇ ગાતુ ગાતું પસાર થતું હતુ:

" પથિક! તારે વિસામાના દૂ . ર દૂ . ...ર આરા.... "

તેના મુખ ઉપર વેદનાભર્યું સ્મિત ચમક્યું. આ પંક્તિ શું તેના માટે તો નહિ ગવાઈ હોય? તેણે મુખ ઉપર રૂમાલ ઢાંક્યો .વાતાવરણમાં ફરી પ્રતિધ્વનિ ઊઠ્યો .

".. દૂ . ર દૂ ર આરા..."



# ખંડિતા

[ શાર્દૂલવિક્રીડિત ]

જયાનન્દ દવે

શીળો વાય સમીર શ્રાવણતણી સંધ્યા સલૂણી તણો,
પૃથ્વી યે જળસિંચને પુલકિતા, ભ્રોત્સાહિતા, પ્રેરિતા,
ધારે ધન્ય પ્રસન્નતા પ્રકૃતિનાં અંગાંગ : એવે સમે
પ્રાસાદે કવિતાતણા જઈ ઊભો, દ્વારે ટકોરા કર્યા.
વીતી કૈંક પળો, પછી બહુ ધીમે દ્વારો ખૂલ્યાં, હું હસ્યો;
કિંતુ સ્વાગતના કશાં વચન ના એનાં મુખેથી સર્યાં;
ઊભો હું જડ શો, તહિં તપી જઈ એ કાવ્યદેવી વદ્યાં:
"નેત્રોને નચવી રહી મલપતી પેલી પ્રિયા નાટિકા,
આશામુગ્ધ નિબંધિકા નિજગૃહે આમંત્રતી એ ઊભી;
પ્રૌઢા પેલી વિવેચના સુવચના ત્યાં આવકારી રહી,
ને વાર્તા વળી મત્ત વારવનિતા શી ત્યાં પ્રતીક્ષા કરે,—
આવ્યા કાં અહિંયા તમે તદપિ, કહો? ત્યાં જાવ, જ્યાં એ બધી!"
બોલ્યો હું:"બસ, ખંડિને! બહુ થયું, ત્રૂઠો, ખમૈયા કરો,
રાધા તુ, હરિ હું, પ્રિયે! અવર સૌ સામાન્ય શી ગોપીઓ!"

# ગીત ઝરમર

જયંતીલાલ આચાર્ય

૧

અંધારી રજની ને દીવો સોડમાં
લઈને અબળા એકલવાયી જાય જો,
ત્યાં વાયુ વંટોળે ચડતાં આભમાં
બૂઝાયો દીવો, જામે અંધાર જો;
અબળા ક્રંદન કરતી વિહ્વળતા ભરી
કોણ સૂણે વેરાને એના વેણ જો!
અંધારી રજની ને અબળા એકલી!

અંધારામાં શાને નીકળી એકલી ?
દીવો લઈને શોધે કોની વાટ જો ?
કે પથભૂલી અથડાતી બ્હેબાકળી
આવી આવા નિર્જન વનમાં ધાય જો ?
પગમાં કાંટા વાગે, ક્યાંય સૂઝે નહિ,
રડતી આખડતી જ્યાં ત્યાં અફળાય જો!
અંધારી રજની ને અબળા એકલી!

ઊગ્યો સૂરજ ઘન વૃક્ષોનાં જૂથમાં,
અબળા સૂતી હાશે નિદ્રામાં'ય જો,
પગમાંથી ટપકે છે રક્ત, શરીરમાં
જોમ મળે નહિ એવી હા વરતાય જો!
કોણ કરે ચેતનવંતી એ નારને ?
કોણ દિલાસો દે દિલરુઝાવનાર જો :
ઊગ્યો દિન તો'યે હા અબળા એકલી!

૨

ઉંચાં ઉંચાં મારાં માળિયા રે
ઉંચી આભઅટારી;
તેથીયે ઉંચે વિરાજતી રે
મારી કલ્પનાનારી!

સન્ધ્યાના રંગની ઓઢણી રે,
 ભાલ દીપતું ભારી;
કેશ કાળા છૂટા ઉડતા રે
 આંખમાં છે ખુમારી.
ઝંકાર ઝાંઝરના થાય રે
 તોય રૂપ ન ભાળી!
હૈયે ઉઠે તેની મૂરતિ રે
 અહા, કેવી રૂપાળી!
રૂપ જણાય ન તોય, ખરે,
 તેને જાઉં છું વારી!
મારે ઘરે ન વિરાજતી રે
 તોય નિકટ મારી!

૩

ઝરમર ઝરમર વાદળ વરસે, વરસે મારાં નેન!
પથ નિહાળું ઊભી ત્યાં તો વીતી ગઈ હા રેન!

 આવો શ્યામસલુણા રાજ,
 મારા જીવનના મહારાજ!

તમરાં બોલે, દાદુર બોલે, બોલે વનના મોર,
પ્રાણપપૈયો ભીતર ઝૂરે, દીન બન્યો ઘનઘોર!

 ધરણી મઘમઘ કરતી આજ
 વધાવે જીવનના મહારાજ!

પળપળ રૂપો નભમાં પ્રગટે, નવ નવ લીલા સાજ,
અંતરની અંધારગલીમાં પગલાં માંડો આજ,

 બને જ્યોતિર્મય દિવ્ય પ્રકાશ,
 મિલનની ઝળહળતી એ વાત!

૪

જોબનના રાગરંગ ન્યારા,
ઓ પ્રીતમ પ્યારા !
જોબનના રાગરંગ ન્યારા
ધસમસતા પ્રાણના ઉછાળા,
ઓ પ્રીતમ પ્યારા,
મઘમઘતા રોમ રોમ મારા !
તોડીને દેહના કિનારા,
ઓ પ્રીતમ પ્યારા,
વહેતી અનંગરંગ ધારા !
તલસે છે નેન મારાં,
વિલસે શું અંગ રૂપાળાં !
અંતરનો ફાગ ખીલ્યો ભારી,
હે વ્હાલા મારા,
રંગીલી પીચકારી મારી,
હે પ્રીતમ પ્યારા,
જોબનના રાગરંગ ન્યારા !
શરણે હું આવી તારા
ખળખળતી સાગર મારા,
તારા પર જાઉં છુ ઓવારી
હે રસિયા મારા,
ગાઉ હું તારી બલિહારી,
હે પ્રીતમ પ્યારા
જોબનના ક્યાર એ અનુરાગ !
જોબનની જોગણ વ્હાલા !
હૈયાંની ભોગણ, કાળા !
થનગનતી આવી રાધાપ્યારી,
ઓ કાના મારા !
લ્યોને રસઉદધિમાં ઉગારી
હે જોગી કાળા !
જોબનના રાગરંગ ન્યારા !

# હિંદનું વિધવિધ સાહિત્ય : હિંદી

પ્રવીણચન્દ્ર રૂપારેલ એમ. એ.

वो सांझ गगनकी लालिमा
आती है तुमको याद कभी ?

જેવી પંક્તિઓમાં વહેતા આજના હિંદી સાહિત્યપ્રવાહના મૂળ તરફ નજર કરતાં સૌથી પહેલા નજરે ચડે છે ભારતેન્દુ; એથી પણ દૂર વ્રજભાષાના અષ્ટછાપ, તુલસી, સુરદાસ; ને એથી પણ દૂર આપણા ગુજરાતી સાહિત્યની જેમ ગદ્ય સાહિત્યના સર્જક કેટલાક વિદ્વાનોની દૃષ્ટિ એથી પણ દૂર—છેક વિ. સં. ૭૧૯ સુધી પહોંચે છે ને એમને ઝાંખો ઝાંખો દેખાય છે કવિ પુષ્પ—તે વખતના એકએક અલંકારગ્રંથનો કર્તા, પણ હજુ એ ગ્રંથ દેખાતો નથી.

આમ છતાં, સાધારણ રીતે, સર્વમાન્ય મતાનુસાર હિંદી સાહિત્ય સંવત ૧૦૫૦થી શરૂ થતું મનાય છે. આદિકાળ કે વીરગાથાકાળ સં. ૧૦૫૦–૧૩૭૫, પૂર્વ મધ્યકાળ કે ભક્તિકાળ સં. ૧૪૭૫–૧૭૦૦; ઉત્તર મધ્યકાળ કે રીતિકાળ સં. ૧૭૦૦–૧૯૦૦, અને સં. ૧૯૦૦ થી આજ સુધી આધુનિક કાળ કે ગદ્યકાળ એમ તેના સાહિત્યના વિકાસની ચાર ભૂમિકાઓ ગણાય છે.

આદિકાળ કે વીરગાથાકાળમાં સિદ્ધ સાહિત્ય, જૈન સાહિત્ય અને ગોરખના નાથ સંપ્રદાયના સાહિત્ય ઉપરાંત અધિકાંશ રચનાઓ અપભ્રંશની પ્રબળ અસરવાળી દેશભાષામાં, વીરરસપૂર્ણ કાવ્યોની જ થઈ. ખુમાન રાસો, પૃથ્વીરાજ રાસો, પરમાલ રાસો, ખુસરોની "પહેલિયા"–સમસ્યાઓ, વિદ્યાપતિની પદાવલી, 'જયચંદ પ્રકાશ' ને 'જયમયંક જસચંદ્રિકા' આવી મહત્ત્વની રચનાઓ છે. પરમાલ રાસોના આલ્હાખંડની પંક્તિઓ તો આજે પણ ઉત્તર હિંદને ગામડે ગામડે રસપૂર્વક ગવાય છે. આ કાળના અપભ્રંશ સાહિત્યમાં વિજયપાલ રાસો, હમ્મીર રાસો, કીર્તિલતા ને કીર્તિપતાકા પણ ધ્યાન ખેંચે છે. અપભ્રંશની રચનાઓ સાધારણ રીતે શાંતરસપ્રધાન છે જ્યારે દેશભાષાની રચનાઓમાં વીર અને શૃંગારરસ પ્રધાન સ્થાને છે. દેશભાષાની રચનાઓ કરતાં, ભાષા અને વિષયની દૃષ્ટિએ અપભ્રંશ રચનાઓ વધુ પ્રામાણિક છે, કેમકે દેશભાષાની વીરગાથાઓમાં તત્કાલીન જનભાષાનું સાચું સ્વરૂપ કે પૂર્ણ-ઐતિહાસિક સત્યો નથી મળી શકતાં.

આ કાળના સૌથી મહત્ત્વના અને હિંદી સાહિત્યના આદિકવિ ચંદ બરદાઈ ગણાય છે. એમનું 'પૃથ્વીરાજ રાસો' હિંદીનું મહાકાવ્ય છે.[1] આ કાળની વીરગાથાઓમાં સામાન્યત પ્રામાણિકતા ઓછી હોવા છતાં આ રચનામાં તત્કાલીન સમાજનું અસ્તવ્યસ્ત ને અરાજકતાભર્યું ચિત્ર તો છે જ.

પછી આવે છે પૂર્વ મધ્યકાળ–ભક્તિકાળ. વીરગાથાઓ પછી ભક્તિરસના આ આવેગ ભરી અવતારણા જરા આશ્ચર્યજનક તો છે પણ વિચાર કરતાં તેનાં કારણો પણ સ્પષ્ટ

૧. આ વિષે પણ કેટલાક મતભેદ છે. એટલે ઉપરનું કથન સંદિગ્ધ ગણવું.

જણાઇ આવે છે તે વખતના હિંદુ-મુસલમાન, બંનેને એ વાતની પ્રતીતિ થઇ ચૂકી હતી કે તેમણે હવે આ દેશમાં એકસાથે જ રહેવાનું છે એટલે હળીમળીને રહ્યા વિના છૂટકો નથી આથી બંનેના વિચારકોએ એવા કોઇ ક્ષેત્રની વિચારણા કરવા માંડી જેમાં બંનેનો સરખો સમાસ થાય આ ક્ષેત્ર બન્યું ભક્તિનું. હિંદુઓના એકતા માટેના પ્રયત્નો સન્તમત, જ્ઞાનાશ્રયી ભક્તિશાખા કે નિર્ગુણપંથમાં પરિણમ્યા અને એ ધારાના પ્રથમ પ્રવર્તક થયા સ્વામી રામાનંદ એમણે " जाति पाँति पूछे नहीं कोइ, हरि को भजे सो हरिका होइ "નો ગુરુમંત્ર આપ્યો આ ધારાના સૌથી મહત્ત્વના પ્રચારક કબીરજી થયા એમણે આ ધારાને સાંપ્રદાયિક રૂપ આપ્યું નિર્ગુણ બ્રહ્મ એમની ભક્તિનો આધાર હતો એથી હિંદુ તથા મુસલમાન બંને એમના અનુયાયી બન્યા, એમના મત પર ભારતીય બ્રહ્મવાદ, મુસ્લીમ એકેશ્વરવાદ અને નાથસંપ્રદાય તથા સિદ્ધોની પણ ઘણી અસર છે આજના રહસ્યવાદના ઊંડા ઊંડા મૂળ કબીરથી શરૂ થતા ગણાય છે અભણ કબીરજીની કવિતા ભાષાસૌષ્ઠવ કે કાવ્યતત્ત્વની દૃષ્ટિએ ઊંચી કોટિની નથી છતાં ક્યાંક—

नयननकी करी कोठरी पुतरी पलग बिछाय
पलकनकी चिक डारि कै पियको लेउ रिझाय[२]

જેવી આશ્ચર્યમુગ્ધ કરનારી પંક્તિઓ પણ એમણે આપી છે ખરી! આ શાખાના બીજા કવિઓમાં નાનક, દાદુ, સુંદરદાસ, મલુકદાસ, અક્ષર અનન્ય, વગેરે મુખ્ય છે.

બીજી તરફથી મુસલમાનોએ એકતાના કરેલા પ્રયત્નોને પરિણામે સૂફી સંપ્રદાય કે પ્રેમમાર્ગી શાખા અસ્તિત્વમાં આવી. આ પ્રવાહ પર ફારસના સૂફી કવિઓની પ્રબળ અસર હતી. આ શાખાના લગભગ બધા જ ગ્રંથો રચનાર મુસલમાનો હતા એ બધા કથાકાવ્યો છે, એમની ભાષા અવધી, રચના દુહા ને ચોપાઇમાં, વિષય, બધાનો, હિંદુજીવન સંબંધી અને શૈલી ફારસી મસનવીઓની છે એમાં લૌકિક પ્રેમ દ્વારા ઇશ્વરીય પ્રેમપ્રાપ્તિનું અતિ પાવન કરવામાં આવ્યું છે. આ પ્રવાહનો મહત્ત્વનો કવિ છે મલિક મહમ્મદ જાયસી; અને એની 'પદ્માવત', 'અખરાવટ' અને 'આખરી કલામ' એ ત્રણ રચનાઓમાંથી 'પદ્માવત' આ આખા ય પ્રવાહની સૌથી મહત્ત્વની રચના છે કુતબન, મંઝન ને ઉસમાન આ શાખાના મહત્ત્વના કવિઓ છે

પણ શરીરી આલંબનની અપેક્ષા રાખતી ભક્તિ જેવી રાગાત્મિકા વૃત્તિ અશરીરી આલંબન વાળી નિર્ગુણ બ્રહ્મોપાસના પર ક્યાં સુધી ટકી શકે? એટલે કબીરનો જ્ઞાનમાર્ગ કે સૂફીઓનો પ્રેમમાર્ગ જનતાને વધુ વખત આકર્ષી રાખવામાં નિષ્ફળ નીવડ્યો. વળી આ જ સમયે રામાનુજાચાર્ય અને મધ્વાચાર્યની સગુણ-ભક્તિભાવના દેશભરમાં વેગપૂર્વક પ્રસરતી જતી હતી. આ મધુર ધારા સામે નિર્ગુણ બ્રહ્મોપાસના ટકી ન શકી ને ધીમે ધીમે ઓસરવા માંડી માનવહૃદય લૌકિક પ્રેમ પ્રત્યે આકર્ષાય એ ખરું, ને પ્રેમમાર્ગમાં એવું શરીરી આલંબન પણ હતું; છતાં રામ ને કૃષ્ણની લીલાઓમાં જે આકર્ષણ હતું તે

---

૨. નયનોની કોટડીમાં, કીકીઓની બિછાત પર, પોપચાંના પડદા ઢાળી હું પિયુને રિઝાવું છું.

પ્રેમગાથાઓમાં ન આવી શક્યું, કેમકે સગુણભક્તિમાં પ્રેમ ઉપરાંત ધર્મને પણ સ્થાન હતું અને એ લીલાની કથાઓમાં દુ:ખોથી છૂટવાની પણ કંઈક આશા મળતી. એટલે સગુણભક્તિનાં કાવ્યો લોકોના હૃદયમાં ઊંડું સ્થાન જમાવવા લાગ્યાં.

આ ધારા પણ રામભક્ત રામાનંદી સંપ્રદાય અને કૃષ્ણભક્ત વલ્લભસંપ્રદાય એમ બે પ્રવાહોમાં વહી. કૃષ્ણોપાસક સન્તોએ ભગવાનનું આનંદોલ્લાસભર્યું હસતું રમતું રૂપ ગાઈ જનતાના મનનાં વિષાદ ને ખિન્નતા દૂર કરી જીવન પ્રત્યે અનુરાગ ઉત્પન્ન કર્યો, જ્યારે રામોપાસક ભક્તોએ ભગવાનનું શીલ શક્તિ ને સૌન્દર્યમય સ્વરૂપ ગાઈને જનતાના મન દૃઢ બનાવી ધર્મમાં એમની આસ્થા સ્થાપી. વિષ્ણુના સાકાર સ્વરૂપની આ ઉપાસના એમને મન બ્રહ્મની ઉપાસના કરતાં પણ ઊંચી હતી. ઉલ્લાસ અને આત્મનિવેદન સાથે ઇષ્ટદેવના ગુણગાન કરવાને તેઓ ધાર્મિક કર્તવ્ય માનતા. કવિતા એમને મન સાધ્ય નહોતી—અભિવ્યક્તિનું સાધન માત્ર હતી. રાજ્યાશ્રયની એમને પડી નહોતી. પોતાના ગુણ કે કર્મ કરતાં ભગવાનની કૃપાની મહત્તા એમને મન વધારે હતી.

રામભક્તિધારાના સૌથી મહાન કવિ પ્રાતઃસ્મરણીય ગોસ્વામી તુલસીદાસને હિંદી સાહિત્યે "કવિતા કામિની કાન્ત કવિકુલ કમલ દિવાકર" કહી બિરદાવ્યા છે. હિંદીના આ શ્રેષ્ઠ કવિને વિશ્વના શ્રેષ્ઠ કવિઓની હરોળમાં મૂકી શકાય એમ છે. વાસ્તવિકતાના પાયા પર આદર્શની ઇમારત ચણતી એમની રચનાઓ વૈયક્તિક તેમજ સામૂહિક દૃષ્ટિએ જીવનનું પૂર્ણ-ચિત્ર રજૂ કરે છે. એમના ચૌદ ગ્રન્થોમાં 'રામાયણ—રામચરિતમાનસ'—સર્વશ્રેષ્ઠ છે. આગળના પ્રેમકાવ્યોની પ્રણાલી અનુસાર એ પણ દુહા ચોપાઈઓમાં રચાયું છે. એમના સમયમાં કવિતા માટે પ્રચલિત બન્ને ભાષા અને પાંચે શૈલીઓમાં, દરેકમાં એમણે ઉચ્ચ કોટિની રચનાઓ આપી છે. નાભાદાસ, પ્રાણચંદ અને હૃદયરામ પણ આ શાખાના ઉલ્લેખનીય કવિઓ છે.

કૃષ્ણભક્તિ શાખામાં વલ્લભસંપ્રદાયના અષ્ટછાપને નામે જાણીતા કવિઓ મુખ્ય છે. એમાં પણ સુરદાસ ને નંદદાસ વધારે મહત્ત્વના છે. આ પ્રવાહની પ્રવૃત્તિ, કથાના નહીં જેવા આધાર પર, વ્રજભાષામાં ને ગેયપદોમાં થઈ. તુલસીમાં દાસ્ય પ્રધાન છે જ્યારે સુરદાસમાં દાસ્ય, સખ્ય ને રતિ ત્રણે છે. છતાં સુરદાસનું કાવ્યક્ષેત્ર તુલસીના પ્રમાણમાં ઘણું જ સીમિત કહેવાય. સુરદાસે માનવહૃદયના વત્સલ અને રતિભાવ જ પ્રધાનપણે ગાયા; છતાં એ સીમિત ક્ષેત્રમાં પણ જેટલે ઊંડાણે સુરદાસ પહોંચ્યા છે તેટલે સુધી હિંદીનો કોઈ કવિ પહોંચી શક્યો નથી. એમના ત્રણ ગ્રન્થોમાં 'સુરસાગર' મહત્ત્વનો છે.

નંદદાસની કવિતામાં ભાવના કરતાં તાર્કિકતા વધારે છે. ભાષાના સ્વાભાવિક માધુર્ય કરતાં અલંકારો પર વિશેષ ધ્યાન અપાયું છે. 'ભ્રમરગીત' એમનો પ્રસિદ્ધ ગ્રન્થ છે. કૃષ્ણદાસ, હિતહરિવંશ, મીરાં, ગદાધર ભટ્ટ, રસખાન, ઘનાનંદ વગેરે આ શાખાના મહત્ત્વના કવિઓ છે.

આ કાળના બીજા કવિઓમાં રહીમ, સેનાપતિ, નરોત્તમદાસ, બનારસીદાસ વગેરે અગ્રગણ્ય છે. રહીમની કવિતા અનુભૂતિપ્રધાન છે અને વ્રજ તેમ જ અવધી બન્નેમાં લખાઈ છે.

પછી આવે છે ઉત્તર મધ્યકાળ એને રીતિકાળ પણ કહે છે, કેમકે આ કાળમાં મુખ્યત્વે રસ, ધ્વનિ, અલંકાર વગેરે કાવ્યાંગોનું વિવેચન જ વધારે થયું છે તત્કાલીન મુગલ દરબારોના વિલાસિતાભર્યા જીવનથી ધબકતા વાતાવરણમા મુખ્યત્વે શૃંગારરસ પ્રધાન કવિતાઓ લખાઈ ઘણાખરા કવિઓ રાજ્યાશ્રયી હતા કેશવદાસ, ચિંતામણી, મતિરામ, બિહારી, દેવ, ભૂષણ, રસલીન અને પદ્મમાકર આ વિભાગના મુખ્ય કવિઓ છે

કાવ્યની દૃષ્ટિએ આ કાળના મુખ્ય કવિઓ બિહારી ને દેવ જ ગણાય આ કાળમા વીરરસનો એક માત્ર કવિ ભૂષણ છે બિહારી દુહા જેવી નાનકડી અને મર્યાદિત રચનામાં પણ ઉચ્ચ ઉડ્ડયન કરાવે છે ભાવસુકુમારતામાં એની જોડી મળવી મુશ્કેલ છે એનું 'બિહારી સતસઈ' ખૂબ જાણીતુ છે

દેવની કવિતામા કલ્પનાની ઉચ્ચતા તો છે પણ સાથે જ એ ઉપદેશાત્મક પણ થઈ જાય છે જ્યારે રસલીન તો આ એક જ દુહાથી—

> अमीय हलाहल मदभरे, श्वेत श्याम रतनार
> जीयत मरत झुकी झुकी परत, जही चितवत एक बार[3]

એ હિંદી સાહિત્યમા અમર થઇ ગયા છે

અને પછી આવે છે આધુનિક કાળ લેખિત, સાહિત્યિક ગદ્યનો ઉત્પત્તિ ને વિકાસ આ કાળમા અધિક પ્રમાણમા થયા હોવાથી એને ગદ્યકાળ કહે છે આ પહેલા ગદ્ય નહોતું જ એમ નહી, પણ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને સિદ્ધાન્તોની અસરને સાધારણ રીતે કાવ્યમા વ્યક્ત કરી શકાય એમ ન હોવાથી સ્વાભાવિક રીતે જ ગદ્ય પ્રવૃત્તિને વેગ મળ્યો લલ્લુલાલ, સદલમિશ્ર, ઇન્શાઅલ્લાખાન ને સદાસુખલાલ આ ગદ્યના આદિ પ્રવર્તકો હતા સ્વામી દયાનંદે તેનો ધર્મપ્રચારમા ઉપયોગ કર્યો રાજા શિવપ્રસાદ અને રાજા લક્ષ્મણસિંહે પણ એના વિકાસમા સારો ફાળો આપ્યો છતાં ગદ્યયુગના પિતા કહેવડાવવાનુ માન તો બાબુ હરિશ્ચન્દ્ર ભારતેન્દુને જ મળ્યુ હિંદી સાહિત્યમા એમનુ સ્થાન ગુજરાતીમા આપણા નર્મદ જેવુ છે પ્રતાપનારાયણ મિશ્ર, બાલકૃષ્ણ ભટ્ટ, પ્રેમઘન ને બાલમુકુન્દ ગુપ્ત એ યુગના મહત્ત્વના લેખકો છે

આ ગદ્યને પરિષ્કૃત અને અભિવ્યક્તિક્ષમ કર્યું હોય તો યુગપ્રવર્તક પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીએ એમણે જાતે તો લખ્યુ જ પણ સાથે બીજા અનેક લખનારા પણ ઊભા કર્યા ભારતેન્દુના સમયથી હિંદી સાહિત્યે નાટક, વાર્તા, નવલકથા ને વિવેચનના ક્ષેત્રોમાં પદાર્પણ કરી વિસ્તાર સાધવા માડ્યો અને સાહિત્ય જીવનની નિકટ આવવા માંડ્યુ શરૂઆતની આ પ્રવૃત્તિઓ અનુવાદપ્રધાન રહી, પણ પછીથી મૌલિક ગ્રન્થો પણ રચાવા માડ્યા. આ યુગના પ્રેમચંદ, પ્રસાદ, કૌશિક, સુદર્શન, વૃન્દાવનલાલ વર્મા, ઉગ્ર, જૈનેન્દ્રકુમાર, ચતુરસેન શાસ્ત્રી વગેરે ગદ્યલેખકોએ ખાસ કરીને કથાસાહિત્ય વિકસાવ્યું.

---

3 અમી અને હલાહલમાં એના મદભર શ્વેતશ્યામ નયનો જેની તરફ નજર નાખે છે તે જીવન અને મરણ વચ્ચે ઝોલા ખાવા માંડે છે.

સમાલોચના અને બીજું ગભીર સહિત્ય રચવામા દ્વિવેદીજી ઉપરાંત માધવપ્રસાદ મિશ્ર, આચાર્ય રામચદ્ર શુકલ, ડૉ. શ્યામ સુંદરદાસ, વગેરેએ સારું ધ્યાન આપ્યુ. વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ, ભૂગોળ, પ્રવાસવર્ણન, ગદ્યકાવ્યો અને ભાષાશાસ્ત્ર જેવા વિષયો પણ ગ્રન્થસ્થ થવા લાગ્યા.

કથાસાહિત્યમાં પ્રેમચદજી સૌથી મોખરે છે. સરળ ને મુહાવરેદાર ભાષામાં લખાયેલું એમનુ સાહિત્ય, ભારતીય જીવનના અધકારપક્ષનુ કાવ્ય છે. આ સાહિત્યસમ્રાટ આતરરાષ્ટ્રીય ખ્યાતિ પામી ચૂકયા છે એમણે અનેક નવલકથાઓ, ત્રણસો ઉપરાત ટૂંકી વાર્તાઓ, નાટકો, નિબધો વગેરે લખ્યાં છે એમના જ સંપ્રદાયના બીજા મહત્ત્વના લેખક છે સુદર્શનજી. ઐતિહાસિક નવલકથાઓ લખનાર માત્ર વૃંદાવનલાલ જ છે. જૈનેન્દ્રકુમારની મનોહર શૈલીની રચનાઓમા વિસ્તાર કરતા ઊંડાણ વધારે છે પ્રસાદજી બીજા મહત્ત્વના મહારથી છે. ગદ્યમા એમની પ્રવૃત્તિ સર્વતોમુખી છે છતાં નાટક ને નવલિકા એમનાં ખાસ ક્ષેત્રો છે નવલકથાની દૃષ્ટિએ ઇલાચદ્ર જોષી પણ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે.

વિસ્તારની દૃષ્ટિએ નહી, તો ગંભીરતાની દૃષ્ટિએ પણ, આ યુગનું કાવ્યસાહિત્ય ઓછા મહત્ત્વનું નથી. ભારતેન્દુ સુધી વ્રજભાષામાં લખાતી કવિતા શ્રીધર પાઠક ને દ્વિવેદીજીના પ્રયાસોથી ખડી બોલીમાં લખાવા માડી મૈથિલીશરણ ગુપ્ત, હરિ ઔધ ને અનુપ શર્મા આ શૈલીના મુખ્ય કવિઓ છે છતા આ શૈલીનો પ્રચાર કરવામા અને પોતાના વ્યક્તિત્વથી પ્રર્લાવિત કરી તેનો વિકાસ સાધવામાં ગુપ્તજી જેટલો ફાળો કોઈનો જ નથી. પ્રાચીન ધારાના કવિઓમા આ ઉપરાંત સિયારામ શરણ ગુપ્ત, રામનરેશ ત્રિપાઠી, માખનલાલ ચતુર્વેદી, ગોપાલશરણ સિંહ વગેરે પણ સારો ઉમેરો કરે છે.

પ્રાચીન ધારાની સાથે સાથે જ હિંદીમાં નવીન ધારા પણ વિકસતી ગઈ. પ્રસાદ, સુમિત્રાનદન પત, અને નિરાલાથી એનો આરભ ગણી શકાય. છદ અને ભાવમાં સ્વાતંત્ર્ય, સાહિત્ય ને સગીતનો સમન્વય સાધવાની વૃત્તિ, ઉપમા, રૂપક અને શબ્દચિત્રોમાં મૌલિકતા, અને નવા અલકારોમા વિશેષણ વિપર્યય અને માનવીકરણ, આ નવીન ધારાની વિશિષ્ટતા છે. દુ ખવાદ, માનવગૌરવ અને વ્યક્તિત્વવાદ, સ્વદેશપ્રેમ, આત્માભિવ્યક્તિ; પ્રકૃતિ પ્રત્યે કઇક જુદો જ દૃષ્ટિકોણ વગેરે આ ધારામા પ્રધાન સ્થાને છે. આજનો કવિ પ્રકૃતિને આલબન સ્વરૂપે જુએ છે અને ચરઅચરમાં એક પ્રકારની સામ્યમય સહાનુભૂતિ અનુભવવા મથે છે પ્રકૃતિ એને મન જાણે આત્મીયતા ધારણ કરી બોલી ઊઠે છે આને છાયાવાદ કહે છે પંત ને નિરાલા એના મુખ્ય કવિઓ છે. પતની ભાષામાં કોમળતા ને ભાવની સુકુમારતા છે જ્યારે નિરાલામા પાંડિત્ય અને અર્થઘનતાનુ નિરાલાપણું છે. રહસ્યવાદના પ્રથમ પ્રવર્તકોમાં પ્રસાદજી મુખ્ય છે પ્રેમ, પ્રકૃતિ, પ્રાચીન ગૌરવ ને વેદના એમાં આગળ પડતા છે આ ક્ષેત્રમા મહાદેવી વર્મા પણ મહત્ત્વનાં છે એમની આશ્ચર્યજનક સરલતા ને તરલતા ભરી ભાષામા અનુભવાતી ઊંડી વેદના અનોખી છે

રામકુમાર વર્મા, ભગવતીચરણ વર્મા, મોહનલાલ મહતો, જનાર્દન પ્રસાદ ઝા, દિનકર, સુભદ્રાકુમારી, નરેન્દ્ર અંચલ વગેરે આ ધારાના છે

છાયાવાદ ને રહસ્યવાદનો આટલો પ્રચાર હોવા છતા એના ચોક્કસ સ્વરૂપની નિર્ણાયક

વ્યાખ્યા હજુ સુધી નથી થઇ શકી. એટલે ખરેખર હજી એ છાયા જેવા ને રહસ્યભર્યાં જ રહ્યા છે.

આ કાળની એક બીજી ધારા–હાલાવાદ–પણ ધ્યાન ખેંચે છે એના આદિ અને અતીમ કવિ છે એકલા બચ્ચનજી! છતા એમનુ આકર્ષણ પણ જબરુ છે સાહિત્યમાં એમની આ અનોખી સ્થિતિ આપણને કવિ ન્હાનાલાલની યાદ અપાવે છે.

પ્રાચીન ઇતિવૃત્તાત્મક કવિતાના પ્રત્યાઘાતને પરિણામે જેમ છાયાવાદ, રહસ્યવાદ ને હાલાવાદ આવ્યાં તેવી જ રીતે આ ત્રણે વાદોના પ્રત્યાઘાતે યથાર્થવાદ આણ્યો. જીવનની વાસ્તવિકતાને પ્રધાન સ્થાન આપતા એના કવિઓ એને પ્રગતિવાદ કહે છે આપણે એને વાસ્તવવાદ કહી શકીએ

આ વિચારના કવિઓમા હરિકૃષ્ણ પ્રેમી, ગોપાળસિંહ નેપાલી, સુમન, મિલિન્દ, હિતૈષી વગેરે ધ્યાન ખેંચે છે.

આધુનિક હિંદી સાહિત્ય આમ જીવનની નિકટ આવી પહોંચ્યુ છે અને એનાં વિસ્તાર ને ઊંડાણ પણ વધ્યાં છે. આજે દરેક ભાવને વ્યક્ત કરવાની ક્ષમતા એ મેળવી ચૂક્યુ છે*

---

* ઓલ ઈંડિયા રેડિયો મુંબઇ સ્ટેશનેથી, યોજાયેલી વ્યાખ્યાનમાળા–" હિંદનુ વિધ વિધ સાહિત્ય" મા " હિંદી" એ વિષય પર ૧૦મી જૂને ૧૯૪૮ ના રોજ આપેલો વાર્તાલાપ.



# શોધની પદ્ધતિ

[ એક જૂના પત્રમાંથી ]

અંબાલાલ પુરાણી

**આ** સ્થળે મારે ફરીને પ્રયોગાત્મક પુરાવાઓની દલીલની પુનરુક્તિ કરવી પડે છે. પ્રથમ તો મારી દૃષ્ટિએ સાચું investigating,—પરીક્ષક-વલણ—કેવું હોવું જોઇએ તે સ્પષ્ટ કરવાની જરૂર છે, જે હું એક બે ઉદાહરણો આપીને કરું છું.—

૧. ડૉ. હરિપ્રસાદને ત્યાં સાયેટીકાનો દર્દી આવ્યો. તેને મટાડવાનો ઇલાજ એલોપથિક પદ્ધતિમાં નથી, પણ એમણે સાંભળેલું કે ધનાસુતારની પોળમાં અમુક માણસ મંત્રથી એ દર્દ મટાડે છે. "અમારા વૈદકમાં એની દવા નથી માટે જગતભરમાં તે શક્ય જ નથી—અને વળી તે પણ કોઇ પણ જાતની દવા વગર મંત્રથી તો હોય જ ક્યાંથી?"—એવા પૂર્વગ્રહ વિના તેમણે દર્દીને સરનામું આપ્યું અને મટે તો આવીને પોતાને ખબર કરવા કહ્યું. દર્દીને મટ્યું, તે આવ્યો. દાક્તરની ખાત્રી થઇ કે મંત્રથી સાયેટીકા મટે છે. એમણે ડગનું આગળ ભર્યું. તે માણસને ત્યાં ગયા અને મંત્ર વિષે પૂછ્યું. તેણે દાક્તરને શીખવવા ખુશી બતાવી. દાક્તરે કહ્યું, "મંત્રમાં શ્રદ્ધા હોય તો જ મટે કે એમ ને એમ પ્રયોગ કરવાથી પણ મટે?"—"તમારી શ્રદ્ધાની જરૂર નથી મંત્રમાં જ શક્તિ છે."—મંત્ર શીખ્યા—વગર શ્રદ્ધાએ કહ્યા પ્રમાણે સિદ્ધ કર્યો, અને અજમાવ્યો. પરિણામ સફળતામાં આવ્યું.—આ વલણ તે હું સાચું investigating વલણ ગણું.

૨ તેવો જ દાખલો ડૉ સુમંતનો છે. અગ્નિ ઉપર ચાલવાના પ્રયોગો તેમણે એક મહારાષ્ટ્રીય કુટુંબમાં નજરે જોયેલા પણ અડધીપડધી શ્રદ્ધા એવી કે વસ્તુ સાચી લાગે છે, પણ જુના મનની શંકા પૂરી દૂર થયેલી નહિ જ્યારે રાજમહેલના કમ્પાઉન્ડમાં સ્વ સયાજીરાવને તથા સ્ટેટના મોટા મોટા અમલદારોને અગ્નિ ઉપર ચલાવવા માટે પ્રો આતમી આવ્યાં ત્યારે ડા સુમંત દાઝયાની દવા અને મલમપટ્ટા લઇને ગયા હતા! પછી તેઓ પોતે ચાલ્યા—મોજાં પહેરીને ચાલ્યા—ને કાંઈ થયું નહિ! છેવટે આતમીએ કહ્યું, "કાગળના ફૂલોની માળા હાથમાં રાખો હું તમને અગ્નિથી રક્ષણ આપીશ માળાનું જે થાય તે ખરૂ."—સુમંતે જોયું કે દેવતાની ઝાળથી કાગળની માળા બળી ગઇ એટલે અગ્નિ તો સાચો હતો. ત્યારથી એમની ખાત્રી થઇ કે અગ્નિ બાળે જ એ નિયમ નિરપવાદ નથી

એનાથી ઊલટું વલણ લંડનની રૉયલ સોસાયટી ઓફ સાયન્સનું જુઓ સર વિલિયમ ક્રુક્સ ઇંગ્લેંડનો તે જમાનાનો એક શોધક અગ્રણી એણે ફક્ત એટલી જ માગણી કરી કે હું સોસાયટી આગળ કેટલાક પ્રયોગો દર્શાવવા માગુ છું, જે અશરીરી કોઈ સત્યને આભારી ગણી શકાય તેવા છે ગમે તેમ પણ પ્રયોગો નોંધવા જેવા તો છે જ. સોસાયટીએ પ્રયોગો કરવાની જ રજા ન આપી! એ પ્રયોગો કેવા! દગો કરી નાંખે એવા પ્રયોગો! એમ મનાય છે કે orthodoxy તો જૂનીપુરાણી શાસ્ત્રીઓમાં જ હોય છે પણ કહેવાતી ભૌતિકવિદ્યામાં પણ શાસ્ત્રીઓથી કમ ortho-

doxyવાળા - નથી ! સદ્ભાગ્યે હકીકત પ્રયોગ ઘટના એ એવી વસ્તુ છે કે તેનો ઇનકાર કરનાર ગમે તેવું મંડળ કે ગમે તેવી વિદ્યા હોય, પણ આખરે નુકસાન તો તેને પોતાને જ થાય છે ! ત્યાર પછી સર વિલિયમે 'સાયકીકલ રીસર્ચ સોસાયટી' કાઢી. અને પછી તો સર ઓલીવર લૉજ, કોનન ડોઇલ, ડૉ રીશે વગેરે પ્રખ્યાત યુરોપિયન ભૌતિકવિદ્યાના કેટલાક અગ્રણીઓ અને લેખકો એમાં જોડાયા, અને વિચાર-વિનિમય, વિચાર-પ્રચાર, પૂરો-સૂચન, અશરીરી આત્માઓ જોડે આલાપ વગેરે ઘટનાઓ વિધિસર પુરવાર થઈ શકી કોઈ પણ પ્રકારના બાહ્ય વિનિમય-એટલે કે વાચાથી કે લખાણથી-વિના અન્યના વિચારો જાણવા, આગળથી લખીને બંધ કરેલા પાકીટમાં પૂછાયેલા પ્રશ્નો જાણવા અને તેના ઉત્તર આપવા, હિપ્નોટીક સ્થિતિમાં દૂર રહેલા પદાર્થોનું યથાર્થ સ્થૂલ જ્ઞાન, ઇન્દ્રિયોના કોઈ પણ સંસર્ગ કે સ્પર્શ વિના-મેળવવું ઉદાહરણ તરીકે-જ્યાં પ્રયોગો થતા હોય ત્યાંથી ત્રીજી શેરીમાં કોઈના ઘરના ઘડિયાળનો સમય જોવો, કોઈના રસોડામાં થતી રસોઈની માહિતી આપવી-આ વગેરે ઘટનાઓ સુવિદિત અને પ્રમાણુસિદ્ધ છે.

આવા પ્રયોગોમાં શરતો પૂરી પાડવાની માગણી અશાસ્ત્રીય કે પ્રયોગાત્મકતાથી વિરુદ્ધ ન જ ગણી શકાય. એમ તો પદાર્થવિજ્ઞાનમાં પણ હવાનું દબાણ, ઉષ્ણમાન વગેરેની શરતો પૂરી પાડવાની હોય છે

સર જગદીશચંદ્ર બોઝના પ્રયોગોની સફળતા માટે અંધારી કોટડીની જરૂર પડતી. આપણે ફક્ત પ્રયોગોની સપ્રમાણતા જ માગી શકીએ, શરતો સાથે ઝઘડો હોય નહિ. —અપ્રામાણિક શરતો ન હોય એટલું જ જોવાનું.

પણ "અમારા ક્ષેત્રમાં આમ બને જ નહિ અમારી વિદ્યા કહે છે કે નાઇટ્રીક, સલ્ફ્યુરિક કે હાયડ્રોક્લોરિક ઍસિડથી માણસ મરી જ જાય-માટે કોઈ તે પીને જીવી શકતો હોય તો અમારે તે જોવું નથી" એ તો પેલા ઑસ્ટ્રિયન પક્ષીની પેઠે રેતીમાં મોં સંતાડીને સલામતી શોધવા જેવું મને તો લાગે છે હકીકત એવી ચીજ છે કે સામે આવીને માથામાં વાગે.

કહેવાનો ભાવાર્થ એ નથી કે આ ઘટનાઓથી ધર્મ કે આધ્યાત્મિકતા સાબીત થઈ જાય છે, અને બધી વાતો વગર ગાળ્યે માની જ લેવી જોઈએ. મુદ્દો સાચું investigating થવું જોઈએ હોય એટલો જ છે ભૌતિકવિદ્યાના મંડળનું વલણ સાચું જિજ્ઞાસુનું નહિ જ એમ મને લાગે છે અને એથી નુકસાન એમની વિદ્યાને જ થયું છે ભૌતિક ઘટનાઓનો અભ્યાસ કરવો-પછી તેના કારણો ભૌતિક હોય કે અભૌતિક એ પ્રશ્ન પછીથી જ ઉદ્ભવે અને તો જ "ભૌતિક જગત એ જ સમગ્ર જગત નથી" એ વાત સાચી હોય તો એની સાબિતી મળે

☆

# વંશપાત

હંસરાજ જ. નેગાંધી

રામપુર ગામ આમ તો બહુ મોટું ન ગણાય-તેમ બહુ નાનુ ન ગણાય. ગામને ફાળે એક સાર્વજનિક દવાખાનું હતું. નાનકડી ન કહી શકાય તેવી મોટી બજાર હતી. અને હસણા હસણા કેટલાક ઉત્સાહી માણસોના પ્રયાસોથી એક હાઇસ્કૂલ અને કન્યાશાળા પણ ખુલ્યા હતાં.

આવા ગામમા ગોકુળદાદાએ જ્યારે પ્રવેશ કર્યો ત્યારે કોઇ તેમને ઓળખતું ન હતુ. દેખાવ ઉપરથી તેમની ઉંમર અઠાવન-સાઠ વર્ષની લાગતી હતી, અને આમ ખાધેપીધે સુખી માણસ લાગવા છતા મોઢા ઉપર વિચારશીલ-સવેદનશીલ-જીવન ગાળ્યાના ચિહ્નો સ્પષ્ટ વર્તાઈ આવતા હતાં તેમની સાથે તેમની પૌત્રી જ્યોતિ સિવાય બીજું કોઇ નહોતુ. જ્યોતિને ગોકુળદાદા પ્રાણથી પ્યારી ગણતા અને જ્યોતિએ પણ દાદા સિવાય બીજે કયાય પ્રેમની લહરીઓ અનુભવી નહોતી. તેના માબાપ તો તેને બહુ નાની મૂકીને જ સ્વર્ગે સિધાવ્યાં હતા.

ગોકુળદાદાએ ગામમાં આવ્યા પછી છ મહિનામા જ લોકોનો પ્રેમ જીતી લીધો હતો. તેઓ નિવૃત્ત જીવન ગાળવા છતા સસારની સમસ્યાઓને રસપૂર્વક આલેખતા. પોતાનો નિર્વાહ કેમ ચલાવતા તે કોઇને ખબર નહોતી પરતુ તેમની નિવૃત્તિ પણ એટલી બધી પ્રવૃત્તિમય હતી કે તે સબધે પૂછવાની કોઇને તક જ મળતી નહિ

કોઇ પિતા-પુત્રનો ઝઘડો હોય કે પતિ-પત્નીમા ખટરાગ હોય, ભાઇઓ વચ્ચે મિલકતની તકરાર હોય કે સામસામા વેવાઇઓ વટ માટે લડી મરતા હોય, એવા કેટલાય ઝઘડાનુ નિરાકરણ કરાવવા ગામલોકો ગોકુળદાદા પાસે આવતા. આશ્ચર્યની વાત તો એ હતી કે ગોકુળદાદાની સલાહ બને પક્ષને સતોષ પમાડતી અને તેથી માન્ય પણ રહેતી ગોકુળદાદા આમ બધાના સ્વજન જેવા બની ગયા હતા બધા તેમને 'દાદા'ના વહાલસોયા નામથી જ સબોધતા.

કોઇ તેમને કોક દી' પૂછતુ, 'દાદા, તમે વકીલ થયા છો ? આટલી સરસ રીતે બધા સવાલોનો ઉકેલ લાવો છો તે !'

દાદા એ સવાલને હસતાં હસતા ઉડાવી દેતા અને કહેતા, 'હા બેટા, હુ ગામનો વકીલ જરૂર છુ પરતુ મારી વકીલાત કંઇ કાયદાનાં થોથાં ઉપર ચાલતી નથી એ કામ હુ હૈયાઉકલતથી કરૂ છુ' ઇશ્વરની મહેરબાની જ ગણો ને ?''

* * *

આવા દાદા પોતાની પૌત્રીને સસ્કારવિહીન રાખવાનુ કેમ પસંદ કરે ? જો કે ગામની કન્યાશાળામા જવું તે ગામની દીકરીઓ માટે સ્વાભાવિક નહોતુ ગણાતું તો યે તેમણે તો આવતાં વેત જ જ્યોતિને તેમાં દાખલ કરી દીધી હતી

જ્યોતિ પદરેક વર્ષની હતી પરંતુ તેનું બાળપણ તેને ત્યજી ગયું હોય તેમ જરાય દેખાતું નહિ. બોલવા ચાલવામાં ચબરાક અને વર્તનમાં રમતિયાળ લાગતી જ્યોતિએ શાળામાં અભ્યાસ મેળવી લીધું હતું ..પણ દાદાને મન તે થોડી જ બહુ મહત્ત્વની વાત હતી! તે તો તેને ઘણીવાર પુષ્કળ ચીડવતા. જ્યોતિ મનમાં બહુ જ ચિડાતી પણ તે ચીડને મનમાં રાખી દાદાને સચોસટ જવાબ આપતી અને પછી તેમની વ્હાલસોયી ગોદમાં લપાઇ જતી !

* * *

આજે દાદા બહુ આનંદમાં હતા. તેમને આવતા જોઇને જ્યોતિ સમજી ગઈ કે આજે તે તેને ચોક્કસ ચીડવવાના, કારણ તે વગર દાદા બહુ જ આનંદિત દેખાવાની વ્યૂહરચના કરે જ નહિ ને? આમ તો તે આવે સમયે દાદાની સામે દોડી જતી અને તેમના હલ્લાઓ સામે પોતાનું રક્ષણ કરવાની તૈયારી પણ કરી રાખતી. છતાં કોણ જાણે કેમ આજે તે દાદાને જોઇને અંદરના ખંડમાં પૂરી ગઇ અને પુસ્તકમાં નજર ફેરવતી હોય તેવો ડોળ કરવા લાગી

દાદાએ ઘરમાં પ્રવેશતાની સાથે જ જ્યોતિને નહિ જોતાંથી બૂમ પાડી.

'બેટા જ્યોતિ!'

પણ કંઈ જવાબ ન મળ્યો

દાદા કંઇક વિસ્મિત તો થયા 'હવે દીકરી મોટી થઇ એટલે અભ્યાસનો બોજો વધી ગયો હશે ..અને તેથી ખેલ નહિ ચાહતી હોય એમ વિચારતાં વિચારતા તેમણે અંદરના ખંડમાં પ્રવેશ કર્યો

પણ ..પણ . દાદાએ આંખોને બે વાર ચોળી જોઇ. જ્યોતિના હાથમાંનું પુસ્તક ઊંધું હતું અને છતાં નવાઈની વાત તો એ હતી કે જ્યોતિ તે વાંચતી હતી! દાદાને કંઇ સમજ પડી નહિ. તેમણે કહ્યું, 'બેટા, તું પણ ખરેખર રોજ નવા નવા તુક્કા ઉઠાવી લાવે છે! આજે વળી આ કયો પ્રયોગ માંડ્યો છે?'

મૌન ચાલુ જ રહ્યું

દાદાએ આગળ ચલાવ્યે રાખ્યું, 'જો બેટા, આ લાકડી જોઇ છે ને? હવે જો જવાબ ન આપ્યો તો એની ફટકારીથી કે બગાબર યાદ કરશે '

જ્યોતિએ દાદાને અટકાવવા કહેતી હોય તેમ કહ્યું, 'દાદાજી ! ..'

પણ કોણ જાણે કેમ દાદાને આજે વધુ સાંભળવું ગમ્યું નહિ. તેમણે દરેક વખતની પેઠે કહેવા માંડ્યું. . . .અને તેનાથી તું નહિ ડરે એમ કહે છે ને? તો હું તને મારી ગોદમાં લઈ ડબ્બી નાખીશ. પછી તો એવી ટપલીઓ મારીશ ને કે આ કાળા ભમર જેવા સુંદર વાળ ધોળા થઈ જશે. પછી તારાથી શું થવાનું છે?'

જ્યોતિ ઉપર આ શબ્દોની અસર આજે વિપરીત પડી તેણે સામા જવાબો આપવાને બદલે કહ્યું, 'દાદાજી, આવું આવું મને ગમતું નથી.'

દાદા ચોંકી પડ્યા. 'શું કહ્યું બેટા? આજે તને શું થઇ ગયું છે?'

'કંઇ નથી થયું. થાય શું?' હૃદયને મજબૂત કરતી હોય તેમ જ્યોતિ બોલી.

'આજે મને નવી દૃષ્ટિ લાધી છે. પેલા . . વાળાં બહેનને ઓળખો છો ને?'

'હા હા, સારી પેઠે'

'તે આજે અમારી શાળામા આવ્યા હતા. તેમણે અમને ઘણુય નવુ નવુ કહ્યુ. શુ જુસ્સાથી બોલતા હતા? જાણે સાભળ્યા જ કરીએ'

'તેમણે શું કહ્યુ બેટા?' દાદાની સમજમા કઈક ઝાંખો ખ્યાલ આવવા માડયો.

'તેમણે કહ્યુ કે સ્ત્રીએ કોઈ પણ પુરુષની ગુલામી ન સ્વીકારવી જોઇએ–પછી તે પતિ, પિતા, પુત્ર, ભાઈ કે ગમે તે હોય. તેમના મુખેથી સ્ત્રીઓએ મારવાના, ચગદવાના કે એવા કોઇ પણ જુલમી શબ્દો સાભળવા જોઇએ નહિ –પછી તે વહાલના રૂપમા હોય તો પણ'

આ બધું કથન જ્યોતિ દાદાના મુખ સામુ જોયા વગર જ કર્યા કરતી હતી પોતાનુ કથન પૂરું કર્યા પછી તેણે દાદા સામે નજર કરી તો તેમની આખો ભીની જણાઇ. જ્યોતિનુ દિલ હલી ગયુ. દાદાને આવી સ્થિતિમા તેણે કદીય જોયા નહોતા પરતુ તરત જ તેને પેલા બહેનના શબ્દો યાદ આવ્યા ને બોલી ઊઠી, 'આ બધા લાગણીવેડા છે દાદાજી. સ્ત્રીઓએ તેમા ન ફસાવુ જોઇએ એવી ચેતવણી પણ તેમણે અમને આપી દીધી છે'

દાદાજી બધુ સાભળી રહ્યા તે શુ બોલે? આખરે ધીમે અવાજે તેમણે કહ્યું, 'દીકરી, એક વિનતી છે, માનીશ?'

'શુ છે દાદાજી?'

'મે આજે જે વાતો કરી તે થોડા દહાડા પહેલા પણ કરી હતી ત્યારે તે શા જવાબ આપ્યા હતા? યાદ છે બેટા?'

'હા દાદાજી, પરતુ તેનુ આજે શુ છે?'

'તે જવાબો મને એકવાર–ફક્ત એક જ વાર ફરીને આપ બેટા.?

'એ મારી શક્તિ બહારની વાત છે આજે જે મે નવુ જાણ્યુ તે પછી મારાથી એ વસ્તુ સહન નહિ થઇ શકે.'

'કંઈ નહિ, બેટા, હુ જ યાદ કરુ છુ' અને દાદાના મુખ ઉપર વિતેલી સુખદ ઘડીઓ વર્ણવતા પ્રફુલ્લતા છવાઇ ગઇ 'જ્યારે મે કહેલું કે "બેટા, આ લાકડી જોઈ છે? ફટકારીશ ત્યારે ખબર પડશે,' ત્યારે તે કહેલુ "તો તો બહુ જ મજા આવશે તમને તો લાકડીના દાવ જોવા મળશે" પછી મે પૂછેલુ "એ કેવી રીત?" કે તરત જ તે ઉત્તર વાળેલો, "કારણ કે તમે પણ મને તમારી લાકડી જ ગણો છો ને? અને બે લાકડીઓ સાથે ભટકાય ત્યારે તો જુદા જુદા દાવ જ રમાય ને?"'

'હા .હા જી' જ્યોતિ ઢીલી પડી ગઈ

'મને યાદ કરવા દે બેટા. તે પછી મેં કહેલું કે "ત્યારે તો તને મારી ગોદમા જ કચડી નાખીશ" અને મેં તને મારી ગોદમા સમાવી પણ લીધેલી. પરંતુ તું ક્યાં ઓછી ઊતરે તેવી હતી? મારા ગજવામા જે કંઈ હતું તે બધું તે બેરવી લીધેલુ"'

'દાદાજી, તમે નાહકનો વલોપાત કરો છો.'

# પ્રસ્થાન



આઝાદ અંક
૧૫ મી ઑગસ્ટ
૧૯૪૮



આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી
રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

# અણમોલ ભેટ

તાતાના ઓ-ડી-કોલનની એક શીશી અને તેની સાથે તેમના ઓ-ડી-કોલોન સાબુની એક ગોટી મિત્રો તથા સંબંધીઓ માટે અણમોલ ભેટ છે, અને તે તમને જરૂર ગમશે

તાતાનું ઓ-ડી-કોલોન વ્યાજબી ભાવે સુંદર ડિઝાઈનવાળી બાટલીઓમાં મળી શકે છે. તે ત્રણ સાઈઝમાં આવે છે-૪ ઔંસ, ૮ ઔંસ અને ૧૬ ઔંસ.





સુંદર રીતે પેક કરેલો તાતાનો ઓ-ડી-કોલોન સાબુ દરેક ઠેકાણે વ્યાજબી ભાવે મળી શકે છે. તેની મંદ સુવાસ તમને આખા દિવસ દરમ્યાન તાજા રાખશે આવતા તહેવારોમાં આ ભેટ આપવાનું યાદ રાખો



## તાતાનું ઓ-ડી-કોલોન અને ઓ-ડી-કોલોન સાબુ

ધી તાતા ઓઈલ મીલ્સ કું. લીમીટેડ

**ધી ટોમ્કો સેલ્સ ડેપો : લાલ દરવાજા : અમદાવાદ**


પ્રકાશક : [illegible] મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૮-૮-૪૮

卐 પ્રસ્થાન 卐

॥ हष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૮ શ્રાવણ : ભાદ્ર ૨૦૦૪ અંક ૪–૫

# ઑગસ્ટની પંદરમીને–

જયાનન્દ દવે

[ મિશ્રો૦ ]

મૂર્ત સ્વરૂપે પરમોચ્ચ પ્રેરણા
બની, અમારાં હતવીર્ય, શૂન્ય,
ગુલામીજન્મી જડતાભર્યાં શાં
આ જીવને નૂતન જોમજ્યોત
જલાવતી; ને રસથી ભર્યું ભર્યું
કરી જતી જીવન; ચેતનાની
ઉષ્માભરી બક્ષતી તાઝગી તહિં;
સ્વાતંત્ર્યના મંગલ યે રહસ્યને
નિરો છટાથી સમજાવતી વળી:
એવી તને ન્યાળી સમીપ આવતી, ૧૦
આગસ્ટની પંદરમી તિથિ હે!
નમી પડે સાદર શીર્ષ મારુ!

વિરાટ આ કાળમહોદધિમહીં
અસંખ્ય 'મોજાં' અહિં આદિકાળથી
રહ્યાં વહન્તાં, ન તથાપિ જાણુ કે
એ સૌ–મહિંથી, નહિ અન્ય, તું જ
સ્વાતંત્ર્યની આ અમ યુદ્ધહોડીને
નિર્વિઘ્ન પ્હોંચાડીશ ભૂમિકાંઠડે
પરંતુ કો' તર્કપ્રપંચ પ્રેમી
કહેશેઃ "ભલા! ઠીક, સ્વતંત્રતા હ્યાં ૨૦
ઑગસ્ટની પંદરમી તિથિએ
આવી; ભલે, કિંતુ ફરી ફરીને
પ્રત્યેક વર્ષે ઉજવ્યે ય અર્થ શો?"
વર્ષોતણા બંધનઅંધકારની
કાળી નિશા જે ક્ષણ પૂર્ણ થાતી,
ને જે ક્ષણે મંગલ મુક્તિકેરી
ઊગી ઉષા ઉજ્જ્વળ ને અપૂર્વ,
તે ધન્ય ને પ્રેરક, પુણ્ય આ ક્ષણ
બુદ્ધિ અને તર્કતણાં જ ધોરણે
કસી, બનીશું બસ શું કૃતઘ્ન? ૩૦

ને તે, છતાં યે કહું આટલું જ.
ઋષિમુનિના તપયજ્ઞકાળમાં
પ્રત્યેક આવાસમહીં અખંડ
ગાર્હસ્થ્ય અગ્નિ પ્રજળંત રહેતો;
ને યજ્ઞટાણે તહિંથી જ તૂર્ત
અગ્નિ લઈ યજ્ઞક્રિયા શરૂ થતીઃ
પ્રત્યેકનાં અંતરમાંહી તેમ
સ્વાતંત્ર્ય પ્રેમાગ્નિ અખંડ સર્વદા
જ્વલંત રહે, ને જહિં યુદ્ધયજ્ઞની
ઉદ્‌ઘોષણાથી નભ થાય ગાજતું, ૪૦
દીપ્તિભર્યો અગ્નિ તહિંથી સાંપડેઃ
—એ શબ્દનાં વ્યાપક શ્રેય કાજ
પ્રત્યેક વર્ષે દિન એહ એકને
પૂજી, નમી ના બનીએ કૃતાર્થ કાં?

વ્યક્તિ, નહિ, ભારતવ્યષ્ટિકેરા
સમસ્ત સૂના ઇતિહાસમાંહી
અંકાઈ તું તપ્તસુવર્ણપૃષ્ઠે;
ને કોતરાઈ અમ સર્વ અંતરેઃ
ઑગસ્ટની પંદરમી તિથિ હે!
તને નમે આ સવિશેષ મસ્તક! ૫૦

# જોઇએ છે : નાગરિક ભાવના અને સહકાર

શ્રી. રાજગોપાલાચારી

૧૯૪૮ ની ૧૫ મી ઓગસ્ટે આપણે આઝાદીના એક વર્ષની પૂર્ણાહુતિ પર આવીએ છીએ. આપણી કમનસીબીઓ ઘણી ગંભીર તેમજ અણધારી આવી પડેલી હતી. આપણે તેનાં કારણો હવે શોધી શકીએ, પરંતુ અગાઉથી જ ડહાપણ દાખવવું એ જુદી જ વાત છે. એ વિષે જરાએ શંકા નથી કે આપણી સરકાર અને આપણી જનતાને તેઓ જે માટે તૈયાર ન હતા એવી અણધારી વસ્તુસ્થિતિનો સામનો કરવો પડ્યો હતો આપણી સરકાર અને આપણા રાષ્ટ્રીય નેતાઓએ સરસ કામ કર્યું છે એવો સિદ્ધ આંતરરાષ્ટ્રીય નિરીક્ષકોનો મત છે, જેઓ આમ કંઈ સારૂં લગાડવા માટે બેઠેલા નથી આકરી અજમાયશોમાંથી જ રાષ્ટ્રનો તાણો-વાણો વધુ મજબૂત બને છે નહિ તો પ્રજા પ્રગતિ સાધી શકે નહિ.

આપણું સૌથી મોટું કમભાગ્ય તો મહાત્માજીની ડહાપણભરી અને પ્રેરણાત્મક દોરવણીની જ્યારે સૌથી વધુ જરૂર હતી એવે સમયે એમના અવસાનનું છે. આ કમભાગ્યે એમની પાછળ રહેલા એવા આપણને આપણા પોતાના જ માર્ગદર્શન પર આધાર રાખવાની ફરજ પાડે છે. મહાત્માજી બધા ધર્મગ્રંથોના કાનૂનોને સચેત દુન્યવી પ્રવૃત્તિની ભૂમિકા પર લાવ્યા હતા તથા ધર્મશિક્ષણ અને દુનિયાદારી ડહાપણ વચ્ચેના ભેદને એમણે દૂર કર્યો હતો. વ્યક્તિ તરીકે કે રાજ્ય તરીકે આપણે આપણી દૈનિક પ્રવૃત્તિઓથી જો એમના બોધને અમલ કરીએ અને એ ઇચ્છતા હતા તેવી રીતે એમની સ્મૃતિ કે શબ્દોને માર્ગદર્શક બનાવ્યા વિના એમની સ્મૃતિ અને શબ્દો પ્રત્યે આદર ધરાવીએ તેમ જ રાજકારણ તથા તેમણે દર્શાવેલ સદ્ગુણો અને સંયમો વચ્ચે દિવાલ રચીએ તો આપણો એમના પ્રત્યેનો ભક્તિભાવ ખાલી દંભ રૂપ ગણાશે. આપણા કાર્યસંચાલનમાં શંકા કે મુશ્કેલીના પ્રત્યેક પ્રસંગે આપણે એમની પાસે સલાહ માટે ગયા હોત તો એમણે શું વિચાર્યું હોત અને શી સલાહ આપી હોત એ વસ્તુની કલ્પના કરી તે મુજબ વર્તવાનો પ્રયાસ કરીએ અને એઓ હજુ આપણી વચ્ચે છે અને આપણી પ્રવૃત્તિઓનું અવલોકન કરી રહેલ છે એમ માનીને વર્તીએ.

આપણે લડવી પડી છે તેવી લાંબી લડત નવા વાતાવરણને જરૂરી એવાં બધાં સાધનોનો ઉપયોગ સાધવામાં અમુક માનસિક સ્તબ્ધતા અને ખચકાટ પોતાની પાછળ મૂકવાની વૃત્તિ ધરાવે છે. આપણે રચનાત્મક રીતે વર્તતાં તથા આપણી સમયના રાષ્ટ્રીય કાર્યને માટે બધી કુનેહો અને સાધનસંપત્તિઓનો ઉપયોગ સાધતા શીખવું જોઇએ.

આપણે નાબુદ કરવાની પ્રથમ વસ્તુ ધિક્કારનું મિથ્યાભિમાન છે કેમકે ધિક્કારમાં અને તેમાંથી ઉપસ્થિત થતી યોજનાઓમાં મિથ્યાભિમાનથી વિશેષ કંઈ જ નથી. આપણે, ભૂતકાળના ઇતિહાસનું આનંદ ખાતર નહિ પરંતુ હેતુપૂર્વક વાચન કરીશું તો એ જોઈ શકાશે.

બીજી વસ્તુનો ખ્યાલ કરવાનો છે તે એ છે કે સ્વતંત્ર થવું એ તો માત્ર એક તક છે અને જાહેરજીવનમાંની સત્યનિષ્ઠા અને રચનાત્મક કાર્યમાંની ઉદ્યમશીલતા જ ગુમાવાયેલા સમયની ખોટને પૂરી શકે તેમ છે તથા આપણા રાષ્ટ્રની સુપ્ત મહત્તાને પૂર્ણપણે ખીલવી શકે તેમ છે

માતૃભૂમિ દરેક પાસેથી પોતાના કાર્યમાં પૂર ઝડપે આગળ ધપવાની આશા રાખે છે. એ વધુમાં વધુ નાગરિક ભાવના અને સહકાર માગે છે.

卐

# જોઈએ છે : નવેસરથી સમર્પણ

જવાહરલાલ નેહરૂ

**૧૫મી ઑગસ્ટ આવી** અને આપણે ભાગલાના દર્દ છતાં આપણી સિદ્ધિ બદલ આનંદ અનુભવ્યો. આપણે આઝાદીના સૂર્ય તરફ તથા આઝાદી પોતા સાથે લાવતી તકો પ્રત્યે મીટ માંડી સૂર્ય તો ઊગ્યો પરંતુ તેને ઘેરા વાદળોએ આપણાથી છુપાવેલો રાખ્યો અને આપણે માટે ઝાંખા અજવાળાનો જ સમય રહ્યો એ ઝાંખુ ઝાંખું અજવાળું ઘણી લાંબી મુદત રહ્યું છે અને ઉષાનાં અજવાળાં હજુ આવવા રહે છે, કેમકે આઝાદી કેવળ એક રાજકીય નિર્ણય કે નવા બંધારણની વાત માત્ર નથી. પ્રમાણમાં વધુ અગત્યની છે એવી બાબત—આર્થિક નીતિની વાત પણ નથી એ તો મનોદૃષ્ટિ અને દિલની વાત છે અને જો મનોદૃષ્ટિ સંકુચિત અને અંધકારમય બને તથા દિલ કટવાશ અને ધિક્કારથી ઉભરાય તો આઝાદીનું અનસ્તિત્વ જ ગણાય

આજે ૧૫મી ઑગસ્ટ આવી છે અને જે કાંઈ બન્યું છે તે છતાં આપણે માટે એ સપરમો દિવસ છે આ વર્ષને ફાળે સારી એવી સિદ્ધિઓ જાય છે અને આપણી લાંબી મઝલનું થોડું અંતર પણ આપણે કાપ્યું છે પરંતુ આ વર્ષ દુ:ખો અને બેઈજ્જતી તથા હિંદના ભાવિને મુંઝવી રહેલ ભાવના પ્રશ્નોના ઉદ્ભવથી પણ ભરેલું છે. આ વર્ષે રાષ્ટ્રપિતાની હત્યાના સ્વરૂપમાં શયતાનની સર્વોપરિતા નિહાળી છે, અને આપણામાંના કોઈને પણ માટે આનાથી વધુ દુઃખ બીજું કયું હોઈ શકે?

આપણે આ સપરમા દિનને ઊજવવો જોઈએ એ રીતે ઊજવીએ છીએ; પરંતુ આપણો ઉત્સવ ખોટા આડંબર કે મિથ્યા ભાષણોભર્યો હોવો ન જોઈએ એ આત્મ-નિરીક્ષણ અને આપણા ધ્યેય પ્રત્યેના નવેસરના સમર્પણનો બનેલો હોવો જોઈએ. આપણે શું કર્યું છે એનો આપણે ઝાઝો ખ્યાલ ન કરીએ; આપણે કેટલું કરવાનું બાકી રાખ્યું છે તથા કેટલું ખોટું કર્યું એ વિચારીએ. આપણે પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠેલા અને હજુએ ઘરબાર વિનાનાં એવાં લાખો નિર્વાસિતોનો ખ્યાલ કરીએ હજુયે જેમને માટે સહન કરવાનું ચાલુ રહ્યું છે તથા આપણા પ્રત્યે જેમણે મીટ માંડી છે અને પોતાની દુઃખી હાલતની સુધારણા માટે ધીરજપૂર્વક રાહ જોઈ છે એવી હિંદની આમજનતાનો ખ્યાલ કરીએ. આપણે હિંદની પ્રચંડ સાધનસંપત્તિનો ખ્યાલ કરીએ કે જેનું સમાન લાભને માટે જો સાધન કરવામાં આવે તો એ હિંદની સૂરત બદલી નાખી શકે તેમ છે તથા હિંદને મહાન તેમજ સમૃદ્ધ બનાવી શકે તેમ છે. આપણે બધા આપણામાંની પૂર્ણ તાકાત સાથે આ મહાન કાર્ય પ્રત્યે લાગી જવું જોઈએ પરંતુ એ બધા ઉપરાંત મહાત્મા ગાંધીજીએ આપણને આપેલા મહાન બોધ તથા આપણી સમક્ષ ધરેલા આદર્શોને આપણે બધા યાદ કરીએ. આપણે જો એ બોધ અને આદર્શો વીસરી જઈએ તો આપણે આપણા ધ્યેય તથા આપણા રાષ્ટ્રને છેહ દીધા રૂપ થશે.

આથી આપણી સ્વાધીનતાની આ સંવત્સરી પ્રસંગે આપણે 'આઝાદ હિંદ' અને તેની જનતા માટેના મહાન કાર્ય પ્રત્યે આપણી જાતને નવેસરથી સમર્પીએ. આપણે એ માટે સુપાત્ર નીવડીએ.

જય હિંદ !

卐

# જોઈએ છે : અવિભક્ત વફાદારી ને સહકાર

સરદાર વલ્લભભાઈ પટેલ

**આ**જનો દિન, આપણી આઝાદીની પ્રથમ સંવત્સરી, આપણી પ્રગતિમાંનો એક ચોક્કસ તબક્કો નોંધે છે. આપણે આગળ તેમ જ પાછળ નજર કરી શકીએ તેમ છીએ. ગયે વર્ષે આપણે જે ઉષ્મા અને ઉલ્લાસથી આઝાદીનો પ્રારંભ કર્યો તેની, તેના પ્રારંભ બાદ તુરત જ બનેલી કરુણ ઘટનાઓ અને દિલગીરીઓ, નિરાશ્રિતોની વણઝારો, સરહદની પેલી પારથી હિંદમાં મોટી સંખ્યામાં આવેલા, ફાટ્યાંતૂટ્યાં લુગડાં, ગઠીયાળી સાધનસામગ્રી ધરાવતા નિર્વાસિતો, આપણી સરહદની અંદરની બાજુએ જેને પહોંચી વળાવી પડ્યો હતો એ આપણાં અસ્તિત્વ અને સ્થિરતા સામેનો ગંભીર ભય, પડોશી દેશમાંથી આવેલાં હેવાન ટોળાંઓએ કાશ્મીરની આનંદભરી અને શાંતિમય ભૂમિમાં આચરેલા અમાનુષી જુલમો અને પાશવતાઓ, હૈદ્રાબાદનાં મુસ્લિમ દળોના ટેકા સાથે ફાસીવાદી રઝાકારોએ આપણી સરહદો ઉપર કરેલી હેવાનિયતો તથા વિદેશી ધૂંસરીમાંથી આપણી સરહદો ઉપર કરેલી મુક્તિના પહેલા જ વર્ષ દરમ્યાન આપણે હાથ ધરવી પડી હતી એવી બીજી સંખ્યાબંધ મુશ્કેલીઓ અને અટપટી સમસ્યાઓ આપણે યાદ કરીએ

ભારે ગડમથલ અને વ્યવસ્થા ભાંગી પડવાની આગાહી કરનારા ભવિષ્યવેત્તાઓ શોધવા જવા પડે તેમ ન હતા. આપણે આપણા પોતાના રાષ્ટ્રબાંધવોમાંના જ વિઘ્ન-સંતોષીઓ અને ભાંગફોડીયાઓ સાથે ઝઝુમવું પડ્યું હતું. આમ છતાંયે, આપણી જનતાના સબળ ટેકાથી, ઉત્સાહી કાર્યકરોની અતૂટ જહેમત તથા વિદેશમાંના આપણા મિત્રોની ઉદાર અને તત્પર સહાયથી આપણે આઝાદીના મૂળ પાયા સામેના આ ખતરાઓમાંથી પાર ઊતરી શક્યા છીએ. આ ભયો સામે રોકાયેલા હોવાથી સ્વાભાવિક રીતે જ અમો તાત્કાલિક ઉકેલ માગતી ઘણી આર્થિક અને સામાજિક સમસ્યાઓ પ્રત્યે પૂરા દિલથી ધ્યાન આપી શક્યા ન હતા અને આપ મને માનો તો, પૂરા દિલનું ધ્યાન જ મક્કમ અને અચળ ઉકેલ લાવી શક્યું હોત અમોએ, આના જેટલો જ અમને યશ આપી શકી હોત એવી સુખશાંતિની બીજી અનેક બાબતો વિષેનો ખ્યાલ કરીએ તેના અલ્પ સમયની રાહ જોઈ, પણ નિરાશ

મને એ પણ સદુઃખ ખ્યાલ છે કે આપણાં દિલ ગયા યુદ્ધ દરમ્યાન આપણા પર લગાવાયેલા ઘાવથી હજુએ પીડાય છે. આપણી સમક્ષ લાખો નિર્વાસિતો છે કે જેઓ વાજબી રીતે વહેલું પુનઃ સ્થાપન તથા નિવાસસ્થાન માગી રહેલ છે. જમ્મુ અને કાશ્મીરની રળિયામણી ભૂમિ પર હજુ વિદેશી ટુકડીઓ રહેલી છે ભાગલાના ઘાવે આપણા પર લાદેલી અસ્થિરતાની અસરોમાંથી હજુ આપણે બહાર આવી શક્યા નથી વર્ષ દરમ્યાનની કરુણ ઘટના–રાષ્ટ્રપિતાની હત્યાનું દર્દ હજુ આપણા દિલમાં છે ઘણાએ અંધકારમય પ્રસંગો દરમ્યાન આપણો પથદર્શક બનતી એ પ્રેમળ જ્યોત આપણી વચ્ચે નથી એનું

[ 'પ્રસ્થાન' માટે ખાસ ]

વડા પ્રધાન
મુંબઈ સરકાર

સેક્રેટરિયેટ
મુંબઈ

૧૧–૮–૪૮

રાષ્ટ્રના જીવનમાં એક વર્ષ એ લાંબો સમય નથી પણ તે દરમિયાન આપણે ઠીક પ્રગતિ સાધી છે

આપણે માથે અનેક અણધારી આપત્તિઓ આવી પડી છે! તેનો સામનો આપણે કરી રહ્યા છીએ. અને તે દ્વારા આપણું બળ વધી રહ્યું છે તેમ મને વિશ્વાસ છે.

આપણે જો શીલ અને સત્ત્વ પૂરતા પ્રમાણમાં ખીલવી શકીએ, દુનિયાભરમાં પ્રવર્તતા ઝનૂન અને અસહિષ્ણુતાથી અળગા રહી શકીએ તો આજની કટોકટીમાં સુલેહ અને શાંતિના બળને આપણે ભારે વેગ આપી શકીશું

ઐક્ય અને શાંતિ જાળવીને આપણે દેશમાં પૂ. ગાંધીજીએ ઇચ્છેલું સ્વરાજ ફેલાવીએ તેમ મારી ઈશ્વરને પ્રાર્થના છે

બા. ગં. ખેર

卐

# વીતી રાત!

પ્રેમશંકર હ ભટ્ટ

વીતી રાત, ઊગ્યું પરભાત,
ગુણીજન ગાઓ હોંશે જયગાન!
—વીતી રાત.

દુર્ગમ પથ સેંકાર રાત્રિનો
ડગડગ ભમ્મર કાપ્યો,
મશાલ લઈને મરજીવાએ,
આખર સૂરજ આણ્યો!
—વીતી રાત.

અગણિત મહીંથી કોને ગાઉં?
દૂધમલ કેંક શહીદો,
રણવાટે ખાંપણ વણ સૂતા
તેને આજ સ્મરી લો!
—વીતી રાત.

ધનધાન્યે ભરચક ભરેલો
ઓળો ધરતી કેરો,
વેર ઝેર તણાં ઇંધણથી
કજળે તાપે ઘેરો!
—વીતી રાત.

એનો શોક ન હૈયે ધારો,
સોનલ કિરણ વધાવો;
રૈન વીત્યાનો મંગળ અવસર,
ધન્ય જીવનનો લ્હાવો
—વીતી રાત.

સિંધુ યમુના કલકલ ગુંજે,
છત્ર હિમાચલ ધરતો;
જનશક્તિનાં રથડાં ધમકે
રવ ગગનાંગણને ભરતો!
—વીતી રાત.

卐

# માનનીય શ્રી. માવલંકરનો પ્રેરક સંદેશ

આપણું રાષ્ટ્ર ગુલામીના મહાન મંદવાડમાંથી હમણાં જ મુક્ત થયું છે. પણ આ ગુલામીમાંથી જન્મેલી અશક્તિ, નબળાઈનો હજી આપણે સામનો કરવો પડશે; ત્યારે જ આપણે પૂરા મુક્ત થઈશું, શક્તિમાન થઈશું અને સ્વરાજ્યનાં મીઠા ફળ ચાખી શકીશું. સ્વરાજ્યપ્રાપ્તિ માટે આપણે સહન કર્યું, સ્વાર્થત્યાગ કર્યો, શિસ્તબધ્ધ રહ્યા. તેવી જ રીતે આજે પણ સ્વાર્થ, અજ્ઞાન, શોષણ, અન્યાય વગેરેનો સામનો કરવો પડશે

કોઇ પણ વ્યક્તિ સત્યનિષ્ઠા અને ચારિત્ર્ય સિવાય લાંબે ગાળે વિકાસ ન પામી શકે. તે જ વાત કોઇ પણ રાષ્ટ્રની છે. આપણી પાસે ઘણા તાત્કાલિક પ્રશ્નો છે. તેનો ઉકેલ આપણે જરૂર કાઢવાના. પણ તે ઉપરાંત મુખ્ય પ્રશ્ન તો આજે આ રાષ્ટ્રપુરુષના ચારિત્ર્યઘડતરનો છે.

આ માટે સૌથી સરસ અને શાંતિમય ઉપાય એ છે કે પ્રજા કેળવાય, જાગૃત થાય; દરેકનું સ્વાતંત્ર્ય (વ્યક્તિસ્વાતંત્ર્ય) સચવાય અને સમાજ તેમજ રાષ્ટ્રનો પણ વિકાસ થાય આ લોકશાહીનો માર્ગ છે. આ દિશામાં આપણા વૃત્તપત્રોને (press) લોકકેળવણીનો કેટલો બધો અવકાશ છે !

જેમ શુદ્ધ ખોરાક અને શુદ્ધ પાણી તંદુરસ્તી માટે આવશ્યક છે તેમ જ શુદ્ધ માહિતી અને શુદ્ધ વિચાર સારા લોકમત માટે આવશ્યક છે. આપણાં વૃત્તપત્રો તેમની આ જવાબદારી (mission) સમજે એ અગત્યનું છે

આ પ્રકારની મહત્વની રાષ્ટ્રસેવામાં 'પ્રસ્થાન' ઉપયોગી નીવડે, સફળ નીવડે એમ ઇચ્છું છું.

૨૦, અકબર રોડ
નવી દિલ્હી
૩૧-૮-૪૮

ગણેશ વાસુદેવ માવલંકર

卐

# સબ સબકી સમાલિયો઼ં

રસિકલાલ મા. વકીલ

"થોડા રાજકીય નેતાઓ સરકારની સત્તા કબજે કરીને લોકોને ઊંધે વિચારે અને ઊંધે રસ્તે દોરીને જબરો પ્રચાર કરીને પ્રજાઓને લડાવી મારે છે. અણુયુગ હિંદ કયે માર્ગે દોરવાઈ જશે એ ગંભીર ચિંતનનો વિષય બન્યો છે. અય ખુદા! શું થશે આપણું!"

[ ડૉ. સુમન્ત મહેતા : 'સંસ્કૃતિ' ઑગસ્ટ ૧૯૪૮, પા. ૨૯૩ ]

× × ×

"They say there are various races on the earth – *Jews* and Germans, English and Tartars But I don't believe it. There are only two nations, two irreconcilable tribes — the rich and the poor. *People dress differently and speak differently, but look at the* rich Frenchman, the rich German, or the rich Englishman, you will see that they are all Tartars in the way they treat their workingman — a *plague on them!*"

[ **Gorky** : *Mother* Ch. 18 ]

× × ×

**હિંદને પ્રાપ્ત થયેલી** આઝાદીનું પ્રથમ વર્ષ પૂરું થયું છે. આ એક વર્ષમાં જે ખતરનાક યાતના જનતાને સહન કરવી પડી છે તેનો જોટો ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે આમવર્ગના જીવનમાં આડે આવતી અડચણો દૂર કરવાને અર્થે સરકારે જે નીતિ અપનાવી છે તે પૂરતા પ્રમાણમાં પ્રગતિશીલ નથી, એટલું જ નહિ પરંતુ તેનો મોટો અંશ જૂનવાણી સમાજપ્રથાઓને પોષણ આપનારો છે.

(૧) વિજ્ઞાનાભિમુખી વીસમી સદીમાં જે રાજસત્તા યા જે રાજનાયકો આર્થિક પરિવર્તનની આવશ્યકતાને પ્રધાન સ્થાન ન આપી શકે, અને આર્થિક પરિવર્તન સિદ્ધ કરવા શીઘ્ર પગલાં ન ભરી શકે તે રાજતંત્ર આમકલ્યાણની દૃષ્ટિએ નિષ્ફળ જ ગણાવું જોઇએ શબ્દાડંબર અને વચનોની પોકળ ઘોષણા હવે પ્રજાને રીઝવી નહિ શકે. ગયા માર્ચ મહિનામાં માજી નાણાંમંત્રી શ્રી ષણ્મુખમ્ ચેટીએ કરવેરાની પદ્ધતિ સમજાવતાં ધારાસભામાં કહેલું કે પ્રામાણિકપણે કર ભરતો કોઈપણ હિંદી (દશ) લક્ષાધિપતિ બની શકે નહિ છતાં આયપતવેરામાંથી છટકી જતા વેપારીઓની યાદીમાંથી બેચાર નામ કાઢી નાંખવાની સૂચના તેમણે પોતે જ કરી—જેના પરિણામે તેમને મંત્રીપદેથી રાજીનામું આપવું પડ્યું છે. વિચાર અને વર્તન વચ્ચેના વિરોધનો આ જ્વલંત દૃષ્ટાંત છે.

પરંતુ આપણે આવા વ્યક્તિગત સંયોગથી મૂઢ ન બનતાં તેની પાછળ કયાં મૂળભૂત તત્ત્વો રહેલાં છે તે સમજવાનું છે

(૨) જે દેશી રાજવીઓની પ્રથા નાબુદ કરવાનો દાવો પંડિત જવાહર થોડાં વર્ષો પૂર્વે કરતા હતા તે જ પ્રથાને સાલિયાણાં તથા સલામતી આપી સરદારશ્રીએ દીર્ઘાયુષી

બનાવી છે આ સહેમની પાછળ પણ અમુક તત્ત્વશીં તત્ત્વ રહેલું છે તે આપણે સમજવાનું છે

(૩) અસ્પષ્ટ સમજાવી જે ઉદ્યોગપતિઓએ અને વેપારીઓએ ગાંધીજીના મુખે નિયમન (controls) કાઢી નાખવાની ભલામણ ઉપસ્થિત કરાવી તે ઉદ્યોગપતિ અને વેપારીવર્ગની નફાખોરી ગયા સાત મહિનામાં ગજબ તથા પ્રજાને ધ્રુજાવે જેવા મળી છતાં કડક અને શીઘ્ર પગલાં ભરતાં સરકાર ડચકાં ખાય છે. પુનર્નિયમનના ધૂમ્રપટ પાછળ આ વર્ગ બચી જવા પામશે અને રાષ્ટ્રીકરણરૂપી પરિવર્તન ખોરંભે પડશે.

(૪) કોમવાદી દાનવને કચડી નાંખવા માટે જે જાહેર સલામતી ધારો અસ્તિત્વમાં આવ્યો તેનો અમલ જુદી જ દિશામાં થઈ રહ્યો છે તે દીવા જેવુ સ્પષ્ટ છે. રાજકીય વિરોધીઓને દાબી દેવામાં જ આ ધારાનો ઉપયોગ મુખ્યત્વે થયો છે

(૫) લાઠીમાર અને ગોળીબારનો છૂટથી ઉપયોગ કરનાર રાજમંત્રીઓ હજુ ગાંધીજીના અનુયાયી હોવાનો દાવો કરે છે, અને ગાંધીજીના નામે પ્રજાને અપીલો કર્યે જાય છે. ગાંધીજી જે સરળ, બિનખરચાળ જીવન જીવવાની આગ્રહભરી સલાહ આપતા તેને બદલે રાજમંત્રીઓ અને કોન્ગ્રેસી કાર્યકરો એકદમ નવાબી જીવન ગાળતાં અચકાતા નથી દિલ્હીના રાજકારોબારમાં કામ કરતા માણસોની સખ્યા પહેલા કરતા વધી પડી છે. ઉપરાત, પરદેશમાં મોકલાવેલા એલચીઓના પગાર અને ભથ્થાંની રકમને સીમા નથી આપણા લંડનના હાઇ કમિશ્નર શ્રી. કૃષ્ણ મેનન રૂા ૫૦,૦૦૦)ની મોટર વાપરે છે તે સમાચાર હમણાં જ વર્તમાનપત્રોમાં આવ્યા છે આ બધો દબદબો ગાંધીમય જીવનનો છે એમ કોણ કહેશે?

(૬) સ્વતંત્રતા મળ્યા પછી હિંદમાં કોન્ગ્રેસના જિલ્લા કાર્યકરો તો ઊંટા હાકેમો જેવા બની બેઠા છે આવા નેતાઓના સબંધે શ્રી અનિકેત કહે છે "આવી નેતાગીરીમાં નેતૃત્વનો જે મુખ્ય ગુણ 'નય' એ જ ખૂટતો હોઇને આપણે એમને નેતાઓ નહિ પણ રાજકારણમાં રંગમંચ પરની સ્વીકૃત ભૂમિકા ભજવી બતાવનાર અભિનેતાઓ જ કહી શકીએ." ('વર્તમાન' તા. ૨૧-૮-૪૮)

× × ×

આપણા રાજકીય તથા આર્થિક તથા સામાજિક જીવનમાં જે ઉપર્યુક્ત ચિત્ર દૃષ્ટિ સમક્ષ રજુ થાય છે તેનાં કારણો અજ્ઞેય નથી. હિંદી સમાજની રચના અને હિંદી સરકારની આજની રાજનીતિ મૂડીવાદી સિદ્ધાન્તો પર નિર્ભર છે દેશમાં ધનવાન વ્યક્તિઓની સખ્યા જે પ્રમાણમાં વધે છે તે કરતાં અનેક ગણા પ્રમાણમા ગરીબ અને નિર્ધનની સખ્યા વધે છે પરિણામે દરેક વ્યક્તિને પોતાના જીવનનિર્વાહ અર્થે ડૉ સુમન્ત મહેતા જેને કમાણી વધારવાની લાય કહે છે તે આવરી નાખે છે સમગ્ર દેશ માટે વ્યાપક આર્થિક નિયોજનના અભાવે દરેક વ્યક્તિને ગળાબૂડ મોંઘવારી, ગળાકાપુ હરીફાઈ અને ગળા સુધી આવી પહોંચેલા પ્રાણની અવ્યવસ્થિત દશામાં પોતાની સારી નરસી બધી શક્તિ વાપરવી પડે છે આર્થિક અંધાધૂંધીમાં ધનવાન સિવાયની દરેક વ્યક્તિ ગુજરાન ચલાવવા નિઃસહાય બની છે. પોતપોતાનું ગુજરાન યેન કેન પ્રકારેણ ચલાવી લેવાનું દરેક વ્યક્તિ થઈ પડ્યું છે. સબ સબકી સમાલિયો.

રાષ્ટ્રની આવી ભયંકર પરિસ્થિતિનાં મૂળ કારણોમાં મુખ્ય બે નીચે પ્રમાણે ગણી શકાય

૧. રાષ્ટ્રીય સરકારની રાજનીતિ પુરાણી, શાહીવાદી, મૂડીવાદી અને થીગડથાગડ સુધારાવાળી જ રહી છે, અને

૨ રાષ્ટ્રીય સરકાર પ્રજાને વિશ્વાસમાં લેતી નથી તેમજ પ્રજાશક્તિનો સદુપયોગ કરવા તૈયાર થતી નથી.

આ બને કારણો ધીરજથી જોનારને તદ્દન સ્પષ્ટ દેખાશે. દેશનું લોકશાહી બંધારણ ઘડતાં કેટલો સમય વીતે જાય છે? નવા બંધારણ પ્રમાણે દેશવ્યાપી ચૂંટણીઓ ક્યારે થવા પામશે? બ્રિટિશ હકૂમતના કાળમાં જે રીતે દબદબાભરી પારટીઓ, પરેડો અને સમેલનો ભજવાતાં હતાં તે જ રીત આજે ચાલુ છે આમજીવનના ગહન પ્રશ્નોનો ઉકેલ લાવવા શીઘ્ર કાર્યસાધક યોજના અમલમા આવવાને બદલે પ્રતિષ્ઠિત ગણાતા નાગરિકોની સમિતિ —મોટા સમિતિ–વિચારણા–પુનર્વિચારણા અને પત્રિકોનો રાફડો ફાટયો છે. આ સમિતિમાં જે પુરુષ નીમાય છે તેને નિમણૂકના પ્રભાવે એગ લાગવા માડે છે કે હવે દેશના બધા કોયડા ઊકલી ગયા. રાજસ્થાની જૂથો રચાતા સરદાર વલ્લભભાઈ અને રાજાજી જેવા અગ્રગણ્ય નેતાઓ રાજવીઓને અભિનંદનના હારતોરા પહેરાવવામાંથી ઊંચા જ નથી આવતા! હવે તો રાજવીઓને ગવર્નરપદે તેમજ બીજા ઉચ્ચ હોદ્દાઓ પર નીમવામાં આવે છે આ બધાં લક્ષણ શાહીવાદી મૂડીવાદી માનસનાં ગણાવા જોઈએ

એક બાજુથી ધનવાન અને પ્રતિષ્ઠિત ગણાતા વર્ગને સત્તા અને સલાહકારનાં સ્થાનો સોંપાય છે, ત્યારે બીજી બાજુ જનતાની વેદના સમજનાર અને જનતાની જબાન બનવા મથનાર વર્ગને છૂટો નાંખવામાં આવે છે સ્થાનિક સવાલોનો તોડ કાઢનાર ગ્રામપંચાયતો કોણ જાણે ક્યારે અસ્તિત્વમાં આવશે? ગામડાંઓમાં તેમ જ શહેરોના મોટા ભાગના વિસ્તારમાં ભૂખ, ગરીબી, અજ્ઞાન, નિ સહાય અનીતિ અને મોતના અખાડા ચાલે છે તે દિલ્હીના આડંબરભર્યાં સમેલનોથી શું બધ થવાના છે? પ્રધાનપદાની ગોઠવણી, એલચીઓની નિમણૂકો, અને રાજવીઓ ઉપર અભિનદન અને ધન્યવાદનાં ઓવારણાંનો ધંધ નીકળ્યો છે. ઉદ્યોગપતિઓ અને વેપારીઓ અને કાળા બજારિયાઓ અને સંઘરખેાેરો અને નફાખોરો—આ અત્યાચારી વર્ગ ગુનેગારીના તહોમતમાંથી અજાયબ રીતે મુક્ત બની જવા પામે છે, જ્યારે એકાદ ગરીબ દુકાનદાર કે દૂધવાળો કે શાકભાજી વેચવા વાળો વાયરી કાયદાના પંજામાં આંખના પલકારે સપડાઈ જાય છે. કાળાં બજારની કમાણી બાજુ પર રાખીએ તો પણ ઓફિશિયલ સરવૈયામાં જાહેર થતી લાખોની કમાણી—જે એક પ્રકારની ભયકર લૂટ છે—તેની સામે સરકારી ડોળો ખુલતો નથી. પરતુ કોમી દાવાનળ શમાવવાની પોતાની અશક્તિને ઢાંકવાને બદલે જનતા ઉપર દુષ્કવેરો નાંખવામાં સરકાર ન્યાય અને ડહાપણ માને છે! ભણેલા ભીંત ભૂલે છે તે આનું નામ. जूनी सरकार ग्यो के आजनी सरकार ग्यो—ए भगवान एना ए.

જનતાનો આર્તનાદ સરકાર અને નેતાઓના કાને સંભળાતો નથી, એટલું જ નહિ પરંતુ જનતાની ક્રાન્તિકારી શક્તિનો પરચો પારખવામાં તે અસમર્થ નીવડ્યા છે. નિઝામી હૈદરાબાદની જનતા હથિયારની માગણી કરે છે, પરંતુ લોકક્રાન્તિના ભયથી આ માગણી તિરસ્કારવામાં આવે છે, અને નિઝામ તથા તેના માણસો સાથે મંત્રણાઓ અને યુક્તિઓનો કાર્યક્રમ વધુ આકર્ષક અને રસપ્રદ થઈ પડયો હોય તેમ જણાય છે હૈદરાબાદનો પ્રશ્ન અણુ-ઉકેલ પડયો છે તેવામાં પંડિત જવાહરલાલ વિલાયત જવાની તૈયારી કરી રહ્યા છે. અમેરિકાના લશ્કરી દરિયાઈ ઉચ્ચ ઓફિસરો હિન્દમાં ખાલી ફરવાના બહાના હેઠળ આવી રહ્યા છે. તેની પાછળ કેવી દાનત હશે તે સમજવુ મુશ્કેલ નથી.

પરિસ્થિતિ બિલકુલ સુધારણાના માર્ગે નથી. Power Politics અને સેક્રેટેરિયેટ ભૂમિકા પરની મંત્રણાઓમાં આપણા રાજનાયકો અટવાઈ પડયા છે જનતાની પ્રગતિશીલ શક્તિને અજમાવવા તે તૈયાર નથી. અથવા તો ગરજ ટાણે જનતાની શક્તિનો ઉપયોગ કરી સત્તા હાથ કરી જનતાને વિસારે મૂકે છે.

> "She ( Mother ) conceived the shrewdest enemies of the people, those who deceived them most frequently and most cruelly, as little, big-bellied, red-faced creatures, unprincipled and greedy, cunning and heartless. When life was hard for them under the domination of the Tsars, they would incite the common people against the ruler; and when the people arose and wrested the power from him, these little creatures got it into their own hands by deceit, and **drove the people off to their holes, and if the people remonstrated, they killed them by the hundreds and thousands.**"
>
> [ **Gorky** ; *Mother* Ch 15 ]

આમજનતા હમેશાં બળવાન છતાં ભોળી અને શ્રદ્ધાળુ હોય છે. પ્રગતિશીલ નેતાઓ જનતાની મૂળભૂત શક્તિને વિકસાવી જનકલ્યાણ સિદ્ધ કરવા મથે છે, જ્યારે પ્રત્યાઘાતી નેતાગણ જનતાના ભોળપણનો ઉપયોગ કરી મૂડીવાદી પ્રથાને બળવાન બનાવવા પ્રયુક્ત થાય છે આપણી આજની રાષ્ટ્રીય સરકાર પ્રત્યાઘાતીની કક્ષામાં આવે છે. જય પ્રકાશ નારાયણ જેવા શિષ્ટ નેતાને અનેકવાર કહેવું પડે છે કે જવાહરલાલની આજની રાજનીતિ સમાજવાદી નથી, એટલુ જ નહિ પણ સરકાર મૂડીદારોના હાથોમાં રમી રહી છે.

કોઈ કહેશે કે જવાહરલાલ સમાજવાદી છે, પરંતુ પરિસ્થિતિની વાસ્તવિકતા જોતાં આજે મૂડીદારી પ્રથાને નાબુદ કરવાનુ કાર્ય તેમને મુશ્કેલ લાગે છે મૂડીદારો તરફથી થતો સામનો પ્રબળ થઈ પડે અને પરિણામે દેશની આર્થિક સ્થિતિમાં અરાજકતા ફેલાય, એમ તેઓ માને છે. જવાબમાં એટલુ જ કહેવાનુ બસ થશે કે મૂડીદાર વર્ગ તરફથી થતો સામનો સરકારની પોલીસ અને મિલિટરીની મદદ વિના સફળ નીવડી શકે જ નહિ. આજે પોલીસ અને લશ્કરનો ઉપયોગ મૂડીદાર વર્ગની સામે થતો નથી, પરંતુ મૂડીદારની સામે માથું ઊંચકનાર મજૂરો યા મજૂરનેતાઓની સામે થાય છે. बाकी सरकार एटले ज

ध्यानमां राखे के जनता—वसतिनो नेवु टका भाग—मूडीवादनी सामे टक्कर झीलवा सरकारनी पडखे ऊभवा तैयार छे तो दुनिया परनी कोई शक्ति नथी के जे आ टक्कर सामे मूडीवादने बचावी शके. પરંતુ આ ભયંકર સત્ય આપણા રાજનાયકો સ્વીકારવા કે અમલી કરવા તત્પર નથી, નહિતર, જવાહરલાલને લેનિનનો ભાગ ભજવવાની મળેલી અમૂલ્ય તક કેમ એળે જાય! આવા પ્રકારની વિચારધારામાં મગ્ન બનેલા આપણા અગ્રણી વૈજ્ઞાનિક શ્રી. મેઘનાદ સહા કહે છે :

> "But all the time, I was wondering whether India would be able to throw up a Lenin to guide her future, or whether she would be engulfed in the maelstorm of medieval ideologies."

[ Meghnad Saha. *My Experiences in Soviet Russia*, p 45 ]

સમાજમાં મોટું પરિવર્તન વાતો કરવાથી કે વચનો આપવાથી કે વિચારણા-પુનઃવિચારણા કરવાથી કે શબ્દાડંબરી પરિષદો ભરવાથી ન આવે પરિવર્તન સિદ્ધ કરવાના બે રસ્તા છે : કાં તો સરકાર પ્રગતિશીલ અને ઝડપી આર્થિક નીતિ અપનાવી કાર્ય સિદ્ધ કરે; કાં તો પ્રજા પોતાની શક્તિ ખીલવી સમૂળી ક્રાન્તિ નીપજાવે જો સરકાર અસરકારક પગલાં ભરતાં અચકાશે તો પ્રજા થોડા સમયમાં દેશને ક્રાન્તિના ભયંકર તોફાનમાં ધસડી જશે.

"અય ખુદા! શું થશે આપણું?"

૧૧-૮-૪૮



# આઝાદીનો ઉપભોગ

પ્રો. જયાનન્દ દવે એમ. એ.

**આઝાદી** આવી છે ને ઋતુરાજ વસંત પોતાની સાથે જેમ રંગ, સુગંધ અને પ્રેરણાદાયી ચૈતન્યનું સુભગ સાહિત્ય લાવે છે, તેમ આવતી આ આઝાદી પણ અસ્મિતા, ઓજસ, ઉષ્મા અને ઉલ્લાસ વગેરેનો પ્રેરક પરિવાર [ paraphernalia ] પોતાની સાથે લેતી આવી છે. એ જ ઋતુરાજનાં રમ્ય દૃષ્ટાંતને આગળ ચાલુ રાખીને કહીએ તો, ઘ્રાણેન્દ્રિય જડ છે, જેની દૃષ્ટિ માત્ર સ્થૂલતાપ્રેમી છે ને પેલા અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થનાં પ્રખ્યાત કટાક્ષવચન–'The World is too much with us'–નો જે ભોગ બન્યો છે, તેનાં બાહ્ય તેમજ આંતરિક જીવનમાં જેમ વસંતનાં આગમનથી કશો જ ફેર પડતો નથી, તેમ આપણે ત્યાં પણ આઝાદી આવી હોવા છતાં, તેનાં અસ્તિત્વની કશી પણ નોંધ ન લેનારો અમુક એક વર્ગ છે, એની ના પાડી શકાય તેમ નથી. સાચી વાત તો એ છે કે, આઝાદી અને એનાં આગમન પ્રત્યે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી જોનારા જુદા જુદા જનવર્ગો આપણે ત્યાં છે : આઝાદીના આગમનથી એક વર્ગ જાણે પોતાને ધન્ય અને કૃતાર્થ લેખે છે, એમના આનન્દોત્સાહ જાણે ઓસરતા જ નથી, બીજો વર્ગ આઝાદીને આવકારે છે ખરો, પણ પોતાનો નિત્યવ્યવસાય એને એ માટે જેટલા પ્રમાણમાં અવકાશ આપે એટલાં જ પ્રમાણની મર્યાદામાં રહીને, ત્રીજો વર્ગ પોતાના સાંસારિક, વ્યાવહારિક અને અંગત કાર્યોમાં એટલો બધો ડૂબ્યો પડ્યો છે કે આઝાદીનું સ્વાગત કરવાની જાણે એને પડી નથી, એટલો એ સ્વાર્થપરાયણ છે, ને ચોથો વર્ગ તો "આના કરતાં તો અંગ્રેજોનાં રાજ્યમાં વધારે સુખી હતા"—એમ કહીને પોતાની અધમ વૃત્તિનું પ્રદર્શન કરે છે. આમ,

कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥

—એ સુભાષિતમાં જેમ લગ્નપ્રસંગનું કન્યા, માતા, પિતા, સગાંવહાલાં, ને દૂરનાં માણસો જુદી જુદી નિજનિરાળી રીતે મૂલ્યાંકન કરે છે, તેમ આપણે ત્યાં આઝાદીનો ઉપભોગ જુદી જુદી રીતે કરતા જુદા જુદા જનવર્ગો છે, ને એમાં, આઝાદીની હાજરી કે ગેર-હાજરી સાથે જેને કશો સ્નાનસૂતકનોય સંબંધ નથી એવો કાળાબજારિયા, નફાખોર ને સ્વાર્થલોલુપોનો પણ વર્ગ છે, જે સુભાષિતના 'ઇતર જનો'ની જેમ માત્ર 'મિષ્ટાન્ન' ઉપર જ નજર નાખીને બેઠો હોય છે।

મને અહીં ભર્તૃહરિના એક સુંદર સુભાષિતનું સ્મરણ થાય છે. કવિ કહે છે કે "પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને જેઓ પરમાર્થ કરે છે, તેઓ પ્રથમ (ઉત્તમ) વર્ગના, સત્પુરુષો છે, જેઓ પોતાનો સ્વાર્થ સાધતાં સાધતાં જે અવકાશ મળે તેમાં પરમાર્થ કરે છે, તેઓ બીજા (મધ્યમ) વર્ગના છે; જેઓ પરમાર્થને ભોગે પોતાનો સ્વાર્થ સાધે છે, તેઓ ત્રીજા (અધમ) વર્ગના છે." અહીં સુધી, આવા અધમ વર્ગનાં માણસો જગતમાં

હોય ત્યાંસુધી, ભર્તૃહરિને કશો વાંધો નથી, પરમાર્થને ભોગે સ્વાર્થ સાધનારા પેલા ત્રીજા વર્ગના માનવરાક્ષસોને પણ નિભાવી લેવાની કવિની તૈયારી છે; આપણને લાગે છે કે કવિ, ખરેખર, ઉદાર અને વિશાળ હૃદયના છે, પણ એ જ કવિ છેલ્લી ચોથી પંક્તિમાં, અકળાઈને અસ્વસ્થ થઈને બોલી ઊઠે છે કે 'ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे !' [" પરંતુ પોતાનો સ્વાર્થ ન સધાતો હોય તો પણ જેઓ પારકાના હિતનો નિરર્થક નાશ કરે છે, તેમને ક્યા વર્ગમાં મૂકવા, તેની મને સૂઝ પડતી નથી !"] આપણે ત્યાં પણ " આના કરતાં તો અંગ્રેજોના રાજ્યમાં વધારે સુખી હતા " એમ કહેનારા જે માણસો છે, તેઓ આપણને અકળાવી મૂકે છે ને કવિની માફક આપણને પણ બોલી ઊઠવાની ફરજ પાડે છે . ते के न जानीमहे !

જગતની કોઈ પણ પ્રજાના ઇતિહાસ ઉપર આપણે દૃષ્ટિપાત કરીશું તો આપણને તરત જ જણાશે કે આઝાદી મેળવવાના ધર્મયુદ્ધમા અને મેળવ્યા પછી એનો સાચો ઉન્માદ અનુભવવામા, બીજી ઐહિક વસ્તુઓને સંપૂર્ણતઃ વીસરી જનારો વર્ગ બહુ અલ્પ હોય છે. ૧૮૫૭ માં ગુલામીની ધૂંસરીને ફગાવી દેવાના આપણા એ બાલપ્રયત્નને અંગ્રેજ ઇતિહાસકારો ભલે 'સિપાઈઓનો બળવો' કહીને નિંદે અને ઉતારી પાડે, પણ આપણે તો સમજીએ જ છીએ કે ૧૯૪૭ ની ઓગસ્ટની પંદરમી તારીખે આઝાદીનું જે મિષ્ટ ફળ આપણને આસ્વાદવા મળ્યું, તેનું બીજ ૧૮૫૭ ના એ બાલપ્રયત્નમાં જ હતું. પશુબળથી એ પ્રયત્નને તત્કાલ દબાવી દેવામાં આવ્યો હતો, પણ અદૃશ્ય છતાં અચૂક રીતે પેલું બીજ ભૂમિમા પડ્યું પડ્યું પોતાનું કાર્ય કરી રહ્યું હતું, ને ૧૮૮૫ મા આપણે એના પ્રથમ પ્રત્યક્ષ ફણગાનું દર્શન કરીએ છીએ હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનામા ત્યારપછીની બાસઠ વર્ષની આપણી યુદ્ધયાત્રામાં હિંદની કુલ વસ્તીના કેટલા ઓછા ટકાએ ભાગ લીધો હતો, એ આપણે સૌ જાણીએ છીએ આટલા અલ્પ ટકા માણસોના જીવનભરના પરિશ્રમ અને પ્રયત્નનું ફળ ચાખવાનું સદ્ભાગ્ય આપણને બધાયને સાંપડ્યું છે આઝાદી આણનારો પેલો નાનકડો વર્ગ આપણને એમ નથી કહેતો કે ' એ તો અમારા જ પરિશ્રમ અને પ્રયત્નોનું ફળ છે, માટે એમાં તમને કશો જ અધિકાર નથી." એ તો ઊલટો એ આઝાદીના ઉત્સવમાં ભાગ લેવા, એ આઝાદીનો ઉપભોગ માણવા સૌ કોઈને પ્રેમપૂર્વક નિમંત્રી રહ્યો છે પરમાર્થ કે પરાર્થ એ જ જેમનો સ્વાર્થ બની રહ્યો છે એવા એ ઉદારચરિત સજ્જનો એમ જ કહે, એ કેટલું સ્વાભાવિક છે !

અભદ્રદર્શીઓ (cynics) અને અજ્ઞેયવાદીઓ (agnostics) દલીલ કરે છે કે આઝાદી આવ્યાને આજે એક વર્ષ પૂરૂં થાય છે, છતાં આપણા જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કે વિષયમાં એની કશી ચમત્કારિક અસર થઈ નથી· આપણા આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક પ્રશ્ન હજુય નિરાકરણની પ્રતીક્ષા કરતા ઊભા છે, ખેડૂતો અને મજૂરોની અનુકમ્પાજનક પરિસ્થિતિમાં હજુ કશો નોંધપાત્ર પલટો નથી થયો; આપણી કેળવણીની પ્રથા હજુ જૂને ચીલે જ ચાલી રહી છે આટલું અવલોકન કર્યા પછી તેઓ તરત જ પોકારી ઊઠે છે કે " આ જ આપણું સ્વરાજ્ય ને આઝાદી, જેને માટે આપણે આટઆટલાં વર્ષો ખુવાર થયા ? "

ખરી વાત તો એ છે કે આપણી જનતાનો મોટો ભાગ, વીજળીનું બટન દાબીએ ને તરત પ્રકાશ પડવા માંડે તેમ, આઝાદીનાં આગમન સાથે જ સર્વ પ્રકારનાં સુખ, સગવડ, સગવડતા વગેરે પણ ક્યાંકથી ઊતરી પડે, એમ આશા સેવતો હોય છે. એઓ ભૂલી જાય છે કે આઝાદી પ્રાપ્ત કરતાં પ્રજાના પેલા અલ્પ સજ્જન વર્ગને જેટલી યાતનાઓ અને મુશ્કેલીઓ વેઠવી પડી હતી, તેના પ્રમાણમાં અત્યારે આપણે કશું જ સહન કરવાનું નથી. એક નાનું જ ઉદાહરણ લઈએ: આપણે ધંધા સબબ માટે એક શહેરમાં રહ્યા પછી, અચાનક બીજા શહેરમાં સહકુટુંબ વસવાટ કરીએ છીએ, ત્યારે પણ નવાં શહેરનાં નવાં વાતાવરણમાં સ્થિર અને સ્વસ્થ થતાં મહિનાઓ નીકળી જાય છે; ત્યારે અહિંઆ તો અનેક જાતિઓ ને પેટાજાતિઓવાળો હિન્દુસ્તાન જેવો વિશાળ દેશ, ૧૫૦–૨૦૦ વર્ષની દઢમૂલ પરદેશી સત્તા અને એનો એકાએક અંત, વળી આપણા મોટા ભાગના નેતાઓને ગાદ્યસંચાલન અને ખાતાં સંભાળવાનો અનુભવ પણ કેટલોક! તેમનાં આયુષ્યનો કેટલો બધો કિંમતી કાળ જેલના સળિયા પાછળ વેડફાયો છે! તેમની અદ્ભુત બુદ્ધિ અને કાર્યશક્તિનો એ કેટલો બધો વિષમ દુરુપયોગ! અને આ બધું જાણે ઓછું હોય તેમ પાછા ઉપરથી અંગ્રેજો જતાં જતાં દેશના ભાગલા રૂપી પાછલા પગની જે parting kick લગાવી છે, તે પણ કયાં કળ વળવા દે એવી છે! કોમી રમખાણો, લૂંટફાટ અને કત્લ; ને પરિણામે, મોટા પાયા પર દેશના બન્ને ભાગોમાંથી લોકોની હિજરત, અસંખ્ય નિર્વાસિતો ને તેમના પુનર્વસવાટનો મહાપ્રશ્ન : આમ, આઝાદીનાં આગમન સાથે બીજા અનેક વિકટ ને તાત્કાલિક નિરાકરણ માગતા પ્રશ્નોનું પણ આગમન થયું છે.

પણ, આ બધાનો અર્થ એ નથી જ કે આ કારણસર આ આવેલી આઝાદી અળખામણી છે, અમંગળ છે. પ્રસૂતિની વેદના વિના બાળકની પ્રાપ્તિનું સુખ અશક્ય છે, એ સર્વવિદિત વાત છે. સંક્રાન્તિકાળની આ અનિવાર્ય મુશ્કેલીઓ હસતે મુખે સહન કર્યે જ છૂટકો।

કોઈપણ વસ્તુના ઉપભોગનું પણ એક નિયમિત શાસ્ત્ર છે : માણસ પુખ્ત વયે પહોંચીને લગ્ન કરે છે ને ઇન્દ્રિયસુખનો એ ઉપભોગ કરે છે, પણ તે જ ક્ષણથી પતિ તરીકેની, ગૃહસ્થાશ્રમી તરીકેની, પિતા તરીકેની ને છેવટ કુટુંબના વડા તરીકેની,—એમ તેની ફરજનાં કુંડાળાંની ત્રિજ્યા (radius) પ્રતિપળ મોટી થતી જાય છે, અનેકદેશીય બનતી જાય છે. ઉપભોગની પ્રક્રિયા સાથે જેમ એક બાજુ આનંદ અને સંતોષ, તે જ પ્રમાણે બીજી બાજુ, વધતી જતી જવાબદારીનું ભાન અને સહનશીલતા પણ સંકળાયેલાં છે જવાબદારીનાં ભાન અને સહનશીલતા વગરનો ઉપભોગ કદિ પણ સાચો આનંદ અને સંતોષ ન જ આપી શકે

આજે ભારતવર્ષના—આપણા—સ્વાતંત્ર્યની પ્રથમાબ્દીને સમયે, વિશેષ કશું નહિ તો, આવેલી આઝાદીના ઉપભોગનું સાચું રહસ્ય સમજીએ તો, એ પણ એક પ્રકારની દેશ–સેવા જ ગણાશે

આપણે આટલું,—ને માત્ર આટલું જ—પણ નહિ કરી શકીએ!

# આત્મપરીક્ષા કરો !

ઈન્દુલાલ યાજ્ઞિક

**પં**દરમો ઑગસ્ટને દિને હિન્દની સંપૂર્ણ આઝાદીનું એક વરસ પૂરું થયું. ગઈ સાલ તે દિવસે દિલ્હીમાં ને અમદાવાદમાં, શહેરેશહેર ને ગામેગામમાં આપણે કેવા ઉમંગ, આશા ને આનંદથી આ દિવસ ઊજવ્યો હતો ! પણ તે દિવસે જ દેશના ભાગલા પડયા ને તેમાંથી નવી વેદનાની પરંપરા શરૂ થઈ. લાહોર ને અમૃતસરમાં હિન્દુ ને મુસલમાન–ભાઈ ભાઈ વચ્ચે જાદવાસ્થળી શરૂ થઈ. અત્રીજોના કાળા કૃત્યોમાં પણ જેનો જોટો ન મળે તેવા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પર રાક્ષસી અત્યાચારો થયા પછી વીજળિક ઝડપથી ૫૦ લાખ માણસોની એકથી બીજા ભાગમાં ફેરબદલી થઈ, ને પોતાના વતનમાંથી ઊખડી ગયેલાં ને પોતાનાં સ્વજનોના નાશ કે નાસેથી પર આંસુ સારતાં લાખો માણસોને આશ્રય આપવાની જવાબદારી આપણે માથે આવી પડી. આ મુસીબતમાંથી સહેજ ઊંચું જોઈ શકીએ તે પહેલાં, કાશ્મીરનો જંગ જાગ્યો. ને તેની રણગર્જનાઓ ચાલુ હતી ત્યાં તો હૈદ્રાબાદમાંથી રઝાકારોને હાથે રહેંસાતાં હજારો ને લાખો ગ્રામજનોની ચિચિયારીઓ સંભળાવા લાગી !

૩૦મી જાન્યુઆરીને દિને ગોઝારા ગોડસેને હાથે મહાત્માજીનું ખૂન થયું તેથી આપણા રાષ્ટ્રીય હૃદય ને જીવન પર કારીમાં કારી ઘા થયો. લાખો કરોડોએ આંસુ સાર્યાં–અગ્રેસરોએ દિલાસો આપ્યો. પણ એ સર્વોપરી સુકાની વગર આપણું રાજતંત્ર ને પ્રજાજીવન મધદરિયે હજી યે ઝોલાં ખાય છે

આઝાદીના વિજયદિન નિમિત્તે આપણા ગવર્નર–જનરલ શ્રી રાજગોપાલાચારીએ જે અમૂલ્ય સંદેશો પાઠવ્યો છે તેમાં ગાંધીજીને જ નજર આગળ રાખી નવા વરસમાં આચાર–વિચાર કરવાની શીખામણ આપી છે. તે દૃષ્ટિથી તો ગાંધીજીએ પોતે જ પહેલા આઝાદી દિને કહ્યું હતું તેમ, આપણે આ દિવસ વિજયોત્સવ તરીકે ન માણીએ—તેને આત્મનિરીક્ષણ ને તપશ્ચર્યાનો જ દિવસ ગણીએ. અલબત્ત, ગયા વરસના ભયંકર ઝંઝાવાત દરમ્યાન આપણા નવા રાજતંત્રનું નાવ સાબુત ને સલામત રાખવા માટે આપણા સર્વોપરી અગ્રેસરોને આજે આપણે અભિનંદન આપીએ છીએ ને ફરીવાર તેમના તરફ–ને તેમની મારફત આપણા નવા રાષ્ટ્ર ને રાજ્ય તરફ આપણી વફાદારી જાહેર કરીએ છીએ. છતાં, તેઓ ને આપણે પોતપોતાને આજે પૂછીએ કે ગાંધીજીનો શાંતિ ને અહિંસાનો, વિકેન્દ્રીકરણનો ને ગ્રામ ઉદ્યોગનો અમર સંદેશ આચારમાં ઉતારવાને આપણે શું કર્યું ? દલિત પીડિત દરિદ્રનારાયણની સેવા કરવાને ને દેશની નૈતિક પ્રતિષ્ઠા એશિયામાં ને દુનિયામાં ઝળકાવવાને આપણે શું કર્યું ?

खादी, ग्रामउद्योग, विकेन्द्रीकरण वगेरे रचनात्मक कार्य गांधीजीनी वर्गविहीन अहिंसक समाजरचनाना ध्येयनी सिद्धि माटे योजायो हतो. छतां ' हरिजन 'मां श्री किशोरलालभाईए आपणने अनेकवार जणाव्युं छे ते प्रमाणे, गांधीजीनी भावनानो साफ शब्दोमां इन्कार कर्या विना आपणे तेमनाथी उलटी ज दिशामां सपाटाबंध चाल्या जईए छीए.

(૧) ખાદી ને નાના ઉદ્યોગો તરફ સહાનુભુતિ દર્શાવવા છતાં પણ આપણી સરકાર કાપડ, ખાંડ, સીમેંટ વગેરે અનેક જાતનાં ગંજાવર કારખાનાં કાઢવાની તજવીજ ચલાવ્યે જાય છે. ઉલટું "એટમિક સંશોધન" માટે રકમ મંજૂર થઈ છે, જેથી થોડા વખતમાં આપણી સરકાર "એટમિક બોમ્બ" પણ કદાચ બનાવી શકે. આમ પશ્ચિમના દેશોની હિંસક દિશામાં વધી કે ત્વરી આપણે ઘસડાઈ રહ્યા છીએ. તેથી "મોટાં રાજ્યો"માં પણ આપણી ગણના થાય પણ ગાંધીવાદી દૃષ્ટિએ તો આપણે રસાતાળ પહોંચીશું! ને તે પછી દુનિયાને શાંતિ ને અહિંસાનો સંદેશ શી રીતે આપીશું?

(૨) ગામડાં ને શહેરમાં ઉદ્યોગ ને વહીવટના વિકેન્દ્રીકરણની વાતો થાય છે જુની પંચાયતોનાં મનોરંજક ચિત્રો રજૂ થાય છે. છતાં બધીએ સરકાર દરેક દિશામાં પોતપોતાની રાજધાનીમાં જ બધી સત્તા કેન્દ્રિત કરતી જાય છે કોઈ પણ નવું કામ કરવું હોય તો રાજધાનીને પૂછો કે તેની મંજૂરી લ્યો! તે વિના એક સળી પણ ન તોડાય!

(૩) ગાંધીજીએ વર્ગવિહીન સમાજ રચવાની ભાવના રજૂ કરી. બધા તરફ સમદૃષ્ટિ રાખવા સૂચવ્યું. એ રીતે જ વર્ગવિગ્રહ અટકાવવાની સલાહ આપી. સરકારી અગ્રેસરો પણ વખતોવખત કિસાન મજદૂર રાજ સ્થાપવાની સલાહ આપે છે છતાં પંડિત જવાહરલાલનું જ મુખપત્ર (અલાહાબાદનું) નેશનલ હેરલ્ડ સરકારી નીતિની કડકતી ટીકા કરતાં લખે છે કે "જ્યાં સુધી એક (શ્રી પરસોત્તમદાસ) ઠાકોરદાસ રૂના ભાવ માટે આપણા નિષ્ણાત છે, એક (શ્રી કૃષ્ણરાજ) ઠાકરસી ઉત્પાદન માટેના આપણા નિષ્ણાત છે, એક (શ્રી કસ્તુરભાઈ) લાલભાઈ કાપડના ભાવ માટેના આપણા નિષ્ણાત છે, અને એક (શ્રી ઘનશ્યામદાસ) બીરલા નફાની વહેંચણી માટેના આપણા નિષ્ણાત છે, ત્યાં સુધી કાપડ અંગેની લોકશાહી રાજનીતિ આપણને સાંપડવાની નથી."

આ ટીકા સીધી ને સચોટ છે. તે જ પ્રમાણે સરકારી દરેક ખાતાની આસપાસ ધનિકો, જમીનદારો, શાહુકારો, વેપારીઓ બધા વીંટળાઈ ગયા છે તેમની સાથે ખાનગી ચર્ચાઓ, મસલતો ને સમાધાન થાય છે, અને પછી જાહેર જનતા આગળ તો તૈયાર નિર્ણયો જણાવી તેમને ગળે તે ઉતારવામાં આવે છે ને હવે તો કામદારોનાં ને કિસાનોનાં મંડળો પણ સરકારની રાહબરી નીચે સ્થપાય છે તેથી આ નીતિને વધારે ઉત્તેજન મળી રહ્યું છે. આ માર્ગ નિષ્ફળ નીવડે કે સફળ નીવડે, પણ તે માર્ગ ગાંધીજીનો તો નથી જ.

સરકાર આવા રાહ પર જઈ રહી છે ને તેના પર કોંગ્રેસ પક્ષનું વર્ચસ્વ જામી ગયું છે તેથી એક લોકશાહી સંસ્થા તરીકે ચાલતી આવેલી કોંગ્રેસની નીતિરીતિ પર પણ અસર થઈ છે. ઉલટે છેલ્લે તે તરફ ગાંધીજીનું લક્ષ દોરાતાં તેમણે તેના પર સખ્ત ટીકા કરી હતી. કોંગ્રેસ કમિટીઓ ને મંડળો રાજકીય સત્તાના પગથીઆ રૂપ બની ન જાય—તે રચનાત્મક સેવાનું જ સર્વોપરિ સાધન બને તે માટે તેમણે કડવાં વેણ ઉચ્ચાર્યાં છે. ફરી ફરીને કોંગ્રેસની શુદ્ધિ કરવાને તેમણે આદેશ આપ્યા ને તે નિષ્ફળ જણાયા ત્યારે કોંગ્રેસને રાજકારણ છોડી લોકસેવા સંઘ બની જવા કહેલું. પણ આમાંના કઈનોયે કેટલો અમલ થયો છે!

શ્રી કિશોરલાલભાઈએ ગાંધીજીની દૃષ્ટિથી કોઈક જુદી સલાહ તાજેતરમાં આપી છે. જો કોંગ્રેસ રાજકાજમાંથી ન હટી શકે તો તેનું વિધાન નવી રીતે ઘડવા ને બધાએ

રચનાત્મક કાર્યોને ને બધી રચનાત્મક સંસ્થાઓને નિષ્પક્ષી બનાવવા તેમણે નમ્ર સૂચના આપી છે. પણ આનો યે કંઈ સત્કાર થતો દેખાતો નથી. કોંગ્રેસ હાલની રીતે પોતાને ગાંધીવાદી ન કહેવડાવી શકે—અર્થાત્ પક્ષાપક્ષીની સાઠમારીમાં ગાંધીજીના નામનો ઉપયોગ ન કરી શકે—એમ પણ તેમણે ગર્ભિત રીતે સૂચવ્યું છે. નવા વર્ષમાં આ અમૂલ્ય સૂચનોનો ઉદારબુદ્ધિથી વિચાર કરવામાં આવશે, એવી આશા આપણે રાખીશું.

પણ છેવટે તો પ્રજાના પીઠબળથી જ કોંગ્રેસ જે સત્તા ધરાવે છે તેનો અમલ કરે. મોટા ઉદ્યોગોને ઉત્તેજન આપવામાં સરકાર જરૂર પ્રજામતનો ટેકો ધરાવે છે. ને પ્રજાના આચાર ને વિચારનું પ્રતિબિંબ કોંગ્રેસના તંત્રમાં પડે છે. તેથી आपणा राज्य ने राजकीय पक्षनी नीति ने उन्नतिनी छेवटनी जवाबदारी प्रजामत पर ज अवलंबे छे.

જો હજારો લાખો માણસો કાળાં બજારમાં સામેલ થાય, જો તેઓ લાંચ માગે ને આપે, જો બધા જ પોતપોતાનાં સગાંવહાલાંને કે વગવસીલાવાળાને નોકરીઓમાં ને સત્તાનાં સ્થાનોમાં ઘુસાડે કે પરમીટ–સીમેન્ટ આપે, જો અસંખ્ય માણસો અનીતિ ને દુરાચારથી ખરડાએલા હોય, તો પછી તેમનું રાજતંત્ર ને તેમનો રાજકીય પક્ષ નિર્મળ કે ગાંધીવાદી કેમ બને ?

આજે—આ વિજયદિનના પુણ્યપર્વે, દરેક માણસ ગાંધીજીની પતિતપાવન મૂર્તિ હૈડે રાખી પોતાના આચારવિચાર સુધારવાની પ્રતિજ્ઞા લે. દરેક કોમીભાવ ને વર્ગભેદ અંતરમાંથી દૂર કરે; ખેડૂત, કામદાર ને શ્રમજીવી સાથે એકતાર ને એકદિલ થાય; હરિજનોને ખરા દિલથી અપનાવે; પોતાના સ્વાર્થ ખાતર કદી કોઈ રાજકીય મંડળ કે પક્ષનો ઉપયોગ ન કરે; લાંચ આપવા–લેવાના કે કાળાબજારમાં વેચવા કે ખરીદવાના સોગન લે ને અંગત જીવનમાં વિશુદ્ધ, સુશીલ, સંયમી ને પરોપકારી થવાનો નિર્ણય કરે તો જ આજની ઐતિહાસિક ઉજવણી સાર્થક થાય

'આત્મવિકાસ'માંથી ]

# સ્વાધીનતા અને સ્વરાજ

'ધૂમકેતુ'

**આપણને સ્વાધીનતા મળી**—પણ સ્વરાજ મળ્યું છે ! એ બે જુદી જ વસ્તુ છે એમ આપણે ક્યારે સમજશું ? સ્વાધીનતા માટે સંગ્રામની જરૂર પડે છે. સ્વરાજ માટે તો વ્યવસ્થાની જરૂર પડે છે. સંગ્રામમાં કોઈ ને કોઈ પ્રોત્સાહન હાજર હોય છે. વળી શાંત વ્યવસ્થાને મુકાબલે સંગ્રામ એ વધારે સહેલી વસ્તુ છે. યુદ્ધવિશારદો કહે છે કે લડાઈ જીતાતી હોય તો યુદ્ધમાં શૌર્ય બતાવનારા પુરુષો ઘણા મળે છે, પણ યુદ્ધ જ્યારે પરાજય તરફ જતું હોય ત્યારે વ્યગ્રતા વિનાનું શૌર્ય બતાવનારા કોઈક વિરલા જ નીકળે છે. એ જ નિયમ સ્વાધીનતાના સંગ્રામને ને સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછીના સ્વરાજને લાગુ પડે છે. આપણે સ્વાધીનતા મેળવી છે, પણ હજી સ્વરાજ તો મેળવવાનું જ છે.

અત્યારે આપણી પાસે કોઈ પણ વસ્તુનો અતિરેક ન હોય એ જરૂરી બન્યું છે. ખુદ ગાંધીજીની વિચારસરણીનો પણ અતિરેક કરવામાં આવશે, તો સ્વરાજ એટલું હવે દૂર હશે. એમની વિચારસરણી જૂની ન જ થાય એવી આંધળી શ્રદ્ધા આપણને હણી નાખે. એમની વિચારસરણીને પણ સમય પ્રમાણે ફેરવવા યોગ્ય લાગે તો ફેરવવી જ ઘટે. એમના પોતાના અદ્ભુત વ્યક્તિત્વ વડે એ ગમે તેવા ખલપુરુષને પણ પ્રેમથી જીતવાની શ્રદ્ધા રાખતા હોય. પણ તેથી જે શ્રદ્ધાબળ એમનું હતું એ તમામનું હોય એ સંભવિત નથી. એટલા માટે એ શ્રદ્ધાબળ નહિ છતાં, એમની વિચારસરણીનો પોપટપાઠ પકડ્યા કરવો, અને સામાન્ય વ્યવહાર વ્યવસ્થાની ઉપેક્ષા કરવી, એ પગલું આપઘાતનું કહી શકાય. એક આદર્શ તરીકે ગાંધીજીની વિચારસરણીની ભવ્યતા પિછાનીને એને યથાશક્તિ જીવનમાં વણવાનો પ્રયત્ન કરવો એ એક વસ્તુ છે—અને વારંવાર ટપલા મળે, જૂડાણા મળે, છતાં બબૂચક જેમ આપણે હિંદની સંસ્કૃતિની વાતમાંથી નવરા ન પડીએ, ને હજારો તથા લાખો માણસોની શોણિતધારા નિર્દાગતી છતાં, જાણે એ નિર્દાગતા ન હોઈએ તેવી વ્યવસ્થા કર્યા કરીએ—તો એ આપઘાતી પંથ, સામા પક્ષનો હુમલો તો કરે ત્યારે, બાકી આપણા પોતાના જ પક્ષમાં કુસંપનાં બીજ વાવીને આપણને છિન્નભિન્ન કરી નાખે એ સ્પષ્ટ છે. અત્યારે જ એ દેખાય છે.

પાણીપતની ત્રીજી લડાઈ વખતે, મરાઠાઓમાં ફાટફૂટ પડાવવામાં, ને હિંદી મુસ્લિમોને મદદગાર બનાવી પીઠનો ઘા કરાવવાનો દાવ ખેલવામાં, અબદલ્લીને સફળતા મળી હતી, એ ઇતિહાસનો દરેક દરેક જાણકાર જાણે છે. આજ એ જ દાવ ફરીને ખેલાઈ રહ્યો છે. આંધળા વિશ્વાસની આ નીતિ આપણો સર્વનાશ તો નહિ કરે ના—! એ મહાન ચિંતા જ્યારે નાના મોટા તમામ અંતઃકરણને કોતરી રહી છે, ત્યારે પોતાની સિદ્ધિનાં ગુણગાન ગાયા બેસનારો માણસ કાં રાજનીતિજ્ઞ નથી, અગર કાં સાચો નથી. રાજનીતિજ્ઞ માણસ લોકનાડીનું માપ પહેલું કાઢે અને પછી પોતાની વાત મૂકે, સાચો માણસ પોતાની ભૂલ જોયા પછી એવી ભૂલ ફરીને ન જ કરે. ફરી ફરીને ભૂલ કરવાનો આપણને કોને અધિકાર

હોઈ શકે. પણ આજે આ ભૂલ, લાખો માણસના જાનને હિસાબે થાય છે–એ જાણનારો માણસ રાજનીતિજ્ઞ હોય તો અંદરઅંદર સળગાવી દેવાનું જોખમ ખેડશે, નિર્દોષોની કતલનું તો નહિ જ.

ષણ્મુખમ્ ચેટ્ટીએ જે ભૂલ કરી, એના કરતાં સિકંદરાબાદમાંથી લશ્કર ઉઠાવી લેવાની ભૂલ શું વધારે ભયંકર ન હતી ? એ ભૂલ માટે કોણ જવાબદાર હતું એ કોઈ કહેતું નથી. એ ભૂલ પછી, મધ્યયુગના જંગલીમાં જંગલી જમાનામાં જે જોવા મળ્યું––જીવતા માણસની આંખો કાઢવાનું—એ શું છાપાનો 'સ્ટંટ' હતો કે હકીકત હતી ? સ્ટંટ હતો તો એ તમામ છાપાં ઉપર કામ ચલાવવું ઘટે. ભણસાલીજી જે જંગલીપણાની વાતો કરે છે એ 'સ્ટંટ' છે ? એ સ્ટંટ ન હોય, ને છતાં નિષ્ક્રિયતા રખાતી હોય તો એનું કારણ સ્પષ્ટ છે. પરદેશીઓ તમામ પાકિસ્તાનને આધારે હિંદને, અને હિંદની તમામ શક્તિને વેરવિખેર કરી નાખવા, કાં એને આંતરવિગ્રહ તરફ ધકેલી દેવા, કાં વિપ્લવ જગાવવા, કાં સર્વનાશ તરફ દોરી જવા, મથી રહ્યા છે આ બળની સામે હિંદ શું કરી શકે એ જ મુખ્ય પ્રશ્ન છે. બાકીના તમામ પ્રશ્નો એને મુકાબલે ગૌણ છે એટલે લોકશાહીનો વિજય થશે તો કેવળ લશ્કરી સામર્થ્ય ઉપર જ એ વિજય શક્ય બનશે. ગાંધીજીને જે ભય હતો––કે બે સશસ્ત્ર છાવણીમાં જ આ વસ્તુ પરિણમશે––એ પરિસ્થિતિ આજે તદ્દન સ્પષ્ટ દેખાય છે જે પથ્થર પીગળે તેમ ન હતો, તેની ત્રીસ ત્રીસ વરસ સુધી સેવા કરવાની મહાન ભૂલ–અને મહાન પ્રેમધર્મની સાધના–ગાંધીજીએ કરી બતાવી એ અદ્દ્ભુત પુરુષનું સામર્થ્ય ન હોય એવા કોઈને, હવે ફરી ફરીને, એ જ વેષ લેવાની જરૂર નથી. વેષ લેવાથી કોઈનો હૃદયપલટો થાય એવી ઘેલી માન્યતા તો સેંકડોનાં જીવનને અત્યારે તો હણી નખાવશે. અને હિંદના આર્થિક પ્રશ્નને, નિર્વાસિતોના પ્રશ્નને, અને આંતરવિગ્રહી પ્રશ્નને વધારે ભયંકર બનાવશે. જે વખતે શુદ્ધ ન્યાયી સક્રમતા ધારણ કરવી જોઈએ, તે વખતે પોતાના આદર્શની સિદ્ધિ માટે, પ્રયોગ તરફ દોડી જનારો લોકસંચાલક–છેવટે લોકોને સર્વનાશ તરફ દોરી જાય છે. આટલું નાનુંસરખું ઐતિહાસિક સત્યનું બીજ, હજી પણ કોઈને સ્પર્શી શકે તો અતિ મોડું નથી થયું બાકી હવે પછીની દરેક ભૂલ, હિન્દના સર્વનાશની રૂપરેખા તૈયાર કરશે એમાં જરા પણ શંકા નથી અતિ ઉદારતા નહિ–પણ લોકશાહીનો શુદ્ધ ન્યાય ગ્રહણ કરવામાં આવે તો પણ બચી જવાય. કેવળ અશક્ય આદર્શોની કવિકલ્પનામાંથી આપણા સંચાલકો જાગશે ખરા ? કે પછી એમની મુશ્કેલીઓ એટલી મહાન છે અથવા અંગ્રેજોએ એવી રીતે બાજી ગોઠવીને મૂકેલી છે કે એમને એક પછી એક ભૂલ કર્યે અને સર્વનાશ તરફ ગયે જ છૂટકો થાય ! જો એમ હશે તો એ વિજય અંગ્રેજોની, મલીન, ભયંકર, માનવતા વિહોણી, જંગલી રાજનીતિનો હશે. અને આપણે માટે સ્વાધીનતા એ કેવળ શબ્દ હશે. અને સ્વરાજ એ એના કરતાં પણ નિરર્થક શબ્દ રહેશે.

કોઈ અદ્દ્ભુત વ્યક્તિ, ભગવાન કૌટિલ્યના આદેશને અક્ષરશઃ અનુસરશે તો જ આ કોયડો ઉકેલાશે. બીજી કોઈ રીતે એનો અંત આવે એમ જણાતું નથી. પરસ્પરની સામસામી સિદ્ધિ–અસિદ્ધિની 'ફિલોસોફી' તો શક્તિના વ્યય ઉપરાંત કુશકાના સાગરને વધારે વિશાળ બનાવશે.

ઉગારી એક જ વસ્તુ એક જ, ચાણક્યબુદ્ધિના આદેશથી ઘડાયેલી, શુદ્ધ લોકશાહી, પણ ન્યાયી, અને કોઈપણ જાતના અતિરેકથી મુક્ત એવી રાજનીતિની રેખા. સર્વનાશમાંથી ઊગરી જનાર માટે સર્વોદય છે એટલે પહેલો પ્રશ્ન અત્યારે–સર્વનાશમાંથી શી રીતે ઊગરી જવું એ છે સર્વોદય તે પછીની વસ્તુ છે. એ સર્વનાશમાંથી ઊગરી જવા માટે મક્કમ, વ્યવહારુ, શુદ્ધ ન્યાયી રાજનીતિ, આદર્શના અતિરેકનો અભાવ, અને નિત્યજાગ્રતિ. આક્રમણ નહિ–છતાં હમેશનો તૈયારી ને તત્પર કાર્યક્રમ આવતાં થોડાં વર્ષો સુધી–લોકશાહી રીતરસમને સામો પણ સ્વીકારવાનું માનસ પ્રાપ્ત કરે ત્યાં સુધી–રસ્તો આ અને આ એક જ છે. હિંદનું સંગઠન જો નહિ થઈ શકે—અને અનેક પ્રકારના આઘાત-પ્રત્યાઘાત આપવાની અનિશ્ચિતાહી અવ્યવહારુ રાજનીતિ જો ચાલુ રાખવામાં આવશે, તો એ સંગઠન નહિ જ થાય—તો દરેક યુદ્ધમાં બન્યું છે તેમ, હિંદ વિભક્ત હશે, નોખું નોખું હારશે, અને બીજી વધારે ભયંકર પરાધીનતાને પોતાને આંગણે નોતરશે આપણો સઘળો આધાર આપણા સંગઠન ઉપર—અને આપણી રાજનીતિ ઉપર છે. આપણી પાસે, અત્યાર પૂરતું આપણું, એક જ સૂત્ર હોઈ શકે ગાંધીજીનો જય હો—પણ ભગવાન કૌટિલ્યનો વિજય હો!

અત્યારે આપણી આ સ્થિતિ છે



અનુસંધાન પૃ ૧૬૦ ]

## જીવનમાં ક્રાંતિની જરૂર

આ અધઃપાતમાંથી અટકીને સાચું સ્વરાજ્ય ભોગવવું હોય તો આપણા આજના જીવનમાં મોટી ક્રાન્તિ કરવી જોઈએ અત્યારે જે ચીજો વાપરીએ છીએ, જેને બનાવવામાં હિન્દના એક માણસનો હાથ અડ્યો નથી તે પોતાની અસ્મિતા જાળવવા ખાતર પણ વાપરવાની છોડવી જોઈશે. અનિવાર્ય વસ્તુઓ સિવાયની ચીજો વિના ચલાવી લેવાની ટેવ પાડવી પડશે અને સમાજની વ્યાજબી જરૂરિયાતોને પહોંચી વળવા માટે બધાએ ભેગા મળીને તે ઉત્પન્ન કરવી જોઈશે, આર્થિક અસમાનતા ટાળવી જોઈશે અને ત્યારે મૂડીવાદીઓને હાથે અનાયાસે પણ સમાજનો દ્રોહ થઈ રહ્યો છે તે અટકશે.

આપણે સ્વરાજ્ય મેળવવા જે પ્રયત્નો કર્યા તેના કરતાં વધુ પ્રયત્નો સંગઠિત થઈને કરવા જોઈશે. એવા પ્રયત્ન કરનારા માનાપમાનનો, ધનનો, સત્તાનો અને સાથે કહેવાતાં સુખોનો ત્યાગ કરનારા સેવકો વધવા જોઈએ અને એ બધાએ ગરીબ આમપ્રજાના કલ્યાણના કોઈ ને કોઈ કાર્યમાં લાગી જવું જોઈશે.

ત્યારે આઝાદીનું દર્શન થશે. તેમાં બાતૃભાવ, સંયમ, કરકસર અને ઉત્પાદક શ્રમ પ્રત્યે ભક્તિ નીતરતી હશે



'પ્રજાબંધુ'માંથી ]

# જો સાચું સ્વરાજ ભોગવવું હોય તો—

શ્રી રવિશંકર મહારાજ

**આ**પણી આઝાદી આવ્યાને એક વર્ષ પૂરું થાય છે અને બીજા વર્ષમાં આપણે પ્રવેશ કરીએ છીએ. પણ આઝાદીની જે તમન્ના જોઈએ, જે નૂર જોઈએ તે આપણા ચહેરા પર નથી

શાથી ? તેનું કારણ એ છે કે આપણે સ્વરાજ્ય લીધું નથી પણ અંગ્રેજ સરકાર મસલત કરીને ચાલુ રાજ્યનો વારસો સોંપીને અહીંથી છૂટી થઈ છે એટલે એમનું જે હતું એ આપણને સોંપ્યું. એમની પાસે શું હતું ? કચેરી હતી, લશ્કર હતો, શહેનશાહી હતી, પગારની મોટાઈ હતી, તે બધું વારસામાં મળ્યું. પણ સામાજિક જીવનમાં કરકસર, સંયમ, ભ્રાતૃભાવ, ઉત્પાદકશ્રમ પ્રત્યે ભક્તિ ન આવ્યાં

ગાંધીજીએ તેમની દીર્ઘદૃષ્ટિથી ઘણાં વર્ષ પૂર્વે હિન્દને ઓળખ્યું હતું, તેની નાડ પારખી હતી. દેશની ગુલામી જાય અને સ્વરાજ્ય આવે ત્યારે દેશમાં એવી સ્થિતિ તેમણે ઉત્પન્ન કરવાનું વિચારેલું કે જેથી દેશ સ્વરાજ્યને સાચી રીતે પચાવી શકે

શરીરમાં રોગ થાય છે ત્યારે દાક્તર શરીર તપાસી તેની મળશુદ્ધિ કરે છે. અને પછી ઔષધિ આપે છે, સાથે પથ્ય પાળવાની સૂચના કરે છે. એ પથ્યપૂર્વકની ઔષધિ પેટમાં જાય તો શરીર નિરોગી બને. એકલી ઔષધિથી નિરોગી શરીર થાય નહિ

એવી રીતે ગાંધીજીએ દેશની નાડ પારખીને ઔષધિ આપી સાથે પથ્ય પણ આપ્યું. પણ એ પ્રમાણે દેશે કર્યું નહીં તેથી આપણું સામાજિક જીવન અધૂરું રહ્યું એટલે સમાજમાં સાથે રહીને સુખેસુખી અને દુઃખેદુઃખી થઈને રહેવાની સામાજિક ભાવના ન આવી તેથી અશુદ્ધિઓ ખૂબ રહી ગઈ. અને બહારથી જે કંઈ સારું આવ્યું તે પણ અશુદ્ધ શરીરમાં અશુદ્ધ જેવું થઈ ગયું

આજે તો આપણા હિન્દના સારરૂપ ગણાતા પ્રજાના લાડીલા નેતાઓ પણ નિષ્ફળ થતા આપણને જણાય છે કેમકે આપણે આપણી અયોગ્ય કામનાઓ, ઈચ્છાઓ ઓછી ન કરી પણ તેથી ઊલટું અનેકગણી વધારી મૂકી તેને તૃપ્ત કરવા આપણી પાસે કોઈ સાધન નથી. એ વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે આપણે સરકાર પર બધો બોજો નાખીએ છીએ અને તે ન પહોંચી વળે તો આપણે તેના પર દોષ ઢોળીએ છીએ અને અકળાઈએ છીએ. અને આપણી ગુલામી સારી હતી એમ કહી તેનાં વખાણ પણ કરીએ છીએ ! !

આવું જ અમેરિકામાં હબસી લોકો ગુલામીમાંથી છૂટયા ત્યારે બનેલું તેમાંના કેટલા-કને ગુલામી ગઈ ત્યારે દુઃખ થયેલું. ત્યારપછી ઘણે વખતે સ્વતંત્રતાનું ભાન આવ્યું

## ગાંધીજીનો માર્ગ ઉત્તમ

આપણામાંના ઘણાને હજી અમલે ગયા, સ્વતંત્રતા આવી, તેનું ભાન નથી. પ્રજા સ્વતંત્રતાની જવાબદારીનો ભાર ઉપાડવાને શક્તિશાળી બને એ માટે ગાંધીજીએ તો ત્રીસ

વર્ણ પડેલાં ગૃહઉદ્યોગો, ગ્રામોદ્યોગો, અને દેશોદ્યોગોનો રસ્તો બતાવ્યો હતો. એ રસ્તો એવો હતો કે તે પ્રમાણે વર્તીએ તો આખા દેશમાં સંપત્તિની સમાન વહેંચણી થાય અને કોઈ પણ માણસ નાગુ-ભૂખ્યું ન રહે. વળી એ ઉદ્યોગોમાં આખો સમાજ એવો ઓતપ્રોત થઈ જાય કે એમાં ઊંચા અને નીચા, ગરીબ અને તવંગર, શોષક અને શોષિતના ભેદો ન રહે, અને વ્યક્તિગત જીવન બદલાઈને સામાજિક જીવન જીવતા બધા થઈ જાય એવું જીવન જીવવા માટે યંત્રોની ઓછામાં ઓછી જરૂર પડે હિંદના ૮૦ કરોડ હાથ કામ વિનાના ન રહે પણ કેન્દ્રીભૂત ઉદ્યોગોને કારણે આ સ્થિતિ ન આવી તેથી તેનું પરિણામ આજે આપણને ભયંકર જણાય છે.

## શોષકવર્ગ અને પ્રજાની દશા

આજે દેશની કેવી સ્થિતિ છે? પરાધીન દશામાં કેન્દ્રીભૂત થએલા ઉદ્યોગોને આપણે આધીન થવું પડે છે એ ઉદ્યોગોના સંચાલકો સામાજિક દૃષ્ટિ તરફ વળેલા નથી, પણ પોતાની જાત તરફ વળેલા હોવાથી સમાજ લૂંટાતો જાય છે અને નાનો પણ મજબૂત શોષકવર્ગ ઉત્પન્ન થાય છે, જેને લઈને શોષિત પ્રજામાં આજુબાજુના વાતાવરણને લઈને દ્વેષ અને વેર વધતાં જાય છે તેથી તેમનો આત્મા વિકૃત થાય છે, તેમ છતાં આ કેન્દ્રીભૂત ઉદ્યોગોના વિષચક્રમાંથી નીકળવાનો રસ્તો જડતો નથી તેવા ઉદ્યોગોના અસ્તિત્વને લઈને શક્ય તેવા હાથઉદ્યોગોનો અભાવ છે, તેથી ભૂખ્યું પેટ હોવા છતાં નવરાશ ખૂબ મળે છે અને તેથી નવરો બેઠો નખ્ખોદ વાળે એ કહેવત સાચી પડતી જણાય છે. એ નવરાશનો ઉપયોગ મૃગજળરૂપ સુખ મેળવવાના પ્રયત્નોમાં થાય છે અને જેમ જેમ આપણે એવા પ્રયત્નો કરીએ છીએ તેમ તેમ સુખ દૂર જતું જાય છે અને શોષકવર્ગના પંજામાં આપણે વધુ ફસાતા જઈએ છીએ અને હવે આપણે એવી સ્થિતિએ પહોંચ્યા છીએ કે તેમાંથી પાછા ફરવાનું શક્ય લાગતું નથી

## નકામી ચીજોના ઢગલા

આજે આપણને જે ચીજોની જરૂર નથી તે ઢગલાબંધ બજારમાં મળે છે, બીજી બાજુએ અનાજ જેવી અનિવાર્ય ચીજો મળતી નથી તેથી ભૂખમરો વધતો જાય છે

એવું સાંભળ્યું છે કે રશિયામાં તો ગઈ લડાઈમાં થએલું નુકસાન ભરપાઈ ન થી ક્યાં સુધી દેશમાં કોઈ મોજશોખની ચીજો બનાવવી નહીં, લાવવી નહીં અને વેચવી નહીં એવો ઠરાવ કર્યો હતો. અહીં તો તેથી ઊલટું જણાય છે. અહીંના બજારોમાં તો રબ્બરના ફુક્કા જેવી તદ્દન નકામી ચીજોના ઢગલા હોય છે અને તે લેવા લોકો પડાપડી કરતા હોય છે! આને રોકવા કોઈ વિચાર કરતા જણાતા નથી. આ દૃશ્ય ભયંકર અધઃપતનનું જણાય છે

આવી ચીજો લેવા નાણું જોઈએ જીવનોપયોગી ચીજોના વિનિમય માટે સિક્કાની ઉત્પત્તિ થઈ હતી. પણ આજે તો નકામી અને કામની અનેક જાતની લેવડદેવડ વધી ગઈ. તેથી તેના વિનિમય માટે સિક્કાની વધુ જરૂર ઊભી થઈ તે પૂરવા ત્યારે નોટો પાડવા માંડી આ સ્થિતિ ક્યાં લઈ જશે તેની આજે ખબર પડતી નથી

[ અનુસંધાન પૃ. ૧૫૮

# યુગ–પ્રભાવ

છગનલાલ પરમાર

**સ**વારના પહોરમાં માણેકલાલ શેઠ તેમના દીવાનખંડમાં બેઠા બેઠા વેપારનાં કાગળિયાં ઉથલાવી રહ્યા હતા, ત્યાં તેમનો યુવાન પુત્ર સુમન ગંભીર પગલે ખંડમાં દાખલ થયો અને તેમની સામેની ખુરસી પર બેઠો તે કોઈ ખાસ વાત કરવા આવ્યો હોય એમ લાગ્યું પણ શેઠે કાગળિયાંમાંથી ઊંચું ઉપાડીને જોયું જ નહિ સુમન થોડીક વાર તો એમ ને એમ મૂંગો બેઠો રહ્યો, પણ પછી જરાક અધીરો થઈને કંઈક કહેવા જતો હતો ત્યાં જાણે એકાએક કંઈક યાદ આવ્યું હોય તેમ શેઠ પોતે જ બોલી ઊઠયા·

'કેમ સુમન, આજ તો તારું એમ. કોમનું પરિણામ છે ને ?'

પણ સુમને કશો જવાબ નહિ વાળતાં માણેકલાલે તેના સામુ જોયું ને તે ચમક્યા : 'કેમ આજે આટલો બધો ગમગીન દેખાય છે ? તારા જેવો હોશિયાર વિદ્યાર્થી પાસ નહિ થાય તો પછી કોણ થવાનું હતું !'

સુમન ગળુ ખંખારીને હવે બોલ્યોઃ 'પાસ થવાનો તો પ્રશ્ન જ નથી, બાપુજી, પણ હવે શું કરવુ એ વિશે વાત કરવા હું આવ્યો છું.'

માણેકલાલ આશ્ચર્યથી પુત્ર સામે જોઈ રહ્યા સુમનનું વલણ હમણાં હમણાં કઈ દિશા તરફ ખેંચાઈ રહ્યું હતું, એ વિશે વિચાર કરતાં તે કંઈક સમજ્યા પણ ખરા, પણ જાણે કશું સમજ્યા ન હોય તેમ બોલ્યાઃ

'એમાં વાત બીજી શી કરવાની હોય, બેટા ? મારી બધી જવાબદારી હવે ધીરે ધીરે તારે જ ઉપાડી લેવાની હોય ને !'

આ સાંભળીને તો સુમનના ચહેરા પર છવાયેલી ગમગીનીમાં ઘડીભર જાણે ભરતી આવી પણ એ ભરતીને તરત જ સુમને હટાવી દીધી ને દૃઢતાથી બોલવા લાગ્યો·

'તમે બાપુજી, ચારપાંચ મહિના અગાઉ આ કહ્યું હોત તો મેં કદાચ રાજીખુશીથી હા ભણી હોત પણ આજે ? આજે તો મારી આખી સ્થિતિ પલટાઈ ગઈ છે ગાંધીજીની હત્યાએ મારા મનને જાણે ચકરાવે ચડાવ્યું છે' છેલ્લું વાક્ય બોલતાં સુમન ગળગળો થઈ ગયો· તે વધુ ન બોલી શકયો

માણેકલાલ પણ થોડીક વાર તો કશું ન બોલ્યા. તેમણે પણ લાગણીના ઉભરાને પોતાના ચહેરા પર ફેલાવા દીધો બોલ્યા ત્યારે પણ તેમનો અવાજ લાગણીથી કંપતો હતો.

'ગાંધીજી જેવા પયગંબરી પુરુષની હત્યાએ કોનું દિલ ન દ્રવે, સુમન ? એનાથી મોટું દુર્ભાગ્ય દેશનું બીજું કયું હોય શકે !' થોડી વાર રહીને ઉમેર્યું : 'પણ આ ઘટનામાં યે પ્રભુનો કોઈ શુભ સંકેત નહિ હોય ? કદાચ આ મહાન બલિદાનને માર્ગે થઈને જ હિંદ ગૌરવને શિખરે પહોંચવાનું હોય.'

ગાંધીજીને અવ્યવહારુ કહીને જ્યારે ત્યારે ટીકા કરનાર પિતાના આવા શબ્દો સાંભળીને સુમનને અત્યંત આશ્ચર્ય થયું આનંદ તો થાય જ માણેકલાલ એ સમજી ગયા. મનમાં તે મલકાયા મોઢું જરા ગંભીર કરીને તેઓ જ વળી બોલ્યા.

'મેં પણ ગાંધીજી સ્મારકનિધિમાં સારો એવો ફાળો ભરવાનો નિર્ણય કર્યો છે, હો!' સાંભળીને સુમન વધુ ખુશ થયો. તે બોલી ઊઠયો

'બાપુજી, તમે પૈસાને ત્યારે તો ખરેખર લેખે લગાડશો. આમ તમે તો તમારુ કર્તવ્ય બજાવશો; પણ મારે યે મારુ કર્તવ્ય બજાવવાનું છે. પણ એ જરા જુદી રીતે.'

'એ જુદી રીત કઈ?' એમ પૂછવામાં માણેકલાલને સાર ન લાગ્યો. તે ભારે વ્યવહારુ ને ચોકર હતા. કાપડની નાની એવી હાટડીથી ધંધાની શરૂઆત કરીને તેઓ આજે, પુરુષાર્થ ને પ્રારબ્ધને જોરે, મિલમાલિક બન્યા હતા. ભલભલાને ભૂ પાય કે એવી કુદરતી ચાલાકી તેમને વરી હતી. એમાં વળી દુનિયા આખીનો અનુભવ ભળ્યો હતો એટલે તેમણે વાતને પોતાને અનુકૂળ એવી જ દિશાએ દોરવા માંડી.

'જો ભાઈ, તારા મગજમાં શી ધૂન ભરાઈ બેઠી છે, એ હું જાણતો નથી પણ તારે હવે મારો પણ વિચાર કરવો જોઈએ. હું હવે વૃદ્ધ થવા આવ્યો છું. મારી તબિયત પણ નાજીમાંદી રહે છે મોટાભાઈ લક્ષ્મીદાસ ધંધામાં જોડાયા પછી મને થોડીક રાહત તો મળી છે, પણ મિલનું કામ એટલું બધુ વધી ગયું છે કે અત્યારે ઘરના બે માણસ વગર ચાલે એમ નથી. તું જો મારી જવાબદારી ઉપાડી લે તો હું હવે થોડો આરામ લેવા માગુ છુ તારો અભ્યાસ પણ હવે પૂરો થયો છે તારી જ રાહ જોઈને મેં આજ દિવસ સુધી તો ટસરડો ખેંચ્યો, પણ હવે તબિયત કહ્યું કરે એમ નથી!'

સુમન હવે સમજ્યો કે પિતા તો શેતરંજની બાજી ગોઠવી રહ્યા હતા. પણ આ ત્રણચાર મહિના દરમિયાન તે એકેએક પ્રશ્નને વિચારી ગયો હતો અને થોડા દિવસ પર જ તેણે અમુક ચોક્કસ નિર્ણય પણ કરી લીધો હતો. એટલે તેણે તરત જ જવાબ વાળ્યો:

'તમારી તબિયત હમણાં અસ્વસ્થ રહે છે એ તો હું પણ જાણું છુ, પણ તમે એટલું બધું કમાઈ લીધુ છે કે વધુ કમાવાનો મોહ જતો કરો તો યે ચાલે એમ છે. વળી મિલને તમે એવા વ્યવસ્થિત ધોરણ પર મૂકી દીધી છે કે તમારી થોડીક ગેરહાજરીથી યે કશો વાંધો આવે એમ નથી. એટલે બાપુજી, તમારી તબિયતનું બહાનું બતાવી મને મારે માર્ગેથી ચલિત ન કરો તો સારુ. મોટાભાઈ મિલમાં જોડાયા અને તેમણે તમારુ કામ ઉપાડી લીધું કારણ કે એ તમારા જ વિચારના છે પણ હું અત્યારની પરિસ્થિતિમાં એ કામ કરી શકુ એમ નથી જ અત્યારે તો મૂડીદાર જ મિલનો ધણીરણી છે નફાનો મોટો હિસ્સો તે એકલો જ ઉપાડી જાય છે, ત્યારે મજૂરોને તો પ્રમાણમાં કશું મળતુ નથી'

'પણ એ મારી ક્યાં ના છે?' વ્યવહારુ બુદ્ધિના ને વત્સલ હૃદયના શેઠ બોલ્યા 'મિલની જવાબદારી લીધા પછી તું મજૂરોને ધીરે ધીરે રાહત આપજે ને, હું એમાં વાંધો નહિ લઉ.'

'એવી થોડી ગલતીના ટુકડાથી કંઈ ન વળે' સમાજવાદી વિચારસરણી બરાબર પચાવીને બંડખોર બુદ્ધિનો બનેલો સુમન બોલ્યો 'એ તો બધા થીંગડાં છે, થીગડાં.' અને થોડી વાર રહીને ઉમેર્યું'. 'અને એ પણ આજે એમ કહો છો! મજૂરોને રાહત આપવાની જેવી હું યોજના મુકું કે તમે અને મોટાભાઈ વિરોધ કરવાના જ. અને ત્યારે આપણી વચ્ચે ઝઘડો જ ઊભો થાય માટે મને તો મારા નિર્ણય પ્રમાણે જ વર્તવા દો.'

શેઠ કશું બોલ્યા નહિ, એટલે સુમને પોતાની યોજના કહેવી શરૂ કરી·

'જેમને દેશની ખરેખર લગની લાગી હોય એવા માણસો પાસેથી ગાંધીજી કેવળ દાન નહિ, સર્વસ્વનો ત્યાગ જ માગતા તેઓ કહેતા કે સ્વેચ્છાએ ગરીબ બનીને ગરીબની સેવા કરવી એ આજનો યુગધર્મ છે. આ યુગધર્મને વહનાર સાચા સુશિક્ષિત જુવાનો ઊભા થશે તો સમાજમાં કોઈ ગરીબ નહિ રહે, કોઈ તવંગર નહિ રહે સૌ સમાન ને સુખી થશે. હું એ યુગધર્મ અપનાવવા માગું છું '

'એટલે ?' શેઠે એકદમ કુતૂહલ દર્શાવ્યું

'એટલે કે હું હવે આ બાદશાહી બંગલામાં નહિ રહી શકું. હું તો ગરીબો વચ્ચે જઈને વસવાનો.' સુમન બોલવામાં મક્કમ થયે જતો હતો.

શેઠ હવે ચિડાયા' 'તારે મન તો આ બધી રમતવાત હશે, પણ મારા કહ્યા પ્રમાણે નહિ ચાલે તો મિલકતમાંથી એક પાઈ પણ નહિ મળે.'

સુમન હસી પડ્યો 'એ તો મેં નક્કી કરી જ લીધું છે કે અન્યાયવાળી સમાજ-રચનાને આધારે, હજારો મજૂરોની મહેનતના જોરે જે મિલકત તમે મેળવી છે, એની એક પાઈ પણ મને ન ખપે. કહેતા હો તો એવું દસ્તાવેજ પણ કરી આપું.'

સુમનના ચહેરા પર અટલ નિશ્ચયનું જોમ ને ત્યાગનું તેજ તરવરી રહ્યાં શેઠ હવે જરા ગભરાયા. તેમણે સુમનને પલાળવાને પોતાનો ઇતિહાસ ઉખેળ્યો:

'સુમન, તારે માટે મેં કેટકેટલું કર્યું છે, એ તને ખબર છે ? તારી મા ગુજરી ગઈ ત્યારે તમે ચારે છોકરા નાના હતા ચંપા સાત વર્ષની, ચમેલી પાંચની, લક્ષ્મીદાસ ત્રણ વર્ષનો ને તને તો માંડ એક વર્ષ થયું હશે. સારે સારે અનેક ઘેરથી મને કહેણ આવ્યાં પણ તમે દુઃખી થઈ જશો, એમ માનીને મેં બીજું ઘર ન કર્યું. મેં તકલીફ વેઠીને તમને સૌને ખૂબ લાડમાં ઉછેર્યાં એનો તું આજે મને આ બદલો આપવા તૈયાર થયો છે !' શેઠનો અવાજ જરા ગળગળો થઈ ગયો હતો

સુમન શાન્ત થઈ ગયો. વિચારગ્રસ્ત બેસી રહ્યો થોડી વાર પછી બોલ્યો ત્યારે તેના અવાજમાં લાગણીની મૃદુતા ને નિશ્ચયની દૃઢતાનો અજબ સુમેળ સધાયો હતો. 'તમારી વાત હું સમજી શકું છું, બાપુજી ! એ માટે અમે ખરેખર તમારા ઋણી છીએ......પણ તમે તો બાપુજી, હજારો સાધન સગવડોના ઢગલા પર બેઠા છો, ત્યારે લાખો કંગાળ લોકોની શી સ્થિતિ છે ?... .ગાંધીજીનું ગામગામનું સ્વપ્ન સિદ્ધ કરવા કેટલાકે તો રામ જેવા ત્યાગી બનવું જ પડશે એટલે મેં તો ગરીબ વસ્તીમાં જઈને રહેવાનો, ને ત્યાં રહીને ગરીબોની સેવામાં લાગી જવાનો નિશ્ચય કરી લીધો છે...છતાં બાપુજી, તમને મારા જેવું ખરેખરું કામ હશે ત્યારે હું જરૂર દોડ્યો આવીશ પણ કામ પત્યે તરત જ મારી જગ્યાએ પાછો જવાનો.'

શેઠ ગંભીરતાથી સાંભળી રહ્યા હતા એવું જ ગાંભીર્યપૂર્ણ મૌન ઘડીભર સેવીને બોલ્યાઃ

'ભલે બેટા, જેવી તારી મરજી સમાજસેવા માટે ભેખ લેવા તારો આત્મા અવાજ કરી રહ્યો હોય તો હું તને કેમ રોકી શકું ! પણ મનમાં એક ઓરતો રહી જાય છે બીજાં છોકરાંઓને પરણાવ્યાં, એક તું જ બાકી રહી જાય છે. તો બસ એક મહિનો રોકાઈ જા. તારું સગપણ કરવાનો ને પરણાવવાનો લહાવો મને લઈ લેવા દે.'

સુમન હસી પડયો. પિતાની બુદ્ધિચાતુરી પર તે આફરીન થઈ ગયો. પણ એમ તે ક્યાં ફસાય એવો હતો? તેણે તો ચોખ્ખું કહી દીધું

'તમે બાપુજી, મને સોનાની સાંકળે બાંધી લેવા માગો છો, એટલું તો હું પણ જાણી જાઉં એવો છું. ગમે તેમ તોય હું તમારો જ પુત્ર છું, હો! પણ હૃદય તો 'રાષ્ટ્રપિતા'ની અસરે ઘડાઈ ચૂક્યું છે. એ કઈ રીતે ઘડાઈ ગયું એ તો હું પણ સમજી શકતો નથી.'

'ત્યારે શું તું પરણવાનો જ નથી?' પિતાનું કુતૂહલ વધતું જતું હતું.

'એમ તો કેમ કહી શકું? મારા જેવા ધૂનીને ચાહી શકે, મારા સેવાકાર્યમાં સાથ આપી શકે, એવી કોઈ કન્યા મળી આવે તો પરણી પણ જાઉં. . અને એવી એક હૈયાફૂટી તૈયાર પણ થઈ છે. છેલ્લી વાત પણ થોડી વાર રહીને સહેજ હસતાં 'ને સહેજ શરમાતાં સુમને કહી નાખી.

નવા જમાનાનાં બાળો કઈ દિશા તરફ વહી રહ્યાં છે અને ક્યાં જઈને અટકશે, એ વિશે આશ્ચર્યમૂઢ થઈ ગયેલા શેઠ હવે તો કશું ન બોલી શક્યા અને એ દિવસે તો વાત ત્યાં જ અટકી. સુમનને કઈ રીતે સમજાવી લેવો એ વિશે વિચાર કરતાં કરતાં શેઠ ઊંઘ્યા

પણ સુમન કોઈ રીતે સમજ્યો જ નહિ ને! બે દિવસમાં જ તે સૌની રજા લઈને ત્રણ કપડે જ ઘરની બહાર નીકળી ગયો.

અને અગાઉ બધું નક્કી કર્યા મુજબ સુમન મજદૂર પંચાયતની ઑફિસમાં મંત્રી તરીકે પોણોસોના પગારે કામે પણ ચડી ગયો. આઠેક દિવસમાં તો તે પોતાના જ વિચારની એક છોકરી—પેલી 'હૈયાફૂટી' સાથે ક્રાંતિકારી ઢબે પરણી પણ ગયો અને એ બેઉ માણસોએ મજૂરોની સર્વાંગીણ ઉન્નતિનું કામ તડામાર ઉપાડી લીધું.

આ બાજુ મહિનોએક નહિ થયો હોય ત્યાં તો માણેકલાલ શેઠ માંદગીમાં પટકાયા પોતાનો વહાલામાં વહાલો ને વહાલસોયો પુત્ર સુમન ઘર છોડીને ચાલ્યા જવાના આઘાતથી, કે પછી વિધુરાવસ્થાની શરૂઆતમાં જરા આડે રવાડે ચડી ગયા હતા એની અસર અત્યારે એકાએક ફૂટી નીકળવાથી, શેઠને પક્ષાઘાત થઈ ગયો ને તે પથારીવશ બની ગયા.

ડૉક્ટર, નર્સ, નોકરચાકર, સૌ શેઠની સારવારમાં હાજર રહેતા, પણ પોતાનું કહી શકાય એવું કોઈ સ્વજન શેઠની પાસે ન રહ્યું મોટી બે દીકરીઓ બહારગામ પરણાવેલી હતી. મોટો દીકરો લક્ષ્મીદાસ હતો, પણ તે જરા મનમોજી હતો. તેની વહુ પણ એવી જ પ્રકૃતિની હતી સવારસાંજ 'કાં, કેમ છો?' એટલું જ પૂછીને તેઓ ચાલ્યા જતાં દિવસના ભાગમાં લક્ષ્મીદાસ મિલમાં કામકાજમાં રોકાયેલો રહેતો સાંજે પત્ની સાથે ક્લબમાં દિલ બહલાવી આવતો રાતે થાક્યોપાક્યો ઊંઘી જતો. પિતા પાસે બેસીને નિરાંતે પૂછપરછ કરવી કે આડીઅવળી વાતો કરી તેમના ચિત્તને પ્રસન્ન કરી મૂકવું, એવી કશી સમજણ લક્ષ્મીદાસને નહોતી સાચું કહીએ તો એવું કશું તેને રુચતું જ નહોતું. એક જ શબ્દમાં ઓળખાવવો હોય તો તેને 'હૈયાસૂનો' કહી શકાય

શેઠને વિચાર આવ્યો કે આવે વખતે સુમન અહીં હોત તો? પોતાને આવી સ્થિતિમાં જોઈને તે કેવો ઓછો ઓછો થાત? દિવસરાત પોતાની સારવારમાં જ લાગ્યો

રહેત. કે કે વાતો કરીને તેને ખુશમિજાજમાં રાખત ને આમ તેનું અધું દર્દ, અધી વેદના હરી લેત તેને બોલાવ્યો હોય તો ? બોલાવું તો આવશે ખરો ?..

શેઠ હજી આ વિચાર કરે છે ત્યાં તો ખુલ્લું માથું, ચમકતી આંખો, ખાદીનો ઝભ્ભો, છૂટી પાટલીનું ધોતિયું, ચપલ ને હાથમાં ઝૂલતી થેલીથી વિલક્ષણ વ્યક્તિત્વની છાપ પાડતો સુમન ખંડમાં એકાએક દોડી આવ્યો ને શેઠ હજી તેને પૂરો જુએ એ પહેલાં તો શેઠના પલંગ પર જ, શેઠના પડખામાં જ, બેસી જઈને ગદ્દગદ્દ અવાજે બોલી ઊઠયો 'કાં બાપુજી, શું થઈ ગયું તમને એટલી વારમાં ?'

શેઠની આંખમાંથી આંસુ ટપકી પડયાં સુમનના માથા પર સ્નેહનીતરતો હાથ પસવારતા પસવારતાં બોલ્યાઃ 'કાંઈ નહિ, બેટા ! એ તો દેહના દર્દ છે ને ? ઘણાખરાને એ ભોગવવાના જ હોય છે. પણ સદ્દભાગી માણસ ભોગવે ત્યારે આજુબાજુ સ્વજનો વીંટળાઈને સ્નેહની હૂંફ આપતા ઊભા હોય છે, દુર્ભાગી હોય તે સ્વજનોથી ત્યજાએલો એકલો એકલો સહે છે.'

'એવું કૈં નથી, બાપુજી ! મે હમણાં જ સાંભળ્યુ ને જેવું સાંભળ્યું એવો જ દોડી આવ્યો છુ.'

'હા ભાઈ, તું તો જાણે ઘરમાંથી હિજરત કરી ગયો. પછી પરણ્યો પણ ખરો પણ મોઢુ શેનો બતાવે ?'

'અમે બેઉ તમને પ્રણામ કરવા, તમારા આશીર્વાદ માગવા આવવાનાં હતાં, બાપુજી ! પણ પછી મને એમ થયુ કે તમને એ નહિ રુચે, અને એથી કદાચ ગેરસમજ ઊભી થશે ..... એક વાત ફરીથી તમને કહી દઉં કે તમારી સંપત્તિ મારે મન પરાયી છે. તમે પરાયા નથી. મારા પોતાના જ છો' અને થોડી વાર રહીને વળી બોલ્યોઃ

'એમ હતું તો તમે પોતે જ અમને આશીર્વાદ આપવા, અમારાં મોઢાં જોવા અમારે ગરીબ ઘેર ન આવી શકત ? પેલી કહેવત તો બાપુજી, એમ કહે છે કે છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય.'

પિતા સજલ નયને પુત્ર સામે જોઈ રહ્યા. સુમનને લાગ્યું કે પોતે આવ્યો છે પિતાની ખબર કાઢવા, પિતાની સેવા કરવા. એને બદલે પોતે તો પિતાને માઠુ લાગે એવો ઠપકો કરી રહ્યો છે. તે પસ્તાયોઃ 'બાપુજી, માફ કરજો હું જરાક વધુ પડતું બોલી ગયો. તમે જ મને અત્યંત લાડ લડાવીને લાડકો બનાવ્યો છે. અને લાડકો દીકરો તો જરા આખાબોલો, કડવાબોલો જ હોય'

'સુમન, તું કડવાબોલો પણ સાચાબોલો છે, બેટા ! તું તો જાણે કોઈ જુદી જ માટી વડે ઘડાયો છે ! ત્યારે અમે તો સંસારના ક્ષુદ્ર જન્તુઓ ! સોએ સો ટકા સત્ય પચાવવા જેટલું જોર અમારામાં ક્યાંથી હોય ? એટલે તારે તો મોટુ મન . . . .'

પણ શેઠનું વાક્ય અધૂરું રહ્યું એક કોઈ છટાદાર ખાદીધારી યુવતી ખંડમાં ઝડપભેર દાખલ થઈ ને 'નમસ્તે, બાપુજી !' એમ કહેતીકને બન્ને હાથ જોડી તથા સહેજ મસ્તક નમાવીને શેઠ પાસે આવીને ઊભી રહી ગઈ !

ઓળખાણુ નહિ પડવાથી શેઠ વિસ્ફારિત નયને તેના સામું તાકી રહ્યા તેમને આ તેજસ્વી પણ માયાળુ લાગી

ત્યાં તો સુમને જ સહેજ મલકાતા મલકાતાં ઓળખાણુ આપીઃ 'એ તો બાપુજી, તમારી પુત્રવધૂ છે '

'એમ કે?' શેઠનું હૈયું હેત ને હર્ષથી છલકાઇ ઊઠયુ 'નમસ્તે, વહુ, બેટા! સુખી રહો ને ઘરની આબરૂ વધારો ' શેઠે આશીર્વાદ પણુ આપ્યા.

રજા લઇને આવ્યો હોવાથી સુમન, પત્ની સાથે, પિતાને ઘેર આખો દિવસ રોકાયો, પોતાને હાથે જ પિતાની સારવાર કરી અને અલકમલકની હળવી વાતો કરી તેમને ખુશ-મિજાજમાં લઇ આવ્યો.

એ પછી પણુ રોજ રાતે બેએક કલાક સુમન આવી જતો. વખત મળે ત્યારે કોઇ વાર સવારમાં પણ આવી શકતો. સુમનનો સ્નેહ ને સેવા જોઇને માણેકલાલ આનંદિત થતા, ધન્યતા અનુભવતા.

આમ બેએક મહિના ચાલ્યા ગયા. એક દિવસ કોણુ જાણે શો ઉમળકો ચડી આવ્યો તે માણેકલાલ શેઠ સુમનને પોતા પાસે એકલો જોઇને બોલ્યા

'સુમન, તું ભલે ઘર છોડી ગયો, પણુ મારો સાચો દીકરો તો તું જ છે.' અને થોડીક વાર રહીને હળવા ભાવભીના અવાજે ઉમેર્યું, 'મુંઝાતો નહિ હો, બેટા! મિલકતમાં અર્ધોઅર્ધ ભાગ તને પણુ હું આપવાનો છુ.'

સુમન ચમકયો પિતા સામે જ તે ઘડીભર જોઇ રહ્યો પછી તે હસી પડયો. થોડી વારે બોલ્યો ત્યારે અવાજમા ભારોભાર દૃઢતા ભરી હતી.

'મે તમને અગાઉ એક વાર તો કહ્યું છે ને, કે તમારી મિલકતમાંથી એક પાઇ પણુ મને ન ખપે. એનું કારણુ પણુ મે તમને કહ્યું છે' જરા વાર રહીને, 'બાપુજી, હું અહીં આવુ છું તે શુ તમારી મિલકતમાં મારો હિસ્સો નક્કી કરાવવા માટે? તમારી માંદગીમાં સારવાર કરવી એ મારી ફરજ છે એ જ એક માત્ર ખ્યાલથી હું અહીં આવુ છુ. બાકી, મેં તો મારી જાતને દરિદ્રનારાયણુની સેવામા જ સમર્પી દીધી છે. રાષ્ટ્રપિતા પ્રત્યેનુ મારું ઋણુ હું તો ચૂકવી રહ્યો છું. વૈભવ, વૈભવનો આરામ મારે મન હરામ છે, પણુ શુ કરું?'

શેઠ સ્તબ્ધ થઇ ગયા તે તો સમજ્યાં માની બેઠા હતા કે સુમન ગરીબ જીવનની હાલાકીથી, મજૂરોના અસંસ્કારી સહવાસથી કંટાળી ગયો હશે, પોતાની આટઆટલી સારવાર તે કરી રહ્યો છે તો તેના દિલમા કાંઈ લાલચ ઊભી થઈ હશે અને એવી લાલચ ઊભી થાય તો એમા શુ ખોટુ હતું? એ પણુ પોતાનો પુત્ર હતો. અને વળી આવો વહાલસોયો ને સેવાભાવી!

પણુ સુમનને મોઢેથી ફરીને આવો દૃઢતાભર્યો ત્યાગપૂર્ણ જવાબ સાંભળીને શેઠ સમસમી ગયા તેમનાં ચિત્તમાં મથન જાગ્યું એ રાત આખી તેમને ઊંઘ ન આવી વિવિધ વિચારોના ઘોડા તેમના મગજને ખૂંદી રહ્યા.' જુવાનીને ઉબરે ઉમેલો, અનેક

લાડકોડથી ભરેલો સુમન — મારો વહાલો દીકરો સુમન — પોતાની જાતને દરિદ્રનારાયણની સેવામાં સમર્પે છે, ત્યારે હું, મોતને ઉંબરે આવી બેઠેલો હું, આ બધી લક્ષ્મી કોને માટે સંઘરીને બેઠો છુ ? મારો જુવાન દીકરો સેવાનું અકિંચનવ્રત લઈને સાધુ જેવો બનીને બેસે, ને હું બાપ ઊઠીને ..?.....પણ હું સુમનનો બાપ શેનો ? સુમનના શરીરને ભલે મે સર્જ્યું, પણ સુમનના આત્માને, તેના જીવનને ઘડનાર તો યુગપુરુષ ગાંધીજી જ. અને એથીસ્તો સુમને મારુ ઘર છોડી જઈને રાષ્ટ્રપિતા ગાંધીજીના આરાધ્યદેવ દરિદ્રનારાયણની સેવામાં પોતાની ગ્નત ધરી દીધી ને ?... .. ..ગાંધીજીએ પણ કેવો શબ્દ શોધી કાઢયો ! દરિદ્રનારાયણ ! નારાયણ તો લક્ષ્મીના પતિ ! આજના યુગમાં લક્ષ્મી, અનેક લાયકરતાઓ નીપજાવનારી લક્ષ્મી, દરિદ્રનારાયણના થ કયાપાકયા, ચરણ તળાસવામાં જ કૃતાર્થ થતી હશે ખરેખર ગાંધીજી, તમે લક્ષ્મી માટે આજના યુગમાં સાચુ નિવાસસ્થાન શોધી કાઢયુ પેલા અર્થશાસ્ત્રકાર ભગવાન કૌટિલ્યે પણ લક્ષ્મીને આખરે તો 'वृद्धस्य तीर्थेषु प्रतिपादनी च' કહીને વધારેલા ધનને તીર્થરૂપ પુરુષો કે સસંસ્થાઓને સોંપીને સાર્થક થતાં વર્ણવી છે ને ? . ગાંધીજી, તમે ખરેખર રાષ્ટ્રપિતા છો, હું પણ, રાષ્ટ્રનો સામાન્ય એવો સતાન, એ ન્યાયે તમારુ જ સતાન છુ તો પછી મે સંચિત કરેલી લક્ષ્મી હું તમારા આરાધ્યદેવ દરિદ્રનારાયણને ચરણે જ કેમ ન ધરી દઉં, બાપુજી ? એ વડે જ કાયાનું કલ્યાણ થશે, યુગધર્મનુ પાલન થશે, સ્વધર્મનું પણ.

આવાં મનોમંથનમાંથી માણેકલાલ શેઠે જ્યારે એક દૃઢ નિર્ણયનું અમૃત તારવી લીધુ ત્યારે જ તેમને નિરાત વળી

સવાર થતાં જ તેમણે લક્ષ્મીદાસને બોલાવીને એ નિર્ણય તેની પાસે મૂકયો. લક્ષ્મીદાસે પહેલાં તો નાપસંદગી બતાવી, વાંધો ઉઠાવ્યો, પણ માણેકલાલ શેઠે જ્યારે ચોખ્ખેચોખ્ખુ કહી નાખ્યુ કે "જો ભાઈ, આ બધી સંપત્તિ મારી પોતાની જ મેળવેલી છે, બાપદાદાથી ઉતરી આવેલો નથી, એટલે હું એ ગમે ત્યાં વાપરી શકું, તને એ સામે વાંધો લેવાનો કોઈ કાયદેસર હક્ક નથી." ત્યારે લક્ષ્મીદાસ ચુપાચુપ થઈ ગયો. ન છૂટકે તેને સમત થવુ પાડ્યું

સુમનને બોલાવીને પણ શેઠે પોતાની યોજના કહી સભળાવી સુમન તો આભો જ બની ગયો. તેના આનદનો તો પાર જ ન રહ્યો પિતાના માનસપરિવર્તનનો આ ચમત્કાર કેમ થયો એનું રહસ્ય ઉકલવા તે ખૂબ મથ્યો, પણ તેને કશી સૂઝ પડતી નહોતી આખરે એક વાત મન બેઠી રાષ્ટ્રપિતા ગાંધીજીની તપશ્ચર્યા ને બલિદાનનો જ આ પુણ્યપ્રભાવ એ એક જ અર્થમાં તે આ ચમત્કારિક પરિવર્તનને ઘટાવી શકયો, પણ સુમનને શી ખબર કે આ પ્રભાવ કરતાંયે તેના પોતાનાં જ પ્રેમ, સેવા ને ત્યાગે પિતાનું વત્સલ હૃદય વધુ હલમલાવી મૂકયુ હતું ?

પછી તો માણેકલાલ શેઠે વકીલોને બોલાવી પોતાનો નિર્ણય તેમને સંભળાવ્યો. તેમની સાથે વાટાઘાટ કરીને પોતાની સઘળી મિલકતનું પાકું દસ્તાવેજ બનાવ્યું.

દસ્તાવેજ પ્રમાણે લક્ષ્મીદાસને પાંચ લાખ રૂપિયાનો ચેક ફાડી આપીને તેને પિતાની મિલકત ઉપરના બધા અધિકારો, બધી જવાબદારીઓમાંથી સદંતર છૂટો કરવામાં આવ્યો. મિલનું ટ્રસ્ટ થયું, જેના માલિક તરીકે મજૂરોને સ્વીકારવામાં આવ્યા એટલે કે મજૂરો મિલના નફાના ભાગીદાર ગણાયા. મુખ્ય માનદ ટ્રસ્ટી તો સુમનને પોતાને જ બનવું પડ્યું અને શેઠનો રહેવાનો બગલો તથા બીજી બધી સ્થાવરજંગમ મિલકત 'ગાંધીજી રાષ્ટ્રીય સ્મારકનિધિ'ને અર્પણ કરવામાં આવી.

પંદર દિવસમાં જ માણેકલાલ શેઠે દસ્તાવેજની કલમોને અમલમાં મુકાવી. લક્ષ્મીદાસ એક નાનું એવું મકાન ભાડે રાખીને પોતાની પત્ની સાથે ત્યાં રહેવા ગયો. સુમને ટ્રસ્ટી તરીકે મિલનો ચાર્જ સંભાળી લીધો. 'ગાંધીજી રાષ્ટ્રીય સ્મારકનિધિ'ના મંત્રીને બગલો ને બીજી બધી અર્પણ થયેલી મિલકતનો કબજો સોંપી દીધો અને 'એમ્બ્યુલન્સ કાર'માં બેસીને પક્ષાઘાતપીડિત માણેકલાલ શેઠ પોતાના સાચા ને સમર્થ પુત્ર સુમનની ઓરડી તરફ તેની સાથે હંકારી ગયા.

૧૩–૮–૪૮



# ભારત વિષે સૉનેટસપ્તક

જયતીલાલ આચાર્ય

[ કવિગુરુ રવીન્દ્રનાથના 'નૈવેદ્ય' નામના કાવ્યગ્રંથમાંથી સાત સૉનેટ પસંદ કરીને આ અનુક્રમે મેં મૂક્યાં છે. કવિની વાણી ઉજ્જુયે તેટલી જ તાજી, ઉદ્‌બોધક અને પ્રેરક છે તે રસજ્ઞને સમજાશે. અત્યારની આપણી પરિસ્થિતિમાં આ સપ્તક આપણને આપણી મૌલિક ભાવનાનું રસદર્શન કરાવો.']

૧

પતિત ભારતે તુમિ કોન જાગરણે
જાગાઇબે, હે મહેશ, કોન મહાક્ષણે,
સે મોર કલ્પનાતીત. કિ તાહાર કાજ,
કિ તાહાર શક્તિ, દેવ, કિ તાહાર સાજ,
કોન પથ તા'ર પથ, કોન મહિમાય
દાઁડાબે સે સમ્પદેર શિખર–સીમાય
તોમાર મહિમા–જ્યોતિ કરિતે પ્રકાશ
નવીન પ્રભાતે ? આજિ નિશાર આકાશ
જે આદર્શે રચિયાછે આલોકેર માલા,
સાજાયેછે આપનાર અન્ધકાર–થાલા
ધરિયાછે ધરિત્રીર માથાર ઉપર
સે આદર્શ પ્રભાતેર નહે, મહેશ્વર,
જાગિયા ઉઠિબે પ્રાચી જે અરુણાલોકે
સે કિરણ નાઇ આજિ નિશીથેર ચોખે

[ હે મહેશ, આ પતિત ભારતને તમે કયી મહાક્ષણે કયી જાગૃતિમાં જાગ્રત કરશો એ મારી કલ્પનાથી અતીત લાગે છે. હે દેવ, શું તેનું કાર્ય હશે, શી તેની શક્તિ હશે, શો તેનો સાજ હશે, કયો તેનો માર્ગ હશે ? કયા મહિમામાં પ્રતિષ્ઠિત થઈને તે નવા પ્રભાતે પોતાની સમ્પત્તિને શિખરે ઊભો ઊભો તમારા મહિમાના જ્યોતિનો ઝગહળતો પ્રકાશ ફેલાવશે ! હે મહેશ્વર, આજે આ રાત્રિના આકાશે પ્રકાશની માળા જે આદર્શે રચી છે, પોતાનો અંધકારનો થાળ સજાવ્યો છે અને ધરણીના મસ્તક પર ધર્યો છે, તે આદર્શ પ્રભાતનો જણાતો નથી. જે અરુણ પ્રકાશે પૂર્વ જાગ્રત થશે તેનાં કિરણ આજે આ અંધારી રાત્રિની આંખોમાં જણાતાં નથી ]

૨

શક્તિદંભ સ્વાર્થલોભ મારીર મતન
દેખિતે દેખિતે આજિ ઘિરિછે ભુવન
દેશ હ'તે દેશાન્તરે સ્પર્શવિષ તા'ર
શાન્તિમય-પલ્લી જત કરે છારખાર
જે પ્રશાન્ત સરલતા જ્ઞાને સમુજ્જ્વલ,
સ્નેહે જાહા રસસિક્ત, સંતોષે શીતલ,
છિલ તાહા ભારતેર તપોવનતલે;
વસ્તુભારહીન મન સર્વ જલેસ્થલે
પરિવ્યાપ્ત કરિ' છિલ ઉદાર કલ્યાણ,
જડે જીવે સર્વભૂતે અવારિત ધ્યાન
પશિત આત્મીયરૂપે આજિ તાહા નાશિ
ચિત્ત જેથા છિલ સેથા એલ દ્રવ્યરાશિ,
તૃપ્તિ જેથા છિલ સેથા એલ આડંબર,
શાન્તિ જેથા છિલ સેથા સ્વાર્થેર સમર

[ આજે જોતજોતામાં આપણા દેશને શક્તિનો દંભ અને સ્વાર્થભર્યો લોભ કોઈ મહાવ્યાધિની માફક ઘેરી રહ્યાં છે તેના ઝેરીલા સ્પર્શથી જ્યાં ત્યાં શાંતિનો નાશ થયો છે એક વાર ભારતવર્ષના એ તપોવનમાં જે પ્રશાંત સરલતા જ્ઞાનથી ઉજ્જ્વલ, સ્નેહથી રસભરી, સંતોષથી શીતલ હતી, જ્યારે વસ્તુપુંજના ભાર વગરનું મન જળમાં સ્થળમાં સર્વત્ર પોતાનું ઉદાર કલ્યાણ પસારતું અને જડમાં કે ચેતનમાં પ્રાણી માત્રમાં નિરંતર ધ્યાન આત્મીય ભાવે ઓતપ્રોત થઈ જતું, તેનો લોપ થઈને આજે તેને ઠેકાણે જ્યાં ચિત્ત હતું ત્યાં દ્રવ્યના ઢગ ખડકાયા છે, જ્યાં તૃપ્તિ હતી ત્યાં આડંબર આવ્યો છે, જ્યાં શાંતિ હતી ત્યાં સ્વાર્થની મારામારી વધી છે. ]

૩

કોરો ના કોરોના લજ્જા, હે ભારતવાસી,
શક્તિમદમત્ત ઓઈ વણિક્ વિલાસી
ધનદર્પ પશ્ચિમેર કટાક્ષસમ્મુખે
શુભ્ર ઉત્તરીય પરિ' શાન્ત સૌમ્યમુખે
સરલ જીવનખાનિ કરિતે વહન.
શુનો ના કિ બોલે તા'રા, તવ શ્રેષ્ઠ ધન
થાકુક હૃદયે તવ, થાક્ તાહા ઘરે,
થાક્ તાહા સુપ્રસન્ન લલાટેર પરે
અદૃશ્ય મુકુટ તવ દેખિતે જા' બડ
ચક્ષે જાહા સ્તૂપાકાર હઈયાછે જડ,
તારિ કાછે અભિભૂત હ'યે બારેબારે

છુટાયો ના આપનાય. સ્વાધીન આત્મારે
દારિદ્રયેર સિંહાસને કર પ્રતિષ્ઠિત,
રિક્તતાર અવકાશે પૂર્ણ કરિ' ચિત.

[હે ભારતવાસી, પેલા શક્તિના મદથી છકી ગયેલા વાણિજ્યના વિલાસી ધનથી ઉદ્ધત બનેલા પશ્ચિમની આગળ તું તારું શુભ્ર ઉત્તરીય ધારણ કરતો શાંતિથી પ્રસન્ન ચિત્તે વહી જતું તારું સરલ જીવન જોઈને જરાય શરમાતો ના. તે તેઓ શું કહે છે તે સાંભળ્યું નથી કે તારું શ્રેષ્ઠ ધન તારા હૃદયમાં રાખ, તારા ઘરમાં સભર તારા સુપ્રસન્ન લલાટ પર અદૃશ્ય મુકુટ દીપે. જે કાંઈ દેખીતું મોટું હોય, પોતાના જડ વસ્તુપુંજથી નજરે તરત ચઢતું હોય, તેનાથી ગભરાઈ જઈને તું તારી જાતને વારંવાર તેની આગળ હલકી પાડીશ નહિ. તારા ચિત્તને રિક્તતાના અવકાશથી સભર ભરી દઈને તું :તારા સ્વાધીન આત્માને દારિદ્ર્યના સિંહાસન પર પ્રતિષ્ઠિત કર.]

૪

હે ભારત, તવ શિક્ષા દિયેછે જે ધન,
બાહિરે તાહાર અતિ અલ્પ આયોજન,
દેખિતે દીનેર મત, અન્તરે વિસ્તાર
તાહાર ઐશ્વર્ય જત. આજિ સભ્યતાર
અન્તહીન આડંબરે, উચ્ચ আસ્ફાલને,
દરિદ્ર–રુધિર–પુષ્ટ વિલાસ લાલને,
અગણ્ય ચક્રેર ગર્જ્જે મુખર ઘર્ઘર
લૌહબાહુ દાનવેર ભીષણ બર્બ્બર
રુદ્રરક્ત–અગ્નિદીપ્ત પરમ સ્પર્ધાય
નિઃસંકોચે શાન્તચિત્તે કે ધરિબે, હાય,
નીરવ–ગૌરવ સેઈ સૌમ્ય દીનવેશ
સુવિરલ–નાહિ જાહે ચિન્તાચેષ્ટાલેશ ?
કે રાખિબે ભરિ' નિજ અનન્ત–આગાર
આત્માર સમ્પદરાશિ મંગલ উદાર ?

[હે ભારત, તારા શિક્ષણે અમને જે સંપત્તિનું દાન કર્યું છે તેનું બહારથી કદાચ ભલે અલ્પ આયોજન હોય, જે દેખીતું દીન જેવું હોય, પરંતુ તેના સઘળા ઐશ્વર્યનો વિસ્તાર અંતરમાં થયો છે

આજે જ્યારે ચારે બાજુ સભ્યતાનો પાર વગરનો આડંબર પ્રવર્તી રહ્યો છે, તેનો દંભ વધી ગયો છે, જ્યારે દરિદ્રોના લોહીથી પોષાતો વિલાસ વિલસી રહ્યો છે, અસંખ્ય ચક્રોનાં ગર્જનના ઘરઘરાટભર્યા લોઢાના બાહુવાળા દાનવની ભીષણ બર્બર રુદ્રરક્ત અગ્નિ-દીપ્ત પ્રચંડ સ્પર્ધા થઈ રહી છે, ત્યારે, હાય, નિઃસંકોચે શાંત ચિત્તે નીરવતાથી ગૌરવભર્યો તે સૌમ્ય વિરલ દીન વેષ, જેમાં ધાંધલની ગડમથલ ન હોય, તેવો કોણ ધારણ કરશે ! આત્માની મંગલ અને ઉદાર સંપત્તિથી પોતાના અખંડ ભંડાર કોણ ભરી રાખશે

૫

હે ભારત, નૃપતિરે શિખાયેછ તુમિ
ત્યજિતે મુકુટ, દંડ, સિંહાસન, ભૂમિ,
ધરિતે દરિદ્રવેશ; શિખાયેછ વીરે
ધર્મયુદ્ધે પદે પદે ક્ષમિતે અરિરે
ભુલિ જયપરાજય શર સંહરિતે.
કર્મીરે શિખાલે તુમિ યોગયુક્ત ચિતે
સર્વફલસ્પૃહા બ્રહ્મે દિતે ઉપહાર.
ગૃહીરે શિખાલે ગૃહ કરિતે વિસ્તાર
પ્રતિબેશી આત્મબન્ધુ અતિથિ અનાથે
ભોગેરે બેંધેછ તુમિ સંયમેર સાથે,
નિર્મલ વૈરાગ્યે દૈન્ય કરેછ ઉજ્જ્વલ
સંપદેરે પુણ્યકર્મે કરેછ મંગલ,
શિખાયેછ સ્વાર્થ ત્યજિ' સર્વ દુઃખે સુખે
સંસાર રાખિતે નિત્ય બ્રહ્મેર સંમુખે.

[હે ભારત, તેં રાજાઓને પોતાનાં મુગટ, રાજદંડ, સિંહાસન, ભૂમિ વગેરેનો ત્યાગ કરીને દરિદ્રનો વેષ ધારણ કરતાં શીખવ્યું છે, તેં વીરોને ધર્મયુદ્ધમાં જય પરાજયનો વિચાર કર્યા વગર શસ્ત્ર ત્યજીને જ્યાં ત્યાં શત્રુને ક્ષમા આપતાં શીખવ્યું છે; તે કર્મીને યોગયુક્ત ચિત્તે બધાં ફલની કામનાને બ્રહ્મમાં સમર્પવાનું શીખવ્યું છે, તે ગૃહસ્થને પોતાનાં પાડોશી, સ્વજન, અતિથિ અને અનાથમાં પોતાના ઘરની સીમાનો વિસ્તાર કરવાનું શીખવ્યું છે; તે ભોગને સંયમથી ગૂથ્યો છે, દૈન્યને નિર્મળ વૈરાગ્યથી ઉજ્જવલ કર્યું છે, સંપત્તિને પુણ્યકર્મો દ્વારા મંગલમય કરી છે સ્વાર્થનો ત્યાગ કરીને સુખદુઃખમાં નિત્ય સંસારને બ્રહ્મના સમુખ રાખતાં શીખવ્યું છે.]

૬

એકદા એ ભારતેર કોન બનતલે
કે તુમિ મહાન પ્રાણ, કિ આનન્દબલે
ઉચ્ચારિ' ઉઠિલે ઉચ્ચે,—"શોન વિશ્વજન,
શોન અમૃતેર પુત્ર જત દેવગણ
દિવ્યધામવાસી, આમિ જેનેછિ તાંહારે,
મહાન્ત પુરુષ જિનિ આંધારેર પારે
જ્યોતિર્મય તાંરે જેને, તાંર પાને ચાહિ
મૃત્યુરે લંઘિતે પાર, અન્યપથ નાહિ"
આરબાર એ ભારતે કે દિબે ગો આનિ
સે મહા આનન્દમંત્ર, સે ઉદાત્તવાણી
સંજીવની, સ્વર્ગે મર્ત્યે સેઇ મૃત્યુંજય

પરમ ઘોષણા, સેઈ એકાન્ત નિર્ભય
અનન્ત અમૃતવાર્તા? રે મૃત ભારત,
શુધુ સેઇ એક આછે, નાહિ અન્ય પથ

[ એકવાર આ ભારતના કોયા તપોવનમાં કયા મહાન પ્રાણે કેવા આનંદ ભરપુર હૃદયે આવુ ઉચ્ચાર્યું હતું "હે વિશ્વના માનવી, સાંભળો! હે દિવ્યધામના વાસી અમૃતના પુત્ર સઘળા દેવગણ, સાંભળો! મે એમને જાણ્યા છે, જેઓ અંધારાની પેલીપાર જ્યોતિર્મય મહા પુરુષ વિરાજી રહ્યા છે તેમને મેં જાણ્યા છે. તેમને જાણવાથી, તેમની તરફ નજર કર્યાથી મૃત્યુને પાર કરી જઈ શકશો આ સિવાય બીજો કોઈ માર્ગ નથી" આ ભારતમાં ફરી પાછો એ મહાન આનંદમંત્ર કોણ આણશે, એ સજીવની ઉદાત્તવાણી કોણ સંભળાવશે, સ્વર્ગમાં કે મૃત્યુલોકમાં એ મૃત્યુંજય પરમ ઘોષણા કોણ ફેલાવશે, એ દૃઢ નિર્ભય અનંત અમૃતની વાત કોણ કહેશે? હાય રે મૃત ભારત, તારે માટે તે જ એક માર્ગ છે, બીજો નહિ!]

૭

ચિત્ત જેથા ભયશુન્ય, ઉચ્ચ જેથા શિર,
જ્ઞાન જેથા મુક્ત, જેથા ગૃહેર પ્રાચીર
આપન પ્રાંગણતલે દિવસ શર્વરી
વસુધારે રાખે નાઈ ખંડ ક્ષુદ્ર કરિ',
જેથા વાક્ય હૃદયેર ઉત્સમુખ હ'તે
ઉચ્છવસિયા ઉઠે, જેથા નિર્વારિત સ્રોતે
દેશે દેશે દિશે દિશે કર્મધારા ધાય
અજસ્ર સહસ્રવિધ ચરિતાર્થતાય;
જેથા તુચ્છ આચારેર મરુવાલુરાશિ
વિચારેર સ્રોતઃપથ ફેલે નાઇ ગ્રાસિ'
પૌરુષેરે કરેનિ શતધા; નિત્ય જેથા
તુમિ સર્વ કર્મ ચિન્તા આનન્દેર નેતા,—
નિજ હસ્તે નિર્દય આઘાત કરિ' પિતઃ
ભારતેરે સેઇ સ્વર્ગે કર જાગરિત.

[ જ્યાં ચિત્ત ભય વગરનું હોય, જ્યાં મસ્તક ઉન્નત હોય, જ્યાં જ્ઞાન મુક્ત હોય, જ્યાં ઘરની દિવાલો આખા પૃથ્વીને ખંડિત કરીને ક્ષુદ્રરૂપે રાતદિવસ પોતાના આંગણામાં જ આબદ્ધ કરતી ન હોય, જ્યાં વાણી હૃદયના ઊંડાણમાંથી ઉછળી નીકળતી હોય, જ્યાં કર્મની ધારા પોતાના અખંડ વહેણથી દેશદેશમાં ચારે દિશાએ સતત અનેક રીતે ચારિતાર્થ થતી હોય, જ્યાં તુચ્છ આચારોરૂપી રણની રેતીનો ઢગલો વિચારનાં વહેણને અટકાવીને પૌરુષને ખંડિત કરી ગયો ન હોય, જ્યાં હંમેશા તમે પોતે જ સર્વે કર્મ, વિચાર, અને આનંદના નેતા હો,—ત્યાં, હે પિતા, તમારે જ હાથે નિર્દય આઘાત કરીને તે સ્વર્ગે આ ભારતને જાગ્રત કરો. ]

# સ્વાતંત્ર્ય સ્વાગત

હસિત બૂચ

[ મન્દાક્રાન્તા-શાલિની ]

ઝંખી'તી કૈં વેળથી, તું પધારી;
જાણી ન્હોતી એહવી ઊર્મિઓનું
જાગી ઊઠયું પૂર સીનામહીંથી,
આંખોમાં આવી નવી રોશની 'ને
અંગાંગે રોમાંચનું ફૂલ મ્હોર્યું.
ઝંખી'તી કૈં વેળથી, યત્ન ત્હારે
ખૂણે ખૂણેથી ધસી આવિયાં'તાં
થોડાં ત્હોયે મસ્ત આબાલવૃદ્ધ,
મૂકી મ્હેલો ખેતરો ખોરડાંઓ,
માયા છોડી આપ્તની આસનોની
સ્હેતાં કારાગાર કષ્ટો અસંખ્ય,
દંડા — ઘોડાદોડ — બંદૂકગોળી,
સ્વેચ્છાત્યાગ્યાં અન્નપાણી તથૈવ
હોમી દેતાં જિન્દગી યે સહર્ષ.
ન્હાનો ત્હોયે નિર્મળો અર્ઘ્ય એવો
સ્વીકારી આવી જહીં તું ઉદાર,
ઊઠી કોટિ કંઠથી ગર્જનાઓ
હૈયાનો ઉલ્લાસ વ્હેતી પ્રચંડ,
માર્ગે માર્ગે મોકળાં લોક ઘૂમ્યાં
ગાતાં ગાણું એક સાથે અપૂર્વ,
વૃક્ષો અબ્ધિ પર્વતો કંદરાઓ
મેદાનો 'ને વાયુએ દીર્ઘકાલે
માણ્યું સાચા સ્વત્વને, રે ! અમારું
વ્યોમે સત્કાર્યું રૂડા સપ્તરંગે
ત્રિરંગીનું ભવ્ય પ્રેમાળ ચક્ર.

☆

ત્હોયે ત્હારા મુખ પર રહ્યું દર્દનું ચિહ્ન ગૂઢ,
હૈયાકેરું સ્મિત વિલસતું ત્યાં, પરંતુ અપૂર્ણ.
વર્ષોથી જે એક સાથે રહ્યા તે,
જુદી જુદી કોમકાઓ વસાવી
મ્હોટી ન્હાની ચીજના ભેદ પાડી
સિદ્ધિ એમાં સ્વપ્નકેરી નિહાળી
વા સિદ્ધિસોપાન એને પ્રમાણી,
ત્હારા સત્કારે બની મગ્ન રાચે,
ક્યાંથી ત્હારું સ્મિત થઈ શકે પૂર્ણ કે દર્દ દૂર !

☆

રે ! થાતી એ વદન પરની મ્લાનતા સ્પષ્ટ ગાઢ,
રે ! રે ! ત્હારે નયન કરુણાધાર શી આ અથાક ?
—કૈં કૈં ત્હારા પૂજકો, અર્ઘ્યકેરી
કોરે રાખી સાધના, લોહીભૂખ્યા
પીંખી રે' અન્યોન્યને, વીસરી એ
સમ્બન્ધો સૌ ઇતિહાસે લખેલા;
લૂંટી બાળે ઝૂંપડાં — ખેતરોને
ચૂસે ચૂંથે શીલ નારીતણાં 'ને
શંકા — દ્વેષે ક્રૂરતાથી છરાને
લાખોની ઝૂંટી લિયે કોમમાની
વ્હાલી પોતીકી પુરાપ્રાસ ગોદ;
ધાતા એ વચ્ચે વળી કૈં ફિરસ્તા
જાદૂ ધર્મો ફેરવ્યાનો કરન્તા;
'ને એ સૌના સૂત્રધારો વડેરા
બહારો — પેટી-પટારાધણીઓ
કંગાલોનાં કારખાનાં રચન્તા;
રે ! રે ! શાના નયનવદને હોય ત્યાં અન્ય ભાવો

☆

ક્યાંથી ક્યાંથી પણ રુધિરરેલા શરીરે તહારે ?
શાથી શાથી નયન કરથી મિંચિયાં કમ્પતાં તેં ?
જેને સારૂ સુખ ને મંદ જાગી
આવ્યાં ત્હારે યજ્ઞ હોમાઈ જાવા
જેણે ત્યાગે 'ને તપે પ્રેમ-સત્યે
ત્હારે કાજે માર્ગ સર્જ્યો અપૂર્વ
ભૂખ્યાં ત્રાસ્યાં દગ્ધ 'ને નગ્ન વચ્ચે
તું આવી ત્યારેય ઘૂમ્યો વહાલા
શીળાં આત્માનાં અમી જે વિરાગી;
એને – એને સાંજરે એક, જ્યારે
સૌ વચ્ચે બેસી પ્રભુનામ લેવા
આવી એ કલ્યાણમાર્ગી રહ્યો'તો,
વીંધી કીધો ઠાર કોઈ છકેલા
કામી ઓળે અન્ધ એવા જુવાને,
જામ્યા ચારે કોર કોલાહલે, રે!
તૂટ્યું શ્રધ્ધાગુંજતું સૌમ્ય બીન!
ફેલાયા દાવાનલે વિશ્વ માંહિ
વર્ષન્તાં થાક્યા વિના મેઘનીર;
રોળાયું સૌભાગ્ય સૌનું હવે એ!
આવી તું આશાભરી એ ક્ષણોનું
વિશ્વે માણ્યું સ્વપ્ન સામીપ્યમાં, શું
જાશે ખેંચી કાળનાં પૂર પાછું?

☆

ઝંખી'તો કૈં વેળથી, લાખલાખ
લૈ બક્ષિસો તું પધારી, છતાંય

હૈયે ત્હારે ઘાવ આવા ઘણાય!
જોતા જોતા લોક એ ઘાવ રોતા,
રાખી હૈયે હામ કૈં વીર યોધ્ધા
દૂર્ત્ત્વો સૌ માંહ્યનાં – બ્હારનાંને
સાચા ઊંચા શૌર્ય-ધૈર્યે હિટાવી
રૂઝાવા ઘા તાહરાં રક્ત ધોતા;
યાત્રા ત્હારી રુંધવા મન થાતાં
ઇર્ષ્યાગ્નિ – સ્વચ્છન્દતા – દંભલીલા,
આદર્શે માનવ્યના મગ્ન ધીરા
જોધ્ધાઓ એ સંમુખે, શાન્ત થાતાં;
સાચા ત્હારા પૂજકો એ બધાય
માંહિ મીઠો ભવ્ય ત્હારો પ્રસાદ
ભક્તિ-શક્તિ સર્જ ઝળહળતા 'ને
ઝંખે સિધ્ધિ એ થકી લોમકાને
સર્વાંગે સૌન્દર્ય ઋધ્ધિ સદાય,
એ વીરોને કદમ કદમે પ્રેમપ્રેર્યો પ્રભાવ,
યોગી વીંધાયલ ધ્રુવ સમો એમનો દોરનાર.

☆

ઝંખી'તી કૈં વેળથી – તું પધારી,
આછી ઘેરી રેખ નિર્વેદની જે
અંકાએલી ચિત્તે ત્હારે; જવી એ!
રે'શે ત્યાં આનંદનાં બિમ્બ રાજી:
આવી તું આશાભરી, અશિષોનાં
તેં વર્ષાવ્યાં અમૃતે વીર્ય વ્હેતાં
ખુદે ખુદે એ જ શ્રધ્ધા અમારી

卐

---

આભાર. પૂંઠા ઉપર છાપવા અશોકના ધર્મચક્રનો બ્લોક મળ્યા બદલ અમે શ્રી કુમાર કાર્યાલયના આભારી છીએ.
—વ્યવસ્થાપક.

# ૧૫મી ઑગસ્ટ : ૧૯૪૮

જયન્ત પાઠક

પાત્રો : શીલા, ડાહીગૌરી, પંકજ અને કિશોર.
સ્થળ : મધ્યમ વર્ગના એક કુટુમ્બનું ઘર
સમય : ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૮ ની રાત્રે દસ વાગ્યાનો.

[ પંકજ આરામ ખુરશીમાં આંખ મીંચીને પડયો છે. પાસે ઢોલિયા પર શીલા અને ડાહીગૌરી બેઠાં છે દસના ટકોરા પડે છે ]

પંકજ . ( વિચારમાંથી જાગતો હોય તેમ આંખ ખોલી ) ઓહો ! દસ વાગી ગયા !!

શીલા : તમે તો ભાઈ ઊંઘી ગયા હતા, ખરું ને ?

પંકજ - ના, ના, વિચાર કરતો હતો

ડાહીગૌરી આખો 'દિવસ 'વિચાર વિચાર 'ને 'વિચાર'! આજનાં જુવાનીઆને થયું છે શું ! આ શીલાય કાલે મૂંગી આમ પડી હતી. 'પૂછ્યું 'કેમ'? ઊંઘી ગઈ? તો કે' ના, વિચાર કરતી હતી આજનાં છોકરાં જાણે દુનિયા આખીનો ભાર માથે પડયો હોય એમ વાતવાતમાં વિચારે ચડી જાય છે !

પંકજ . તું તો બા આજનાં છોકરાં વિરુદ્ધ જ્યારે ને ત્યારે આવી ફરિયાદ કરે છે. હું તો જરા આજના દિવસ ઉપર વિચાર કરતો હતો.

ડાહીગૌરી : (ઝપકાના ભાવથી) આખો દહાડો તો રખડયો. ધ્વજ ને સભા, ધ્વજવંદન ને ભાષણ ને કાંતણ ને પથરા—બીજો ધંધોય શો છે ? સ્વરાજ મળ્યું તે ન્યાલ થઈ ગયા. આપી દીધાને દસ્તા ! માર ખાધો તે નફામાં—હવે વળી શો વિચાર કરવાનો છે !

[ કિશોર આવે છે ]

શીલા : આવો કિશોરભાઈ, પંકજભાઈ તો આજ ઉત્સવના આનંદમાં ગરકાવ થઈ ગયા છે તે ક્યારનાય બોલતા જ નથી

[ કિશોર ખુરશી પર બેસે છે ]

કિશોર શેનો ઉત્સવ સ્વરાજનો ? ગઈ પંદરમીએ ગાંધીજીએ કહ્યું હતું 'ઉત્સવ શાનો !' આ ૧૫મીએ તો એ બિચારા કહેવા જીવતા નથી પણ સ્વર્ગમાંથી જરૂર કહેતા હશે 'ઉત્સવ શાનો ?

પંકજ : તું તો કિશોર, આવો જ રહ્યો; બસ બોલ્યે જ રાખે છે ! ( ઉત્સાહમાં ) આપણું રાષ્ટ્ર આજે —

કિશોર · (વચમાં જ) ખતરનાક પરિસ્થિતિની નજીક સરકી રહ્યું છે. એને અટકાવવાની કોઈની શક્તિ જ લાગતી નથી. નેહરુ—વલ્લભભાઈ બધાય —

પંકજ : બસ બસ, એ અણગમતી વાત —

શીલા . એમાં અણગમતું શું ? સાચી વાત ભલે કડવી હોય, કહેવી જ જોઈએ કિશોરભાઈ realist છે, તમારા જેવા idealist નહી. કહો કિશોરભાઈ

કિશોર . માફ કરજે પંકજ, પણ મારે કહેવું પડશે કે આપણા રાજકર્તાઓમાં દૂરદેશી અને મુત્સદ્દીપણાનો મને તો અભાવ જ લાગે છે ભાષણ કરવામાં તેમની બરોબરી ભાગ્યે જ કોઈ દેશના રાજકર્તાઓ કરી શકે. સ્વપ્નમાં પણ તેઓ બોલશે—Eternal vigilence is the price of liberty અને જાગીને એના એ; કશું ભૂલવું નહીં, કશું શીખવું નહીં.

પંકજ : દલીલના આવેશમાં તું ભૂલે છે. એમની મુશ્કેલીઓ એ જ જાણે છે. એઓ જે શક્તિ ખર્ચી રહ્યા છે તે આપણને એમને કરવાના વિરાટ કાર્યની પાછળ દેખાતી નથી. નહિતર—

કિશોર : કોઈ બીજી સરકાર હોત તો ભાંગી જ પડી હોત, એમ જ ને ? છાશવારે એમ કહેવાથી કંઈ શક્તિની ખાતરી કરાવાતી નથી.

ડાહીગૌરી : (બગાસું ખાતાં) હવે તમે બે મળ્યા કે જાણે જનમોજનમના દુશ્મન મળ્યા. એક કહે કે સ્વરાજ સારું. તો બીજો કહે કે નઠારું. વાતનો છેડો જ ન આવે !

શીલા : (હસતાં હસતાં) બાને પૂછી લો—એ કહે તે સાચું.

ડાહીગૌરી : હું બહુ ભણેલી નથી, તમારા જેટલી ડાહી પણ નથી. હું તો એટલું જાણું કે મે આ સીતેર વરસમાં આવા દા'ડા જોયા નથી જનમારો ગયો પણ આ ઘાસ-તેલ ને કોલસા લુગડાં ને ધાનના આવા સાંસા પડયા નથી. ગોરાના રાજ્યમાં તો લીલાલહેર હતી. દેશમાં દુકાળ તો પડતો પણ આવો નહિ. આ તો ગાંધીના પાપે—

શીલા : હાં હાં જોજે બા, ભાઈને ઊઠીને નહાવું પડશે ગાંધીજીની સાથે 'પાપ' શબ્દ ન મુકાય.

પંકજ : પાપ પણ પવિત્ર થઈ જાય, શીલા !

શીલા : કિશોરભાઈ કેમ શાન્ત છે ? એમના ભાથામાં તીર ખલાસ થઈ ગયાં કે શું ?

[ કિશોર પાસેના ટેબલ પર પડેલી ગાંધીજીની 'આત્મકથા'નાં પાનાં ઉથલાવે છે. ]

પંકજ : તમે બધાંએ ભેગાં થઈ મને હરાવવા જ ધાર્યું છે ને ? તો ભલે, પણ હું મારી વાત સમજાવવાનો પ્રયત્ન તો કરીશ જ. હારજીત. .

શીલા : ગાંધીજીના ભક્તને હારજીતનો હરખશોક ન હોય એમને !

પંકજ : ઠીક છે, કિશોર, બને છે એવું કે આપણે મોટા માણસ નથી પણ તેમના અનુયાયીઓ છીએ એ વાત આપણા ટીકાકારો ભૂલી જાય છે.

કિશોર : એમાં એકલા ટીકાકારો જ દોષપાત્ર નથી દોષ અનુયાયીઓનો પણ છે જ. તેઓ એમ બતાવવામાં ગૌરવ લે છે કે તેઓ તેમના ગુરુથી પણ આગળ નીકળી ગયા છે.

પંકજ : મારે માટે આજે પવન પ્રતિકૂલ લાગે છે.

કિશોર . પંકજ, જો આ રોશની, એનાથી રાતને દિવસમાં ફેરવાય છે ? ના, એ થોડા વખતમાં બુઝાઈ જશે અને રાત્રિને વધારે ઘોર બનાવી જશે.

શીલા : કિશોરભાઈ શું કહેવા માગે છે તે સમજાયું નહીં.

કિશોર : તારે સમજવું છે તો સમજ સમજવાની ઇચ્છા થવી એ પણ શુભ ચિહ્ન ગણાય આજે તો એવું કહેનારા છે કે અમારે સમજવું નથી એ મતાંધ લોકો—

પંકજ : જરા મુદ્દા પર આવ કિશોર. પ્રચારકની રીત અને સમજાવનારની રીતમાં ફેર હોય છે ને !

કિશોર : હોય છે જ સમજાવનાર પોતે સમજ્યો હોય તે જ કહે છે, પ્રચારક ન સમજ્યો હોય તે પણ—પણ હું મુદ્દા પર આવું આજનો ઉત્સવ મને આ રોશની જેવો લાગે છે તમે ઉત્સાહ, આનંદ, આવેશ બતાવો છો તે ઉપરછલ્લા છે, ક્ષણના છે, કાલે તમે જ્યારે એમાંથી મુક્ત થશો ત્યારે બમણા દુઃખથી વાસ્તવ જીવનના જતરડામાં જોડાશો.

પંકજ : છેલ્લા વાક્યમાં તેં ઠીક ચમક આણી કવિતા—પ્રચારી કવિના પણ કિશોર, સમજનાર આવા શબ્દોથી છેતરાતો નથી. છતાં તારા વિચારોમાં કંઈક તથ્ય છે એ વાત હું સ્વીકારું છું.

શીલા : હું પણ સ્વીકારું છું.

શીલા શીલાને હું સમજાવી શકયો હોઉં તો બસ. શીલા તું કહેશે તું શું સમજી શકી ?

શીલા : શીખવાડીને તરત પરીક્ષા ? ખરા છો તમે તો–છતાં હું નાપાસ થાઉં તેમ નથી. તમે એમ કહો છો કે આજનો ઉત્સવ હૃદયમાંથી આવતો નથી કારણકે ઉત્સવને માટે કોઈ કારણ નથી.

કિશોર : બરાબર. (ચોપડીના પૂંઠા તરફ તાકી રહે છે )

પંકજ : શું બરાબર ? સ્વરાજ્યના જન્મસિદ્ધ હક્કનો ઉપભોગ

કિશોર . તિલક મહારાજનો જય ઉપભોગ ! હા એ શબ્દ તેં ઠીક વાપર્યો હક્કનો ઉપભોગ એટલે જીવવાના હક્કનો ત્યાગ ! કેમ ખરુ ને ?

પંકજ : તમે ક્ષણિક મૂલ્ય વાળી વસ્તુ આગળ શાશ્વત મૂલ્યવાળી વસ્તુની મહત્તા ભૂલી જાઓ છો

કિશોર : શું કરીએ ? ખાધાપીધા સિવાય મને તો મૂલ્યામૂલ્ય કે ક્ષણિકશાશ્વત વિશે કંઈ વિચારો જ આવતા નથી શીલા, પાણી પા જોઈં

[ શીલા હીંચકા પરથી ઊઠે છે. ડાહીગૌરી સહેજ આડા પડે છે ]

ડાહીગૌરી ભાઈએ તો આજે બરાબર ખાધુ પણ નથી સવારનો ફરીને બપોરે બે વાગ્યે આવ્યો જેવુ તેવુ ખાઇ પાછો વાચવા બેસી ગયો.

કિશોર . ગાંધીજીની 'આત્મકથા' હશે (થોડીવાર અટકીને) આપણો દેશ વિચિત્ર છે. તેમાં અમેરિકનો માને છે તેમ સાપ, વાઘ રહે છે એટલું જ નહીં પણ જાદુગરોય રહે છે (આત્મકથા બતાવી) ગાંધીજીની આત્મકથા પર આના ડાઘા ! કોઈ આત્મકથાને સાથે રાખનાર ગાંધીભક્તનું જ કામ હશે. અરે વખત આવે તો આપણો વેપારી બમણી કીમત લઈને 'સત્યના પ્રયોગો' વેચે ને ગાંધીજી આગળ ગરી માગી લે એ આગલે બારણેથી ધોળો દેખાય અને પાછલે બારણેથી જોઈએ તો કાળો દેખાય—જાદુગર નહી તો બીજું શું ?

પંકજ . તું નકામો રોષ કરે છે Cynic છે તું—

કિશોર . Cynic કહેવાથી માણસનો ઉપહાસ કરી શકાય, સત્યનો નહીં પંકજ; પણ ચાલ જવા દે એ વાત–(ઘડિયાળ તરફ જોઇ) અગિયાર વાગવા આવ્યા આજે તો જાગરણ કરવુ છે. ઉત્સવ છે એટલે નહી પણ ઓફિસનું વધારાનું કામ છે એટલે

ડાહીગૌરી . તારો વિચાર ચા પીવાનો થયો હોય એમ લાગે છે.

શીલા : કિશોરને ચા પાઈશને ?

કિશોર : વાહ ! વાહ ! માનસશાસ્ત્રનો ખરો અભ્યાસ તો માજીને જ છે 'માજીનો જય'. અમારા રાજમાં 'જય' બોલાવવી એ ગૌરવનું કાર્ય ગણાય છે પછી ભલે તે ગમે તેની—ખુદ હારનારની હોય ! કેમ પંકજ, શીલા બન્ને શાન્ત ! ઊંઘ આવે છે ?

શીલા : ના ભાઈ, હું વિચાર કરતી હતી કે માત્ર ટીકા કરવાથી કોઈ સુધરે છે ખરું !

પંકજ : અને હું વિચાર કરતો હતો કે ગાંધીજીનું રામરાજ્ય કદી આવશે ખરું ?

કિશોર · બન્ને મહાન વિચારકો લાગો છો બન્નેનો જવાબ મારી પાસે છે. ટીકા કર્યા વગર કોઇ સુધરતું નથી---અને રામરાજ્ય લાવતાં પહેલાં દેશમાંથી જડ અને સ્થગિત થઇ ગયેલાં બળોને સાફ કરવાં પડશે હા પણ ચાની વાત ભૂલાય નહીં હો શીલા, એકલા માણસને પાછી ફેર માથાકૂટ કરવી પડશે

શીલા · (હસતી) ઓ ! એ તો હું ભૂલી જ ગઇ ! (અંદર જાય છે)

[ પડદો ]

# કેટલાંક સંસ્મરણો

મણિલાલ ગાંધી

[ આ લેખના લેખક ભાઈ મણિલાલ ગાંધી પૂ. ગાંધીજીના પુત્ર થાય. તેઓશ્રી હાલમાં દક્ષિણ આફ્રિકા ખાતે ગાંધીજીએ સ્થાપેલા ટોલ્સ્ટોય ફાર્મ ઉપર નાતાલમા રહે છે, અને ગાંધીજીએ શરૂ કરેલા 'ઇંડિયન ઓપીનિયન'ના તંત્રી તરીકે કામ કરે છે. —સંચાલક]

**મારા** જીવનમાં ઘણાં થોડાં જ વર્ષો બાપુ સાથે ગાળવાનો મને લાભ મળ્યો છે. મારા બીજા ભાઈઓથી ઊલટું મારે ઘણો વખત બાપુથી દૂર દેશવટામાં રહેવું પડ્યું છે–કેમકે લગભગ ત્રીસ વર્ષથી હું દક્ષિણ આફ્રિકામાં છું. ૧૯૧૪ના ઓગસ્ટથી ૧૯૧૭ની શરૂઆત સુધી હું હિંદમાં હતો. ૧૯૨૪માં એક માસને માટે હું હિંદ ગયો હતો અને ૧૯૨૬ની આખરીએ પાછો ગયો. ૧૯૨૭ના માર્ચમા મારા લગ્ન થયાં અને તુરત જ દક્ષિણ આફ્રિકા આવ્યો. લાંબામાં લાંબો વખત મેં હિંદમાં ગાળ્યો હોય તો તે ૧૯૪૫નું આખું અને ૧૯૪૬નું અરધુ વર્ષ એ પ્રસગે બાપુના નિકટ સંબધમાં રહેવાનો મને અલભ્ય લાભ મળ્યો હતો બાપુ સાથેના એ મારા અતિકિંમતી મહિનાઓ હતા, જ્યારે તેમની બંગાળની અને મદ્રાસની આખી મુસાફરી દરમ્યાન તેમની સાથે હુ રહી શક્યો હતો. બાપુ સાથે સારામા સારો વખત એ લોકોથી જ લઈ શકાતો હતો કે જેઓ તેમની સેવા કરતા હતા અને તેમની સઘળી હાજતો પૂરી પાડતા હતા. જો કે હું તેમાં બીજાઓની વચ્ચે આવતો હોઉં એવુ જણાતું હતું છતાં તે સંજોગોમાં જેટલો બની શકે એટલો વખત બાપુ વહાલથી પોતાની સાથે ગાળવાનો લાભ મને આપતા હતા. અનેક બાબતો ઉપર અમે હૃદયથી અને નિખાલસતાથી ચર્ચા કરતા હતા, જેમાં તેમની સાથે રહેનારાઓની અને અમે બાળપણમાં તેમના હાથ નીચે રહ્યા હતા તે વખતના કરતાં આજે તેઓની ઘણી જ બદલાઈ ગયેલી વલણ વિશેની ચર્ચાનો પણ સમાવેશ થતો હતો અને તો એટલે સુધી લાગ્યું હતું કે બાપુએ પોતાના અતિ પ્રેમ અને લાડથી પોતાની સાથે રહેનારાઓને બગાડી મૂક્યા હતાં ખાસ કરી બાને ઈશ્વરે લઈ લીધા બાદ એ વધારે જોવામાં આવતું હતું બાનો બાપુ પર દાબ રહેતો હતો અને ખાસ કરી સામાજિક જીવનવ્યવહારમાં રહી જતી કેટલીક ઊણપો બા પૂરી કરતાં હતાં. બાના ગયા બાદ બાપુને પોતાની સાથે રહેનારાઓને મા અને બાપ બનેની ગરજ સારવી પડતી હતી પરંતુ બાની અને મહાદેવ કે જે બાની પછી બાપુને સૌથી નજીક અને વહાલામાં વહાલા હતા તેમની, બાપુને પડેલી ખોટ કોઈથી પૂરી શકાઈ નહોતી. બા અને મહાદેવભાઈ બાપુનો જમણો અને ડાબો હાથ હતા.

એક વસ્તુ પ્રબળપણે મારા જોવામાં આવી તે, અમે ચાર ભાઈઓ બાપુના હાથ નીચે હતા તે વખતના કરતાં આજની તેઓની અતિ નરમાશ ભરેલી વલણ હતી. જો કે અમે તેટલા કડક છતાં ક્ષમાવાન તો તેઓ હંમેશાં હતા જ. પરંતુ આજે તેમનામાં જે અતિ સહિષ્ણુતા જોવામાં આવતી હતી તે અમારા વખતમાં નહોતી તેનું કારણ કેટલેક અંશે કદાચ હમણાંના વર્ષોમા દુનિયાના થયેલા ઘણા જ કડવા અનુભવોનું હશે અને કેટલેક અંશે તેઓએ સૂક્ષ્મતાથી કેળવેલી અહિંસાવૃત્તિ હશે. આ જોઈને ઘણીવાર મશ્કરીમાં

બાપુને હું કહેતો, "બાપુ, અમે તમારી નીચે હતા તેના કરતાં તમે હવે બહુ બદલાઈ ગયા છો. આટલાં બધાં લાડ અમને તો તમે નહોતા લડાવતા; અમારી સાથે તો બહુ સખ્તાઈથી વર્તતા હતા. યાદ છે કે કેટલા ગાંસડા ભરી કપડાં ધોવરાવતા, લાકડાં ફડાવતા, કોદાળી પાવડા લઈ કકડતી ઠંડીમાં ખેતરમાં ખોદાવતા, રસોઈ કરાવતા, માઈલોના માઈલો વરસાદમાં ચલાવતા? અને આજે આ આટલાં લાડ લડાવો છો એ જોઈ મને તાજુબી થાય છે!"

આ સાંભળી તેઓ મુગ્ધ કરનારી પોતાની હસવાની રીત મુજબ ખડખડાટ હસી કહેતા, "સાંભળ્યું કે, મણિભાઈ શું કહે છે તે?"

× × ×

અત્યંત શરમથી મારે કબૂલ કરવું પડે છે કે ૧૯૧૨ની સાલમાં બાપુને મારે નિમિત્તે સાત દિવસના ઉપવાસ કરવા પડયા હતા. મેં તેમને છેતરવાનો પ્રયત્ન કર્યો હતો. એ વખતે બાપુ જોહાનિસબર્ગમાં હતા. હું ફિનિક્સમાં હતો. અમારા બંને વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો હતો. મારે વિષે થયેલી અમુક ફરિયાદોથી બાપુને અનહદ દુ:ખ થયું હતું. મારી પાસે તેઓ ગુનો કબુલાવવા માગતા હતા. હું ના ની ના જ પાડતો હતો. છેવટે બાપુએ મારા ઉપર દર્દભર્યો પત્ર લખ્યો અને "દુ:ખી બાપના આશીર્વાદ"થી તે પૂરો કર્યો. આ પત્રથી મારું હૃદય વિંધાયું મારાથી વધુ વખત જીરવી શકાયું નહિ. અપરાધ કબુલ કરવા માગતો હતો પરંતુ બાપુ પાસે જવાની કે તેમને લખવાની હિંમત ચાલતી નહોતી. તેથી મિ. કેલનબેક, જે અમારા એક કુટુંબીજન જેવા અમારી સાથે સંબંધ રાખતા હતા, તેના પર પત્ર લખી એ પત્ર સાથે બાપુ પરનો પત્ર બીડી મોકલ્યો. તેમાં બાપુની માફી માગી હતી. જવાબમાં બાપુનો તાર આવ્યો, 'માફી તો માફી જ છે; ઈશ્વરની માફી માગો." બાપુ તુરત ફિનિક્સ આવ્યા અને અમે બંનેએ સાત દિવસના ઉપવાસ કર્યા. મિ. કેલનબેક પણ અમારી સાથે ભળ્યા. હું સત્યથી કહી શકું છું કે આ પ્રસંગ વખતે કે ત્યારબાદ પણ છેતરવાનો એક છાંટો પણ મારામાં નહોતો.

× × ×

બીજો એક બનાવ હિંદમાં ૧૯૧૬માં બન્યો હતો, જ્યારે મારા મોંમાંથી અસત્ય વચન નીકળી ગયું હતું. સૌને એ વિસાત વગરનું લાગ્યું. પરંતુ બાપુને તો એ મૂલ હિમાલય જેટલી વિશાળ લાગી. તેમણે આશ્રમવાસીઓને વાત જાહેર કરી. અને બીજે જ દિવસે મારે આશ્રમમાંથી દેશવટો લેવાનો હતો. મારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જવાનું હતું. પરંતુ બાપુએ કેટલીક સલાહ આપી હતી. તેમણે કહ્યું: મારે મદ્રાસ જઈ ત્યાં એક વણાટનું કારખાનું છે ત્યાં શિખાઉ તરીકે રહેવાની માગણી કરવી અને સાધારણ મજૂરની જેમ રહેવું. પરંતુ બાપુના નામનો ઉપયોગ નહિ કરવો. આ ઉપરાંત બાપુનો ઉપવાસ કરવાનો પણ ઇરાદો હતો. પણ આખી રાત મેં તેમ નહિ કરવા વિનવણી કરી. મારી વિનવણી તેમણે સાંભળી. બીજે દિવસે બાને અને મારા ભાઈ દેવદાસને ડુસકે ડુસકે રુદન કરતા મૂકી હું આશ્રમ છોડી ગયો. બાપુએ મને સાવ ખાલી હાથે રઝળતો નહિ મૂકયો. ગાડીભાડા જેટલા અને ઉપરાંત થોડા રૂપિયા મારા હાથમાં મૂકયા. રેલગાડીમાંથી મેં અશ્રુભીની આંખે

બાપુને દુઃખી કર્યા તેના પશ્ચાત્તાપનો પત્ર લખ્યો. એ બે માસના મારા અનુભવોની કથની જુદો જ વિષય થઈ પડે.

બે માસ બાદ બાપુએ એક સબંધી પર ઓળખનો પત્ર લખી મોકલ્યો અને ત્યારબાદ સાત માસ મદ્રાસમાં સુખે પસાર કર્યા. મને જે વીતી તેથી કશું નુકસાન ન થયું આજે વહાલા બાપુની વજ્ર સમાન સખ્તાઈ અને પુષ્પ સમાન કોમળતાના પ્રેમભર્યાં સ્મરણથી એ દિવસોને હું આશીર્વાદ રૂપ ગણું છું

× × ×

બાપુની નમ્રતાની પરાકાષ્ટાનો એક અનુપમ દાખલો વાચક નીચેના મારા પર બાપુએ લખેલા પત્ર પરથી જોઈ શકશે

"......મારી ઉપર રોષ કરવાનાં મેં ઘણાં કારણો આપ્યા છે એમ હું માનું છું તેને સારુ તમે મને ક્ષમા આપજો. તમને મે બહુ રખડાવ્યા ને તેમાં તમારી નિયમિત કેળવણીનો ભંગ થયો. પણ આ અનિવાર્ય હતું એમ તમને ભાસે તો જ તમે મને માફી આપી શકો મારી આખી જિંદગી મેં મને પોતાને ઓળખવામાં ગાળી છે મારુ કર્તવ્ય શું એ શોધવામા ગાળી છે એથી મારું કામ શીખ્યુ છે કેમકે મે જે માન્યુ તે કર્યું છે તેમ થવાથી હું ઘણી ભૂલોમાંથી બચ્યો છું પણ ઉપરથી વિચારતાં લૌકિક દૃષ્ટિએ મારો સ્વાર્થ બગડયો છે. મારા અખતરાઓનો ભોગ જેમ હું થયો તેમ તમે ને બા થયાં. બા સમજી ગઇ છે તેથી બા જેટલું કમાઈ છે તેટલુ બીજી સ્ત્રી નથી કમાઇ તમે હજી પૂરૂં નથી સમજ્યા તેથી તમને રોષ રહે છે. હું હજી કહેવા ઇચ્છુ છુ કે તમારા બધા ભાઈઓની જે સેવા મે કરી છે તેની બોજો બાપ નહિ કરે. મે તમને મારા ધાર્મિક અનુભવોના ભાગીદાર બનાવ્યા એથી વિશેષ કોઈ શું કરી શકે! બીજા માબાપની જેમ હું તમારું જીવન લૌકિક રાખીને મારું જીવન નિરાળુ ઘડી શકત તેમ કરત તો અત્યારે તમારી ને મારી વચ્ચે એક સાંકળ નહિ રહેત. મારાથી બીજુ નહિ થાત કેમકે સત્યની શોધમાં હું તો જ્યાં છું ત્યાં જ હોત ને તમે તે માર્ગની બહાર હોત. એ તમારે સારુ ઇષ્ટ નહોતું. આ વાત તમે ધીરજથી વિચારશો તો મારી ઉપરનો રોષ ઉતારી શકશો."

બાપુએ અમને અક્ષરજ્ઞાન નહિ આપ્યુ તેનો મને અસંતોષ રહ્યો છે ખરો, પરંતુ જે કીમતી વસ્તુ હું પામ્યો છુ તે બીજો કો નહિ પામ્યો હોત એ વિષે મને જરાય શંકા નથી. અને તેને માટે તેમનો હું પારાવાર ઋણી છું મારા સઘળાં કાર્યોમાં તેમના આત્માની દોરવણી મળો એ જ હાર્દિક પ્રાર્થના

'ઇંડિયન ઓપીનિયન'માંથી ]

●

# પૂજ્ય બાપુ

સુશીલા ગાંધી

[ આ લેખનાં લેખિકા બહેન સુશીલા ગાંધી પૂજ્ય બાપુના પુત્ર ભાઈ મણિલાલ ગાંધીનાં પત્ની થાય. એટલે ઘરની વહુ તરીકે તેઓ ગાંધીજી વિષે જે કાંઈ લખે તે વિચારણીય હોઈ, તેમના ગૃહજીવનની એક બાજુનું સુંદર ગમ્મજી ચિત્ર રજૂ કરે છે. —સંચાલક ]

...**બાપુને** જેમ જગત મહાન યુગપુરુષ માને છે, તેમ અમે પણ માનીએ છીએ બાપુ જ્યારે ટોળાંઓથી ઘેરાયેલા હોય ત્યારે અમને એમ લાગતું કે બાપુ અમારાથી ઘણા દૂર છે. બાપુ મહાત્મા છે — તેઓ એવી ટોચ ઉપર છે કે જ્યાં જવું અમારે માટે અશક્ય છે. ત્યારે શ્રદ્ધાથી એમના ચરણોમાં અમે બેસતાં, અને જ્ઞાનશ્રવણ કરતાં પણ જ્યારે બાપુ સૂવા જતા અથવા જમતાં એકલા હોય ત્યારે અમે પાસે બેસતાં, પગ દાબતાં, ત્યારે અમને લાગતું કે અમે અમારા બાપુ પાસે છીએ, અને અનેક મીઠી મશ્કરીઓ, જેમ બાળક મા પાસે કરે તેવી કરતાં અનેક લાડ કરતાં આવે સમયે જ બાપુ પાસે રહેનારને બાપુનો મીઠો પ્રેમ મળતો.

ગાંધીજીનાં બે રૂપ હતાં। એક મહાત્મા ગાંધીનું વિશાળ રૂપ, અને બીજું, અમારા વહાલસોયા બાપુનું સૂક્ષ્મ રૂપ મહાત્મા ગાંધીને ઘણાએ જાણ્યા છે બાપુને જાણવાનો લહાવો ઘણા થોડાને મળ્યો છે

બાપુ અમારા બાળકોના પ્રેમાળ દાદા હતા અંધકારમાં ઘેરાએલા માર્ગના તે માર્ગદર્શક દીપક હતા. અને અમારા કુટુંબના — અને કુટુંબ એટલે ફક્ત અમે જ નહિ પણ એમનો વિશાળ પરિવાર — કે જેઓએ તેમને બાપુ માન્યા હતા — તેમના પૂજનીય વડીલ હતા

બાપુ હમેશાં ખૂબ જ કામમાં રહેતા અમને વાતો કરવાનો ભાગ્યે જ વખત મળતો ઘણી વાર અમને એવી ભ્રમણા થતી કે અમારા બાપુને જનતાએ અમારી પાસેથી ખૂંચવી લીધા છે. પણ તેમનો અમારા પ્રત્યેનો અતુલ પ્રેમ — અમારે માટેની તેમની ચિંતા અમારી ભ્રમણા ભાંગતી. અસંખ્ય કામમાં પણ અમે 'ક્યાં જઈ રહ્યાં છીએ, શું કરીએ છીએ, અમારાં બાળકો કેમ ઉછરે છે, તેમનાં ખાવા–પીવા–શરીર આરોગ્ય અને ભણતર વગેરેની સતત કાળજી રાખતા. અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે અમને સલાહ, ઠપકો કે હિમ્મત આપતા અમારા ખબરો જાણવા તેઓ હમેશાં આતુર રહેતા. નોઆખલીની યાત્રા વખતે ઘણે લાંબે ગાળે મેં પત્ર લખ્યો અને તેમાં ઘણે વખતે પત્ર લખ્યાનું કારણ જણાવ્યું કે "આપ ઘણા કામમાં રહો છો પત્ર લખી તસ્દી આપવાની ઇચ્છા ન થઈ" તેના જવાબમાં બાપુએ લખ્યું "મારા ઉપર દયા ખાઈને કાગળ લખવામાં સંકોચ ન રાખવો. કોઈ બાપને મેં જાણ્યો નથી જે પોતાનાં દીકરા દીકરીના કાગળોથી કંટાળે તમારા કાગળોથી અને તમને મળીને સ્વાભાવિક જ મને આનંદ થાય." આમાં તેમનો કેટલો પ્રેમ નીતરે છે ! આજે એવા અસંખ્ય મીઠા પ્રસંગો આંખ આગળ તરે છે અને આંખો ભીની થાય છે.

સૌથી પહેલું મીઠું સ્મરણ મેં નવા સંબંધી તરીકે આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારનું આજે આંખ આગળ ખડું થાય છે બાપુ સાથે સંકળાયેલા મારા છેલ્લાં એકત્રીસ વર્ષનાં જીવનસ્મરણો આંખ સામેથી ચિત્રપટની જેમ સરી જાય છે. અનેક કામોમાં હોવા છતાં મેં જ્યારે નવવધૂ તરીકે આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંની બાફેલી રસોઈ મારે ગળે નથી ઊતરતી એ બાપુએ જોયું. મને નજીક બોલાવી પ્રેમભરી વાણીમાં જણાવ્યું, "સુશીલા, કે

તારો સસરો નથી, બાપુ જ છું. તારે મને વગર સંકોચે તારી જરૂરિયાતો જણાવવી જોઈએ." મારા પતિને બોલાવી મીઠો ઠપકો આપતાં કહ્યું, "મેં તને પરણાવ્યો. હવે તારે સુખીવાને સંભાળવી જોઈએ પારકી દીકરી લાવ્યા છીએ તે કોચવાય નહિ એ જોવાનું તારે રહ્યું." હું ક્ષણભર વિચારમાં પડી બાપુને એ પ્રસ્તાવના કરવાની શી જરૂર પડી? ત્યાં બાપુએ મને કહ્યું, "તું તો મોટા ઘરની દીકરી. રોજ પાંચ પકવાન્ન ખાતી હશે પણ મેં તો તને પહેલાં જ જણાવ્યું છે ના કે હું ફકીર છું?" અને ગંભીર થતાં બોલ્યું, "તને આ ન ફાવે એ હું સમજી શકું છું. અહીં જે ખાનગી રસોડાં છે તેમાં તારી ગોઠવણ કરી દઈશ." મેં સંકોચ સાથે જણાવ્યું, "બાપુ, હું અહીં જ જમીશ. ધીમે ધીમે ફાવતું થશે." બાપુના ચહેરા ઉપર આનંદ ઝળહળી ઊઠયો. તેમણે સંતોષ સાથે કહ્યું, "એ મને બહુ ગમ્યું." એમનો એ આનંદ, એ હાસ્ય, અમને ઘણાં કામો કરવા પ્રેરતાં અને એ બાફેલી રસોઈ મને મિષ્ટાન્નથી યે વધારે મીઠી લાગવા માંડી

અમારાં બાળકોને પ્રેમથી પડખામાં બેસાડતાં હાસ્ય-વિનોદ કરતા, શિખામણો આપતા,—ભલેને બે મિનિટ જ—પણ એ મિનિટો અમને ધન્ય લાગતી. અમે દેશમાં હતાં ત્યારે અમારાં બે મોટાં બાળકો—સીતા અને અરુણ—ની અભ્યાસની બાપુએ પરીક્ષા લીધી. અને શું શું સારું છે, શું શું સુધારવાની જરૂર છે એની નાનીમોટી સૂચનાઓ આપી અમારી સૌથી નાની દીકરી હંમેશાં બાપુ પાસે દોડી જતી અને વિનોદ કરી આવતી

એક વાર બાપુ લખી રહ્યા હતા. ઈલાએ જઈને બાપુને પૂછ્યું, "બાપુ, તમે નાના હતા ત્યારે પણ બધા તમને બાપુ કહેતા?" બાપુ હસ્યા, અને રમૂજથી કહ્યું, "ના, ત્યારે તો કોઈ મોહન કહેતો, કોઈ મોહનિયો કહે." ઈલાને ખુબ મઝા પડી તેણે તો "મોહનિયો, મોહનિયો," કહી નાચવા માંડયું તેનો વિનોદ જોઈ બાપુનું હાસ્ય ખીલી ઊઠયું

આશ્રમમાં અમારા એક બાળકને તાવ આવ્યો. બાપુને ખબર પડતાં જ મને બોલાવી. ઝીણી ઝીણી ખાવાપીવાની અનેક સૂચનાઓ આપી તાવ સાવ સાધારણ હતો છતાં બાપુની ચિંતા મેં જોઈ તાવે તો બીજે જ દિવસે ચરણને છોડયો પણ બાપુના પંજામાંથી તે પાંચછ દિવસ ન છૂટયો પાંચ છ દિવસ ઉપવાસ કે અર્ધઉપવાસ ઉપર તેને રાખ્યો હતો. મહામહેનતે કજિયા કરી છઠ્ઠે દિવસે બાપુના ખાખરામાંથી એક ખાખરો ખાવાની રજા તેણે મેળવી. મેં વિનોદમાં બાપુને કહ્યું, "બાપુ, હું એને ખાવા આપું તો તમને તો જણાવું જ નહિ." બાપુએ ફક્ત હસતાં હસતાં ડોક હલાવી. જાણે કહેતા ન હોય. "જોઈ લઈશ"

બાપુ આજે આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે. આપણે ફરી કદી તેમને જોવા નથી પામવાના. તેમનો પ્રેમાળ હાથ આશીર્વાદ આપતો કદી આપણા વાંસાને હંપારવાનો નથી છતાં બાપુ આપણા હૃદયમાં અમર જ રહેશે

બાપુ પાસે રહેનારને હંમેશાં તલવારની ધાર પર રહેવું પડતું તેઓની ભૂલોનું પ્રાયશ્ચિત્ત બાપુ પોતે જ કરતા. આવા અનેક પ્રસંગોએ સાથીઓને આંસુ પણ સારવા પડતાં સદ્ગત મહાદેવભાઈ જેવાને પણ આંસુઓ સારવા પડયાં હતાં સાથીની ભૂલથી બાપુને ઘણું દુઃખ થતું તેઓ કદી ગુસ્સે ન થતા. પણ તેમના દુઃખભર્યો વેણ હૃદયમાં સોંસરવા ઊતરી જતાં અને માણસને હંમેશાં જાગૃત રાખતા. પોતાની પાસે રહેનારની ઉપર તેઓ ખૂબ કડક રહેતા. એ જ ન્યાય એમણે હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે લીધો. અને તે એમનો પ્રાણ હરનાર થઈ પડયો. મારનારે ધર્મના રક્ષા જરૂર કરી પણ તે હિંદુ ધર્મની નહિ, પણ કંસના ધર્મની.

'ઇંડિયન ઓપીનિયન'માંથી ] ✩



આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

---

સંપાદક

**રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી**

વર્ષ ૨૮

અંક ૧૨

# હમામ - સર્વનો માનીતો સાબુ!*



આજે જ હમામ સાબુ ખરીદ કરો!

હમામની મોટી ગોટી પૈસા બચાવે છે!

ઘરને માટે ઉત્તમ સાબુ! બાળકની ચામડીને સ્વચ્છ રાખવા ઘણોજ ઉપયોગી તથા બચ્ચાંની નાજુક ચામડીને માટે ઉત્તમ! એક ગોટી લાંબો વખત ચાલે છે!





"અહા! શું સરસ સાબુ છે હમામ સાબુના સુવાસમય ફીણ મેલ તથા મેલને દૂર કરે છે તેના વડે ન્હાવાથી ઠંડક તથા આનંદ મળે છે!"

અસલ હમામજ ખરીદો!



મા કહે છે "આવી સરસ સુવાસવાળો ઉત્તમ સાબુ ઓછી કિંમતે મળે છે તે ઇચ્છવાયોગ્ય છે"

* દરરોજ વધુ અને વધુ માણસો હમામ સાબુની માગણી કરે છે

ધી તાતા ઓઇલ મીલ્સ કંપની લીમીટેડ

卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક : ૪૮ આશ્વિન . ૨૦૦૫ અંક ૬

# ઢેફું

પૂજાલાલ

હે પ્રભુ ! હું તો પૃથ્વીના પત્થરપડમાં પ્રાણવિહીન પડેલ<br>
મેલી માટીનું ઢેફું, જુગજુગજૂની જડતાની સાથ જડેલ.<br>
આવ આવ અલખ ! લખરૂપ લઈ પ્રભુ ! પ્રાર્થે છે મૂક પોકાર;<br>
ખોદ ખોદ ખનિત્રે, ઘા કર નિર્ઘૃણ, કરુણાના પારાવાર !<br>
મૂઢ માટી મૃત્યુ ભરી, એવો હું તેનો કર પ્રભુ ! કર ઉદ્ધાર.<br>
તવ ચિન્મય સ્પર્શે શિવ ! સજ શવમાં ચેતનનો ચમકાર,<br>
પૂરા પત્થર શા મુજ પિંડ પરે પ્રભુ ! ઘણ શા ઘા તારા ઉતાર:<br>
કર ચૂર્ણ વિચૂર્ણ કણેકણ મારો મારી જિવાડતા માર,<br>
રામ વર્ણનાં રઝળતાં રજકણે રેલવ પ્રેમસુધારસસાર.<br>
ઓતપ્રોત રસે કરી ખૂંદી ખૂંદી ખૂબ નમ્રતા અર્પ અપાર,<br>
પછી તારો વિભુવર ! હોય વિરાની વિલસતો જેવો વિચાર,<br>
તેવો આપ કલાવિદ્ કરથી મને શિવ સુન્દર સત્ય આકાર<br>
તપવી તપને ક્ષમતા ભર કાયે જ્યોતિની જોરવનાર,<br>
શુભ પાવક સ્નાન કરાવ સુપાવન પાત્ર બનું નિરધાર<br>
પદે તારે હું ઉન્મુખ પ્રાર્થું અપરિમિત અમૃતના સિંધુ ઉદાર,<br>
મહિમોજ્જ્વલ મંગલ માધુરીનું તવ ધામ બનો આ આધાર.

૧૫-૧૦-૪૬

# યુગાવતાર શ્રી અરવિંદનો
# વિશ્વને આદેશ

**[ ખાસ પશ્ચિમને ભવ્ય ઉદ્બોધન ]**

અનુ૦ વિષ્ણુભાઇ ભટ્ટ

[ જગપ્રસિદ્ધ શ્રીમતી પર્લ બકના પ્રમુખપદે ન્યુયોર્કની શ્રી. અરવિંદ સોસાયટીએ "ભારત મુક્તિદિને" ઉજવેલ સિત્તોતેરમા શ્રીઅરવિંદજન્મદિને અમેરિકા માટે માગેલ સંદેશ દ્વારા યોગેશ્વર અરવિન્દે વિશ્વને આપેલ કર્તવ્યપ્રેરક આદેશનો છાયાનુવાદ ]

> "તમે પશ્ચિમના છો અને બીજા પૂર્વના એ ખ્યાલ બધ કરી દો. બધા માનવબધુઓ એક જ દિવ્ય અમૃતતત્ત્વના સતાન છે અને પૃથ્વી ઉપર એ જ સનાતન આનુવંશિક એકતા સિદ્ધ કરવા જન્મ્યા છે."
>
> શ્રી. માતાજી
>
> તા. ૪-૮-૪૯

**પંદરમી ઑગસ્ટ નિમિત્તે** પશ્ચિમને માટે મારી પાસે સંદેશ માગવામાં આવ્યો છે પણ મારે જે કહેવાનું છે તે પૂર્વને પણ એ જ સદેશરૂપે કહી શકાય તેમ છે.

માનવકુટુંબના આ બે વિભાગના મતમતાતર અને ભેદ ઉપર વાતવાતમા ઊતરી પડવાની અને સામસામે અથડામણ ખડી કરવાની જાણે કે રૂઢિ પડી ગઇ છે. પણ આ મતમતાંતર, પક્ષાપક્ષી અને ભેદને બદલે એકતા અને સમન્વયને જ લક્ષ્યસિદ્ધિ માનવાનો રાહ એ મારો રાહ છે.

પૂર્વ કે પશ્ચિમ મનુષ્યસ્વભાવમા એક જ સરખા છે, બન્નેનુ માનવભાવિ એક જ જાતનુ છે, ઉચ્ચતર ભૂમિકા માટે બન્નેની એક જ જાતની અભીપ્સા છે, પોતાના કરતાં ઉચ્ચતર માટેની બન્નેની ઝંખનામાં કઇ જ ફરક નથી એ જ દિવ્યતત્ત્વ તરફ બહારથી અને અદરથી આપણે એક જ સરખી રીતે ગતિ કરી રહ્યા છીએ

કેટલાકને પૂર્વના અગમ્યવાદ અને આધ્યાત્મવાદ અને પશ્ચિમના ભૌતિકવાદ ઉપર ભાર મૂકવાની ટેવ પડી ગઇ છે. પણ પશ્ચિમમા પૂર્વ કરતાં ઓછી આધ્યાત્મિક તૃષાઓ જન્મી નથી, ઓછી જ્ઞાનસરવાણીઓ પ્રગટી નથી એટલા વિપુલ પ્રમાણમાં નહિ છતા પશ્ચિમમાં પણ સંત સાધુ કે ઋષિમુનિઓની પરપરા જરૂર અવતરી છે પૂર્વમાં યે ભૌતિક તૃષાઓ સ્વભાવગત છે, ભૌતિક જાહોજલાલીઓ પૂર્વમા પણ પ્રકાશી છે. પૂર્વ અપૂર્વ સમૃદ્ધયુગોથી ઝળહળી છે જીવન પદાર્થો અને સંસાર સાથેના એક જ સરખા સપર્કોથી પૂર્વનું જીવન પણ ધબકે છે. પૂર્વ અને પશ્ચિમ હમેશાં ભેટયા છે, ઓછેવત્તે એકાકાર થઇ ગયા છે બન્નેએ પરસ્પર એકબીજા ઉપર ભારે અસરો નિપજાવી છે અને આજ તો મહાન વિધાતા પહેલાં કરતા તેમ કરવાની બન્નેને વધુ ફરજ પાડી રહી છે. સમાન આશા, સમાન ભાવિ, સમાન ભૌતિક અને આધ્યાત્મિક આકાંક્ષાઓ બન્નેને સહચર-મદદકાર્યકર તરીકે આમંત્રી રહી છે પરસ્પરનાં વિરોધ અને મતભેદો તરફ નહી પણ શરૂઆતમાં દેખીતી રઢંગી રીતે શરૂઆત કરીને ઉત્તરોત્તર વધુ ને વધુ જ્ઞાનપ્રકાશદ્વારા સતત અજ્ઞાનઅધકારમાથી

સમાન ધ્યેય, નિર્મિત પ્રારબ્ધ અને ચરમસિદ્ધિ તરફ ધપતી જતી 'પ્રકૃતિ'ની પ્રગતિ દૃષ્ય માટે જરૂરી એકતા, સંપ અને અભેદ ઉપર જ આપણે આપણા મનને કેન્દ્રિત કરવા જોઈએ. પરંતુ આપણી એ પરમ જીવનસિદ્ધિનો આદર્શ કેવો હશે તેનો આધાર આપણી જીવનદૃષ્ટિ અને દિવ્ય સાક્ષાત્કારની કક્ષા ઉપર જ રહેશે

પૂર્વ અને પશ્ચિમના સ્વભાવમાં કોઈ પણ જાતનો સંપૂર્ણ ભેદ-તત્ત્વવિરોધ છે જ નહી. અંતર માત્ર પથભેદનું વધતું જતું અંતર છે એ ખ્યાલ આપણે ધ્યાનમા રાખવો પડે તેમ છે.

વિશ્વચૈતન્ય એ જ પરમ સત્ય છે જગતથી પર રહેલ છતાં એ ચૈતન્ય બ્રહ્માંડભરમાં અને બ્રહ્માંડના સમસ્ત પદાર્થોમા વિલસી રહ્યુ છે એ જ વિશ્વચૈતન્ય સમસ્તને ધારણ કરી પ્રકૃતિનાં અજ્ઞેય-સુષુપ્ત પ્રધાનથી આરંભી ચેતનાના ઉત્તરોત્તર વિકાસ દ્વારા કોક ગૂઢ "આદર્શ-જીવનસિદ્ધિ" તરફ પ્રકૃતિને દોરી 'પૂર્ણ'ને પ્રગટાવવા મથી રહ્યું છે તેમા જ આપણા વાસ્તવિક અસ્તિત્વનુ અને વિશ્વક્રમનુ રહસ્ય આપણને જડે છે હરહમેશ અને વધુ ને વધુ ભાર પૂર્વ આ ચૈતન્ય (આત્મતત્ત્વ) ઉપર જ મૂકયા કર્યો છે. અને એટલે સુધી કે એની અંતિમ તત્ત્વપદ્ધતિઓમા સંસારને મૃગજળ તરીકે અવગણી 'ચેતન'ની જ એકમાત્ર હસ્તિ માની છે.

પશ્ચિમે સંસાર ઉપર વધુ ને વધુ ધ્યાન આપ્યા કર્યું છે. મન અને પ્રાણના કાર્યો-એના ઉપરનું આપણું પ્રભુત્વ-મન અને ભૌતિક જીવનની પરિપૂર્ણતા અને આ જગતમાંની જ તેની આંશિક સિદ્ધિને સર્વસ્વ માની આપણે તો પશ્ચિમે "આત્મતત્ત્વ-પરમાત્મતત્ત્વ"નો ઇન્કાર કરી પાર્થિવ તત્ત્વને જ એક માત્ર અસ્તિત્વના સિંહાસને બેસાડી દીધુ છે.

"આધ્યાત્મિક પૂર્ણત્વ"નો આદર્શ એક બાજુએ તો બીજી બાજુએ પૂર્ણ જાતિ-ઉન્નતિ; પરિપૂર્ણ સમાજજીવન, માનવમન અને મનુષ્યના પ્રાણગત જીવનનો સર્વોચ્ચ વિકાસ ભવિષ્યની આકાંક્ષાઓનુ વિરાટ સ્વપ્ન મનાય છે.

બન્ને સત્ય છે. વિશ્વક્રમમાં બ્રહ્મ-સંકલ્પના બન્નેને પાસા (એક જ વસ્તુની બે બાજુ) ગણી શકાય તેમ છે તે પરસ્પર અસંગત નથી, બલ્કે તેમનુ અંતર સાધવાનું છે અને બન્નેને આપણી ભાવિ સિદ્ધિના ગર્ભમા સમાવી લઈ એકરૂપ-આત્મસાત કરી લેવાના છે

પશ્ચિમના વિજ્ઞાને ઉત્ક્રાંતિવાદ શોધી કાઢી એને ભૌતિક જીવન અને એના ક્રમનુ રહસ્ય માન્યુ છે. પરંતુ એણે ચેતનાના ઉત્તરોત્તર આવિર્ભાવને બદલે બાહ્ય રૂપ અને આકારોના "વિકાસશીલ-પરિવર્તન" ઉપર ભાર મૂકયો છે અને ચેતનને ઉત્ક્રાંતિનુ પૂર્ણ રહસ્ય માનવાને બદલે માત્ર એક ઘટના તરીકે ગણી કાઢ્યું છે.

પૂર્વની કેટલીક વિચારસરણીઓ, તત્ત્વપદ્ધતિઓ, અને શાસ્ત્રોમાં ઉત્ક્રાંતિવાદ જરૂર સ્વીકારવામાં આવ્યો છે; પણ ત્યાં જન્મજન્માંતરો દ્વારા આત્મા વિકસી અંતે પૂર્ણત્વ પામે છે એવો અર્થ ઘટાવાયો છે. જો રૂપ-યોનિ-જાતિમાં જ ચેતનતત્ત્વ જડાયેલુ હોય તો એ જાતિગત જીવન ક્ષણભંગુર ના હોઇ શકે. તેથી આત્મા જ સ્વરૂપ પ્રગટતો હોવો

જોઇએ. અને એની આ 'પૂર્ણત્વ' પ્રગટાવવાની યાત્રા ત્યારે જ શક્ય બને જ્યારે જન્મ જન્માતરમા વિધવિધ શરીરોમા આત્મા પુનર્જન્મ પામ્યા કરે.

ઉત્ક્રાતિનો ક્રમ જડ–સુષુપ્ત અચેતનમાંથી અર્ધચેતન અને પછી સચેતન જીવન ધારણ કરે છે. પહેલાં પશુજીવનમાં સચેતન મન પ્રવેશી અંતે પૂર્ણ સચેતન વિચારશીલ માનવમા પ્રગટ થાય છે, જે ઉત્ક્રાન્તિકારી પ્રકૃતિનું હાલ અંતિમ ધ્યેય મનાય છે આજ તો મનની પ્રગતિ જ પ્રકૃતિનું ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેય અને અતિમ કાર્ય મનાય છે. પરંતુ ઉત્ક્રાન્તિનુ એથીય આગળનું પગલુ ધારી શકાય તેમ છે. માણસના અપૂર્ણ મનની પાર મનની અજ્ઞાન અવસ્થાને કારણે પકડમાં ન આવતી "અતિમનસ–સ્ફુરણા" કદાચ પોતાના જન્મસિદ્ધ હક્ક અને સ્વરૂપ–સ્વભાવ તરીકે ભાવિ ક્રમમાં પ્રગટાવવાનુ પ્રકૃતિદેવીની ધારણામા હોય પણ ખરુ.

વેદમાં "ચિત્–શક્તિ"નુ વર્ણન આવે છે મે એને "અતિમનસ" કહ્યું છે એમાં આત્મપ્રજ્ઞ–સત્યજ્ઞાન રહેલ છે સાધનાના અભાવે જ જેનાથી આપણે સતત વંચિત રહ્યા કરીએ છીએ.

એકાદ ઉપનિષદમાં મનોમય કોપ ઉપરના "વિજ્ઞાનમય" કોપનુ (સત્ય જ્ઞાનના ભંડાર રૂપ) વર્ણન આવે છે–જેમા આરોહણ કરીને જ આત્મસિદ્ધિની શાશ્વત શાંતિ આત્માએ પ્રાપ્ત કરવાની હોય છે. પ્રકૃતિની ચેતના હવે પછીના પગલા તરીકે આ અતિમનસમાં આરોહણ કરી શકે અને તો જ પ્રકૃતિ પરિપૂર્ણતા પામી શકે. શરીરમાં અગર આનાથી વધુ તો જ આજ જગતમાં–આજ ઉચ્ચતર પરિવર્તન પામતા શરીરમા જીવનની પરિપૂર્ણતા સિદ્ધ કરી શકીએ પૃથ્વી ઉપર જ "દિવ્ય જીવન" ઉતાર્યાનો દાવો કરી શકીએ અને કેટલાક ધર્મો, ઋષિમુનિઓ અને તત્ત્વવિચારકોની પૃથ્વી ઉપર "સ્વર્ગ" ખડું કરવાની અભીપ્સા–ઝખનાને સાથે સાથે ઝળહળાવી શકીએ.

માનવ–આત્માનુ પરમાત્મપદે આરોહણ, આત્માનું ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેય અને એની આવશ્યકતા છે. કારણ એ જ પરમ સિદ્ધિ છે, પરંતુ તેવી જ રીતે પાર્થિવમા વિશ્વેશ્વર અને તેની શક્તિઓ ઊતરે તો જ ભૌતિક જગતનુ અસ્તિત્વ પણ સાર્થક થાય–વિશ્વ–સર્જનનો અર્થ–એનો દિવ્ય હેતુ સિદ્ધ થાય અને એનો કોયડો ઉકલી જાય. આ ઉચ્ચમાં ઉચ્ચ વિરાટ ધ્યેયની ગોદમાં પૂર્વ અને પશ્ચિમ એકાકાર થઇ શકે.. જેથી પરમાત્મા પ્રકૃતિને ભેટવાને ઊતરી આવશે અને પ્રકૃતિ, જગતના ચરાચર પદાર્થમાત્રમા ઝગ-હળતા ચૈતન્યમા–પોતાના સાચા અસ્તિત્વને–છુપાયેલ ગૂઢ સ્વરૂપને સ્વામી તરીકે, અભેદ રૂપે પામશે.

ꙮ

# હિંસાનું સત્ય

અંબાલાલ પુરાણી

[ 'પ્રબુદ્ધ જૈન'ના તા. ૧-૬-૧૯૪૯ના અંકમાં "હિંસા અને અહિંસા" ઉપરના મારા પ્રશ્નોત્તર નવેમ્બર ૧૯૪૮ ના 'દક્ષિણા' ત્રૈમાસિકમાંથી ઉતારીને વાચકવર્ગ આગળ મૂકવામાં આવ્યા હતા. એ અંકમાં જ પંડિતશ્રી સુખલાલજીનું અવલોકન પ્રગટ કરવાનું વચન અપાયું હતું જે તા. ૧૫-૬-૧૯૪૯ના અંકમાં પ્રગટ થયું છે એ વિષે અહીં કેટલાક મુદ્દાઓ રજૂ કરવા પ્રાપ્ત થાય છે. ]

## ૧

**ચર્ચાઓથી સત્યનો** નિર્ણય ભાગ્યે જ થઈ શકે છે. મને પોતાને તો એમ પણ લાગે છે કે આપણા વાચકો અભ્યાસની દૃષ્ટિએ લેખો ભાગ્યે જ વાંચે છે. એવી પરિસ્થિતિમાં બહુબહુ તો પોતાનું મંતવ્ય રજૂ કરીને સંતોષ માનવો અને પોતે જે સત્યને માનતા હોઈએ તેનું યથાશક્તિ અનુસરણ કરવું એ જ ઉત્તમ રસ્તો છે. આથી કરીને 'દક્ષિણા' ત્રૈમાસિકની નીતિ ચર્ચા નિમંત્રવાની નથી. એનો સ્પષ્ટ ઉદ્દેશ શ્રી અરવિંદના 'જીવનદર્શન'ને રજૂ કરવાનો રહેલો છે જે તે યથાશક્તિ સાધવાનો પ્રયત્ન કરે છે. પંડિતજીના લેખમાં કેવળ મારા વિચારો કે મુદ્દાઓનું અવલોકન આપવામાં આવ્યું હોત તો મારા મૂળ પ્રશ્નોત્તર અને એમનું અવલોકન બન્ને જનસમાજ આગળ હોવાથી જનસમાજ એ બેની વચ્ચે તુલના કરી લઈ શકત. પરંતુ, એમના અવલોકનમાં એવો આક્ષેપ છે કે મારા લેખમાં શ્રી અરવિંદના દર્શનની રજૂઆત જ ખોટી રીતે થયેલી છે. વળી મહાત્માજીના વ્યક્તિત્વની કદર મારા લેખમાં થઈ નથી એવો બીજો આરોપ પણ છે. મારા પોતાના વિષે પણ વ્યક્તિ તરીકે લખાણ છે. ખરું જોતાં, અવલોકનમાં વ્યક્તિના ઉલ્લેખો પ્રસ્તુત હોતા નથી. વિચારો, મુદ્દાઓ અને દલીલો લઈને જ તત્ત્વનો નિર્ણય થાય એ જ યોગ્ય છે.

વધારામાં પંડિતજીએ હિંસા અને અહિંસા એ બન્ને પક્ષને યથાશક્તિ રજૂ કરવાના મારા પ્રયત્નમાં હેતુનું આરોપણ કર્યું છે. એમણે એને "શુષ્કવાદ અને અધર્મવાદ" પણ કહ્યો છે. "વિકૃત મનોદશા", "પૂર્વગ્રહ પ્રેરિત પીંજણ અને શબ્દછળ" પણ એમાં એમને દેખાયો છે. આખરે "પરિણામશૂન્ય બુદ્ધિભેદ"નું બીરુદ પણ એ લેખ પામ્યો છે. પરંતુ પંડિતજીનું પોતાનું અવલોકન એ જ એનું એક ગૌણ પરિણામ હોઈ હું માનું છું કે તે એટલો "પરિણામશૂન્ય" તો નીવડ્યો નથી.

એમની સમાલોચનામાં એવો કાંઈક ખ્યાલ પણ રહેલો છે કે મહાત્માજીના વિચારોને કેન્દ્રમાં રાખીને આવી ચર્ચા કરવી એ ઉચિત નથી યા તો ગુનો છે. હું એ વિચાર મુદ્દલે માન્ય કરી શકતો નથી. એનું સૌથી સમર્થ કારણ એ છે કે મહાત્માજી પોતે પ્રામાણિક મતભેદને, અને આગળ વધીને કહી શકું તો પ્રામાણિક ટીકાને પણ આવકારતા. હિંસા-અહિંસાના પ્રશ્નની ચર્ચામાં કોઈ વ્યક્તિનું નામ ન આવે એ રીતે લખવાનો પણ વિચાર રહ્યો હતો. પણ આપણા જ જમાનામાં જેમણે અહિંસા માટે આજીવન પ્રાણ

સાચા ભાવથી કર્યો છે એવા મહાત્માજીનું નામ એમાં ન આવે એ પણ કેમ બની શકે ?
વળી, ધારો કે મહાત્માજીના નામનો ઉલ્લેખ જ ન થયો હોત તો કદાચ પંડિતજીને એ
પણ એમનું લઘુમાન કર્યા જેવું લાગવાનો સંભવ ઓછો નથી. મહાત્માજીના સમગ્ર વિચાર-
દર્શનને મેં મારા પ્રશ્નોત્તરમાં મધ્યમાં રાખ્યું જ નથી. એમાંથી કેવળ “અહિંસા”,—
અને તે પણ સામાજિક, રાજકીય વગેરે સામૂહિક જીવનના પ્રશ્નોના ઉકેલ તરીકેની એમની
અહિંસાની હિમાયત,—જ મેં લીધી છે. અને મારી સમજૂતી પ્રમાણે એની મર્યાદાઓ
બતાવવાનો મારો ઉદ્દેશ સત્યાન્વેષી શા માટે ન હોઈ શકે એ હું તો સમજી શકતો નથી.

એટલે પંડિતજીએ “પુરાણી પોતાના ગુરુ શ્રી. અરવિંદ અને શ્રી માતાજીના વિચાર
અને ધ્યેયને જ જોખમાવી રહ્યા છે”—એમ જે લખ્યું છે તે મુદ્દો પ્રથમ લઈશું. મારા
પોતાના મંતવ્યની સારાસારતા બાજૂ પર મૂકીને પણ પંડિતજી જેવા વિદ્વાન તરફથી
મુકાયેલા આ ગંભીર આક્ષેપનો તો મારે ઉત્તર આપવો જ જોઈએ. કારણ કે ઘણીવાર
એવું બને છે કે મહાન ગુરુની સેવા કરવા જતાં નાના માણસો કુસેવા કરી બેસે છે અને
એમ પણ બને કોઈવાર માણસ ભીંત પણ ભૂલે. ખરું જોતાં, મારી પાસે મારું એવું
કશું ખાસ જ્ઞાન છે જ નહિ એમ કહું તો ચાલે. મારી પાસે તો કેવળ હૃદયને સ્વતંત્ર
કરવાની તમન્ના અને એ કાર્યમાં પ્રભુની સહાય માગવાની અભીપ્સા એટલું જ હતું.
તત્ત્વજ્ઞાનનું મારું વાચન અને અભ્યાસ બહુ જ ઓછા ગણાય અને હું પોતે તો હસ્તા-
મલકવત જાણું છું કે હું જે કાંઈ છું તે શ્રી. અરવિંદના કૃપાકટાક્ષનું પરિણામ છે
એટલે, એમની સમાલોચના વાંચીને શ્રી અરવિંદનાં લખાણોમાંથી અહિંસાને લગતા ભાગો
જ્યારે જોઈ ગયો ત્યારે મારા પ્રશ્નોત્તરનો ઘણોખરો ભાગ—મારા અન્ય લખાણો પેઠે—
શ્રી. અરવિંદના વિચારો અને મુદ્દાઓનું સ્વાભાવિક અવતરણ જ હતો એ વિષેની ખાત્રી
થતા આનંદ થયો.

સામાન્ય જનતાની પેઠે શ્રી અરવિંદ અને મહાત્માજી એકબીજાના પૂરક છે, અથવા
તો બન્નેના જીવનદર્શનમાં સામ્ય છે એમ પંડિતજી પણ માનતા લાગે છે એ માન્યતા
સત્યથી કેટલી દૂર છે તે અહિંસાના પ્રશ્ન પૂરતું તો અહીં અસંદિગ્ધપણે દર્શાવવું એ મારી
ફરજ છે—ખાસ કરીને એટલા માટે કે પંડિતજીને પોતાને શ્રી. અરવિંદ વિષે સાચો અને
આટલો બધો પૂજ્યભાવ છે.

(ગ) 'દક્ષિણા'ના નવેમ્બર ૧૯૪૮'ના અંકમાં “અધિકારનો ધર્મ” અને “વિશ્વ-
રૂપ દર્શન” એ બે લેખો શ્રી અરવિંદના પોતાના લખાણના સીધા અનુવાદ છે તે જોઈ
જવાને પંડિતજીને વિનંતી કરું છું.

(ઘ) એ લખાણ વર્ષો પહેલાંનું ગણાય અને ત્યાર પછી શ્રી. અરવિંદના વિચારોમાં
પલટો આવ્યો હોય એમ માનવાની કલ્પનાનો ઉત્તર સન ૧૯૪૮માં પ્રગટ થયેલી “શ્રી
અરવિંદ અને તેમનો આશ્રમ” નામની સપ્રમાણ પુસ્તિકાનું નીચેનું અવતરણ
આપે છે :

" In some *quarters there is the idea that Sri Aurobindo's political* standpoint was entirely pacifist, that he was opposed in principle and in practice to all violence and that he denounced terrorism, insurrection etc, as entirely forbidden by the Spirit and letter of the Hindu religion. It is even suggested that he was a forerunner of the gospel of Ahimsa This is quite incorrect. Sri Aurobindo is neither an impotent moralist nor a weak pacifist " (page 8)

" The rule of confining political action to passive resistence was adopted as the best policy for the national movement at that stage and not as a part of a gospel of non-violence or pacific idealism. Peace is a part of the highest ideal, but it must be Spiritual or at the very least psychological in its basis, without a change in human *nature it cannot come with any finality. If it is attempted on any* other basis ( moral principle or gospel of Ahimsa or any other) it will fail, and even may leave things worse than before. He is in favour of an attempt to put down war by international agreement and international force, what is now contemplated in the " New Order, " if that proves possible, but that would not be Ahimsa, it would be putting down of anarchic force by legal force, and even then one cannot be sure that it would be permanent. Within nations this sort of peace has been secured, but it does not prevent occasional civil *wars and revolutions and political outbursts and repressions, some*times of sanguinary character. The same might happen to a similar World-peace Sri Aurobindo has never concealed his opinion that a nation is entitled to attain its freedom by violence, if it can do so or if there is no other way, whether it should do or not, depends on what is the best policy, not on ethical considerations. Sri Aurobindo's position and practice in this matter was the same as Tilak's and that of other Nationalist leaders who were by no means pacifists or worshippers of Ahimsa. "

*Sri Aurobindo & His Ashram.* p. 9

"કેટલાક લોકો એવો ખ્યાલ ધરાવે છે કે શ્રી. અરવિંદનું રાજકીય દૃષ્ટિબિંદુ કેવળ શાંતિવાદનું જ હતું, તેઓ સિદ્ધાંતમાં તેમ જ વ્યવહારમાં દરેક પ્રકારની હિંસાના વિરોધી હતા, તેમ જ ત્રાસનીતિ, ક્રાંતિ, બળવો ઇત્યાદિ વસ્તુઓનો હિંદુ ધર્મ તાત્ત્વિક રીતે તેમજ શાસ્ત્ર દ્વારા પણ સર્વથા નિષેધ જ કરે છે એમ કહી, તેમણે એ વસ્તુઓને વખોડી કાઢી હતી. વળી એવું પણ સૂચવવામાં આવે છે કે શ્રી અરવિંદ અહિંસાવાદના પૂર્વગામી

આચાર્ય હતા આ બધા ખ્યાલો તદ્દન ભ્રમભરેલા છે. શ્રી અરવિંદ નપુંસક નીતિવાદી, તેમજ શક્તિહીન શાન્તિવાદી પણ નથી.

"તે વખતે હિંદની રાજકીય પ્રવૃત્તિને નિઃશસ્ત્ર પ્રતિકારની રીતે ચલાવવાનું એટલા માટે પસંદ કરવામાં આવ્યું હતું કે આપણા રાષ્ટ્રીય આંદોલનની તે કાળની અવસ્થામાં એ જ નીતિ સૌથી ઉત્તમ હતી. અહિંસાને ધર્મ તરીકે સ્વીકારીને યા તો શાન્તિવાદ એ જ પરમ આદર્શ છે એમ માનીને એના અંગ રૂપે શાંતિમય પ્રતિકારનો સ્વીકાર કરવામાં આવ્યો ન હતો. શાન્તિ એ જીવનના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શનું એક અંગ છે એ વાત સાચી, પરંતુ એ શાંતિ તે આધ્યાત્મિક કોટિની હોવી જોઈએ, અથવા તો તેનો પાયો કંઈ નહિ તો માનવના ચિત્તની અંદર તો મંડાવો જ જોઈએ. મનુષ્યની પ્રકૃતિમાં પરિવર્તન થયા વિના શાંતિની સાચી સ્થાપના કદી થઈ શકવાની નથી. એ સિવાય બીજી કોઈ રીતે, નૈતિક સિદ્ધાંતની રીતે, અહિંસા ધર્મની રીતે યા તો અન્ય કોઈ સિદ્ધાન્ત મુજબ શાંતિની સ્થાપના કરવાનો પ્રયત્ન થશે તો તે નિષ્ફળ જ જવાનો, અને એવા પ્રયત્નને પરિણામે પરિસ્થિતિ છે તે કરતાં પણ વધુ ખરાબ બનવાનો સંભવ રહેવાનો. યુદ્ધને અટકાવવા માટે શ્રી અરવિંદ આંતરરાષ્ટ્રીય કરારો દ્વારા, તેમ જ આંતરરાષ્ટ્રીય કરાર દ્વારા પ્રયત્ન કરવાની તરફેણમાં છે જગતમાં નવી વ્યવસ્થા-નવું ઓરડર-કરવા માટે અત્યારે આ પ્રમાણેની પદ્ધતિ જ વિચારાઈ રહી છે. પરંતુ એ પદ્ધતિ મુજબ જો કાંઈ કામ થઈ શકશે તો પણ એમાં અહિંસા નહિ આવે. એમાં તો એક સ્વચ્છંદી અને અતંત્ર શક્તિને એક બીજી કાયદેસરની શક્તિદ્વારા જ દબાવી દેવામાં આવશે અને એમાં પણ એ રીતની સફળતા હંમેશાં ટકી રહેશે જ એમ કહેવું મુશ્કેલ છે. આ રીતે જગતની જુદી જુદી પ્રજાઓના પોતાના રાજકીય જીવનમાં શાંતિ સવાંગતયણે સ્થાપન થયેલી મનાય તો પણ એક જ પ્રજાની અંદર અવારનવાર પક્ષોના આંતરવિગ્રહો, ક્રાંતિઓ, રાજકીય બળવાઓ-તોફાનો-અને દમનખોરીઓને તદ્દન અટકાવી દઈ શકાતી નથી અને કેટલીક વાર તો એમાં થોડી પણ રોકાય છે જ. આ જાતની આંતરરાષ્ટ્રીય શાંતિમાં પણ એવા બનાવો બને એ શક્ય છે. શ્રી અરવિંદે પોતાનો અભિપ્રાય કદી છુપાવ્યો નથી કે દરેક દેશને પોતાની સ્વતંત્રતા હિંસા દ્વારા મેળવવાનો પણ હક છે જ, જો એ મુજબ તે લડી શકે તેમ હોય તો, અથવા તો એ સિવાય બીજો કોઈ માર્ગ ન હોય તો. કોઈ પણ દેશે હિંસાનો આશ્રય લેવો કે ન લેવો તેનો આધાર તે દેશને માટે કઈ નીતિ ઉત્તમ છે એના પર રહે છે. આ બાબતનો નિર્ણય નીતિ-અનીતિએ દૃષ્ટિએ કરવાનો હોતો નથી. આ વિષયમાં શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ તેમ જ કાર્ય લોકમાન્ય ટીળક અને બીજા નેશનાલિસ્ટ નેતાઓના જેવું જ રહ્યું છે, અને એ નેતાઓ ક્યારેય પણ શાન્તિવાદી કે અહિંસાધર્મના પૂજારીઓ નહોતા એ વાત સુવિદિત છે."

'શ્રી અરવિંદ અને તેમનો આશ્રમ' પૃ. ૯

આ લખાણ અસંદિગ્ધ છે—અને રાજકીય ક્ષેત્રમાં શ્રી. અરવિંદ અહિંસાને કઈ દૃષ્ટિએ જુએ છે તે બાબત નિર્ણયાત્મક પણ છે.

હવે ગીતા ઉપરના નિબંધોમાં આ પ્રશ્ન તત્ત્વ રૂપે ઉપસ્થિત થાય છે જ. એ વિષયના એમનાં પ્રકરણોમાંથી થોડાં અવતરણો ટાંકી આપું છું જેથી તાત્ત્વિક મુદ્દાઓ લક્ષમાં આવે.

" War and destruction are not only a universal principle of our life here in its purely material aspects, but also of our mental and moral existence It is self-evident that in the actual life of man intellectual, social, political, moral we can make no real step forward without a struggle, a battle between what exists and live and what seeks to exist and live and between all that stands behind either. It is impossible, at least as men and things are, to advance, to grow, to fulfil and still to observe really and utterly that principle of harmlessness which is yet placed before us as the highest and best law of conduct. We will use only soul-force and never destroy by war or any even defensive employment of physical violence? Good, though until soul-force is effective, the Asuric-force in man and nations tramples down, breaks, slaughters, burns, and pollutes as we see it doing to-day, but then at its ease and unhindered, and yet perhaps you have caused as much destruction of life by your abstinence as others by resort to violence, still you have set up an ideal which may some day and at any rate ought to lead upto better things But even soul-force when it is effective destroys Only those who have used it with eyes open, know how much more terrible and destructive it is than the sword and the cannon, and only those who do not limit their view to the act and its immediate results, can see how tremendous are its after effects, how much is eventually destroyed and with that much all life that depended on it and fed upon it Evil cannot perish without the destruction of much that lives by the evil, and it is no less destruction even if we personally are saved the pain of sensational act of violence."

*Kurukshetra*, p. 61-62

"આપણા જીવનની કેવળ જડતત્વના ઉપર આધાર રાખનાર શારીરિક બાજુ જ આપણે જોઈશું તો તેમાં યુદ્ધ અને વિનાશ એક સર્વવ્યાપી તત્વ તરીકે રહેલું છે એમ આપણને જણાશે એટલું જ નહિ પરંતુ આપણા માનસિક અને નૈતિક જીવનમાં પણ એ તત્વ પ્રવર્તે છે. એ વસ્તુ તો સ્વતઃસિદ્ધ છે કે માનવજીવનના પ્રત્યક્ષ વિભાગોમાં—એના સામાજિક, રાજકીય, નૈતિક અથવા માનસિક જીવનમાં—સાચી પ્રગતિ યુદ્ધ યાને કશાકશી વગર થઈ શકતી નથી. જે વસ્તુઓ અસ્તિત્વમાં અત્યારે છે અને જીવે છે અને જે અસ્તિત્વમાં આવવા અને જીવવા માગે છે એ બેની વચ્ચે તથા એ બન્નેથી પર રહેલ કોઈ પરમ વસ્તુના સમગ્ર તત્વ વચ્ચે એ યુદ્ધ, એ કશાકશી આવશ્યક બને છે. માનવની અને તેની આજુબાજુની અત્યારની પરિસ્થિતિ જેવી છે તે જોતાં તો પ્રગતિ કરવી, વિકાસ પામવો અને સાર્થકતા સિદ્ધ કરવી અને સાથે સાથે જે અહિંસાને આપણી આમ જ વર્તનના ઊંચામાં ઊંચા અને સૌથી ઉત્કૃષ્ટ ધોરણ તરીકે મૂકવામાં આવે છે તેનું ખરેખર અને પૂરેપૂરું—નિર્મળ-પાલન કરવું એ બહુ અશક્ય છે. એમ કહેવામાં આવશે કે "અમે તો કેવળ આત્મબળનો જ પ્રયોગ કરીશું

અને યુદ્ધનો આશ્રય લઈને અથવા તો બચાવને ખાતર પણ શારીરિક હિંસા કદી પણ નહિ કરીએ" બહુ સારુ, પરંતુ અત્યારે જે પ્રમાણે આપણે (વિશ્વયુદ્ધમા) બનતું જોઈ રહ્યા છીએ તે પ્રમાણે તમારુ આત્મબળ અસરકારક નીવડે ત્યા સુધી તો માનવમા અને પ્રજાઓમા જે આસુરી બળ હોય છે તે જગતમા બધાને પોતાના પગતળે કચરે છે, લાગફાડ કરે છે, ખૂનામરકી કરે છે, આગ મૂકે લૂંટ કરે છે. અને તે પણ કેવી રીતે ? નિરાતે, નિશ્ચિતપણે છે, વગર બાધાએ એટલે કે બીજાઓએ હિંસાનો આશ્રય લઈને જીવનનો જેટલો વિનાશ કર્યો છે તેટલો જ કદાચ તમે વિનાશથી અલગ રહીને થવા દીધો છે. અને છતાં, એવા વર્તનના બચાવમા એમ કહી શકાય કે તમે એક એવો આદર્શ જગતની આગળ મૂક્યો છે જે આજે નહિ તો એક દિવસ—સાચિમા, વધારે સારી અવસ્થાને પહોચવામા મદદ કરે છે. એ આશ્વાસન પણ સંપૂર્ણપણે સાચુ નથી નીવડતુ કારણ કે આત્મબળ જ્યારે અસરકારક નીવડે છે ત્યારે તે પણ વિનાશ કરે છે. જે લોકોએ પોતાની આખો ઉઘાડી રાખીને આત્મબળનો પ્રયોગ કરેલો છે તેઓ જ જાણે છે કે એ શક્તિ તલવાર અને તોપના કરતા તો કેટલીયે વધારે કારમી છે; તથા જે લોકો પોતાની દૃષ્ટિને કર્મના બાહ્ય સ્વરૂપમા તથા તેના તાત્કાલિક પરિણામોમા જ મર્યાદિત કરતા નથી તેઓ જ એવા આત્મબળના પ્રયોગની પાછળથી થતી અસરો કેટલી પ્રચંડ હોય છે તે જાણે છે અને એનાથી કેટકેટલુ વિનાશ પામી જાય છે અને સાથે સાથે વિનાશ પામનાર વસ્તુના ઉપર આધાર રાખનાર—તેના પર જીવનાર સઘળુ—જીવન પણ વિનાશ પામી જાય છે તે જોઈ શકે છે જે વસ્તુઓ અનિષ્ટના ઉપર જ જીવી રહેલી હોય છે તે વસ્તુઓના મોટા ભાગનો વિનાશ કર્યા વિના અનિષ્ટનો નાશ થઈ શકતો નથી અને આપણે પોતે—અંગત રીતે-હિંસાના દુ:ખદ અનુભવથી બચી ગયા તેથી કરીને જે વિનાશ થાય છે તે વિનાશ તરીકે ઓછો ઠરતો નથી."

'કુરુક્ષેત્ર', પા ૧૧-૧૨

"War typifies and embodies physically the aspect of battle and struggle which belongs to all life, both in our inner and our outer living, in a world whose method is a meeting and wrestling of forces which progress by mutual destruction towards a continually changing adjustment expressive of a progressive harmonising and hopeful of a perfect harmony based upon some as yet ungrasped potentiality of Oneness."

*Man & the Battle of Life*, p 75-76

" જીવન માત્ર સાથે—એટલે કે આપણા આતર અને બાહ્ય જીવન સાથે લડાઈ અને કશ્મકશીનું જે તત્ત્વ જડાયેલુ છે તેનું જ સ્થૂળ સ્વરૂપ યુદ્ધ છે આપણા આ વિશ્વની કાર્યપદ્ધતિ જ એ જણાય છે કે એમા શક્તિઓ ભેગી મળે છે, બાથબાથા કરે છે અને પરસ્પર વિનાશ કરે છે અને એમ વિનાશ કરીને સતત બદલાયા કરતો એવો કોઈ તાત્કાલિક મેળ સાધે છે. એ મેળ ક્રમે ક્રમે પ્રગતિમાન સંવાદને પ્રગટ કરતો જાય છે અને આખરે સંપૂર્ણ એકતાની અત્યાર સુધી અજ્ઞાત રહેલી શક્યતા ઉપર સ્થાપિત આધ્યાત્મિક સંવાદને સિદ્ધ કરવાની આશા રાખે છે."

'ગીતા ઉપર નિબંધો' પા. ૭૫

વળી એ તત્ત્વના કાર્યમાંથી ધર્મો પણ બાદ નથી

" The very religions organise themselves into powers of mutual strife and battle together fiercely to live, to grow, to possess the world "

*Kurukshetra*, p 65

" ખુદ ધર્મો ઝનૂનપૂર્વક ઝઘડા અને યુદ્ધ કરવા માટે પોતપોતાને સંગઠિત કરે છે જેથી કરીને પોતે જીવી શકે, વધી શકે અને જગતને પોતાનું કરી શકે "

ગીતા: કુરુક્ષેત્ર પા. ૬૫

" Strife and destruction are not all, there is the saving principle of association and mutual help as well as the force of dissociation and mutual strife; a power of love no less than a power of egoistic self-assertion, an impulse to sacrifice ourselves for others as well as the impulse to sacrifice others to ourselves "

*Kurukshetra* p 64

" યુદ્ધ અને વિનાશ એ જ કાંઈ સર્વસ્વ નથી, જેમ એક બાજુ પરસ્પર વિખૂટા પાડનારી અને ઝઘડા કરાવનારી શક્તિ છે તેમ સામી બાજુ પરસ્પર એકત્ર કરનાર સમૂહશક્તિ તથા પરસ્પર સહાય કરવાની તારકશક્તિ પણ જીવનમાં રહેલી છે, જેમ અહંકારી આત્મપ્રતિષ્ઠાની શક્તિ છે તેમ પ્રેમની શક્તિ પણ રહેલી છે, બીજાઓનો આપણે માટે ભોગ લેવાની વૃત્તિ છે તેમ આપણી જાતને બીજાઓને ખાતર કુરબાન કરી દેવાની વૃત્તિ પણ રહેલી છે. "

આ વસ્તુ સત્ય છે. પરંતુ એનો અર્થ એવો નથી થતો કે સંગઠ, પ્રેમ કે આત્મસમર્પણ હમેશાં અહિંસાની જ વૃદ્ધિ કરે છે

" Association itself has been a servant of war, egoism and the self-assertion of life against life."

*Kurukshetra*, p 64.

" સહજીવન પણ યુદ્ધનો, અહંનો તથા જીવન સામે જીવનની પ્રતિષ્ઠાના ઝઘડાનો સેવક બને છે."

કુરુક્ષેત્ર, પા. ૬૫

શ્રી. અરવિંદ છેવટે આર્યયોદ્ધાના ધર્મ વિષે સંક્ષેપમાં આ પ્રમાણે રૂપરેખા દોરે છે.

" It is the creed of the Aryan fighter. " Know God," it says, " know thyself, help man, protect the Right, do without the fear or weakness or faltering thy work of battle in the world. Thou art the eternal and imperishable Spirit, thy soul is here on its upward path to immortality; life and death are nothing, sorrow and wounds and suffering are nothing, for these things have to be conquered and overcome. Look not at thy own pleasure and gain and profit, but above and around, above at the shining summits to which thou climbest, around at this world of battle and trial in which good an-

evil, progress and retrogression are locked in stern conflict. Men call to thee, their strong man, their hero for help, help then, fight. Destroy when by destruction the world must advance, but hate not that which thou destroyest, neither grieve for all those who perish. Know everywhere the one self, know all to be immortal souls and the body to be but dust. Do thy work with a calm, strong and equal spirit, fight and fall nobly or conquer mightily. For this is the work that God and thy nature have given to thee to accomplish."

*Essays on the Gita*, p. 96-7

"આર્ય યોદ્ધાનો ધર્મ તેને કહે છે—"ઈશ્વરને ઓળખ, તારા આત્માનો સાક્ષાત્કાર કર, માનવને સહાય કર, ધર્મની રક્ષા કર, જીવનરૂપી સંગ્રામમાં યુદ્ધ કરવાનું તારું કર્તવ્ય ભય, નિર્બળતા કે સંદિગ્ધતા વિના બજાવ. તું શાશ્વત, અવિનાશી આત્મા છે, તારો આત્મા અહીં આ જગતમાં અમરતા પ્રત્યે ઊર્ધ્વમાં યાત્રા કરી રહ્યો છે; જીવન અને મરણ કોઈ ચીજ નથી, શોક, પીડા અને દુઃખ કશી વિસાતમાં નથી કારણ કે એ વસ્તુઓ પર તારે વિજય મેળવવાનો છે, એમનાથી તારે પર થવાનું છે તારા પોતાના સુખ પ્રત્યે, તારા અંગત લાભ પ્રત્યે નહિ પરંતુ તારાથી ઊર્ધ્વમાં અને તારી આજુબાજુ દૃષ્ટિ રાખ—ઊર્ધ્વે આત્માના જ્યોતિર્મય પ્રદેશ પ્રત્યે, અને આજુબાજુ જગતમાં ચાલી રહેલા સંગ્રામ પ્રત્યે,—જેમાં સારું અને નરસું—ઈષ્ટ અને અનિષ્ટ—પ્રગતિ અને પીછેહઠ સામસામે દારુણ યુદ્ધમાં પરોવાયેલા છે. માનવજાતિ તને પોકારે છે,—એના સમર્થ પુરુષ તરીકે, વીર યોદ્ધા તરીકે તે સહાય માટે તને પોકારી રહી છે, માટે તેને સહાય કર, યુદ્ધ કર. વિનાશથી જગતની પ્રગતિ થતી હોય તો વિનાશ કર, પરંતુ જેનો વિનાશ કરે તેનો દ્વેષ ન કર, તેમ જે તારે હાથે વિનાશ પામે તે બધાને માટે શોક ન કર. સર્વત્ર એક જ આત્મા રહેલો છે તેને જાણ, સઘળા અમર આત્મસ્વરૂપ છે એ વસ્તુનો સાક્ષાત્કાર કર, શરીર તો માટી છે એ બરાબર સમજી લે. તારું કર્તવ્ય સ્થિરભાવે, દૃઢતાથી, સમતાપૂર્વક કર્યે જા; યુદ્ધ કર અને એમાં વીરને છાજે એવી વીરગતિને પ્રાપ્ત કર, અથવા તો સામર્થ્યપૂર્વક વિજય મેળવ. કારણ કે પ્રભુ તરફથી અને તારી પ્રકૃતિ તરફથી એ કાર્ય તને સોંપાયેલું છે."

અહીં જે ઉતારા આપ્યા છે તે મૂળના પ્રકરણમાંથી તોડીને મૂક્યા છે. પરંતુ આખાયે પ્રશ્નના સાંગોપાંગ વિવરણ માટે "કુરુક્ષેત્ર", "માનવ અને જીવનસંગ્રામ" અને "આર્ય યોદ્ધાનો-ક્ષત્રિયનો-ધર્મ"—એ ત્રણ પ્રકરણો ગીતાના એમના નિબંધમાંથી વાંચી જવાની પંડિતોને હું વિનતી કરું છું.

આમ, એમના જીવનચરિત્રમાંથી તેમ ગીતાના એમના વિવરણમાંથી આપણને શ્રી અરવિંદના શબ્દોમાં જ અહિંસા પ્રશ્નેનું એમનું દૃષ્ટિબિંદુ જોવા મળે છે.

ઉપરાંત, છેલ્લા વિશ્વયુદ્ધમાં એમણે ખુલ્લી રીતે મિત્રરાજ્યોને ટેકો આપ્યો હતો અને એમની સલાહ લેનારાઓને અને કેટલાક ભક્તોને એમણે લડાઈમાં સક્રિય ભાગ લેવાને પણ ઉત્તેજન આપ્યું હતું (અને એમાંના કેટલાક વીરગતિને પણ પામ્યા છે) એ સુવિદિત હકીકતના પુરાવા અહીં ટાંકવા આવશ્યક લાગતા નથી એનું મુખ્ય કારણ તો એ કે લેખ ઘણો લાંબો થઈ જવાનો ભય રહે છે.

આનો અર્થ એવો નથી કરવાનો કે શ્રી અરવિંદ હિંસામાં જ માને છે, યા તો હિંસાને જ ઉત્તમ ગણે છે. એક સાધકને લખેલો પત્ર જુઓ ·

"There is a truth in Ahimsa, there is a truth in destruction also. I do not teach that you should go on killing everybody every day as a spiritual Dharma I say that destruction can be done when it is part of the divine work commanded by the Divine. Non-violence is better than violence as a rule, and still sometimes violence may be the right thing. I consider DHARMA as relative, unity with the Divine and action from the Divine will, the highest way "

*Letters of Sri Aurobindo* pt. II, p 594

"અહિંસામાં એક સત્ય રહેલુ છે, તેમ વિનાશમા પણ એક સત્ય છે. તમારે દરરોજ તમારા આધ્યાત્મિક ધર્મ તરીકે જે આવે તેને માર્યા જ કરવા જોઇએ એવો કાંઈ મારો ઉપદેશ નથી. મારુ કહેવાનુ તાત્પર્ય એ છે કે પ્રભુની પ્રેરણાથી જ્યારે વિનાશ કરવાનો આદેશ મળે ત્યારે વિનાશ કરી શકાય છે. સામાન્ય નિયમ તરીકે હિંસા કરતા અહિંસા ચડિયાતી છે, અને છતા કેટલાક પ્રસંગોમા હિંસા કરવી એ જ સાચી વસ્તુ હોઈ શકે મારે મન પ્રત્યેક ધર્મ સાપેક્ષ છે; અને પ્રભુ સાથે અદ્વૈત સાધવું અને પ્રભુની દિવ્ય સંકલ્પશક્તિમાથી કર્મ કરવા એ મારે મન સૌથી ઉત્તમ માર્ગ છે–ધર્મ છે "

'શ્રી. અરવિંદના પત્રો' ભા ૨, પા ૫૯૪

વળી, વિનાશ માત્ર હિંસા જ હોવી જોઈએ એવા સામાન્ય પ્રચલિત ખ્યાલ વિષે એક પત્રમા લખે છે.

"Destruction in itself is neither good nor evil It is a fact of Nature, a necessity in the play of forces, as things are in this world. The Light destroys the Darkness and the Powers of Darkness, and that is not a movement of Ignorance!

"It all depends on the character of the destruction and the forces that enter into it."

*Letters of Sri Aurobindo* Pt II, p 595

"વિનાશ પોતે સારો ય નથી તેમ ખરાબ પણ નથી એ તો પ્રકૃતિની એક હકીકત છે, ઘટના છે, અત્યારે જગતની પરિસ્થિતિમા શક્તિઓની જે લીલા થઇ રહી છે તેમાં વિનાશ એક આવશ્યકતા રૂપ છે. દિવ્ય જ્યોતિ અંધકારનો, તથા અવિદ્યાની શક્તિઓનો પણ, નાશ કરે છે—અને એને તો (વિનાશની એ ક્રિયાને) અજ્ઞાનની ક્રિયા નહિ જ કહી શકાય!

"વિનાશ કેવા પ્રકારનો છે, અને કેવી શક્તિઓ એમા ભાગ લે છે તેના ઉપર બધો આધાર રહે છે "

'શ્રી અરવિંદના પત્રો', ભા. ૨, પા. ૫૯૫

આ બધી દલીલો સમગ્ર રૂપે જોતાં જણાશે કે હિંસા–અહિંસાના મારા પ્રયોગમાં થયેલ દૃષ્ટિબિંદુ શ્રી અરવિંદનું રહેલુ છે

ચાલુ ] [ આવતા અંકમા પૂરો થશે ]



## શરાબની પ્યાલીને –

જયાનન્દ દવે.

[ ખંડ શિખરિણી ]

મહા ઉત્પાતોમાં
અને આઘાતોમાં,
વળી દુઃખોમાં ને પ્રિય સ્વજન કેરાં મરણમાં,
દિલાસો લેતાં કે મનુજ તુજમાં,–વિસ્મરણમાં !
શમાવી સંતાપો,
ભુલાવી સૌ પાપો,
હઠાવી દુઃખોના થર, ઉર–અજંપો અસહ, તું
સુહાતી સામ્રાજ્ય ક્ષણિક સરજી સ્વર્ગસુખનું !
શમાવે, ભૂલાવે,
હઠાવે સહૂભાવે
ભલે તું દુઃખો, ને ક્ષણિક સુખસામ્રાજ્ય સરજે,
છતાં દર્દી થૈ કો' મનુજ તુજને જો કદિ ભજે,
દવા લેખી, એને દુખદરદ ભૂલ્યા પછી ય તે
તને પીંચ્યે જાવી રહી જીવન આખું ન છૂટકે !

•

દવા વિશ્વે એવી નવ નિરખી મેં, દર્દ મટવા
પછી યે, દુસ્ત્યાજ્ય વ્યસનરૂપ જે દર્દ જ મહા
બનીને, દર્દીને જીવનભરનો દાસ કરતી :
સુરાપ્યાલી ! તું તો જખમ રૂઝવી જખમ બનતી !



' પ્રસ્થાન ' દર મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂા. ૬–૮–૦ : પરદેશના રૂા. ૯–૦–૦
પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર: રાયખડ: અમદાવાદ

# શા માટે ?

અનુ૦ : ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

જ્યારે દિનકરને ફાંસીની સજા સંભળાવી દેવામાં આવી ત્યારે એણે જડજની સામે હસીને કહ્યું—'થેંક યૂ'. પણ સાંજના પોતાની એકલી કોટડીમાં વિચારવા લાગ્યો કે એમાં હસીને 'થેંક યૂ' કહેવાની વાત નથી કોઇ જો એ નિર્ણય આપી દે છે કે અમુક દિવસો પછી મારે મરી જવાનુ છે તો શુ નિર્ણાયકના એ નિર્ણયને માટે કૃતજ્ઞ થવુ જોઇએ ?.... શું મારામાં કૃતજ્ઞતા છે ? શુ મારામાં ખુશી છે ? તો મેં કેમ જડજને ધન્યવાદ દઇને આવું જૂઠું આચરણ કર્યું. હું ધન્યવાદ દઈ શકું એમ તો હતો જ નહીં.... પણ શુ રડવું ન પડે, એટલા માટે હસ્યો હોઇશ ? હું જાણુ છુ એ વાત પણ બરાબર નથી. રડવાની પણ કોઇ જરૂર મને અત્યારે લાગતી નથી એ ઠીક છે કે નિર્ણયમા હુ અમુક તિથિ સુધી જ જીવું એટલું નથી, એટલા દિવસ જીવી નાખવું પછી મોત એકદમ આવી જાય એટલી જ વ્યવસ્થા પણ નથી. વ્યવસ્થા તો એવી છે કે મને મારી નાંખવામાં આવે, ગળામાં ફાંસો નાખી મારો જીવ મારામાથી ખેંચી કાઢીને તોડી નાંખવામા આવે. હવે એ વાત મને સુખ આપે છે એમ જો હુ કહું તો હુ જૂઠું બોલુ છું. હા, સુખ તો મને મળત, જો અમુક ક્ષણ પછી મને ખબર પડે—હુ જીવી નથી રહ્યો. પણ જીવતેજીવત મને મારી નાંખવામા આવે, (અને ફાંસી એ સિવાય બીજુ શું છે ? હત્યા પણ એ સિવાય બીજુ શું છે ?) એ સુખકર વાત નથી. એને તો સામે જોઇને વિતૃષ્ણા જાગે છે. પણ હા, એ કદાચ ઉન્મત્ત, આધળું આકર્પણ બની જાય મને તો આકર્ષણ નથી. મને તો એ આખી વસ્તુ જ કઇક મેલી માલમ પડે છે, અપાવન, અશુચિ, અસુદર. મારે તો એની તરફ જોવુંય નથી. છતાં યે રડવાનુ કેમ મન થાય છે ? ના, ફાંસીની વાતને માટે તો મને જરા પણ રડવુ આવી શકયુ નથી. મેં કઇંક કર્યું. હું જાણું છું મેં એ કર્યું છે. કરતાં કરતાં પણ હું જાણતો હતો કે આનું પરિણામ એક જ છે: ફાની ! જો કે મને હજી સુધી ખબર નથી એ શુ છે. આ ફાંસીના પરિણામના વ્યાપક ભાવના એટલા ભાગને હુ જાણતો હતો કે જેમની સાથે હું બોલુ છુ, મળું છુ, જેમને પ્રેમ કરુ છુ, અને જેમની પાસેથી પ્રેમ લઉં છું, જેમની અંદર મારી જાતને ફેલાવીને અને જેમને મારી અંદર ધારણ કરીને મારું જીવન સંભવિત બનતું આવ્યુ છે; એ બધાં મારે માટે નથી રહેવાના, હું એમને માટે નથી રહેવાનો...હુ એમને માટે નથી રહેવાનો તો શુ કોઇ હશે કે જેને માટે હુ જીવતો રહીશ ? નહીં, નહીં, બિલકુલ નિરો-હિત, અગેપ, અસત્ બની જઇશ. વિશ્વના ચેતના-પિંડમાં મારા વ્યક્તિત્વના અસ્તિત્વનો જરા યે ભાસ, અથવા વિધાતાની ખાતાવહીમાં જરા યે હિસાબ બાકી રહે તો ય એ બાકી રહેલને કઇ ગણત્રીમા લઇ શકાય ? આ અશેષ રૂપે તિરોભૂત થઇ જવાની સંભાવનાને મે નજર સામે રાખી, અત્યારે પણ સામે જ છે આથી તો હું જરા યે ગભરાતો નથી. .

જરા એટલું લાગે છે કે ફાંસી ઓસિંગ હોવા છતાં યે સુસ્વરૂપા નથી! આકાર અને પ્રકારમાં અસુંદર વસ્તુ છે, એટલે જ એની તરફ જોવું પ્રીતિવર્ધક નથી

જીવનને આ નિશ્ચિત કિનારે આવતા સુધી મેં મારી જાતને જ માની છે. જે સમજ્યો છું તે કર્યું છે. એ કરવામાંથી હું છટક્યો નથી, એના પરિણામમાંથી પણ છટક્યો નથી. મને મારા માટે જરા યે ખેદ થતો નથી; પણ અહીં આવીને જાણે મને બોધ થાય છે કે શું હું કેવળ મારો જ હતો? જેમણે મારી સાથે આશાઓ અને પ્રત્યાશાઓ બાંધી હતી, ભવિષ્ય બાંધ્યું હતું, પ્રેમ બાંધ્યો હતો, પોતાનું જીવન સુદ્ધાં આપ્યું હતું, જે મારી દૃઢ લઈને જીવતાં હતાં જેમની આકાંક્ષાઓ મારી તરફ જ નજર નાંખી બેઠી હતી, એમનું ય મારામાં કંઈક હતું પણ એમને મેં શું આપ્યું? જેને હક માન્યો, આદર્શ માન્યો એ બધાનો હું શા માટે પૂર્ણપણે બની ગયો? પણ આ લોકોને ય મારામાંથી શું કંઈ આપ્યું નહીં હતું! જો મારી જાતને એમને માટે વિસર્જિત નહીં કરી, અને જીવનના સૂત્રને વચ્ચમાંથી જ તોડી નાંખી, એને સામે કિનારે આવી બેઠો તેમાં મેં મારું કર્મ પૂરું કર્યું ખરું? ઉચિત કર્યું ખરું?

માન્યું, દેશ છે. માન્યું, આદર્શ છે. માન્યું, ભારતમાતા પણ છે, અને લો માન્યું કે ગુલામીની બેડીને તોડવી એ પણ કંઈક છે પરંતુ પોતાની સગી મા પોતાને માટે શું કંઈ જ નથી? બાપ પણ કંઈ જ નથી? ભાઈ પણ કંઈ જ નથી? અને પેલી બિચારી અબોધા, કુમળી હરિયાળીથી પત્ની પણ કંઈ જ નથી?

મેં કહ્યું અને હજી પણ કહું છું, મને જરા પણ ખેદ નથી જેને પસ્તાવું હોય તે પસ્તાય. હું અકંપ છું. હસવું મારે જરા યે નથી. પીઠેહડ જેવી ચીજ સાથે લઈને ચાલનાર હું નથી. ફાંસીને આવવું હોય તો આવે. એને માટે હું લાપરવાહ છું. મારે એક પળને માટે પણ માગવું નથી કે—"અરે તું જરા થોભ. મને આટલું જરા કરી લેવા દે." મારા મનમાં જરા પણ જિજ્ઞાસા થતી નથી કે—"અરે કાં, તું પાછી નહીં ફરી શકે?" હું મારા ભાગ્યની જોડે કોઈપણ સવાલ જવાબ કરવા માગતો નથી. હું તો સાદ લઈને ચાલું છું. મારે આ કહેવું છે, હું આ છું ભવિષ્ય પોતાનો રસ્તો ફોડી લે. ભવિષ્યનો ગમે તે વિધાતા હોય એની સામે મારે કોઈ અરજ નથી. હું તો બસ મારા વર્તમાનનો પડઘો બનીને ચાલુ છું આગળની મને મતલબ નથી આગળ ફાંસી હોય કે સ્વર્ગ, એ જાણવા જોડે મારે કશો યે સંબંધ નથી. એથી જ હું કહું છું કે ફાંસીની ઓરડીમાં છું એમાં કોઈ મોટી વાત થઈ એમ મને માલમ પડતું નથી હું એટલું જાણું છું કે જે સમજું છું તે કરું છું. ગમે તે પુરસ્કાર આવવાનો હોય તે આવી જાય જે દંડ આવવાનો હોય તે પણ આવી જાય. મારે એ પણ શા માટે જાણવું જોઈએ કે એ દંડ છે અથવા પુરસ્કાર? કે વિધાતા રુષ્ટ છે કે તુષ્ટ?

પરંતુ વાત પાછા હઠવાની નથી. જ્યારે હું કહું છું કે પત્નીને માટે, માતાને માટે, પિતાને માટે, ભાઈને માટે, મેં આત્મત્યાગ નહીં કર્યો, તો અભિપ્રાય એ હોઈ શકે કે કોઈને પણ માટે હું ખપી ગયો નહીં, વિસર્જિત થઈ ગયો નહીં! મેં મારી જાતને જમાવી

રાખી. અથવા તો મે મારી જાતને વારી નહીં, ખોઈ રૂડી રાષ્ટ્ર માટે મે મારી જાતને હોમી દીધી; પણ રાષ્ટ્ર શું છે? આદર્શ માટે મે મારી જાતને ન્યોચ્છાવર કરી દીધી, પણ એ આદર્શ શું છે? એ રાષ્ટ્ર અને એ આદર્શ શું એટલી બધી તુચ્છ વસ્તુ છે કે પત્નીને પણ એની અંદર સ્થાન નથી? માતા, પિતા, ભાઈ—એ બધાંને એની પરિધિની બહાર રહેવું પડશે? શું એની પરિધિ એટલી બધી સાંકડી છે?

થોભો, આ વાતોમાંથી કશું નીકળવાનું નથી પાછા- હઠવું વ્યર્થ છે, દુષ્કર છે, મને જ અમાન્ય છે તો પછી જે કર્યું નથી તેનો શોચ શો? એવું તો કેટલુંય છે, જે હું કરી શકત, પણ મેં કર્યું નહીં. મનમાં અરમાન શું એટલા માટે છે કે તે પૂરા થાય? કલ્પના એટલા માટે છે કે તે બધી સિદ્ધ થાય? આપણે આસ્માનની તરફ જોઈએ છીએ, એમ જ ધારીને નહીં કે આપણે આસ્માન બની જઈશું, તો ય આદમીની કામના–ઇચ્છાઓ, ઉચ્ચાકાંક્ષાઓ એટલા માટે પણ નથી કે તેનાથી આદમી પાંગળો બને, પરાસ્ત બને એ પૂરી નહીં પણ થાય, પણ એ અધૂરી રહે એનો અર્થ એ નથી કે અમને એ અવિશ્વાસી ભાળે, વિફલતા અને અકૃત-કાર્યતાના બોજાથી દબાયેલ ભાળે.

...પત્ની વીમેક વર્ષની હશે પંદર વર્ષની હતી ત્યારે હું અમેરિકા ગયો. અઢાર વર્ષની થઇ ત્યારે પાછો ફર્યો મને મળી જ શકી ન હતી, અરે વાટ જોતી હતી કે ક્યારે એની બનાવેલ ચા હું પીઉં–ત્યાં તો પકડાઇ ગયો. અત્યારે વીસ વર્ષની છે, એકવીસ વર્ષની થશે ન થશે ત્યાં તો ફાંસીએ ચડી હું ખલાસ થઈ ગયો હોઇશ!...

એ કોણ છે? મારી પત્ની છે. પત્ની શું? જેની જોડે લગ્ન થયા હોય, એ પત્ની. લગ્ન! એ લગ્ન અદ્‌ભુત તત્ત્વ છે. એનાથી આગળ વધી માણસે શું રચ્યું છે? એક અજાણી કન્યા બીજા તદ્દન અજાણ્યા કુમારની જોડે થોડીક ક્ષણોમાં જ, જે મહા–અદ્‌ભુત મંત્રના ઉચ્ચારથી એકમેકને માટે એવા બની જાય કે બીજી કોઈપણ બાજુ માટે બાકી જ ન રહે, અભિન્ન–જીવન બની રહે એને લગ્ન કહેવામાં આવે છે! એ લગ્નનો અર્થ છે–મરીશું તો બન્ને મરીશું, જીવીશું તો ય બન્ને જીવીશું, સુખ–દુઃખ, જીવન–મરણ, હાનિ–લાભ, યશ–અપયશ, બધામાં બંને સહભાગી બનીશું...લગ્ન થયાં, કે ભાગ્યે જ પંદર વર્ષની એ કન્યાને મારામાં ભેળવી દેવામાં આવી અત્યારે હું ફાંસીની કોટડીમાં છું, એ ઘેર છે.

માણસે લગ્નસંસ્થા સરજી. એ ખરું કે માનવી માનવી વચ્ચેના સંબંધની દૃષ્ટિએ, લગ્નથી સુંદરતર કૃતિ, યુગયુગમાંય, માણસ પ્રસ્તુત કરી શક્યો નથી; પણ જ્યાં લગ્નનું રક્ષણ જ થઇ શકતું નથી ત્યાં? રક્ષણ કરી શકતો નથી તેને માટે?? એ વખતે, અને એ વ્યક્તિને માટે પણ લગ્ન ટકી શકશે? એ વખતે અરક્ષિતને રક્ષા અને વંચિતને હક પ્રાપ્ત કરાવવાનો કોઇ યત્ન નહીં થઇ શકશે??

હું તો મરવાનો છું. પરંતુ એ અબોધા, કિશોરિકાનું પત્નીત્વ નિષ્ઠુર પતિત્વની વાટ જોતું ચિરકાલ માટે, અસ્તકાલ સુધી, પરકાલ સુધી બેઠું રહેશે? હું મારા કામને માટે મર્યો, એ મારા કામનો પુરસ્કાર છે, ગા તો એનો દંડ છે. પણ, જેને મારા જીવન

જોડે આવીને બળવા તો દીધી, તોય જે મારાં પુરસ્કરણીય અથવા દંડનીય કામોને માટે જરાય ઉત્તરદાતા નથી, એ બિચારીને પણ આ ઝાળથી બળવાનું ? એક જ શબ્દમાં માની લઉં કે લગ્નની રક્ષા હું ન કરી શક્યો, લગ્નની ટેક હું ન જાળવી શક્યો. હું મારી જાતને એનાથી છૂટી કરી, અહીં આ મોતને કિનારે ફાસીના હોડીવાળાની વાટ જોઇ રહ્યો છું. ત્યારે શું એ લગ્ન, પેલી નવીના ને વચિતા, એ સપ્તપદીની જ ગુનેગારને અરક્ષણીયા બનાવી રાખવાને માટે જ ટકી રહેશે ?

તોય લગ્ન એ કેવી ચીજ છે ! લગ્નથી હું પતિ બની ગયો. શું પતિનો અર્થ એ હતો કે પત્નીને માટે હું એક દિવસ પણ પ્રાપ્ય ન બનું, અને વહેલો વહેલો મોતને ભેટી એ નવોઢાને માટે ચિર અપ્રાપ્ય અને ચિર–શોચ્ય બની રહું ! ! પણ લગ્નથી જ તો હું પત્નીને માટે સદા–આરાધનીય બની રહું છું, તેથી જ, સજીવન 'મને' સેવાર્થે એ ન મળી શકશે, તોય ગત–જીવન રૂપમાં પણ, એણે પોતાની પૂજા મને મોકલ્યા કરવી પડશે !

આ રીતે જેણે મનની ભક્તિ અને સ્નેહને, એકનિષ્ઠાથી અમુક જ એક ધ્યેય પ્રત્યે ઉભરાવા અને વહેવા દેવાનો ઉપાય યોજ્યો છે એ મનુષ્યની અનુપમ કૃતિ છે–લગ્ન ! અત્યારે આ કિનારે આવીને એ સસ્થાનુ મહત્ત્વ હું જોઇ શકુ છુ. કદાચ એ સસ્થા સમાજની વ્યાવહારિક જરૂરોમાંથી નીકળી હશે, તોય વર્ધમાન ભાવથી મનુષ્યની પરોન્મુખ વૃત્તિઓને એ અપનાવતી રહી છે.. પરતુ આ જ લગ્નસસ્થાનું પરિણામ અત્યાચાર શા માટે ? !

કુલવન્ત પચ્ચીસેકનો તો હશે સુષમાની તો સામુય જોઈ શકતો નથી, અનુગ્રહપાર્થી હોય તોય નવાઈ નહી. આખરે જુવાન છે, એણે ડરવું શા માટે જોઇએ ? ને પાછો સંકોચ ! !—એ બધું તો સમજાવી લઇશ.

પણ સુષમાને કેમ સમજાવવી ? એ મારી વાત સાંભળશે પણ ખરી ? કદાચ સાંભળે, તોય મનમાં ઠરવા દેશે ? ના, ના, એ માનશે જ નહી. ભણેલી પણ નથી બિચારી સતીઓની કથા પકડી બેઠી છે એ કઈ રીતે માનશે ?

કુંમીને માટે હું ગમે તેટલો નિસ્પૃહ હોઉં, તોય મારી સમાપ્તિનો અર્થ સુષમાના સુહાગનો લોપ હશે તો એ મોત મને ખટક્યા કરશે . . . નહી. એ વિધવા નહી બને. હું મરીશ, પરતુ એને વિધવા ન જ બનવા દઉ.

*

બીજે દિવસે જ્યારે માતાપિતા એને મળવા આવ્યા ત્યારે લાંબો ઘુંઘટ કાઢી, સંકોડાતી એની પત્ની પણ આવી. બધા વાતો કરવા લાગ્યાં. સુષમા ઘુંઘટમાં ઘેરી, પાછળ, એક બાજુ ચૂપચાપ બેસી રહી

જ્યારે વિદાય અન્તિમ હોય છે ત્યારે શું કહેવું એ સૂઝતું નથી. જીવનના સર્વ વ્યવસાયો, જાણે એ મહાપટના સામે તુચ્છ માલમ પડે છે. એ જ વસ્તુ અહીં પણ હતી એ વખતે, બધાંનાં જ મન વેદનાથી એવાં ભરાયાં હતાં કે કોઇનું મો ખુલી જ શક્યું ન

હતું. એ મૌનના ત્રાસને જાણે તોડી નાંખતો હોય એમ અંતે દિનકરે જ પોતે પૂછ્યું– હીરિયાને કેમ છે, પિતાજી? કેમ, કુલવન્ત, કેમ છે?

પિતાએ કહ્યું–એણે પરચો આપ્યો છે.

કુલવન્ત પણ કંઇ ગણગણ્યો

વાત જાણે ફરી પૂરી થતી હતી. બધાંનાં જ હૃદયમા એવું કંઇક હતું જેથી, કંઇ બાજુથી એમાના કયા તારને છેડી હૃદયના વ્યથા-પિંડને નાનો થવા દે એ, કોઇના ખ્યાલમા ય આવતું ન હતું

એટલામાં દિનકરની માએ સુષમા પાસે જઇ ગદ્ગદ્ સ્વરે કહ્યું–' બેન, હવે તો બોલી લે. હવે શેની લાજ?'

સુષમા જાણે ત્યાં જામી ગઇ. કંઈ પણ કહેવા કરવા પતિ પાસે ન જઇ શકી.

એ વખતે બધાંના કંઠ ભરાઇ આવ્યા; પાંપણે બાંધેલ પાણી ઢળે નહી, અંદર જ સમાય રહે એ માટે બધાં યત્ન કરવા લાગ્યા!!

ત્યાં પિતાએ ઊંચું જોઇ નિરુદ્દેશ્ય ભાવે કહ્યું–' અરે, ત્રણ વાગી ગયા ' અને રૂમાલ કાઢી, બેભાન દશામાં એમણે આંખ અને નાકના પાણી લૂછી લીધાં, અને ઊંચે ભાવ-શૂન્ય મોંએ જોતા રહ્યા.

પછી તો માએ, સૌ દેખતાં જ, સુષમાને હાથ પકડી ઉઠાડતા કંપતે કંઠે કહ્યું– 'દીકરી, લાજશરમ હવે કેટલા વખતની વાર છે? તારૂં ભાગ્ય તો અત્યારથી જ ફૂટયું છે છેવટની ઘડીએ માડી બોલી તો લે.' તો ય સુષમા જ્યારે બિલકુલ ઊઠી જ શકી નહીં ત્યારે માએ એને ટેકો દઇ ઉઠાડી અને દિનકરની પાસે લઇ જઈ બેસાડી. સુષમા ત્યાં આવીને સંકોડાતી બેસી ગઇ.

માએ દિનકરને કહ્યું,–' ભાઇ, આને તો સમજાવ. ઘેર પણ કોઇ જોડે બોલતી નથી '

દિનકરને પાછા ફરવું નથી. એ કઠણ બન્યો છે; પણ હૃદય તો એનું કેમેકેમ થવા લાગ્યું

એણે હસીને કહ્યું–' ગાંડી જ છે '

માએ કહ્યું–' ભાઇ, આની તો તારે દયા ખાવી હતી!'

આ સાભળીને પિતા ખૂબ અવશ, ગળગળા બની ગયા, બોલ્યા,–' એમા શું? એમા શું?' અને અવગુંઠનમથી સુષમાને માથે પોતાનો મોટો પહોળો જમણો હાથ મૂકયો. માથે હાથ ફેરવતા ફેરવતા કહ્યું,–' દીકરી, વીરો બહાદુર છે ચોરટ્ટો નથી. જોને, કેટલા ય એની જય બોલે છે એ તો સ્વર્ગે જાય છે. એવા દીકરા કંઈ બધાને જ હોતા હશે? ધીરજ રાખ, મારી દીકરી, બેન ' આ કહેતાં કહેતા તો પિતાના આંસુ ચોધાર પડવા લાગ્યાં એ વખતે કોનાં ય આંસુ રોકયાં ન રોકાયાં. પણ ઘુંઘટ અંદરની પેલી આંખોમા શું થયું, એ કોણ જાણી શકયું!!

થોડીવાર પછી દિનકરે પિતાજીને જરા અળગા બોલાવી કહ્યું–' પિતાજી, એક વિનતી છે. મારી કુંભીનું દિવસ પહેલાં જ સુષમા અને કુલવન્તનાં લગ્ન કરી દેજો.'

પિતાએ કહ્યું,–' શું કહે છે, ભાઇ? સુષમાને તુ ઓળખતો જ નથી.'

દિનકરે કહ્યું–' પિતાજી, મારી બીજી કોઇ ઇચ્છા નથી. એ નહી થાય તો મારી સદ્ગતિ નહીં થાય.'

પિતાએ કહ્યું—' સુષમાને સમજાવી શકે તો, ભાઈ, અમને ખુશી જ થશે.'

ત્યાં તો માતાપિતાને કંઈ કામ આવી પડ્યું ! અને એકાન્ત જોઈને દિનકરે પત્નીને કહ્યું—' સુષમા, મારી એક વાત સાંભળશો ? '

જરૂર સાંભળશે. સંભળાવો એ ચૂપ બેઠી છે.

'..મેં તને દુખ જ દુખ દીધું છે .'

એ તો ચૂપ બેઠી છે

' હું કેમ કરીને કહું કે તું મારી વાત માન. તો ય મરમની એક વાત તો સૌ કોઈ માને છે. હવે હું મોતથી કેટલેક દૂર છું જો ? '

સુષમા તો ચૂપ જ છે.

' હું, સુષમા, એ જાણીને મરવા માગું છું—'

અરે દિનકર, એવી વાત ધીરે ધીરે નહી, એકદમ કહી નાખો કે એક જ ઘૂંટડે ગળી જવાય. કેવી કડવી વાત કરી રહ્યા છો, મારે જ થોભો નહી; કારણ સુષમા ચૂપ છે. એની અંદર હૃદય પણ છે તો

' એ જાણીને મરવા માગું છું કે હું એકલો મરું છું—એકલો.'

અરે, કોઈ જાઓ ને, કોઈ જાઓ સુષમા ચૂપ છે.

'એકલો એટલે પૂરેપૂરું જાણીને કે, મારા મરવાથી તું વિધવા બનશે નહીં...'

ચૂપ

' કુલવન્તને તો તું ઓળખે છે '

ત્યારે સુષમાએ ઘુંઘટની અંદરથી ધીરે રહીને કહ્યું—' તમે મને એક ઝેરની પડીકી આપતા જાઓ, બસ.'

દિનકર જાણે બેભાન શો બની ગયો. એણે સાંભળ્યું:

' બસ, મારે બીજું કશું જોતું નથી. મેં તમારી પાસે શું માગ્યું છે ? આજે જ આ માગું છું—'

દિનકરના અંતરતમમાં એક પિચ્કાકાર ગાઢ વ્યથા ઊઠી,—એ ગળા સુધી પણ આવી— ' મને તો હાંગી મળવાની છે, સુષમા. આજ, કાલ.. કે' તો આંગળીએ દિવસો ગણાવી દઉં ! એવે વખતે તું મને આ કહી શકે છે, મારી સુષમા.'

દિનકરની વાણીથી સુષમા મનમાં કંપી ઊઠી—' મારા નાથ, તમને હાથ જોડું છું. પણ, નાથ માગ, તમે મને કેવી ગણો છો ! '

દિનકરને ઘણેક તો આનો જવાબ ન મળ્યો. અટકીને એણે કહ્યું—' કેવી ગણું છું ! કેવી ગણું છું ? ? હું તો તને એવી ગણું છું કે ઝેરનો પ્યાલો આપીશ, તે પણ મને દેખતાં દેખતાં તું આનંદથી પી જઈશ.'

સુષમાએ કહ્યું—' આ તમે કહો છો કે ! '

દિનકર ચૂપ.

' આ તમે જ કહો છો ને ! '

ચૂપ.

' મારા વહાલા, કહો તમે મારા નાથ છો. અને ફરી એક વાર કહો, એ તને જ કહ્યું છે '

દિનકર જાણે નાનો-નાનો થતો ગયો જાણે, સુષમાનો અવાજે બીજી કોઈ પણ દિશામાં એને માટે માર્ગ જ રહેવા દીધો નહીં ! એણે કહ્યું,-'સુષમા, હું પતિ છું ને, એટલે જ તો આ કહુ છું.'

ધનભાગ્ય સુષમાએ દિનકરની ચરણરજ લીધી ઘુંઘટ ખસી ગયો, બોલી-'ભગવાન ઉપરથી બધુ જુએ છે પણ મારે માટે તો તમે જ છો ભગવાન મારે માટે બીજુ કોણ છે ? શાસ્તર બીજુ કયુ છે ? ? તમે જ મારું સર્વસ્વ છો. મારે માટે બીજું કાંઈ ધરમકરમ નથી, સ્વામી '

અને ઘુંઘટ હટાવી એણે બરાબર જાણી લીધું કે એને જીવતેજીવત જ કુલવન્ત જોડે એ લગ્ન કરી લેશે ! હા. જીવતેજીવત ! ! અરે, ઝેરના પ્યાલાથી એ હવે મોં મરડશે કે ? હસીને પી લેશે એટલું જ નહીં, સ્વાદથી જીવનભર ઘૂંટડો ઘૂંટડો પીતી રહેશે *

---

* મૂળ લેખક બાબૂ જૈનેન્દ્રકુમાર.



---

## પરદેશી તારી પ્રીત—

ઉમેદભાઇ મણિયાર

પરદેશી તારી પ્રીત, કાચા સુતરનો તાંતણો
હીરની દોરીએ હૈયું બાંધીને
રાખીશ ફૂલની જેમ,
મીઠું બોલીને તેં ભરમાવી
જૂઠી છે તારી પ્રીત
કાચા સુતરનો તાંતણો—પરદેશી૦

વિલુડાવનની ચરકલડી હું
આવી ઊડી તારે દેશ,
પકડીને જકડીને પૂરી પિંજરમાં
લઈ મેં તારી પ્રીત—
કાચા સુતરનો તાંતણો—પરદેશી૦

ભોળપણમાં વળી હૈયું કાઢીને
આપ્યું મેં તારે હાથ,
હૈયું ખોયું ને વળી હૈયાસૂની કહી
લોક કરે છે વાત—
કાચા સુતરનો તાંતણો—પરદેશી૦

卐

## પહોંચ

સાથ ગુજરાતી જોડણીકોશ
( ચોથી આવૃત્તિ )
પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. ૧૯૪૯
પૃષ્ઠસંખ્યા ૧૨૨૨ + ૪૦. કિં. રૂા. ૧૨-૦-૦

ધરમાખ : લેખક : બંસીધર હીરાલાલ ગાંધી. પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિં. ૦-૭-૦

શુદ્ધ કાર્તિકી પંચાંગ—સં. ૨૦૦૬
કર્તા : શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની,
પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. કિં. ૦-૯-૦

પગલી : લેખક : ચંપક નયવાણી,
પ્રકાશક : વ્રજલાલ દિપચંદ કોઠારી, રાજકોટ.
કિં. ૨-૦-૦

# માતાપિતાએ બાળકને માટે લેવાની સંભાળ

શારદાબેન મહેતા

**મા**નવજાતના આરંભથી સંતતિનુ સંરક્ષણ એ સ્વાભાવિક રીતે મહાન પ્રશ્ન ગણાએલો છે. કારણ કે સંતતિના સંરક્ષણ ઉપર સામાજિક સ્થિરતાનો આધાર છે. વ્યક્તિનું યોગ્ય સંરક્ષણ થાય નહિ તો સમષ્ટિનો પાયો મજબૂત રહે જ નહિ. તેથી જ વ્યક્તિનું સર્વાંગીણ સંરક્ષણ એ જ પાયાની મજબૂતીનું મોટુ સાધન છે.

નાનુ બચ્ચું-પછી તે બિલાડીનુ હોય, કે ઘેટાનું હોય કે મનુષ્યનું હોય, તે જન્મ વખતે ઘણું જ નાનું હોય છે. સમય જતા એ ઉછરીને માતાપિતા જેવું થાય છે. માતાપિતાના સંયુક્ત પ્રયાસથી એક નાના અંડકોષમાથી બચ્ચુ ઉત્પન્ન થાય છે માનવબચ્ચું માના પેટમાં નવ મહિના પોષાય છે, પછી બહાર આવે છે. નવ મહિના સુધી તેના સંરક્ષણ માટે માતાએ કાળજી રાખવાની છે મૂળ અંડનો પ્રકાર ઉત્તમ થાય, તેનો સર્વાંગી, સર્વદેશીય વિકાસ સંપૂર્ણ થાય તે માટે ગર્ભાધાન વખતથી જ માતાપિતાએ અત્યંત સંભાળ રાખીને એનો આરંભ થવા દેવો જોઈએ. ભવિષ્યમાં એની શારીરિક, માનસિક કે નૈતિક ઊણપોમા માતાપિતાની બેકાળજી કે અજ્ઞાન કારણભૂત ન હોવું જોઈએ. સંતાનના લોહીમાંસના ગર્ભમા થતા વિકાસની સાથે જ એનું સઘળુ બંધારણ રચાય છે. એટલે વાસ્તવિક રીતે ત્યારથી જ સંભાળની જરૂર ઊભી થાય છે. આ માટેનુ પ્રાથમિક જ્ઞાન દરેક જવાબદાર માતાપિતાને હોવુ આવશ્યક છે આ જ્ઞાન સંપૂર્ણપણે શુદ્ધ રીતે મળે પછી જ દરેક વ્યક્તિ માતૃપદ કે પિતૃપદ લેવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે આ સાદુ અને મહત્ત્વનું સત્ય છે છતા તેના ઉપર સમાજનુ કેટલુ બધુ દુર્લક્ષ્ય છે તે આપણે જાણીએ છીએ. કેવી દયાજનક સ્થિતિ !

પશુપક્ષીઓ જન્મ થતા થોડા વખતમા માબાપથી વિખૂટાં પડીને પોતાનો વ્યવહાર સાચવી લે છે. માનવજાતિમા બુદ્ધિશક્તિ છે, વિચારશક્તિ છે અને એનો વ્યવહાર અટપટો છે, સમાજરચના સાથે મનુષ્ય સંકળાએલો છે, તેથી સમાજમાં એનું સ્થાન સાચવી શકતો થાય ત્યાં સુધીની જવાબદારી માતાપિતાને માથે લાંબો વખત રહે છે—માત્ર માતાપિતા જ નહિ, પણ જેને માથે એ ફરજ આવે તેમને તે અદા કરવાની છે.

ઉપર કહ્યુ તેમ, વ્યક્તિના ઘડતર ઉપર સમષ્ટિનો આધાર છે. બાળકની મૂળભૂત જરૂરિયાત તે વસ્તુતઃ સમાજની જરૂરિયાતો છે, તેથી સંગીન સમાજરચનાને ટકાવી રાખવાને તેમજ એનો વિકાસ સાધવાને દરેકે દરેક બાળકની પૂરી સંભાળ રાખવાની આવશ્યકતા છે.

પરાપૂર્વથી દરેક સમાજમાં, દરેક સમયે માનવી પોતાના હિતને માટે બાળકોનો ઉપયોગ કરતાં આવ્યાં છે. પરંતુ આજના જમાનામાં મૂલ્યાંકન બદલાયું છે, અને બાળકના અનોખા વ્યક્તિત્વનો ખ્યાલ આવ્યો છે બાળકોની જરૂરિયાતો અને તેના ઉછેરનો સ્વતંત્ર રીતે તેમજ નવા દૃષ્ટિબિન્દુથી વિચાર થવા માંડ્યો છે.

સામાન્ય રીતે જુદી જુદી પ્રજામા બાળકને અપાતા આહારમાં અમુક ચાલતી આવતી

પ્રણાલિકા તરફ જ લક્ષ આપવામાં આવતું, વૈજ્ઞાનિક શોધખોળોને પરિણામે જે યુક્ત આહાર ગણી શકાય, તે ન અપાતો, છતાં પ્રજાઓ ઉછરીને મોટી થઈ છે પરંતુ આજે એ રૂઢિ અને રીતિ ઉપયોગમાં ન લઈ શકાય. વિજ્ઞાને આપણી આંખ ઉઘાડી છે, તેથી તે જ્ઞાનનો લાભ લઈને વર્તવાની આવશ્યકતા ઊભી થઈ છે. જે પ્રમાણે આહાર તે જ પ્રમાણે બાળકની દરેકે દરેક ટેવ, આચાર, વિચાર, સમજણ-જની ઘરેડ પ્રમાણે જ ચાલ્યાં કરે એ માન્યતા યોગ્ય નથી

માતાપિતાએ જે સંસ્કારનું સિંચન કરવાનું છે, તેમજ શિક્ષણસંસ્થાઓએ શિક્ષણનો માર્ગ ચીંધવાનો છે, તેનો આજે વિચાર કરીએ ત્યારે ભવિષ્યની સાંસ્કૃતિક, સામાજિક, આર્થિક, નૈતિક જીવનના ઘડતરમાં બાળકના જીવનના પરોઢથી માંડીને તેની જરૂરિયાતો ઉપર કેળવણી અને સંભાળના કાર્યક્રમનો વિચાર કરવાનો છે અને જો એ પ્રમાણે સંભાળ લેવાશે તો જ સમાજમાં સમજથી પલટો લાવી શકાશે, કાયદાથી કે સામાજિક બંધનો દાખલ કરવાથી સિદ્ધિ નહિ થાય

હવે સમય એવો આવી પહોંચ્યો છે કે આપણે નમ્રતાપૂર્વક કબૂલ કરી દેવું જોઈએ કે બાલમાનસ અને બાલજરૂરિયાતો વિષે આપણે ભયંકર રીતે અજ્ઞાન છીએ અને જો ભવિષ્યનું વાતાવરણ સર્વાંગસમૃદ્ધ કરવું હોય તો બાલમાનસવિજ્ઞાનમાં સંશોધન ઘણું વધારે કરવાનું રહે છે. ધીરજ અને દૃઢતાથી, ખંત રાખીને, માર્ગ શોધવાનો છે, અને તે શોધ પ્રમાણે વર્તન કરવાનું છે. માતાપિતાને માથે કેટલી ગંભીર ફરજ રહેલી છે તેનો ખ્યાલ આપવા માટે આટલી લંબાણપૂર્વક પ્રસ્તાવના કરવી પડી છે.

બાળકની ઉપલક શારીરિક સંભાળ કેવી રીતે રાખવી તેનો થોડો ખ્યાલ શિક્ષિત માતાપિતાઓને હોય છે. પરંતુ બાલમાનસ ઉપર નાની નાની ગણાતી વસ્તુઓથી જે વિકાર થાય છે, અને તેના પરિણામે તેના શરીર ઉપર અને મનોવૃત્તિ ઉપર પારાવાર વિકૃતિઓ ઊભી થાય છે, તેના જ્ઞાનતન્તુઓ ઉપર ધારી અસર થાય છે, અને અંતે તેના સ્વભાવ-ઘડતરમાં કાયમની ઊણપો અને ગ્રંથીઓ રહી જાય છે તેનું વૈજ્ઞાનિક જ્ઞાન આપણને હોતું નથી તેથી અણજાણપણે બાળકના સમસ્ત જીવન ઉપર તેની છાપ પડી રહે છે અને અંતે સમાજને એક સુંદર, સશક્ત સદ્વ્યક્તિને બદલે વિકૃત વ્યક્તિ પ્રાપ્ત થાય છે, અને તેટલે અંશે સમાજને હાનિ થાય છે

દૃષ્ટાન્ત તરીકે, બાળકના જન્મ પહેલાં માતાપિતાએ અમુક ચોક્કસ ખ્યાલ, કે ઇચ્છા રાખી હોય કે નવું અવતરનાર બાળક છોકરો જ હશે, અથવા કોઈ માતાપિતાએ છોકરીની જ અપેક્ષા રાખી હોય. તેનામાં અમુક શારીરિક કે માનસિક શક્તિ હશે જ, અથવા અમુક પ્રકારનો એનો સ્વભાવ હશે જ. કૌટુમ્બિક સંજોગોને લઈને અથવા અમુક પરિસ્થિતિને લઈને તેનું ધારણું જુદા જ પ્રકારનું માલૂમ પડે છે પુત્રને બદલે પુત્રી સાંપડે છે અથવા પુત્રીને બદલે પુત્ર સાંપડે છે માતાપિતાને નિરાશા લાગે છે બાળક, રાગ્ન ને વડીલોની પરિસ્થિતિમાં તેનું જતન કરવાનો પ્રયત્ન કરે છે પણ મનના ઊંડાણમાં એમનો વસવસો

રહી જાય છે અને તેથી ભયકર હાનિ થાય છે. મોટી વસ્તુ લક્ષમા રાખવાની એ છે કે, બાળક જન્મે તેનો અજોડ અપૂર્વ વ્યક્તિ તરીકે સ્વીકાર હૃદયપૂર્વક કરવો ઘટે છે. જો તેમ નહિ થાય તો બાળકનુ રક્ષણ સપૂર્ણ રીતે નહિ થઇ શકે, માતાપિતાના પૂર્વગ્રહને લીધે તેના ઉછેરમાં મોટો અવરોધ નડશે ઘણાં સુશિક્ષિત અને આગળ પડતા વિચાર ધરાવનાર માતાપિતા પણ પોતાની કલ્પનામૂર્તિ જેવુ જ બાળક ઇચ્છે છે. દરેકનુ વ્યક્તિત્વ ભિન્નભિન્ન પ્રકારનુ હોય છે. અને તે પ્રમાણે તેની દરકાર લેવાની છે, તેના જીવનવિકા સમા અનેક કાર્યનો સમાવેશ થાય છે, આ કાર્યમાં અવરોધ કે નિષેધ શકય જ નથી. આ કાર્યો સફળતાથી પાર પડે તેવુ યોગ્ય વાતાવરણ ઊભુ કરવુ એ માતાપિતાનુ કર્તવ્ય છે આ વિષય, પરત્વે આપણુ જ્ઞાન આજ અપૂરતુ છે. કારણ કે બાલમાનસના ક્રમશઃ વિકાસનો તેમજ તેની જરૂરિયાતોનો શાસ્ત્રીય અભ્યાસ આપણે કર્યો નથી બાળકના ઉછેર અને વિકાસનો નિકાલ વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુથી થવો જોઇએ એ માન્યતા આપણે હવે સ્વીકારી છે, અને તે તરફ આપણુ લક્ષ ગયું છે. આ એક આનંદ અને સતોષની વાત છે. બાળકની સભાળ અને કેળવણી માટે તેની જરૂરિયાતોનુ સશોધન કરવાનો પ્રયાસ કરવો એ આપણી ફરજ થઇ ચૂકી છે.

બાળકના રક્ષણ અને વિકાસને અગે હક, પોષણ અને સુરક્ષિતપણાની અગત્ય છે તે સબધી ઠીકઠીક જ્ઞાન મળતુ જાય છે પરંતુ તેમા એક મોટી ખામી માલૂમ પડે છે. અને તે એ છે કે અત્યાર સુધી સહુને માટે એક સમાન ધોરણ નક્કી કરવામા આવ્યુ છે. દરેક બાળકના શારીરિક બધારણમા વ્યક્તિગત ભેદ રહેલો હોય છે તેનું વિસ્મરણ થાય છે. તેથી તેનુ વજન અને ઊંચાઇ નિર્ણિત માપેલા ધોરણ પ્રમાણે વધવા જ જોઇએ અને તે પ્રમાણે ખોરાક આપવો જ જોઇએ મૂળભૂત રહેલા ભેદને કારણે જો નક્કી થએલુ પરિણામ ન આવે તો માબાપ મૂઝાય છે. વ્યક્તિગત ભેદની ગણત્રી કરવી જ જોઇએ. બાળકને ખોરાક, આરામ, ઊઘ અને રમતગમતની જરૂર છે. અને જો એટલુ યોગ્ય રીતે મળે તો એની પોતાની શક્તિ પ્રમાણે તેની પ્રગતિ થયા જ કરે છે એના કદમાં અને વજનમાં વધારો થાય છે કે નહિ એટલુ તપાસવુ જોઇએ. પણ જો નિશ્ચિત ઠરેલા ધોરણ પ્રમાણે ન થાય તો તેનો ઉદ્વેગ કરવાની જરૂર નથી. ઊઘ માટે પણ એ જ ધ્યાનમા રાખવાનું છે કે મારીમચડીને કે ધમકાવી રડાવીને ઉઘાડવાનો પ્રયત્ન ન કરવો જોઇએ. એમ કરવાથી તો માતાની અને બાળકની અકળામણ જ વધે છે.

ખોરાકમાં પણ અમુક કલાકને અતરે જ એને આહાર આપવો જોઇએ, તે માટે ઘડીઆળના કાંટા જોઇને ગણના કરવાની જરૂર નથી. ઘણી અનિયમિતતા કે વારંવાર ખોરાક આપ્યા કરવો એ રીત તો બરોબર નથી જ. સખત નિયમનનુ મહત્ત્વ એટલું બધુ ગણાય ગયું છે કે એ સબધી બાળકની વ્યક્તિગત જરૂરિયાત તરફ લક્ષ અપાતું નથી. ઘડીઆળનો કાંટો અમુક આકડા ઉપર આવે ત્યાં સુધીમા બાળક રડી રડીને નંખાઇ જાય એવુ વેદિયાપણુ ન હોવુ જોઇએ. આ વસ્તુને લીધે બાળકને થતા ત્રાસથી એનો સ્વભાવ ચીડિયો થઇ જાય, અને જન્મારા સુધીની કોઇ ને કોઇ અસર રહી જવા સભવ છે.

બાળકની સાથે સંચા માફક વર્તન ન થવુ જોઇએ. એને માત્ર પોષણ મળે એટલુ

જ બસ નથી. છેક નાની વયમાં બાળકનું માનસ ઘણું ગ્રહણ કરી શકે છે. આપણને એની કલ્પના પણ મુશ્કેલ છે. એને આરામ, સગવડ, સુઘડતા, સુવ્યવસ્થા, લાડ, હુંફ, અને ધાવવાનું જોઈએ છે. જે બાળકને માતાનું દૂધ મળે છે તેને આમાંનું ઘણું મળી રહે છે. માતાના ખોળામાં સૂતે સૂતે એને પોષણ મળે છે, ધાવવાનું મળે છે. સ્પર્શ, અને પપાળ કદાચ બેહદુ ગણાતું હશે—પણ બાળકના માનસના સમાધાન માટે આ પણ આવશ્યક વસ્તુ છે. ખાસ કરીને છેક બાળપણમાં અને નાની વયમાં.

ઘણા માનસશાસ્ત્રીઓની માન્યતા છે કે બાળકને યોગ્ય પ્રમાણમાં માતાનું ધાવણ અને લાડ, પ્રેમ મળે તો મોટી વયમાં જગત સાથેના એના સબંધમાં તેનામાં વિશાળતા, ઉદારતા અને વિશ્વાસની ભાવના આવે છે. જો આ વસ્તુનો એને લાભ ન મળ્યો હોય તો તે કંજૂસ, વહેમી, અણવિશ્વાસુ અને ક્રોધી થવાનો સંભવ છે. મોટી વયમાં લાંબાં લાંબાં ભાષણો આપીને સુધારવાનો પ્રયાસ કરાય તેના કરતાં માતાના ખોળામાં લાડથી એનામાં કૌટુંબિક પ્રેમની ભાવના વધારે જાગૃત થાય છે. જો બાળકને માતાનું સ્તન્યપાન ન મળે તો એને ઉપરનું દૂધ આપતી વખતે પણ એના ઉપર એટલા જ મમતા, માયા, ઊમળકો, લાડ, પ્રેમ ઇત્યાદિ બતાવવા જોઈએ તે જ પ્રમાણે માતાનું દૂધ છોડાવતી વખતે પણ એને સુરક્ષિતપણું મમતા ઇત્યાદિની ખોટ જરાયે જણાવવી ન જોઈએ, અને એના મગજ ઉપર ચિંતા કે અરક્ષિતપણાની વૃત્તિ ન જ ઉત્પન્ન થવી જોઈએ. માતૃપ્રેમ, અને સુરક્ષિતપણામાં શ્રદ્ધા આ બે વસ્તુઓ બાળકના સ્વભાવઘડતરમાં અનેક સદ્અસર લાવી શકે છે. (ઉપરના કેટલાક મન્તવ્યો એક ઇંગ્રેજી માસિકમાં વાંચવામાં આવ્યાં હતાં.)

બાળકના ઉછેરમાં એને અનેક બાબતોમાં પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાની ઘણી અંગે છૂટછાટ રાખવી જોઈએ આ એક બીજી વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. ચુસ્ત નિયમ, કડકપણે માતાપિતા પળાવવાનો પ્રયત્ન કરે છે તેથી બાળમાનસ પર અનેક પ્રકારની વિકૃતિ ઊભી કરે છે. એનાં મળમૂત્રના નિયમન માટે આજની શિક્ષિત માતાઓ ઘણી વધારે પડતી કડકાઈ રાખે છે આ સખ્તાઈને લીધે બાળકનો કોઠો ઘણીવાર બંધકોશ વગેરે વિકારોથી બગડે છે બિછાનું બગાડે, ખોળાતીઆં બગાડે, કપડાં બગાડે એ ચિંતામાં માતા, અને બાળક બન્નેના મગજ ઉપર, અજાણતા પણ, અમુક પ્રકારનો બોજો રહે છે, તેની અસર બન્નેનાં શરીર ઉપર જરૂર થાય છે. માતાના મન પર ઉદ્વેગ રહે છે. બાળકને ધમકાવવામાં આવે છે, શિક્ષા કરવામાં આવે છે. આ એક પ્રકારના જુલમ જેવું થાય છે બાળકના સ્વભાવ ઘડતરમાં આ વસ્તુ બહુ નુકસાનકારક થઈ પડવા સંભવ છે આ સ્વાભાવિક વસ્તુઓનું નિયમન સમજૂતી અને પ્રેમથી ધીરે ધીરે જરૂર થઈ શકે છે. પણ એમાં અખૂટ ધીરજની જરૂર છે. પ્રેમ, સમજૂતી અને અત્યન્ત ધીરજ એ ત્રણે પુષ્કળ પ્રમાણમાં માતાપિતા બન્નેએ પોતાના સ્વભાવમાં કેળવવાની જરૂર છે. ગુસ્સો કે અધીરાઈ બાળક તરત જોઈ જાય છે, અને તેને પરિણામે તેનામાં એક પ્રકારની ગુનાની ને ચિંતાની લાગણી ઉત્પન્ન થાય છે. અને કેટલેક અંશે માતાપિતા પ્રત્યે તેનામાં અણગમો ઊભો થાય છે

ઘણી માતાઓને પોતાના બાળપણથી મળમૂત્રની સૂગ હોય છે, તેથી જ્યારે પોતાને માથે બાળકની સંભાળ આવે છે ત્યારે પોતાનાં કપડાં, પોતાના હાથપગ વગેરે ગંદાં થાય એને

તેને માટે હદ ઉપરાંતની છીટ હોય છે. આ સૂગ અને હદ ઉપરાતની કાળજી અને છીટની છાપ બાળકના સ્વભાવ ઉપર જરૂર પડે છે. અને તેના વ્યક્તિત્વના વિકાસમાં અવરોધ કરે છે. મળમૂત્રના વિસર્જનને સહજ વસ્તુ ગણીને બાળકને મુક્ત રાખવું જોઈએ. અલબત્ત ગંદવાડ ન રખાય, પણ વધારા પડતી ચીકાશ ને વેદિયાપણુ પણુ ઈષ્ટ નથી. માટે વિસર્જનના નિયમ તેમજ સ્તનપાન છોડાવવાને સમયે બાળકના સ્વભાવના બંધારણમાં કેટલીક ગ્રંથી અને પૂર્વગ્રહો બંધાય છે. તે માટે બહુ સમજપૂર્વક અને કાળજીપૂર્વક પ્રેમ અને ધીરજની વર્તણુકની અગત્યનુ મહત્ત્વ લક્ષમાં રાખવુ જોઇએ.

એક ત્રીજી વસ્તુ—જે બાળકના કુમળા મગજ ઉપર ઊંડી અસર કરે છે તે પોતાની માતાને બીજુ બાળક અવતરે તે પ્રસગે થાય છે. બાળક પરિસ્થિતિથી અજાણ હોય છે. એકદમ નવુ ભાંડુ આવે છે. આ વસ્તુનો એક પ્રકારનો આઘાત બાલમાનસ પર પડે છે. માતા પોતાનો બધો સમય અને કાળજી નવા જન્મેલા બાળક પ્રત્યે ઢાળવે છે મોટુ બાળક તેનાથી ગભરાય છે, દુઃખી થાય છે, કલ્પી ન શકાય તેટલી મૂઝવણ તેના મનમાં પેદા થાય છે, પરિણામે તેનામાં ભયકર વિષમતા ઊભી થાય છે. જો કાળજીપૂર્વક આ નવી ઘટના માટે બાળકના માનસને તૈયાર કરવામા આવે તો નવી વૃદ્ધિને આનદ અને ઉત્સાહનો પ્રસગ બનાવી શકાય; અને ભાંડુ પ્રત્યે અરસપરસ અદેખાઇ, અને વૈમનસ્યની ભાવના ન પેદા થાય માતાપિતાને આ વસ્તુ કાં તો ખ્યાલ બહાર રહી જાય છે, અથવા બાળક કદાચ સતાન ઉત્પત્તિના ક્ષેત્રમા વધારા પડતી જિજ્ઞાસા જણાવશે અને કઢગા પ્રશ્ન પૂછશે તો તેને જવાબ દેવાની પોતાની અશક્તિનો ડર રહે છે. આ પ્રકારના અજ્ઞાન અને ડરને લઇને પ્રજાના માનસના ઘડતરની અધોગતિ થાય છે. નવું બીજું બાળક જન્મે તેની સાથે જ પ્રથમના બાળક પ્રત્યેના પ્રેમ, લાડ, મમતામાં જરાયે ઊણપ કે ભેદભાવ એકેય પ્રત્યે ન રહે. અને બન્ને ભાંડુ સલાહસપ અને સ્નેહના વાતાવરણમા ઉછરી શકે બન્ને વચ્ચે કોઇ પણ પ્રકારની સ્પર્ધા કે ઊતરતા-ચઢીઆતાપણાની ભાવનાનો અવકાશ જ ન હોવો જોઇએ. આવા નાજુક પ્રસગ સાચવી લેવાની અણઆવડતને લીધે ઉછરતા બાળકની પ્રકૃતિમાં કાયમની વિકૃતિ રહી જાય છે. માતાપિતાના પ્રેમ અને આદર તથા સંરક્ષિતતામા બાળકનુ પોતાનુ સ્થાન બદલાઇ જવાની ચિંતા અને મળમૂત્રવિસર્જનની કડક શિસ્તપાલનની ચિંતા આ બન્ને લગભગ એક જ વખતે આવવાને લીધે બાળમાનસની પ્રક્રિયામા અત્યન્ત ભાંજગડ ઊભી થાય છે તેથી માતાપિતાએ માનસિક સમતુલા અને સામાન્ય સમજણ સાચવવાની જરૂર રહે છે એટલી કાળજી રખાય તો મુશ્કેલી રહે નહિ.

ઘણી વખતે એવુ બને છે કે અમુક સ્વભાવના સતાનો માતાપિતાથી સહન થતા નથી અથવા તેમના તરફ અનેક કારણોને લઇને અનેક પ્રકારની નાપસંદગી ઊતરે છે સંતાનો માટે આ કમનસીબી જ છે બાળકો ચપળ હોય છે એ તરત સમજી જાય છે, અને તેના મનમા ઓછુ આવે છે માતાપિતા પોતાની લાગણી છુપાવવાનો વ્યર્થ ઢોંગ અને પ્રયત્ન કરે છે. ખોટા ઉપલકિયા લાડ કરે છે. આ કૃત્રિમતા બાળકની ભાન બહાર રહેતી નથી આ પ્રકારની વિષમતાને લીધે બાળક ક્રોધી, આવેશવાળું અને દુઃખી થાય છે પરિણામે એનો સ્વભાવ જીદ્દી, હઠીલો, કકાસી અને કજીઆળો થઇ જાય છે. શરીરે નિર્બળ પણ રહે છે. બાળકનો પોતાનો દોષ આ પરિસ્થિતિ માટે કાંઇ જ હોતો નથી.

પણ એને જિંદગીભર માતાપિતાના પૂર્વગ્રહનો ભોગ થવુ પડે છે અને તેના મનમાં જે ભયંકર ધ્રાસકો અને અસહાયતાની લાગણી ઊભી થાય છે તેનો સામનો સ્વતંત્ર રીતે કરવાને તે અશક્તિમાન હોય છે માતાપિતા આ વસ્તુ સમજી શકતા નથી, અને એની કુટેવોને લીધે બાળક અપ્રિય થઇ પડે છે. પિતા એને મારે છે, ઝૂડે છે, માતા પણ રોષ અને ઠપકાનો વરસાદ વરસાવ્યા કરે છે અપશબ્દો અને અપમાનજનક વચનો બાળકને સાભળવા પડે છે કુટુંબનાં નાનામોટાની સમક્ષ બાળકની કઢંગી સ્થિતિ ઊભી થાય છે કડવાશ વ્યાપી જાય છે. બાળકનો જીવ ખાટો થઇ જાય છે. બાળકનાં તોફાનો માતાપિતા ધાકધમકીથી, ધમપછાડાથી તાત્કાલિક રોકી શકે છે. પરંતુ જ્યા સુધી માતાપિતા સમજ અને વિચારપૂર્વક પોતાનો હૃદયપલટો ના કરી શકે, અને બાળકમાં પ્રેમ, શ્રદ્ધા અને સંરક્ષિતતાની લાગણી ઉત્પન્ન ના કરી શકે ત્યાં સુધી ઇષ્ટ પરિણામ ના આવે નીતિ અને શિસ્તના પાઠ ભણાવવાથી કાઇ વળે નહિ આ નવી પરિસ્થિતિ ઊભી જ થવા ન પામે માટે પોતાના હૃદય તપાસવાં જોઇએ સમૂહજીવનમા વ્યક્તિ, શાન્તિ અને સહકાર વૃત્તિથી છતા મુક્તપણે ખીલે એને માટે ઘણી ઊંડી અને ઝીણી બુદ્ધિથી બાલમાનસ સમજીને કાર્ય લેવાનુ છે. આમા જ માતાપિતાની કુશળતા વાપરવાની છે બાળકના આવેશને નિયમિત કરવાનો છે કેટલાક બાળકોમા ક્રોધ અને ગુસ્સો વધારે પ્રમાણમાં હોય છે કેટલાકને ડર અને દુઃખ વધારે હોય છે આ પ્રમાણે દરેક બાળકને પોતપોતાના માનસિક વલણ પ્રમાણે મદદની જરૂર રહે છે કમનસીબે શાન્ત સંયમી વૃત્તિથી આ પ્રશ્નોનો તોડ આપણે કાઢી શક્યા નથી માત્ર ધમકી, શિક્ષા અને અપમાન વરસાવીને કે કોઇવાર સામે ક્રોધ વરસાવીને દાબી દેવાનો પ્રયાસ કરીએ છીએ આ પરિસ્થિતિમા અનેક પ્રકારના શાન્તિમય અખતરા કરવાની જરૂર છે. ખરો રસ્તો તો બાળક પ્રત્યે સદ્ભાવ, પ્રેમ અને સહાનુભૂતિ અસરકારક રીતે દર્શાવવી એ જ છે. જો છેક નાની વયમા આપણે આ નિયંત્રણમા સહાય ન કરી શકીએ તો મોટી વયમાં ભયંકર હિંસાત્મક માનસ તેનું ઘડાઇ જાય. અને જો શારીરિક બળ પણ વધુ હોય તો ગુંડાગીરી આવી જાય. અને બાળકપણના વલણને પરિણામે સમાજ પ્રત્યે તેનામા ઘૃણા ઉત્પન્ન થશે ડર અને વેદના આ બન્ને અનિચ્છનીય વસ્તુઓ પણ આપણી બેદરકારીને લીધે વધવા પામે છે નાનપણથી જ બાળકનામાં ખોટી ખોટી ભયની શંકાઓ હાઉ ઊભા કરીએ છીએ અપરિચિત, અજાણી અને ગભરાવી નાખે એવી વસ્તુઓ અને અનુભવોની સામે બાળકને રક્ષણની ખાત્રીની અને સામનો કરવાની શક્તિની જરૂરિયાત રહે છે ભયજનક પરિસ્થિતિ સામે ટક્કર ઝીલવાની અસરકારક પદ્ધતિ જાણી લેવી જોઇએ ભય શાથી ઉત્પન્ન થાય છે, એકંદર આપણામા ડરનો પૂર્વગ્રહ ઘણો ભારે છે પરંપરાથી ડગલે ને પગલે ડર જોઇએ છીએ અને એને લીધે અનેક વહેમો, શંકાઓ પેસી ગએલી છે મનસા વહેમ અને શંકા ડાકણ એ કહેવત કેટલી બધી ખરી છે! જન્મ, લગ્ન, મરણની કેટલી બધી ક્રિયાઓ અને રૂઢિ ડર ઉપર જ રચાએલી છે. વૈજ્ઞાનિક જ્ઞાન મેળવ્યા પછી પણ અનેક પ્રકારની આવી રૂઢિઓનું અને ક્રિયાનું મહત્ત્વ અપાયે જાય છે—દયાજનક સ્થિતિ છે! આ વાતાવરણમાં બાળકો ઉછરે છે—શુકન જોજે, ગ્રહ જોજે, મુહૂર્ત જોજે, કાળી કંઠી પહેરજે, કાળો દોરો બાંધજે, કાળી ટીપકી કરજે, નજર લાગશે! રોગ લાગશે! માતા કોપશે! બાળક શું સમજે? આ ડરપોકપણું દૂર કરીને વાતાવરણ સ્વચ્છ કરીને નિડરતા કેળવીને બાળકને

પણ નિડરતામાં ઊછરવાની તક આપવાની છે. આપત્તિ આવતાં પહેલાં એને માટે શંકા રહ્યા કરે અને ચિંતા રહ્યાં કરે તો તેમનો સામનો કરવાની હિંમત ક્યાંથી રહે ? મનને મજબૂત કરવાની જરૂર છે બુદ્ધિપૂર્વક દરેક હકીકત સમજવી જોઇએ તો જ બાળકમાં હિંમત અને નિડરતા આવશે જો આ ગુણ કેળવાશે તો આપણમાં આવી ગએલી શારીરિક અને માનસિક નબળાઇ દૂર થશે. બાળકને શાંતિ, સલામતી, અને રક્ષિતપણાની ખાત્રીની શ્રદ્ધા ઉત્પન્ન થશે તો ભય નિર્મૂલ થશે. ભયની માફક દુખ વેદના પ્રસંગે બાળકોનું મન સ્વસ્થ રહે તે જોવાનું છે પોતાનાં વહાલાં માતા કે પિતાનું મૃત્યુ થાય, વહાલસોયા ભાઇ મૃત્યુ પામે તેવે વખતે આશ્વાસન માટે બાળક પાસે કાઇ સાધન નથી હોતું. આ પ્રકારના આઘાત હૃદયને વલોવી નાખે—આ વખતે શોકગ્રસ્ત થઇને બાળકને યાતના સહન કરવી પડે. મૃત્યુનું અથવા બીજા કોઇ પ્રકારનું કામચી અથવા લાંબા સમયનું વિખૂટાપણું સહન કરવુ વસમુ છે. માણસને એનો યોગ્ય ઉકેલ નથી સાપડયો અનિવાર્ય ખોટ એ કારમી વસ્તુ થઇ પડે છે. બાળકનું માનસ સમજવું અત્યન્ત મુશ્કેલ છે અને તેના ઉછેરમાં અનેક રીતે વિઘ્નકર્તા આ વસ્તુ થઈ પડે છે. માતાપિતા વચ્ચેના ઘર્ષણને લીધે બાલમાનસની વિકૃતિ થાય છે તેની અસર પણ કુમળા મગજ પર અત્યન્ત થઈ જાય છે વિશેષ કરીને છોકરીઓને કોઇ કોઇ વાર લગ્નજીવન પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આ વિષમતા અનિષ્ટ છે. કારણ કે સુંદર દાંપત્ય વહાલસોયા માતા પિતા એ અનુભવ બાળકના ઉછેર માટે ઘણો અગત્યનો છે ભવિષ્યના તેના લગ્નજીવન માટે દોરવણીનું આ ઘણુ ઉપયોગી સાધન છે.

બાળકને પોતાની જાતિનુ ભાન એ પણ એક કોયડો થઇ પડે છે. પોતે છોકરો છે કે છોકરી. આ વસ્તુ સમજવી એને મુશ્કેલ લાગે જ. અને ખોટી શરમને લઇને ઢાંકપિછોડો કરવાની આપણી પ્રથાને લઇને બાળકના મગજ પર ગૂંચ ઊભી થાય છે. સીધી રીતે એને નર અને નારીજાતિનો ભેદ સમજાવવામાં આવે, તેને જાતીય ઇન્દ્રિયોની ભિન્નતાનો ખ્યાલ આપવામા આવે તો ઘણી મુશ્કેલી દૂર થાય તે જ પ્રમાણે પ્રજનનનો વિષય છે ઘણી સુંદર રીતે આ વસ્તુ સમજાવી શકાય અને જો આ પવિત્ર, સુન્દર વસ્તુ ઉપર ખોટા પડળો ચડાવવામાં ન આવે તો અનેક અશ્લીલતા, ગંદવાડ, અને દુષ્ટતાનું નિવારણ થાય જાતીય પ્રશ્નો માત્ર Biological જવાબથી ન ઊકલી શકે કારણ કે તેની સાથે જીવન, ભાવના, ગાઢ પરિચય અને પ્રેમની ભાવના સંકળાએલી છે સ્ત્રી અને પુરુષ લગ્નગ્રન્થીથી જોડાય. અને તેમા પોતાનું અને કૌટુંબિક સુખ, શાન્તિ મેળવી શકે તે માટે બાળકપણમાં ચોક્કસ શિસ્ત અને નિગ્રહની તાલીમ તેને મળવી જોઇએ. સ્વચ્છતા, સગવતા, પોતપોતાનું વૈચિત્ર વ્યક્તિત્વ, શારીરિક ફેરફારો એ સઘળાનુ ભાન અને વિકાસ વય પ્રમાણે માતાપિતાએ તેને ચોક્કસ રીતે કરાવવું જોઇએ. માતાપિતાએ, ખાસ કરીને માતાએ, આ સબંધી જરાપણ ચિંતા, ઉદ્વેગ, બીક કે કંટાળો ધરાવવો ન જોઇએ શરીરની સ્વાભાવિક ક્રિયા સબંધી ઉકેલ સહજ રીતે થવો જોઇએ. સ્ત્રી પુરુષના જાતીય ભેદ છે અને તેનો ખ્યાલ છેક બાળક વયથી જ બાળકોએ જાણવો જોઇએ અને તેનો સ્પષ્ટ ખ્યાલ બાળકને આવી જાય તો કાંઈ ગૂંચ રહેશે નહિ બાળકના જીવનવ્યવહારમા ક્રમે ક્રમે અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. ઘરની વસ્તુઓનું રક્ષણ કરવામાં, સુઘડતા સાચવવામા અનેક વખતે

વિધિનિષેધના પાઠ બાળકોને આપવામાં આવે છે કુમળાં મગજમાં જેમ બને તેમ ઓછી ગૂચવણો ઊભી થાય એ જોવાની માતાપિતાની ફરજ છે ઘરની વ્યવસ્થા જ એવી રીતે રાખવી જોઇએ કે બાળક મુક્ત રીતે વિહાર કરી શકે ને આખો વખત ચોંક્યા રહેવાની એને જરૂર ન રહે.

લેવડ-દેવડના વિષયમાં તેમજ નાણાંની કે પોતાની વસ્તુની આપ-લેમાં મનની વિશાળતા, નિસ્પૃહતા, નિસ્વાર્થતાના પાયા નાંખવામાં ખૂબ સમજણુ અને પ્રેમનુ વાતાવરણ ઊભુ કરવુ જોઇએ. ભાઇ ભાંડુ વચ્ચેના ભેદ ન રાખવા જોઇએ—પોતાની જરૂરિયાત કરતાં બીજાની જરૂરિયાત વધારે છે. દરેક ક્ષણે પોતાના સુખસગવડ કરતા બીજાનાં સુખસગવડની ગણના કરવાથી મનને આનંદ રહે છે, સંતોષ રહે છે, શાન્તિ રહે છે અને જીવનમાં શાન્તિ, આનંદ અને સંતોષ એ જ મોટી વસ્તુ છે એનો ખ્યાલ સાદી રીતે બાળકને આપવાનો છે.

સભ્યતા, સંયમ અને શિસ્ત એ કૌટુંબિક જીવનમાં તેમ જ સમાજજીવનમાં અતિ ઉપયોગી ગુણ છે. માતાપિતાએ, ખાસ કરીને પિતાએ, આ બાબત પર વધારે લક્ષ આપવાની જરૂર છે વડીલો પ્રત્યે અમુક પ્રકારની મર્યાદા બાળકને સાચવવાની છે તે માતાપિતા પોતાના વર્તનથી અને પ્રેમથી સમજાવી શકે છે. કૌટુંબિક અને સામુદાયિક શિસ્ત માટે માતાપિતાની અમુક સત્તા અને અધિકાર તો હોય જ. અને હોવાં જોઇએ. પરંતુ તેના વપરાશમાં બાળકના વ્યક્તિત્વનો અને તેના સ્વમાનનો ધ્વંસ ન થાય તે વસ્તુ અવશ્ય લક્ષમાં રાખવી જોઇએ. પિતાને બાળક સાથે રહેવાનો સમય ઓછો મળે તેથી પિતા સાથે નાની બાબતમા વૈમનસ્ય ન ઊભું થાય એ સાચવવુ જોઇએ. પિતા પ્રત્યેના પ્રેમની ભાવનામાં ઊણપ ન આવવી જોઇએ

એકંદર રીતે જોતા બાળક પ્રત્યે સહનશીલતા, પ્રેમ, ધીરજ, સહાનુભૂતિ અને ઉદારતા ખરા હૃદયથી રાખવામાં આવે અને મુક્ત વાતાવરણમાં તેનો ઉછેર થાય તો કાંઇ ઝઘડા રહેવાનો સંભવ નથી અને સુવ્યવસ્થિત રીતે ઘર, કુટુંબ અને સમાજનો વ્યવહાર સાચવી શકાશે, ઘર્ષણો દૂર થશે અને ઇષ્ટ વાતાવરણ ઉત્પન્ન થશે આજના જગતમાં જે ખેદાનમેદાન કરવાની વૃત્તિનુ પ્રાબલ્ય વધી ગયુ છે તે દૂર કરવાનો મોટામાં મોટો અને સરળ માર્ગ એ જ છે કે સમાજના પાયાનો આધાર જે બાળકો ઉપર છે તેનું ઘડતર સમજપૂર્વક, પ્રેમપૂર્વક, માનસશાસ્ત્રનું દૃષ્ટિબિન્દુ લક્ષમાં રાખીને થવુ જોઇએ અને તે કરવાના પ્રયાસમાં શિથિલતા કે મન્દતા, બેપરવાઈ કે સ્વાર્થનાં નડતર નડવાં ન જોઇએ. શ્રદ્ધા અને સતત પ્રયાસ સફળતા પ્રાપ્ત કરાવશે *

* ઑલ ઇન્ડિયા રેડિયો, અમદાવાદ સ્ટેશને આપેલો વાર્તાલાપ,—થોડા ફેરફાર સાથે. ઑલ

# 'પંચતંત્ર':* એક અવલોકન

પ્રો. ધીરુભાઈ ઠાકર એમ. એ.

વિશ્વસાહિત્યમાં સ્થાન પામેલ સુપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથ 'પંચતંત્ર'ના ભાષાંતર–રૂપાંતર અંગે જૂની તેમજ અર્વાચીન ગુજરાતી ભાષામાં અનેક પ્રયત્નો થયેલા છે. પરંતુ શાસ્ત્રીય પદ્ધતિએ 'પંચતંત્ર'ની સર્વ પાઠપરંપરાઓનો તુલનાત્મક અભ્યાસ કરીને તેનું સાંગોપાંગ પ્રમાણભૂત સંસ્કરણ તૈયાર કરવાનો, અને તેની મુખ્ય તેમજ વધારાની સઘળી નાનીમોટી કથાઓનો સાદી, શિષ્ટ અને પ્રૌઢ ભાષામાં યથાર્થ અનુવાદ કરવાનો પ્રયાસ કરનાર તો શ્રી. સાંડેસરા પહેલા જ છે. 'પંચતંત્ર'ની આટલી સંપૂર્ણ અને સર્વગ્રાહી સંપાદના હિંદભરમાં થઇ નથી, એટલું જ નહિ, જગતભરમાં પણ, 'પંચતંત્ર'નું પુનર્ઘટન કરનાર ડૉ. એજર્ટન અને 'તંત્રાખ્યાયિકા'ના સંપાદક ડૉ. હર્ટલના તે પ્રકારના પ્રયાસો સિવાય, ભાગ્યે જ અન્ય કોઈ કૃતિ આ સંપાદનાની તોલે આવી શકે. ખરેખર, શ્રી સાંડેસરાએ આ સમર્થ કૃતિને અંગ્રેજીને બદલે ગુજરાતીમાં ઉતારીને ગુજરાતી ભાષા અને પ્રજા ઉભયનું ગૌરવ વધાર્યું છે.

ગ્રંથની શરૂઆતમાં સંપાદકે તેમની સ્વસ્થ સંશોધનબુદ્ધિના ઉત્તમ પરિપાકરૂપ ૧૨૪ પાનાનો લાંબો ઉપોદ્ઘાત મૂક્યો છે તેમાં એમણે 'પંચતંત્ર'ની આઠ ભિન્નભિન્ન પાઠપરંપરાઓ, તેમાંથી નીકળેલ વાર્તાપ્રવાહો, તેનાં જૂનાંનવાં ભાષાંતર–રૂપાંતરો, અને પોતે આધારરૂપ સ્વીકારેલ 'પશ્ચિમ ભારતીય પંચતંત્ર'ની શાખા–પ્રશાખાઓ વિશે વિસ્તૃત, તુલનાત્મક માહિતી પૂરી પાડી છે, એટલું જ નહિ, પણ 'પંચતંત્ર'ના કર્તા, સમય અને રચનાસ્થાન ઉપરાંત 'હંસપનીતિ', બૌદ્ધ જાતકો, જૈન સાહિત્ય અને 'મહાભારત' સાથેના તેના સંબંધ અંગે તલસ્પર્શી ચર્ચા કરીને સાહિત્ય, રાજ્યનીતિ, અર્થશાસ્ત્ર અને આચારશાસ્ત્રની દૃષ્ટિએ 'પંચતંત્ર'ની સર્વસ્પર્શી આલોચના પણ કરી છે. અનુવાદની સાથે સાથે પાદટીપોમાં પ્રત્યેક તંત્ર, કથા અને તેના નાના મોટા ખંડોના, વિવિધ પાઠપરંપરાઓ અનુસાર, મળી આવતા પાઠભેદો ઉપર ટિપ્પણો મૂક્યાં છે—જે, ઉપોદ્ઘાતની માફક, પુસ્તકની અભ્યાસોપયોગિતાનું ખાસ અંગ બની રહે છે.

આજથી આશરે દોઢ હજાર વર્ષ પૂર્વે રચાયેલો આ અદ્ભુત કથાગ્રંથ પહેલા તંત્રમાં મુખ્ય પાત્ર તરીકે આવતા બે શિયાળનાં નામ પરથી 'કરટક અને દમનક'ને નામે પણ ઓળખાય છે એની દિગ્વિજયકથા દુનિયાભરમાં અજોડ છે. ઇ. સ. ૫૫૦ના અરસામાં 'પંચતંત્ર'નું ઇરાનની પહેલવી ભાષામાં સૌથી પ્રથમ ભાષાંતર થયું ઇરાનના શાહ ખુશરૂ નૌશીરવાં પાસે બુર્ઝો નામનો એક અતિ વિદ્વાન હકીમ હતો એણે કોઇ પુસ્તકમાં વાંચેલું કે હિંદના કોઇ પર્વત ઉપર મરેલાંને સજીવન કરે તેવી અદ્ભુત ઔષધિ છે. શાહની પરવાનગી લઇને બુર્ઝો એ સજીવન ઔષધિ મેળવવા હિંદ ગયો. ઇરાનના શાહની ભલામણને કારણે હિંદના રાજાએ તેને, જે પ્રદેશમાં સજીવન ઔષધિ ઊગતી હોવાનું તેણે વાંચ્યું

* સંપાદક અને અનુવાદક : શ્રી ભોગીલાલ સાંડેસરા. પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈ કિં. રૂા ૮-૦-૦.

હતું ત્યાં, યથેચ્છ શોધ કરવાની સઘળી સગવડ કરી આપી. બુર્ઝોએ દિનરાત કાળી મહેનત કરીને ઘણી આપધિઓ એકઠી કરી અને તપાસી પરંતુ બધું વ્યર્થ એની ઇચ્છિત ઔષધિ કોઈ સ્થળે જડી નહિ શોક અને લજ્જાના ભારથી એનું મુખ પડી ગયું જતાં જતાં તે હિંદના એક વયોવૃદ્ધ વિદ્વાન પુરુષને મળ્યો અને પોતાનો સર્વ વૃત્તાંત તેને કહ્યો. પોતે મૃતસંજીવન ઔષધો વિશે જે ગ્રંથમાં વાંચ્યુ હતુ તેનો ઉલ્લેખ પણ કર્યો વૃદ્ધ પુરુષે તેને કહ્યુ, "અહો, બુર્ઝો ! તું એક વસ્તુ ભણ્યો છે, પણ બીજી વસ્તુ તારા ધ્યાન બહાર રહી છે. તું એટલું સમજ્યો નહિ કે આ તો પ્રાચીનોએ તૈયાર કરેલું એક રૂપક છે! પર્વતો એટલે જ્ઞાની પુરુષો, ઔષધિઓ એટલે હિતવચનો અને મૃતક એટલે અજ્ઞાની મનુષ્યો વિદ્વાનો અજ્ઞાનીઓને જ્યારે બોધવચનો દ્વારા ઉપદેશ આપે છે ત્યારે તેઓ જાણે કે મૃતાત્માઓને સજીવન કરે છે એવો પ્રાચીનોનો ધ્વનિ છે." આગળ જતાં એ વૃદ્ધ પુરુષે કહ્યુ કે " એ ઔષધિરૂપ બોધવચનો 'કરટક અને દમનક' નામના પુસ્તકમાં સંગૃહીત થયેલા છે, અને એ પુસ્તક માત્ર રાજકોશમાં મળે એમ છે"

હિંદુસ્તાનના એ વયોવૃદ્ધ પ્રાજ્ઞ પુરુષનાં વચનો બુર્ઝોને અમૃત સમાં લાગ્યાં તેણે હિંદના રાજા પાસે 'પંચતંત્ર'ની માગણી કરી. રાજાએ તેને પોતાની સમક્ષ રાજદરબારમાં, બેસીને વાંચવા સારુ એ ગ્રંથ આપ્યો, પણ તેની નકલ કરવાની મના કરી. ચતુર બુર્ઝોએ દરબારમાં બેસીને એ કથાઓ કંઠે કરી લીધી અને ઘેર જઈને લખી લેવા માંડી. આવી રીતે સમગ્ર ગ્રંથને સ્મૃતિની સહાય વડે ઉતારી લઇને બુર્ઝો ઇરાન ગયો. શાહે પ્રસન્ન થઇને પોતાના મંત્રી બુઝુર્ગ મિહીર પાસે 'પંચતંત્ર'નો પહેલવી અનુવાદ કરાવ્યો તે ઉપરથી અરબી અને જૂની સીરિયાઇ ભાષામા એના અનુવાદ થયા. અરબી અનુવાદ પરથી ઇ.સ ના ૧૧મા સૈકામાં 'પંચતંત્ર'નો ગ્રીક ભાષામાં અનુવાદ થયો, જે તેનો સૌથી પ્રથમ યુરોપીય અવતાર છે. ગ્રીક પરથી રશિયન અને સ્લાવ ભાષામા અને પછી તો દુનિયાની લગભગ સાઠ મુખ્ય ભાષાઓમાં એના ૨૦૦ જેટલા ભાષાંતરો અને રૂપાંતરો થયાં છે. છેલ્લાં દોઢ હજાર વરસ દરમિયાન હિંદુસ્તાનની વિવિધ ભાષાઓમાં રચાયેલી અસંખ્ય નીતિકથાઓ પર બૌદ્ધ જાતકો અને 'બૃહત્કથા'ની માફક 'પંચતંત્ર'નું પણ ભારે મોટું ઋણ છે, અને યુરોપમાં તેરમી–ચૌદમી સદી દરમિયાન રચાયેલી 'ઇસપની નીતિકથાઓ' પર પણ 'પંચતંત્ર'ના દૃઢ સંસ્કાર પડ્યા છે-એમ અત્રત્ય તેમ પાશ્ચાત્ય વિદ્વાનોનું દૃઢ મંતવ્ય છે.

'પંચતંત્ર'ની આટલી વ્યાપક લોકપ્રિયતાનું કારણ શું ? એનું સૌથી સાદું અને સહેલું કારણ કહેવું હોય તો એમ કહી શકાય કે તે સંખ્યાબંધ કથાઓ દ્વારા અખૂટ વાર્તારસ પૂરો પાડે છે. સઘળા સાહિત્યપ્રકારોમા સમજવે સૌથી સહેલો અને તે કારણે સૌથી વિશેષ લોકભોગ્ય બનેલો કોઈ પ્રકાર હોય તો તે વાર્તા છે. પરસ્પર વાત કહેવી અને સાંભળવી એ મનુષ્ય-જીવનનો સ્વાભાવિક ક્રમ છે વાર્તાને માટે લોકસમુદાય સાહિત્યકારની રાહ જોઇને બેસી રહેતો નથી એ તો સ્વયમેવ પોતાનું કથાસાહિત્ય ઉપજાવી કાઢે છે અને મુખપરંપરાએ પેઢી દર પેઢી તેને જીવંત સ્વરૂપે વહેતુ રાખે છે 'પંચતંત્ર'ની નીતિ-કથાઓ આપણા પ્રાચીન લોકવાર્તાસાહિત્યની જ નીપજ છે. એટલે એ કૃતિઓમાં, કહેવાની સાથે જ, લોકહૃદયને સીધો સ્પર્શ કરવાની શક્તિ હોય તે સ્વાભાવિક છે.

પ્રાણીજીવન એ પ્રાચીન ભારતીય લોકકલ્પનાનું અતિપ્રિય અને સબળ રૂપક છે 'પંચતંત્ર' પ્રાણીજીવનની આ રૂપકકથાઓ દ્વારા માનવ કુતૂહલને સવિશેષપણે સંતર્પીને સઘન વાર્તારસનો અનુભવ કરાવે છે વળી, પશુપક્ષીઓના રૂપકો દ્વારા મનુષ્યજીવન પર વેધક અને કટાક્ષપૂર્ણ દૃષ્ટિપાત કરીને 'પંચતંત્ર'કાર જગતસાહિત્યને એક એવા બલિષ્ઠ વાક્‌સાધનની ભેટ આપી જાય છે, કે જેનો આશ્રય લઈને આજે પણ દેશપરદેશના વાર્તાકારો સુરક્ષિતપણે કટાક્ષકથાઓ યોજી શકે છે ઉપરાંત એટલા વિશાળ ફલક પર આ કથાઓનું મંડાણ થયું છે કે તેમાં ભારતીય જીવનનાં તળપદા રંગો ( local colours ) લેશમાત્ર ઊતરવા પામ્યા નથી ઊલટું, સર્વદેશ અને જાતિના મનુષ્યોને આકર્ષે તેવું સાર્વજનીન આનંદ અને ઉદ્‌બોધનનું વ્યાપક તત્ત્વ આ કથાઓમાંથી એવી વિશિષ્ટ રીતે સ્ફુરી રહે છે કે આજ પર્યંત 'પંચતંત્ર' સમગ્ર મનુષ્યજાતિનું અમૂલ્ય સંસ્કારધન બની રહ્યું છે.

પ્રાણીજીવનના રૂપકની સાહિત્યિક વાહન તરીકે આટલી ખૂબીઓ હોવા છતાં એની ખરી મહત્તા તેમાંથી સ્ફુટ થતા બોધમાં રહેલી છે વસ્તુતઃ આ બધી મૃત સંજીવન ઔષધિરૂપ હિતવચનોની લહાણ કરતી દૃષ્ટાંતકથાઓ જ છે 'કથામુખ'માં જણાવ્યા મુજબ, વિષ્ણુશર્મા નામનો વિદ્વાન બ્રાહ્મણ અમરશક્તિ નામના રાજાના ત્રણ મહામૂર્ખ પુત્રોને બુદ્ધિમાન બનાવવા સારુ આ નીતિકથાઓ તેમને કહી સંભળાવે છે રાજપુત્રોને અનુલક્ષીને ઉપદેશ આપવાનો છે માટે રાજ્યનીતિ કથાનો મુખ્ય વિષય બને છે, અને તદનુસાર સંધિવિગ્રહનું શાસ્ત્ર સમજાવતાં પહેલા ત્રણ તંત્રો—'મિત્રભેદ', 'મિત્રસંપ્રાપ્તિ' અને 'કાકોલૂકીયમ્' રચાય છે. વળી એ રાજપુત્રોને બુદ્ધિમાન બનાવવા છે એટલે તેમનામાં દુનિયાદારીનું ડહાપણ આવે અને ઠોકરીની પળે સાવધ રહેવા જેટલું બુદ્ધિચાતુર્ય જન્મે તેવો વ્યવહારબોધ આપતા બીજાં બે તંત્રો—'લબ્ધપ્રણાશ' અને 'અપરીક્ષિતકારક'—રચાય છે 'દૃષ્ટિપૂતં न्यसेत् पादम् मनःपूतं समाचरेत्' એ આ વ્યવહારોપદેશનું સારરૂપ સૂત્ર છે.

મહાન જીવનદર્શી ઉપદેષ્ટા તરીકે 'પંચતંત્ર'કારની ખરી ખૂબી પ્રારબ્ધ અને પુરુષાર્થની સમતુલા જાળવી રાખવામાં રહેલી છે. એક બાજુ તેઓ 'પાણી પહેલાં પાળ' બાંધવાની દીર્ઘદૃષ્ટિવાળા અનાગત વિધાતા, 'પડશે તેવા દેવાશે'માં માનનારા પ્રત્યુત્પન્નમતિ અને ભાવી પર જ બધું છોડી દેનાર યદ્‌ભવિષ્ય નામનાં ત્રણ માછલાંઓની વાતમાં યદ્‌ભવિષ્યનો વિનાશ બતાવીને પ્રારબ્ધવાદનું વૈફલ્ય સિદ્ધ કરે છે, તો બીજી તરફ 'प्राप्तव्यमर्थं लभते मनुष्यः'નું કીમતી સૂત્ર પકડી રાખનાર વણિકપુત્રને રાજ્ય અને રાજકન્યાનો અનાયાસે લાભ કરાવી આપીને તેઓ પુરુષાર્થ પર પ્રારબ્ધની સરસાઈ સ્થાપે છે 'પંચતંત્ર'કારની આ ગૌરવભરી તટસ્થતા તેમની કક્ષાનું પ્રાણતત્ત્વ છે

'પંચતંત્ર'ની કથનપદ્ધતિ શિષ્ટ, સરલ અને ડોકદાર છટાવાળી છે. સંવાદો અને પ્રસંગો ઉઠાવદાર વિરોધચિત્રો ઊભા કરીને વાર્તામાં સંઘર્ષની સચોટ જમાવટ કરે છે. વાર્તા કહેતી વખતે પદે પદે ઉપદેશ તારવવાની 'પંચતંત્ર'કારને ટેવ છે એટલે કથાના પ્રવાહને સતત રોકે તેવાં થોકબંધ સુભાષિતો એમાં વચ્ચે વચ્ચે આવે છે. આ સુભાષિતો વાર્તાના રસપ્રવાહને ખંડિત કરે છે. પણ બીજી બાજુ જીવનનાં પરમ સત્યોને સરલ વાણીમાં વહેતા કરીને એ સુભાષિતો ઉત્તમ વિચારમૌક્તિકોની પણ ગરજ સારે છે મુખ્ય વાર્તામાં આવતી આડકથાઓનું પણ આમ જ બન્યું છે સ્વતંત્ર વાર્તા તરીકે એ આડકથાઓ સુંદર લાગે છે; પણ જ્યારે એકમાં બીજી વાર્તા અને બીજીમાં ત્રીજી એમ ગૂંથાય

છે, ત્યારે સમગ્ર કથાની રચના શિથિલ અને અસ્પષ્ટ અસર ઉપજાવનારી બની રહે છે ઉ૦ ત૦, પાચમુ તંત્ર લો. એમા મુખ્ય કથા ' ભિક્ષુઓનાં માથા ફોડનાર વાળંદ'ની છે. પદ્મ નામના નિધિની કૃપાથી ભિક્ષુનું માથુ ફોડીને તેની સુવર્ણમૂર્તિ પ્રાપ્ત કરનાર મણિભદ્ર શ્રેષ્ઠીનું, સુવર્ણની લાલચે, આંધળુ અનુકરણ કરીને ભિક્ષુઓના માથાં ફોડનાર વાળંદને શૂળીની સજા કરનાર ન્યાયાધીશ, અવિચારી કર્મ ન કરવા વિશે ઉપદેશ આપતાં, 'બ્રાહ્મણી અને નોળિયા'ની વાત કરે છે 'બ્રાહ્મણી અને નોળિયા'ની પેટા કથામા 'ધનભંડારની શોધમા નીકળેલા ચાર મિત્રો'ની બીજી પેટાકથા છે, જેની અંદર બીજી દસ આડકથાઓ છે. અનેક વાતોના આ સંકુલ જટાજૂથે ખુદ વાર્તાકારને પણ મૂઝવી નાખ્યા હોય એમ લાગે છે! કારણ, છેલ્લી આડકથાને અંતે, વાર્તાના તંતુને 'ધનભંડારની શોધમા નીકળેલા ચાર મિત્રો' પૂરતો મેળવી દઈને તેઓ પહેલી બે કથાઓના તંતુઓને લટકતા રાખીને જ પાચમા તંત્રની સમાપ્તિ કરે છે!

આમ છતા, પ્રત્યેક કથાના વસ્તુને ચતુરાઈપૂર્વક નિરૂપીને 'પંચતંત્ર'કાર તેની શિથિલ રચનાપદ્ધતિને સહ્ય બનાવે છે. એમની ખરી ખૂબી એક-એકથી ચઢે તેવા ચમત્કૃતિજનક બનાવોની ગોઠવણીમા રહેલી હોય છે. 'પંચતંત્ર'કારનો સમગ્ર કલ્પનાવૈભવ વસ્તુનિયોજનમા પ્રતીત થાય છે. આના નમૂનારૂપે 'વિષ્ણુનું રૂપ લેનાર વણકર અને રાજકન્યા'ની વાત ઉલ્લેખપાત્ર છે. સુથાર મિત્રે કરી આપેલ લાકડાના કળવાળા ગરુડ પર આરૂઢ થઈને એક વણકર વિષ્ણુરૂપે રાજકન્યાના મહેલમા પ્રવેશ કરે છે અને તેને ગતરાધા કહીને ભોળવે છે ને તેની જોડે ગાંધર્વ લગ્ન કરે છે. સ્વયં 'વિષ્ણુ ભગવાન પોતાના જમાઈ છે એવી રાજાને પ્રતીતિ થતા તેનામાં રાજ્યવિસ્તારનો લોભ જાગે છે. જમાઈને જોરે તે પડોશી રાજાઓ જોડે વેર બાંધે છે. શત્રુઓ તેના નગર સિવાય સઘળુ પડાવી લે છે, ત્યારે પુત્રી દ્વારા, એ મનુષ્ય જોડે વાતચીત નહિ કરનાર વિષ્ણુને કરવા વિનવે છે! વણકર પણ પોતાનો પાઠ બરાબર ભજવે છે. એ રાજાને કહેવરાવે છે: 'હું મારા સુદર્શન ચક્રથી પળવારમા શત્રુઓનો નાશ કરી શકુ તેમ છુ, પણ મારા હાથે મરણ પામીને તે બધા સ્વર્ગ પામે. માટે તમે સૈન્ય લઈને નગર બહાર નીકળો અને હું આકાશમા ગરુડારૂઢ સ્થિતિમા આવીને શત્રુઓને મારા તેજથી એવા આંજી દઈશ કે તમે એમનો સુખેથી પરાજય કરી શકશો ' આમ નક્કી કરીને વણકર આકાશમા ઊડે છે ત્યારે, સ્વયં વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાનને ચિંતા થાય છે કે જો આ વણકર બનાવટી વિષ્ણુસ્વરૂપે મરાશે તો લોકો વિષ્ણુ મરાયા માનીને મારા પરથી શ્રદ્ધા ઉઠાવી લેશે! એટલે ભગવાન ગરુડને બોલાવીને તેને વણકરના લાકડાના કળવાળા ગરુડમા પ્રવેશવાનુ ફરમાન કરે છે અને પોતે વણકરના શરીરમા પ્રવેશીને શત્રુઓનો પરાજય કરીને રાજાને વિજય અપાવે છે! અંતે વિષ્ણુના અંતર્ધાન થયા બાદ, વણકર તેના મૂળ સ્વરૂપમા ઓળખાય છે, ત્યારે રાજાને એ અથેતિ પોતાની હકીકત કહે છે. તેના સાહસ અને ચાતુર્યથી પ્રસન્ન થઈને રાજા તેને પોતાની પુત્રી પરણાવે છે.

આમ, 'પંચતંત્ર'કાર કથાના નિશ્ચિત ફલક પર વસ્તુનું ચમત્કૃતિપૂર્ણ આલેખન કરીને વાર્તાની સરસ જમાવટ કરી શકે છે એ તેમની કથનકલાનો મહાન વિજય છે.*

* ઑલ ઇંડિયા રેડિયો, અમદાવાદથી કરેલો વાયુવાર્તાલાપ—ઑલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી.

# વિધિની અવળાઇ !

[ એક પ્રસંગચિત્ર ]

છગનલાલ પરમાર

સંગીતાચાર્ય બંસીધર આજે રવિવાર હોવાથી શેઠને ત્યાં વધુ વખત બેસવાના હતા શેઠના અગિયારેક વર્ષના દીકરા ધીરજલાલને તેઓ સંગીતનુ ખાનગી શિક્ષણ આપતા. પણ છોકરો જુઓ તો ભારે ખેપાની. સંગીતને ને તેને જાણે સો ગાઉનુ અંતર. પિતાનો ખાસ આગ્રહ હોવાથી તે શીખવા તો બેસતો, પણ તેના ચાળા ઝળકાવ્યા વિના રહી શકતો નહિ

એક ગીતને તેના કંઠમા બરાબર બેસાડવા માટે સંગીતાચાર્ય ઘણા દિવસથી મથતા હતા, પણ છોકરાનો કંઠ ને મગજ એવા તો અડબાઉ કે એમા કશું ઊતરતુ નહિ, કશુ ટકતુ નહિ છતા સંગીતાચાર્ય તો મંડયા જ રહેતા શેઠ તરફથી સારો એવો પગાર મળવાની તેમને આશા હતી પણ આજે છોકરો તોફાને ચડ્યો હતો. તે બોલી ઊઠ્યો·

'ગુરુજી, રોજ ને રોજ એક ને એક ગીત શુ ગવરાવો છો ?'

'ચાલો ત્યારે, આજે બીજુ શીખવુ.' ગુરુજીએ નિરાશ થઇને એ ગીત પડતુ મૂકવાની વાત કબૂલી.

'નહિ, હવે બીજુ કાલે આજે રજા છે તે અમારે રમવુ છે.'

'રજાનો આખો દિવસ પડ્યો છે. પછી રમ્યા કરજો ને.'

પણ ગુરુજીના સમજાવવા સામે શિષ્ય તો જરાક ચિડાઇ ગયો : 'તમે ગુરુજી, લપિયા બહુ છો અમારી નિશાળના માસ્તર મને શીખવવા આવે છે ને, એ તો રવિવારની રજા પાળે છે. ત્યારે તમે તો આજેય લપ નથી છોડતા.'

શિષ્યની તોછડાઈ ગુરુજીને ખટકી પણ અર્થ-લાલસા, અર્થ-આવશ્યકતા આજના જમાનામાં એવી પ્રબળ વસ્તુ થઇ પડી છે કે તે આવા બધા ખટકાઓને શમાવી દે. ગુરુજીએ પોતાની સમજાવટમા જરા વધુ લાડ પૂર્યું :

'જુઓ ધીરુભાઇ, બાપુજીએ મને ખાસ સૂચના કરી છે કે ભલે ગમે એટલો વખત જાય, ગમે એટલો ખર્ચ થાય, પણ ધીરુભાઇને એવુ સરસ ગાતાબજાવતા શીખવી દ્યો કે લોકો વાહવાહ પોકારી ઊઠે.'

'એવુ ઘેલુ વળી બાપુજીને ક્યાંથી લાગ્યુ ? એમને પોતાને તો ગાતાબજાવતા કાંઈ નથી આવડતુ.' પુત્રે પિતાની પ્રશંસા માંડી ! !

'એટલે જ તો પિતા ઇચ્છે ને કે પોતામાં રહી ગયેલી ઊણપ પુત્રમા રહી ન જાય હમણા હમણા બાપુજીએ સભાઓમાં જવુ શરુ કર્યું છે. ત્યાં સખાવત પણ સારી કરે છે કોઇ કોઇ વાર તો સભાનુ પ્રમુખપદ પણ તેમને સ્વીકારવુ પડે છે અને આજની સભામા સંગીતનો થોડોઘણો કાર્યક્રમ તો હોય જ. ઘણી વાર તો નાના નાના બાળકો જ ગાતા હોય છે. એ જોઇને બાપુજીને થયુ કે આપણા ધીરુભાઇને પણ જો આવુ સરસ ગાતા આવડે તો લોકોની નજરે ચડે, તાળીઓના ગડગડાટ મેળવે.'

'પણ મને તો આવો કાંઇ શોખ નથી, એનું કેમ ?' હઠીલો ને રખડુ ધીરુભાઇ પોતાની વાતને જ વળગી રહ્યો

'એ નહિ ચાલે, બાપુજીની ખાતર, મારી ખાતર તમારે શીખવું જ પડશે અને એ પણ ઉતાવળે.' શિષ્યની ઉદાસીનતા જોવા છતાં ગુરુની ઉત્સુકતા કોણ જાણે કેમ વધતી ચાલી. પણ શિષ્ય તો એવો ને એવો કાળમીંઢ પહાણો જ રહ્યો શીખવા સામે તેને સૂગ હતી. પણ ગપ્પાં લગાવવાનો તેને ભારે શોખ હતો. તેણે ગુરુજીનો છેલ્લો શબ્દ પકડીને મજાક જ ઉડાવી :

'મારી ચોપડીમાં એક પાઠ આવે છે એમાં કહ્યું છે - "ઉતાવળે આંબા ન પાકે. ધીરજના ફળ મીઠાં." અને મારુ તો નામ જ ધીરજ. એટલે મારા નામથી ઊલટું એવું કશું હું કેમ કરી શકું ?'

'તમે ધીરુભાઇ, એ કહેવતના અર્થનો અનર્થ કરો છો.' આચાર્યે બિચારે માસ્તર-વેડા માંડ્યા. 'એનો અર્થ એ છે કે મોટું કામ પાર પાડવું હોય તો વખત લાગે એમાં ઉતાવળ કરવી કામ ન લાગે એમાં તો ધીરજ રાખવી જોઈએ અને વધુ ને વધુ પ્રયત્ન કરતા રહેવું જોઇએ આવા પૂરતા પ્રયત્નવાળી ધીરજનું ફળ મળે જ છે. ને એ ફળ વળી વધુ મીઠું હોય છે... એક બીજી કહેવત પણ છે : " ધીરજ અને ખંત પર્વતોને પણ ઓળંગી જાય છે " તમારે ધીરુભાઇ, આ કહેવત યાદ રાખવી ને એ પ્રમાણે વર્તવું. એમ કરશો તો તમને પણ સરસ ગાતાં આવડી જશે..... હવે આડીઅવળી વાતો છોડી દઇએ..... ચાલો, ગાઓ જોઇએ

'એ ...ક જ...હે...ચિ....ન....ગા....રી.'

'પણ મારે તો એકે ય નથી જો'તી, એનું કેમ ?' છોકરાએ વળી મજાક કરી

'ગાઓ જોઇએ. નહિતર કે'ક કહેવું પડશે.' આચાર્યજીએ આંખમાં રતાશ આણી, અવાજ ઉગ્ર કર્યો ને ફરીથી ગાયું.

'એ . .ક જ....હે . ચિ...ન...ગા ...રી'

અને છોકરાએ પણ આખરે કચવાતે મને ગાયું—સાચું કહીએ તો, આરડ્યું.

'એ...ક જ. ..હે... '

'ચિ...ન ..ગા...રી.' ગુરુજીએ ચરણ પૂરું કર્યું.

પણ શિષ્યે તો વળી વિષયાંતર ઉપાડ્યું :

'ગુરુજી, "ચિનગારી" એટલે શું ?'

'અર્થનું શું કામ છે તમારે ?...આડી–અવળી લપછપ ન જોઇએ આ છેલ્લી વાર કહી દઉં છું, હોં ! નહિતર પછી. ...ચાલો, ગાઓ જોઇએ.

'એ ...ક જ ...હે ..ચિ ...ન . ગા ...રી'

પણ ધીરુભાઇના કંઠમાંથી ઘોઘરો, ઠરડાતો અવાજ આવે એ પહેલાં બહારથી મધુર, હલકદાર સૂર આવ્યો

'એ...ક જ. હે. .ચિ...ન...ગા.....રી.'

સાંભળતાં જ આચાર્યજીનું દિલ ડોલી ઊઠયુ, પુકારી પણ ઊઠયુ :

'વાહવાહ! . . . કોનો અવાજ એ ?'

'એ તો અમારી કામવાળીનો દીકરો મોહનો છે. મારા ભેગો ભણે છે બહુ હોશિયાર છે. બહાર બેઠો બેઠો આપણને સાંભળતો હશે.'

'એમ ?' આચાર્યજીએ પોતાનુ આશ્ચર્ય ઠાલવ્યું, 'ત્યારે તો બોલાવો એને અહીં'

ધીરુભાઇ થોડી પળો મૌન રહ્યો એના સ્મૃતિપટ પર એક પ્રસગ ઉપસી આવ્યો. અચકાતા અચકાતા તે બોલ્યો :

'એને અહીં બોલાવશું, તો બાપુજી ખિજાશે, જો એમને ખબર પડી તો.'

'કેમ ?'

'એક વાર અમારા માસ્તર મને શીખવતા'તા ને, ત્યારે આ મોહનો આવી ચડ્યો મને માસ્તરે કાંઇક પૂછ્યુ. પણ મને ન આવડ્યુ ને મોહને સાચો જવાબ દીધો. એટલે માસ્તર એના પર ખુશ થઈ ગયા ને એની સાથે વાતોએ વળગ્યા. બાપુજી આ જોઈ ગયા. એમણે માસ્તરને જરા ઉધડા લીધા : 'માસ્તર, આ ધીરુભાઇને શીખવવા તમને રોકયા છે હો; આ મોહનાને શીખવવા નહિ અમારા છોકરા તરફ આમ બેદરકાર રહો તો તેને ક્યાંથી આવડે ?' માસ્તરનું મોં શિયાવિયા થઈ ગયું ને જવાબમા ચીંથરા ફાડવા મડ્યા. મોહનાને પણ બાપુજીએ ડારો દીધો કે 'ખબરદાર, અહીં ઓરડામા કોઇ દિ' પગ મૂક્યો છે તો.'

આચાર્યજી સ્તબ્ધ થઈ ગયા. એમનુ મન ઊચક થઈ ગયું. અનેક વિચારો એમને પીડી રહ્યા : 'અરે વિધિ, શી તારી અવળાઇ છે! સપત્તિ આપી ત્યાં સસ્કાર ન આપ્યા સંસ્કાર આપ્યા ત્યાં સંપત્તિ ન આપી . . તારે ત્યાં બસ આવો દુમેળ જ રહેશે? કે સુમેળ આવશે કોઇ દિવસ? . . . ક્યારે આવશે? . . અમે બધા ફના થઇ જશું ત્યારે? . . .'

આવી આવી વિચારમાળામાં અટવાઈ રહેલા ગુરુજીને શિષ્યના વિસ્મય ને વિનોદથી ભરેલા અવાજે જાગૃત કર્યા :

'ગુરુજી, આજ તમારું મન ઠેકાણે નથી લાગતુ આજની રજા જ રાખીએ.'

'હા, હા, એમ જ કરીએ' ગુરુજીનો શોકઘેરો અવાજ આવ્યો ને તેઓ ઊઠ્યા. શિષ્ય અવનવા ભાવો અનુભવતો તેમને જોઈ રહ્યો

ગુરુજીએ બગલાનાં પગથિયાં ઊતરતાં ઊતરતાં મોહનાને જોયો—કમ્પાઉન્ડમાં આસોપાલવને છાયડે એકલો બેઠેલો. ગુરુજી ઘડીભર થંભી ગયા, પણ છોકરો તો સગીતની ધૂનમાં એકાગ્ર હતો, મસ્ત હતો. 'એક જ દે ચિનગારી'ના હળવા, હલકદાર, સુરીલા આલાપો તેના કંઠમાંથી વહેતા હતા

કંઇક સ્વસ્થ થયેલુ ગુરુજીનુ ચિત્ત વળી વ્યગ્ર થઇ ગયું. તેમની આંખો છલકાઇ ઊઠી. પોતાની આ નિર્બળતા કોઇ જોઈ ન જાય એ માટે તેમણે કમ્પાઉન્ડ બહાર નીકળી જવા અડપથા પગ ઉપાડ્યા